કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજીવિરચિત

# જૈન રામાયણ

મૂળ તથા ગુજરાતી અનુવાદ સાથે

અનુવાદક :

કચ્છદેશોદ્ધારક પરમપૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજયકનકસૂરીશ્વરજી મહારાજના

શિષ્યરત્ન મુનિરાજ શ્રી દક્ષવિજયજી

॥ શ્રી શંખેશ્વરપાર્શ્વનાથાય નમઃ ॥

કલિકાલસર્વજ્ઞ આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજીવિરચિત

# જૈન રામાયણ

યાને

## ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર, પર્વ ૭મું

મૂળ તથા ગૂજરાતી અનુવાદ સાથે

: અનુવાદક :

કચ્છદેશોદ્ધારક પરમપૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજયકનકસૂરીશ્વરજી મહારાજના
શિષ્યરત્ન મુનિરાજ શ્રી તરુણવિજયજી

: પ્રકાશક :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો, અમદાવાદ-૧.

વીર સંવત : ૨૫૦૨

વિક્રમ સંવત : ૨૦૩૨

# આદર્શભૂત ગ્રંથરત્ન

(અનુવાદકનું નિવેદન)

માનવજીવનના ઘડતરમાં આદર્શ અને પ્રેરણા અગત્યનો ભાગ ભજવે છે. નક્કી કરેલ ધ્યેય–આદર્શ અને તદનુરૂપ મળતી પ્રેરણા માનવમાં પુરુષાર્થનો સંચાર કરે છે. અને એને લીધે, એક ધન્ય દિવસે, એના જીવનમાં એ ઉચ્ચ આદર્શ જીવંત બની જાય છે.

"રામાયણ" અદ્ભુત પ્રેરણાદાયક અને આદર્શભૂત અદ્વિતીય ગ્રન્થરત્ન છે. માનવ એમાં આલેખાએલા ઉચ્ચ આદર્શોને નજર સમક્ષ રાખે અને તેમના દ્વારા મળતી પ્રેરણાને જીવનમાં સાકાર બનાવવા ઉજમાળ બને તો એનું જીવન ધન્ય ધન્ય અને કૃતકૃત્ય થયા વિના ન રહે.

રામચન્દ્રજીને થયા ભલે હજારો–લાખો વર્ષનાં વહાણાં વહી ગયાં, પરન્તુ એમના ઉન્નત જીવનના મંગલ આદર્શો તો આજે પણ આપણી સામે મોજૂદ છે અને આપણને પ્રેરણા આપી શકે છે.

માનવજીવનની મહત્તા અને સાર્થકતા શેમાં છે?

જીવન કેમ જિવાય? રાજ્ય કે કુટુમ્બનું પાલન–પોષણ અને રક્ષણ કેમ થાય? માનવજીવનના એકમાત્ર ધ્યેયને અને મોક્ષને પ્રાપ્ત કરવા જીવનમાં અનાસક્ત ભાવ અને ત્યાગભાવ કેળવવા કેવો 'પુરુષાર્થ' કરવો જોઈએ વગેરે અનેક અગત્યના પ્રશ્નોનો સાચો ઉકેલ અને એનું માર્ગદર્શન "રામાયણ" દ્વારા મળી શકે છે.

"રામાયણ"ની ઉપયોગિતા અને ઉપકારિતા અનહદ છે. એકાગ્ર ચિત્તે એનું વાંચન, શ્રવણ, મનન કરવાથી જીવનમાં અપૂર્વ પ્રેરણા અને પ્રકાશ પ્રગટે છે.

આજના વિજ્ઞાનયુગનો માનવ બાહ્ય સુખ–સગવડો અને આધુનિક સાધનોથી ભલે સમૃદ્ધ અને પ્રગતિશીલ ગણાતો હોય, પરન્તુ આંતરિક શાંતિ, શ્રદ્ધા, સદ્‌ભાવના અને આત્મિક બળની ખોટ એના જેટલી કોઈને નહીં હોય એમ જોઈ શકાય છે.

શિક્ષણ–કેળવણી અને આધુનિકતાની ધૂનમાં અન્ધ અને બધિર બનેલા લોકોને ક્યારે સમજાશે કે, પ્રગતિના નામે ચાલતી આ દોડ કેવળ અવગતિ–અધોગતિ તરફની જ દોડ છે ?

જીવનની સાચી કેળવણી અને સંસ્કાર-શિક્ષણના બધા પાસાઓ "રામાયણ"માં સમાયેલા–ગૂંથાયેલા છે.

રામાયણ જેમ રામચન્દ્રજીના ઉન્નત જીવનની આદર્શ નીતિ, રીતિ અને પદ્ધતિનો સાચો ખ્યાલ આપે છે, તેમ જીવનની અનેકવિધ સમસ્યાઓનો સુખદ ઉકેલ મેળવવામાં પણ સહાયરૂપ થઈ શકે છે.

અનેક સંતોએ અને પંડિતોએ "રામાયણ"ની રચના કરી છે. એ બધામાં કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્ય-કૃત આ "રામાયણ" અનોખી ભાત પાડી જાય છે.

ઐતિહાસિકતા અને વાસ્તવિકતાથી સમૃદ્ધ આ "રામાયણ" શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યજીકૃત "ત્રિષષ્ટિશલાકા-પુરુષચરિત્ર" નામના મહાકાય મહાકાવ્યનો એક (સાતમો) ભાગ છે, જે "સાતમા પર્વ" તરીકે જૈન આલમમાં ખૂબ જ પ્રચલિત છે.

લગભગ બારેક વર્ષ પહેલાં જ્યારે મને આ અપૂર્વ ગ્રન્થરત્ન વાંચવાની સુંદર તક મળી અને ગ્રન્થવાંચન પૂરું થયું એટલે મારા દિલમાં આ ભાવના ઉત્પન્ન થઈ કે – મૂળ શ્લોકો સાથે સરલ ગૂજરાતી ભાષામાં આ ગ્રન્થનો અનુવાદ પ્રગટ કરવો જોઈએ, જેથી સંસ્કૃત ભાષાના અલ્પ અભ્યાસી અને અનભ્યાસી આબાલ-ગોપાલ સૌ આ ગ્રન્થનું વાંચન–શ્રવણ કરી જીવનમાં ઉદાત્ત પ્રેરણાઓ મેળવી શકે.

મારા ગુરુદેવ પરમપૂજ્ય આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજયકનકસૂરીશ્વરજી મહારાજ તથા વડીલ ગુરુભ્રાતા પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજયદેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજ તેમ જ સહવર્તી મુનિવરો અને સમ્યગ્જ્ઞાનપ્રેમી સજ્જનો પાસે હું મારી ભાવના વ્યક્ત કરતો અને સહુ મારી ભાવનાને પ્રોત્સાહન આપતા. સમય તો ઘણો પસાર થઈ ગયો, છતાં, દેવગુરુની કૃપાથી, છેવટે મારી ભાવના સફળ બની છે.

આ પ્રકાશનમાં અને મારા અંગત જીવનમાં પણ મંગલ પ્રેરણા, પ્રોત્સાહન અને માર્ગદર્શન આપનાર પૂજ્ય આચાર્યદેવ શ્રી વિજયકલાપૂર્ણસૂરીશ્વરજી મહારાજનો ઉપકાર હું કદાપિ ભૂલી શકું તેમ નથી.

આ ગ્રન્થના સંપાદન–પ્રકાશનાદિમાં જે પુણ્યાત્માઓએ મને સાથ–સહકાર આપ્યો છે, તેમને પણ હું આ તકે કૃતજ્ઞ ભાવે યાદ કરું છું. મૂળ ગ્રંથના પુર્નમુદ્રણમાં તથા ગુજરાતી અનુવાદમાં જે કંઈ ક્ષતિ–ભૂલ રહી જવા પામી હોય તે બદલ "મિચ્છા મિ દુક્કડમ્".

પ્રાન્તે, સહુ કોઈ પુણ્યાત્માઓ આ ગ્રન્થના વાંચન–શ્રવણ દ્વારા સ્વ–પર જીવનને ઉદાત્ત અને ઉજ્જવળ બનાવો, એ જ શુભાભિલાષા.

– મુનિ તરુણવિજય

## આ ગ્રન્થ પ્રકાશનમાં આર્થિક સહાય આપી સમ્યગ્જ્ઞાનની આરાધનાનો લાભ પ્રાપ્ત કરનાર ભાગ્યશાળીઓ

રૂપિયા
૩૨૬) સાધ્વીજી ન્યાયશ્રીજી તથા સાધ્વીજી વિદ્યુત્પ્રભાશ્રીજીની પ્રેરણાથી.
૩૦૦) સાધ્વીજી ચરણશ્રીજીની શુભ પ્રેરણાથી.
૩૦૦) ચરલા પોપટલાલ ભગુભાઈ તરફથી, આધોઈ, કચ્છ વાગડ.
૩૦૦) સાધ્વીજી દોલતશ્રીજી તથા સાધ્વીજી અરુણશ્રીજીની શુભ પ્રેરણાથી.
૨૫૧) શા. એન્જીનયરીંગ કું., ગાંધીધામ, કચ્છ.
૨૫૦) નવસારી ચિંતામણિની પેઢી, નવસારી.
૨૫૦) શા. દામજી જાદવજી લખમસી, પત્રી, કચ્છ.
૨૫૦) આધોઈ વીશા એસવાળ જૈન સંઘ, આધોઈ, કચ્છ વાગડ હા. ભમુ રવજી.
૨૦૦) મુનિરાજ શ્રી સુબોધવિજયજીની શુભ પ્રેરણાથી, સારંગપુર, તળીયાની પોળનો ઉપાશ્રય, અમદાવાદ.
૨૦૦) સાધ્વીજી અમરેન્દ્રશ્રીજીની શુભ પ્રેરણાથી –
- ૧૦૧) અમર જૈન શાળા, ખંભાત.
- ૧૦૧) ઉજમશી ઠાકરસી જૈન ઉપાશ્રય, ખંભાત.

રૂપિયા
૨૦૦) સાધ્વીજી લાવણ્યશ્રીજીની શુભ પ્રેરણાથી, અમદાવાદ.
૨૦૦) સાધ્વીજી હેમશ્રીજીની શુભ પ્રેરણાથી, અમદાવાદ જૈન સંઘ.
૧૫૧) જોગરાજજી શિવરાજજી, ફલોધી, રાજસ્થાન.
૧૫૧) સાધ્વીજી વિમલશ્રીજીની શુભ પ્રેરણાથી, વઢવાણ જૈન સંઘ.
૧૫૧) સાદડી જૈન સંઘ, હા. કપૂરચંદભાઈ, સાદડી.
૧૫૧) નવસારી રાયચંદ શેઠ, હા. શાંતિલાલ.
૧૫૧) શા. હરખચંદ ભચુભાઈ, લાકડીઆ, કચ્છ વાગડ.
૧૦૧) સાધ્વીજી નીતિશ્રીજીની શુભ પ્રેરણાથી.
૧૦૧) સાધ્વીજી સુવ્રતાશ્રીજીની શુભ પ્રેરણાથી, હા. ચંદ્રકાન્તભાઈ, અંબાલાલ તથા જયંતીલાલ અંબાલાલ તરફથી.
૧૦૧) સાધ્વીજી ચંદ્રોદયાશ્રીજીની શુભ પ્રેરણાથી.
૧૦૧) શા. મણસી કારા છેડા, ભચાઉ, કચ્છ વાગડ.
૧૦૧) શા. રતનસી કારા છેડા, ભચાઉ, કચ્છ વાગડ.
૧૦૧) વીસરીઆ પોપટલાલ કેશવજી, ભચાઉ, કચ્છ વાગડ.

રૂપિયા

૧૦૧) શા વેલજી ગોપાલ ગડા, થોરીઆરી, કચ્છ વાગડ
૨૦૦) સાધ્વીજી સુભદ્રાશ્રીજીની શુભ પ્રેરણાથી, લીંબડી જૈન સંઘ.
૧૦૧) શા. પ્રેમજી લધા ગડા, લાકડીઆ, કચ્છ વાગડ.
૧૦૧) પુંજાભાઈ કેશવલાલ, હા. મોંઘીબહેન, અમદાવાદ, શાહપુર ચુનારાનો ખાંચો.
૧૦૧) શા. મીશ્રીમલજી સંપતલાલજી, ફલોધી, મારવાડ.
૧૦૦) દોસી છગનલાલ કેવલદાસ તથા સંઘવી ચુનીલાલ મલુકચંદ, રાધનપુર – તેમની આઠ સુપુત્રીઓ અને પૌત્રીઓ વગેરેની દીક્ષાની યાદગીરીમાં.
૧૦૦) સાધ્વીજી પુન્યપ્રભાશ્રીજીની શુભ પ્રેરણાથી, હા. રસીકલાલ બાપુલાલ, પાટણ
૧૦૦) સાધ્વીજી યશસ્વતીશ્રીજીની શુભ પ્રેરણાથી, પાનેલી જૈન સંઘ.
૧૦૦) સાધ્વીજી ભુવનશ્રીની શુભ પ્રેરણાથી, ધ્રાંગધ્રા જૈન સંઘ
૧૦૦) સાધ્વીજી નર્મદાશ્રીજીની શુભ પ્રેરણાથી, લીંચ જૈન સંઘ.
૧૦૦) શા. સોભાગચંદજી સંપતલાલજી, ફલોધી.

રૂપિયા

૧૦૦) શા. મનોહરલાલજી ત્રીકમચંદજી કોચર, ફલોધી.
૧૦૦) શા. પન્નાલાલજી છાજેડ, ફલોધી.
૧૦૦) શા. ખુશાલભાઈ ખેંગાર, હા. ઝવેરબેન, માંડવી, કચ્છ.
૧૦૦) ધાણીથર જૈન સંઘ, હા. માડણભાઈ બેચરભાઈ, ધાણીથર, કચ્છ વાગડ.
૧૦૦) શેઠ મોતીચંદ દેપાર, જામનગર, સૌરાષ્ટ્ર.
૧૦૧) અમરતલાલ અનોપચંદ, માંડવી કચ્છ.
૫૦૦) શા–ખાતે દોશી છગનલાલ મારફત.
૧૦૧) ખારાજ રીણા, આધોઈ.
૧૦૦) માંડવી જૈન તપગચ્છ સઘ, હા. ઝુમખલાલ લક્ષ્મીચંદ.
૨૫૧) શા. લાલજી આરાકર, હા. સામુબેન, માંડવી.
૧૦૧) શા. ભોજરાજ હીરજી, ધાણીથર, કચ્છ વાગડ.

# त्रिषष्टिशलाकापुरुषचरित्र

[પર્વ ૭મું]

## જૈન રામાયણ, સર્ગ ૧

अथ श्रीसुव्रतस्वामिजिनेन्द्रस्याञ्जनग्रतेः। हरिवंशमृगाङ्कस्य तीर्थे संजातजन्मनः ॥ १ ॥
बलदेवस्य पद्मस्य विष्णोर्नारायणस्य च। प्रतिविष्णो रावणस्य चरितं परिकीर्त्यते ॥ २ ॥

હવે અંજન સમ કાન્તિવાળા (અને) હરિવંશમાં ચન્દ્ર સમાન શ્રી મુનિસુવ્રતસ્વામી જિનેશ્વરના શાસન-કાળમાં જન્મ પામેલ પદ્મ (રામ) બળદેવ, નારાયણ (લક્ષ્મણ) વાસુદેવ અને રાવણ પ્રતિવાસુદેવનું ચરિત્ર કહેવાય છે. (૧-૨.)

भरतेऽत्र रक्षोद्वीपे लंकायां घनवाहनः। आसीद्रक्षोवंशकंदो विरहत्यजितेऽर्हति ॥ ३ ॥

આ ભરતક્ષેત્રમાં શ્રી અજિતનાથ ભગવાન વિચરતા હતા ત્યારે રાક્ષસદ્વીપમાં લંકા નગરીમાં રાક્ષસવંશના મૂળ રૂપ ઘનવાહન (નામે રાજા) હતો. (૩)

स महाराक्षसे राज्यं सुधीर्दत्वा स्वसूनवे। अजितस्वामिपादान्ते परिव्रज्य ययौ शिवम् ॥ ४ ॥

બુદ્ધિમાન એવા તે પોતાના પુત્ર મહારાક્ષસને રાજ્ય સોંપી અજિતનાથ પ્રભુનાં ચરણોમાં સંયમ ગ્રહણ કરી મુક્તિને પામ્યા. (૪)

महारक्षा अपि चिरं राज्यं भुक्त्वा स्वनन्दने। देवरक्षसि संस्थाप्य प्रव्रज्य च शिवं ययौ ॥ ५ ॥

દીર્ઘકાળ રાજ્ય ભોગવીને પોતાના પુત્ર દેવરાક્ષસ ઉપર (રાજ્યભાર) સ્થાપીને મહારાક્ષસ પણ પ્રવ્રજ્યા ગ્રહણ કરી મુક્તિને પામ્યા. (૫)

रक्षोद्वीपाधिपेष्वेवमसंख्येषु गतेषु तु। श्रेयांसतीर्थेऽभूत्कीर्त्तिधवलो राक्षसेश्वरः ॥ ६ ॥

(એ પ્રમાણે) રાક્ષસદ્વીપના અસંખ્ય અધિપતિઓ થઈ ગયે છતે શ્રી શ્રેયાંસનાથ પ્રભુના તીર્થમાં કીર્ત્તિધવલ રાક્ષસોનો સ્વામી થયો. (૬)

तदा च वैताढ्यगिरौ पुरे मेघपुराभिधे। विद्याधरनरेन्द्रोऽभूदतीन्द्रो नाम विश्रुतः ॥ ७ ॥

તે વખતે વૈતાઢ્ય પર્વત ઉપર મેઘપુરનામે નગરમાં અતીન્દ્ર નામે પ્રખ્યાત વિદ્યાધર રાજા હતો. (૭)

श्रीमत्यां तस्य कान्तायां श्रीकंठो नाम नन्दनः। देवीति नाम्ना दुहिता चाभूद्देवीव रूपतः ॥ ८ ॥

તેને શ્રીમતી પત્નીથી શ્રીકંઠ નામે પુત્ર અને રૂપથી જાણે દેવી ન હોય તેવી દેવી નામે પુત્રી થઈ. (૮)

विद्याधरेन्द्रस्तां पुष्पोत्तरो रत्नपुरेश्वरः। सूनोः पद्मोत्तरस्यार्थे ययाचे चारुलोचनाम् ॥ ९ ॥

રત્નપુરના સ્વામી પુષ્પોત્તર નામે વિદ્યાધર રાજાએ પુત્ર પદ્મોત્તર માટે સુંદર નયનોવાળી તે (દેવી)ની યાચના કરી. (૯)

गुणिने श्रीमतेऽप्यस्मै तामतीन्द्रो ददौ न हि। ददौ कीर्त्तिधवलाय किन्तु दैवनियोगतः ॥ १० ॥

ગુણવાન અને શ્રીમાન એવા પણ એને અતીન્દ્ર રાજાએ તે કન્યા ન આપી, પણ ભાગ્યના બળથી કીર્તિધવલને જ આપી. (૧૦)

तां कीर्त्तिधवलोढां तु श्रुत्वा पुष्पोत्तरो नृपः । वैरायते स्मातीन्द्रेण श्रीकंठेन च मानदः ॥ ११ ॥

પરંતુ કીર્તિધવલ વડે તે પરણાઈ છે (એમ) સાંભળીને માન આપનાર પુષ્પોત્તર રાજા અતીન્દ્ર અને શ્રીકંઠ સાથે વૈરભાવ રાખવા લાગ્યો. (૧૧)

श्रीकंठेनैकदा मेरोर्निवृत्तेन व्युदैक्ष्यत । पुष्पोत्तरस्य दुहिता पद्मा पद्मेव रूपतः ॥ १२ ॥

એક વખત મેરુગિરિ ઉપરથી પાછા ફરી રહેલ શ્રીકંઠ વડે રૂપથી જાણે લક્ષ્મી ન હોય તેવી પુષ્પોત્તર રાજાની પદ્માનામે પુત્રી જોવાઈ. (૧૨)

मनोभवविकाराब्धि-समुल्लासनदुर्दिनम् । अन्योऽन्यमनुरागोऽभूत् सद्यः श्रीकंठपद्मयोः ॥ १३ ॥

તરત શ્રીકંઠ અને પદ્માને કામદેવના વિકારસાગરને ઉલ્લસિત કરવામાં દુર્દિન સમાન અરસપરસ અનુરાગ-ઉત્પન્ન થયો. (૧૩)

तिष्ठते स्म कुमारी सा श्रीकंठायोन्मुखाम्बुजा। स्वयंवरस्रजमिव क्षिपन्ती स्निग्धया दृशा ॥ १४ ॥

સ્નેહાળ દૃષ્ટિ વડે જાણે સ્વયંવરમાળાને નાખતી ન હોય તેમ ઉન્નત મુખકમળવાળી તે (કુમારી) શ્રીકંઠ તરફ ઊભી રહી. (૧૪)

विज्ञाय तदभिप्रायं श्रीकंठस्तां स्मरातुरः। आदाय व्योममार्गेण गन्तुं प्रववृते द्रुतम् ॥ १५ ॥

તેણીના આશયને જાણીને કામાતુર શ્રીકંઠ તેણીને ગ્રહણ કરી જલદીથી આકાશમાર્ગે જવા પ્રવૃત્ત થયો. (૧૫)

पद्मां हरति कोऽपीति पूत्कुर्वन्ति स्म चेटिकाः। पुष्पोत्तरोऽपि सन्नह्यान्वधावत् सबलो बली॥ १६ ॥

પદ્માને કોઈ ઉપાડી જાય છે—એમ દાસીઓ પોકાર કરવા લાગી. (તે સાંભળી) બળવાન્ પુષ્પોત્તર રાજા પણ લશ્કર સહિત સજ્જ થઈ (તેની) પાછળ દોડ્યો. (૧૬)

श्रीकंठोऽपि द्रुतं कीर्त्तिधवलं शरणं ययौ। पद्माहरणवृत्तान्तं कथयामास चाखिलम् ॥ १७ ॥

શ્રીકંઠ પણ શીઘ્ર કીર્તિધવલને શરણે ગયો અને પદ્માના હરણ સંબંધી સઘળું વૃત્તાન્ત જણાવ્યું. (૧૭)

पुष्पोत्तरोऽपि तत्राशु प्राप सैन्यैर्निरन्तरैः। आशाः प्रच्छादयन्नद्भिर्युगान्त इव सागरः ॥ १८ ॥

પ્રલયકાળે પાણી વડે સમુદ્રની જેમ અંતર વિનાના સૈન્ય વડે દિશાઓને આચ્છાદિત કરતો પુંષ્પોત્તર રાજા પણ તરત ત્યાં આવી પહોંચ્યો. (૧૮)

दूतेन कीर्तिधवलः पुष्पोत्तरमभाषत। अविमृष्य प्रयासोऽयं मुधा वः साम्परायिकः ॥ १९ ॥

કીર્તિધવલે દૂત દ્વારા પુષ્પોત્તરને કહ્યું (કે) વિચાર વિનાનો તમારો આ યુદ્ધ સંબંધી પ્રયાસ નિરર્થક છે. (૧૯)

**कन्या ह्यवश्यं दातव्या कस्मैचन तया यदि । स्वयं वृतोऽसौ श्रीकंठस्तदासौ नापराध्यति ॥ २० ॥**

કારણકે કન્યા અવશ્ય કોઈને આપવા યોગ્ય છે. જો તેણી વડે આ શ્રીકંઠ પસંદ કરાયો છે તો આ અપરાધી નથી. (૨૦)

**न तद्वो युज्यते योध्धुं बुध्ध्वा स्वदुहितुर्मनः । कर्तुं वधूवरोद्वाहकृत्यमेव तु साम्प्रतम् ॥ २१ ॥**

તેથી તમારે લડવું યોગ્ય નથી, પરંતુ તમારી પુત્રીના મનને જાણીને વધૂ-વરનું વિવાહકાર્ય જ કરવા યોગ્ય છે. (૨૧)

**दूतीमुखेन पद्माऽपि तदैवेति व्यजिज्ञपत् । वृतो मया स्वयमयं हृताहं नामुना पुनः ॥ २२ ॥**

તે જ વખતે પદ્માએ પણ દૂતી મુખે એમ જણાવ્યું (કે) મારા વડે જાતે આ પસંદ કરાયેલ છે, પરંતુ હું એના વડે હરણ કરાઈ નથી. (૨૨)

**इति पुष्पोत्तरः श्रुत्वा शान्तकोपोऽभवत् क्षणात् । प्रायो विचारचञ्चूनां कोपः सुप्रशमः खलु ॥ २३ ॥**

આ પ્રમાણે સાંભળીને પુષ્પોત્તર ક્ષણમાત્રમાં શાન્ત કોપવાળો થયો. **“પ્રાયઃ તત્ત્વજ્ઞપુરુષોનો કોપ સુખે શાન્ત થાય તેવો હોય છે.”** (૨૩)

**श्रीकंठपद्मयोस्तत्रैवोत्सवेन महीयसा । कृत्वा विवाहं प्रययौ निजं पुष्पोत्तरः पुरम् ॥ २४ ॥**

ત્યાં જ મોટા ઉત્સવપૂર્વક શ્રીકંઠ અને પદ્માનો વિવાહ કરીને પુષ્પોત્તર રાજા પોતાના નગરે ગયો. (૨૪)

**श्रीकंठं कीर्त्तिधवलोऽब्रवीदत्रैव तिष्ठयत्। वैताढ्यशैले युष्माकं भूयांसो विद्विषोऽधुना ॥ २५ ॥**

કીર્તિધવલે શ્રીકંઠને કહ્યું (કે) તમે અહીં જ રહો, કારણકે હમણાં વૈતાઢ્ય પર્વત ઉપર તમારે ઘણા શત્રુઓ છે. (૨૫)

**अस्यैव राक्षसद्वीपस्यादूरेण मरुद्दिशि। विद्यते वानरद्वीपो योजनत्रिशतीमितः ॥ २६ ॥**

આ રાક્ષસદ્વીપની નજીકમાં જ વાયવ્ય દિશામાં ત્રણસો યોજન પ્રમાણ વાનરદ્વીપ છે. (૨૬)

**अन्येऽपि बर्बरकूलसिंहलप्रमुखाः सखे। द्वीपा मदीयास्तिष्ठन्ति भ्रष्टस्वः खण्डसन्निभाः ॥ २७ ॥**

હે મિત્ર! પડી ગયેલ સ્વર્ગના ખંડ સમાન મારા બીજા પણ બર્બરકૂલ, સિંહલ વગેરે દ્વીપો છે. (૨૭)

**तेषामेकत्र कुत्रापि राजधानीं निधाय भोः। सुखमास्स्वाविदूरत्वादवियुक्तो मया समम् ॥ २८ ॥**

હે (સખા)! નજીક હોવાથી તેમાંના કોઈ પણ એક સ્થળે રાજધાની કરીને મારી સાથે અવિયુક્ત (થઈ) તમે સુખેથી રહો. (૨૮)

**न यद्यपि द्विषद्भ्यस्ते भयमस्ति मनागपि। तथाप्यस्मद्विप्रयोगभयान्नो गन्तुमर्हसि ॥ २९ ॥**

જોકે તમને શત્રુઓ તરફથી જરા પણ ભય નથી તોપણ અમારા વિયોગના ભયથી (દુઃખથી) તમારે જવું યોગ્ય નથી. (૨૯)

**सस्नेहमिति तेनोक्तस्तद्वियोगातिकातरः। श्रीकंठो वानरद्वीपनिवासं प्रत्यपद्यत ॥ ३० ॥**

તેના વડે સ્નેહપૂર્વક આ પ્રમાણે કહેવાયેલ (અને) તેના વિયોગથી અતિ પરવશ શ્રીકંઠે વાનરદ્વીપમાં વસવાટ સ્વીકાર્યો. (૩૦)

**कृत्वाधिवानरद्वीपं विष्किन्धाद्रौ महापुरीम्। विष्किन्धां नाम तद्राज्ये तं कीर्त्तिधवलो न्यधात् ॥ ३१ ॥**

વાનરદ્વીપમાં વિષ્કિન્ધ પર્વત ઉપર વિષ્કિન્ધા નામે મહાનગરી (બનાવી) તેના રાજ્ય ઉપર કીર્તિધવલે તે (શ્રીકંઠ)ને સ્થાપન કર્યો. (૩૧)

**अद्राक्षीद्भ्राम्यतस्तत्र महादेहान् फलाशिनः। भूयसो वानरान् रम्याञ्छ्रीकंठपृथिवीपतिः ॥ ३२ ॥**

શ્રીકંઠ રાજાએ ત્યાં ભમતા, મોટા દેહવાળા, ફળો ખાનારા, મનોહર ઘણા વાનરો જોયા. (૩૨)

**तेषाममारिमाघोष्य सोऽन्नपानाद्यदापयत्। सच्चक्रुस्तानथान्येऽपि यथा राजा तथा प्रजाः ॥ ३३ ॥**

તેણે તેઓને અમારિઘોષણા કરાવી અન્નપાનાદિ અપાવ્યાં, તેથી બીજાઓએ પણ તેઓનો સત્કાર કર્યો. (કહ્યું છે કે) "**જેવો રાજા તેવી પ્રજા (હોય છે).**" (૩૩)

**चक्रुश्चित्रे च लेप्ये च ध्वजच्छत्रादिलक्ष्मसु। विद्याधरा वानरांस्ते तदा प्रभृति कौतुकात् ॥ ३४ ॥**

ત્યારથી તે વિદ્યાધરો કૌતુકથી ચિત્રમાં, લેપ્યમાં અને ધ્વજ છત્ર વગેરે ચિહ્નોમાં વાનરોના ચિત્ર દોરવા લાગ્યા. (૩૪)

**वानरद्वीपराज्येन वानरैर्लक्ष्मभिस्तथा। वानरा इति कीर्त्यन्ते तत्स्था विद्याधरा अपि ॥ ३५ ॥**

વાનરદ્વીપના રાજ્યથી તેમ જ વાનર ચિહ્નોથી ત્યાં રહેલ વિદ્યાધરો પણ 'વાનર' એ નામે જાહેર કરાય છે. (૩૫)

श्रीकंठस्य सुतो जज्ञे वज्रकंठोऽभिधानतः । सोत्कंठो रणलीलासु सर्वत्राकुंठविक्रमः ॥ ३६ ॥

શ્રીકંઠને યુદ્ધક્રીડામાં ઉત્સાહી અને સર્વ સ્થળે અસ્ખલિત પરાક્રમવાળો વજ્રકંઠ નામે પુત્ર થયો. (૩૬)

नन्दीश्वरेऽथ श्रीकंठो यात्रायै शाश्वतार्हताम् । अमरान् गच्छतोऽद्राक्षीदास्थानीमास्थितो निजाम् ॥ ३७ ॥

(એક વખત) પોતાના સભામંડપમાં બેઠેલ શ્રીકંઠે નંદીશ્વરદ્વીપમાં શાશ્વત અરિહંતોની યાત્રા માટે જતા દેવતાઓને જોયા. (૩૭)

वाजीव ग्रामपद्रस्थो वाजिनां मार्गयायिनाम् । तेषां दिविषदां सोऽथान्वचालीद्भक्तिसंयुतः ॥ ३८ ॥

ગામના પાદરમાં રહેલ અશ્વ જેમ માર્ગે ચાલનાર અશ્વોની પાછળ જાય તેમ ભક્તિથી યુક્ત તે (શ્રીકંઠ) તે દેવતાઓની પાછળ ચાલી નીકળ્યો. (૩૮)

विमानं गच्छतस्तस्य स्खलितं मानुषोत्तरे । तरंगिणीवेग इव मार्गवर्त्तिनि पर्वते ॥ ३९ ॥

માર્ગમાં આવેલા પર્વતથી જેમ નદીનો વેગ અટકી જાય તેમ જતા એવા તેનું વિમાન માનુષોત્તરગિરિ ઉપર સ્ખલિત થયું (અટકી ગયું). (૩૯)

प्राग्जन्मनि मया तेपे तपोऽल्पं खलु तेन मे । नन्दीश्वरार्हद्यात्रायां नापूर्यत मनोरथः ॥ ४० ॥

પૂર્વ જન્મમાં મારા વડે તપ ખરેખર અલ્પ કરાયો, તેથી નંદીશ્વર દ્વીપમાં રહેલ અરિહંતોની યાત્રાનો મારો મનોરથ પૂર્ણ ન કરાયો. (૪૦)

इति निर्वेदमापन्नः प्राव्राजीत् सद्य एव सः । तपस्तीव्रतरं तप्त्वा सिद्धिक्षेत्रमियाय च ॥ ४१ ॥

આ પ્રમાણે નિર્વેદને પામેલ તેમણે તરત જ સંયમ ગ્રહણ કર્યું, અને અતિ તીવ્ર તપ કરીને મોક્ષે ગયા. (૪૧)

श्रीकंठतो वज्रकंठादिष्वतीतेष्वनेकशः । मुनिसुव्रततीर्थेऽभूद् घनोदधिरथो नृपः ॥ ४२ ॥

શ્રીકંઠ પછી વજ્રકંઠ વગેરે અનેક રાજાઓ થઈ ગયે છતે શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં ઘનોદધિરથ નામે રાજા થયો. (૪૨)

लंकापुर्यामपि तदा समभूद्राक्षसेश्वरः । तडित्केश इति नाम्ना जज्ञे स्नेहस्तयोरपि ॥ ४३ ॥

તે વખતે લંકાનગરીમાં પણ તડિત્કેશ નામે રાક્ષસ રાજા થયો (અને) તે બંનેને પણ (પરસ્પર) સ્નેહ થયો. (૪૩)

अपरेद्युस्तडित्केशः सान्तः पुरवधूजनः । ययौ क्रीडितुमुद्याने वरे नन्दननामनि ॥ ४४ ॥

એક દિવસ અન્તઃપુરના સ્ત્રીસમૂહ સાથે તડિત્કેશ નંદન નામના શ્રેષ્ઠ ઉપવનમાં ક્રીડા કરવા ગયો. (૪૪)

क्रिडासक्ते तडित्केशे कोऽप्युत्तीर्य कपिर्द्रुमात् । श्रीचन्द्रायास्तन्महिष्या विलिलेख नखैः कुचौ ॥ ४५ ॥

તડિત્કેશ ક્રીડામાં આસક્ત થયે છતે કોઈ વાનરે વૃક્ષ ઉપરથી ઊતરી તેની પટરાણી શ્રીચંદ્રાનાં સ્તનો નખો વડે વલૂરી નાખ્યા. (૪૫)

रोषोच्छ्वसितकेशस्तं तडित्केशः प्लवंगमम् । जघानैकेन बाणेनासह्यो हि स्त्रीपराभवः ॥ ४६ ॥

રોષથી ઊંચા થઈ ગયેલ કેશવાળા તડિત્કેશેં એક બાણ વડે તે વાનરને પ્રહાર કર્યો, કારણકે **"સ્ત્રીનો પરાભવ અસહ્ય હોય છે."** (૪૬)

**बाणप्रहारविधुरः किञ्चिद् गत्वा प्लवंगमः । एकस्य प्रतिमास्थस्य साधोरग्रे पपात सः ॥ ४७ ॥**

બાણના પ્રહારથી વ્યાકુળ બનેલ તે વાનર કંઈક (થોડું) ચાલીને એક પ્રતિમાધારી સાધુની આગળ પડ્યો. (૪૭)

**सोऽदात्तस्मै नमस्कारं परलोकाध्वशंबलम् । मृत्वा च तत्प्रभावेणाब्धिकुमारो बभूव सः ॥ ४८ ॥**

તે મુનિએ તેને પરલોકના માર્ગમાં પાથેય સમાન નમસ્કાર મહામન્ત્ર આપ્યો, અને તેના પ્રભાવે તે મરીને અબ્ધિકુમાર દેવ થયો. (૪૮)

**प्राग्जन्म सोऽवधेर्ज्ञात्वाभ्येत्यावंदिष्ट तं मुनिम् । वंदनीयः सतां साधुर्ह्युपकारी विशेषतः ॥ ४९ ॥**

અવધિ જ્ઞાનથી પૂર્વભવ જાણીને તેણે ત્યાં આવી તે મુનિને વંદન કર્યું, કારણકે **"સજ્જનોને ઉપકારી સાધુ વિશેષે વંદનીય છે."** (૪૯)

**अन्यानपि तडित्केशभटैस्तत्र प्लवंगमान् । हन्यमानान् स ऐक्षिष्ट सद्यः कोपेन चाज्वलत् ॥ ५० ॥**

ત્યાં તેણે તડિત્કેશના સુભટો વડે બીજા વાનરોને પણ હણાતા જોયા અને તરત તે રોષથી પ્રજ્વલિત થઈ ગયો. (૫૦)

**महाप्लवंगरूपाणि विकृत्यानेकशश्च सः । वर्षंस्तरुशिलाजालैरुपदुद्राव राक्षसान् ॥ ५१ ॥**

તે અનેક મહાવાનરોનાં રૂપો બનાવીને વૃક્ષો અને શિલાઓના સમૂહની વૃષ્ટિ કરતો રાક્ષસોને ઉપદ્રવ કરવા લાગ્યો. (૫૧)

ज्ञात्वा दिव्यप्रयोगं तं तडित्केशस्तमुच्चकैः । आनर्चोवाच कोऽसीति किमुपद्रवसीति च ॥ ५२ ॥

તેને દિવ્ય ઉપાયોવાળો જાણીને તડિત્કેશે તેની ઊંચેથી પૂજા કરી અને એમ કહ્યું (કે) તમે કોણ છો ? અને શા માટે ઉપદ્રવ કરો છો ? (૫૨)

ततः सोऽब्धिकुमारोऽपि शान्तकोपस्तदर्चया । स्ववधं च नमस्कारप्रभावं च शशंस तम् ॥ ५३ ॥

તેથી તેણે કરેલ પૂજાથી શમી ગયેલ કોપવાળા તે અબ્ધિકુમારે પણ પોતાનો વધ અને નમસ્કારનો પ્રભાવ તેને કહ્યો. (૫૩)

लंकेशस्तेन देवेन सहैवोपेत्य तं मुनिम् । इत्यपृच्छत् प्रभो वैरहेतुः कः कपिना मम ॥ ५४ ॥

તેથી લંકાપતિએ તે દેવની સાથે તે મુનિ પાસે જઈને એ પ્રમાણે પૂછ્યું કે હે પ્રભુ ! મારે વાનરની સાથે વૈરનું કારણ શું છે ? (૫૪)

आचख्यौ मुनिरप्येवं श्रावस्त्यां मन्त्रिनन्दनः । दत्तो नाम पुराभूस्त्वं काश्यामेष तु लुब्धकः ॥ ५५ ॥

મુનિરાજે પણ આ પ્રમાણે કહ્યું કે તું પહેલાં શ્રાવસ્તી નગરીમાં દત્ત નામે મંત્રિપુત્ર હતો જ્યારે આ તો કાશીમાં શિકારી હતો. (૫૫)

त्वमुपात्तपरिव्रज्योऽन्येद्युर्वाराणसीमगाः । दृष्टोऽनेनापशकुनमित्याहत्य निपातितः ॥ ५६ ॥

સંયમ ગ્રહણુ કરેલ તું એક વખત વારાણુસી ગયો (ત્યાં) આના વડે તું જોવાયો, અપશુકન માની પ્રહાર કરી હણાયો. (૫૬)

माहेन्द्रकल्पे देवोऽभूश्च्युत्वा चेहगिहाभवः । भ्रान्त्वा नरकमेषोऽभूत् कपिस्तद्वैरकारणम् ॥ ५७ ॥

તું માહેન્દ્ર દેવલોકમાં દેવ થયો અને ત્યાંથી ચ્યવીને અહીં તું આવો રાજા થયો છે. જ્યારે આ નરકમાં ભમીને વાનર થયો છે. આ તેના વેરનું કારણ છે. (૫૭)

वंदित्वा तं महासाधुमसामान्योपकारिणम् । अनुज्ञाप्य च लंकेशं सोऽथ देवस्तिरोदधे ॥ ५८ ॥

અનન્યોપકારી તે સાધુ મહાત્માને વંદન કરી અને લંકાપતિની રજા મેળવીને તે દેવ અદશ્ય થયો. (૫૮)

तदाकर्ण्य तडित्केशः सुकेशे तनये निजम् । राज्यं न्यस्य प्रवव्राज वव्राज च परं पदम् ॥ ५९ ॥

તે વેરનું કારણ સાંભળી તડિત્કેશે સુકેશ નામે પુત્ર ઉપર પોતાનો રાજ્યભાર નાખીને સંયમ ગ્રહણ કર્યું અને મુક્તિપદને પામ્યા. (૫૯)

किष्किन्धाराज्यमाधाय पुत्रे किष्किन्धिनामनि । दीक्षां घनोदधिरथोऽप्यादायेयाय निर्वृतिम् ॥ ६० ॥

ઘનોદધિરથ પણ કિષ્કિંધિ નામના પુત્ર ઉપર કિષ્કિંધાની રાજધુરા મૂકી દીક્ષા ગ્રહણ કરી નિર્વાણપદને પામ્યા. (૬૦)

इतश्च वैताढ्यगिरौ नगरे रथनूपुरे । अभूत्तदानीमशनिवेगो विद्याधरेश्वरः ॥ ६१ ॥

આ બાજુ તે વખતે વૈતાઢ્ય પર્વત ઉપર રથનૂપુર નગરમાં અશનિવેગ નામે વિદ્યાધર રાજા હતો. (૬૧)

**तस्यापि सूनुर्विजयसिंह इत्यभवज्जयी । विद्युद्वेगो द्वितीयस्तु तद्दोर्दण्डाविवापरौ ॥ ६२ ॥**

તેને પણ જાણે તેના બે બીજા ભૂજાદંડ ન હોય તેવા (એક) મહાજયવંત વિજયસિંહ અને બીજો વિદ્યુદ્વેગ એમ બે પુત્ર હતા. (૬૨)

**गिरौ तत्रैव चादित्यपुरे मन्दिरमाल्यभूत् । विद्याधरनृपस्तस्य श्रीमालेति च कन्यका ॥ ६३ ॥**

તે જ પર્વત ઉપર આદિત્યપુરમાં મંદિરમાલી નામે વિદ્યાધર રાજા હતો, તેને 'શ્રીમાલા' એ નામે એક પુત્રી છે. (૬૩)

**तस्याः स्वयंवरे तेनाहूता विद्याधरेश्वराः । ज्योतींषावाधिविमानमधिमंचमुपाविशन् ॥ ६४ ॥**

તેણીના સ્વયંવરમાં તે મંદિરમાલી વડે બોલાવાયેલ વિદ્યાધર રાજાઓ વિમાનોમાં જ્યોતિષ દેવોની જેમ ઊંચા મંચ ઉપર બેઠા. (૬૪)

**कथ्यमानान् प्रतीहार्या तान् विद्याधरपुंगवान् । पस्पर्श दृष्ट्या श्रीमाला कुल्या वृक्षानिवाम्भसा ॥ ६५ ॥**

નહેર પાણી વડે જેમ વૃક્ષોનો તેમ પ્રતિહારિણી વડે વર્ણન કરાતા તે વિદ્યાધર રાજાઓનો શ્રીમાલાએ દૃષ્ટિ વડે સ્પર્શ કર્યો. (૬૫)

**अन्यविद्याधरान् सर्वानतिक्रम्य क्रमेण सा । गत्वावतस्थे किष्किन्धौ जाह्नवीव पयोनिधौ ॥ ६६ ॥**

ભાગીરથી જેમ સમુદ્ર પાસે જઈને ઊભી રહે, તેમ તેણી બીજા સર્વ વિદ્યાધરોનું ઉલ્લંઘન કરી કિષ્કિંધિ રાજા

પાસે જઈને ઊભી રહી. (૬૬)

तस्य कंठे निचिक्षेप श्रीमाला वरमालिकाम् । भविष्यद्दोर्लताश्लेषसत्यंकारमिवानघम् ॥ ६७ ॥

શ્રીમાલાએ તેના કંઠમાં ભવિષ્યકાળમાં ભૂજા રૂપી લતાના આલિંગનની નિર્દોષ સાક્ષીરૂપ વરમાળા આરોપણ કરી. (૬૭)

उच्चैर्विजयसिंहोऽथ सिंहवत् प्रियसाहसः । भृकुटीभीषणमुखः सरोषमिदमभ्यधात् ॥ ६८ ॥

તે જ વખતે સિંહની જેમ સાહસપ્રિય અને ભૃકુટી વડે ભયંકર મુખવાળો વિજયસિંહ રોષપૂર્વક ઊંચેથી આ પ્રમાણે બોલ્યો. (૬૮)

निर्वासिताः पुराप्येते सदा दुर्नयकारिणः । वैताढ्यराजधानीतः सुराज्यादिव दस्यवः ॥ ६९ ॥

સારા રાજ્યમાંથી ચોરોની જેમ હંમેશાં દુર્નીતિને આચરનારા આ વિદ્યાધરો પહેલાં પણ વૈતાઢ્યની રાજધાની-માંથી દેશનિકાલ કરાયેલા છે. (૬૯)

तत्केनामी इहानीता दुर्नीताः कुलपांशनाः । तदद्यापुनरावृत्त्यै निहन्म्येतान् पशूनिव ॥ ७० ॥

તો પછી ઉદ્ધત અને કુલને દૂષિત કરનારા આ કોના વડે અહીં લવાયા છે? તેથી ફરીથી ન આવે માટે હું એમને પશુઓની જેમ મારી નાખીશ. (૭૦)

इत्युदीर्य महावीर्यः स उत्थाय यमोपमः । चचाल किष्किन्धिनृपवधायायुधमुत्क्षिपन् ॥ ७१ ॥

આ પ્રમાણે બોલીને મહાપરાક્રમી, યમરાજ સમાન તે ઊભો થઈને આયુધને ઉછાળતો કિષ્કિંધિ રાજાનો નાશ કરવા ચાલ્યો. (૭૧)

**किष्किन्धितः सुकेशाद्या अन्ये विजयसिंहतः । रणायोत्तस्थिरे विद्याधराः पौरुषदुर्धराः ॥ ७२ ॥**

યુદ્ધ કરવા સુકેશ વગેરે કિષ્કિંધિના પક્ષમાં અને દુર્ધર પુરુષાર્થવાળા બીજા વિદ્યાધરો વિજયસિંહના પક્ષમાં ઊભા રહ્યા. (૭૨)

**दन्तादन्तिप्रवृत्तेभैरुत्स्फुलिङ्गीकृताम्बरः । कुन्ताकुन्तिमिलत्सादी शराशरिमिलद्रथी ॥ ७३ ॥**

**खड्गखड्ग्यापतत्पत्तिरसृक्व्यं किलभूतलः । रणस्ततः प्रववृते कल्पान्त इव दारुणः ॥ ७४ ॥**

તેથી ( દાંતે દાંતે પ્રહાર કરી કરાતું યુદ્ધ તે દંતાદંતી ) યુદ્ધમાં પ્રવર્તેલા હસ્તિઓ વડે અગ્નિકણ ઝરતું કરાયું છે આકાશ જેમાં એવું, ભાલાભાલી યુદ્ધ વંડે ભેગા થઈ જતા ઘોડેસવારોવાળું, શરાશરી યુદ્ધ વડે મિશ્રિત થઈ જતા રથસવારોવાળું, ખડ્ગાખડ્ગી યુદ્ધ વડે આવી પડતા પાયદળવાળું અને લોહી વડે વ્યાપ્ત થયેલ પૃથ્વીતલવાળું પ્રલયકાળ જેવું ભયંકર યુદ્ધ થયું. (૭૩-૭૪)

**चिरं युध्ध्वाथ बाणेन किष्किन्ध्यवरजोऽन्धकः । शरो विजयसिंहस्यापातयत् फलवत्तरोः ॥ ७५ ॥**

દીર્ઘ કાળ સુધી યુદ્ધ કરીને કિષ્કિંધિના નાના ભાઈ અંધકે વૃક્ષ ઉપરથી ફલની જેમ બાણ વડે વિજયસિંહના મસ્તકને પાડી નાખ્યું (છેદી નાખ્યું). (૭૫)

त्रेसुश्च विजयसिंहगृह्या विद्याधरेश्वराः। निर्नाथानां कुतः शौर्यं हतं सैन्यं ह्यनायकम् ॥ ७६ ॥

વિજયસિંહના પક્ષવાળા વિદ્યાધર રાજાઓ ત્રાસ પામ્યા, કેમ કે અનાથોને શૌર્ય ક્યાંથી હોય? "નાયક વગરનું સૈન્ય હણાયેલું જ છે." (૭૬)

श्रीमालां समुपादाय जयश्रियमिवांगिनीम्। ययावुत्पत्य किष्किन्धिः किष्किन्धां सपरिच्छदः ॥ ७७ ॥

જાણે દેહધારિણી જયલક્ષ્મી ન હોય! તેવી શ્રીમાલાને ગ્રહણ કરી પરિવાર સહિત કિષ્કિંધિ ગગન માર્ગે ઊડીને કિષ્કિંધા તરફ ગયો. (૭૭)

श्रुत्वा पुत्रवधोदन्तमकाण्डाशनिपातवत्। वेगेनाशनिवेगोऽगादधिकिष्किन्धिपर्वतम् ॥ ७८ ॥

અકાળે વજ્રપાત સમાન પુત્રવધના સમાચાર સાંભળી અશનિવેગ વેગથી કિષ્કિંધિ પર્વત ઉપર ગયો. (૭૮)

किष्किन्धां नगरीं सैन्यैः स चावेष्टदनेकशः। महाद्वीपस्थलीं द्वीपवतीपूर इवाम्बुभिः ॥ ७९ ॥

મહાદ્વીપની ભૂમિને જળ વડે નદીના પૂરની જેમ તેણે ઘણા સૈન્ય વડે કિષ્કિંધા નગરીને ઘેરી લીધી. (૭૯)

गुहाया इव पञ्चास्यौ योद्धुकामौ सहान्धकौ। वीरौ सुकेशकिष्किन्धी किष्किन्धाया निरीयतुः ॥ ८० ॥

ગુફામાંથી જાણે બે સિંહ નીકળતા ન હોય તેમ લડવાની ઇચ્છાવાળા વીર સુકેશ અને કિષ્કિંધિ અંધકની સાથે કિષ્કિંધા નગરીમાંથી બહાર નીકળ્યા. (૮૦)

ततः सर्वाभिसारेणाशनिवेगोऽत्यमर्षणः। योध्धुं प्रववृते वीरस्तृणवद्गणयन् परान् ॥ ८१ ॥

તેથી બીજાઓ (શત્રુઓ)ને તૃણ જેવા ગણતો અતિ ક્રોધી વીર અશનિવેગ સર્વબળથી યુદ્ધ કરવા પ્રવૃત્ત થયો. (૮૧)

ततो विजयसिंहेभसिंहस्याजिमुखेऽच्छिदत् । शिरोऽन्धकस्य रोषान्धोऽशनिवेगो महाभुजः ॥ ८२ ॥

પછી રોષથી અંધ બનેલ મહાબાહુ અશનિવેગે યુદ્ધના આરંભમાં (જ) વિજયસિંહ રૂપ હાથીને હણવામાં સિંહ સમાન અંધકના મસ્તકને છેદી નાખ્યું. (૮૨)

ततो वानरसैन्यानि सदैत्यानि दिशो दिशम् । पवनास्फालिताम्भोदपटलानीव दुद्रुवुः ॥ ८३ ॥

તેથી પવન વડે આસ્ફાલન કરાયેલ વાદળના સમૂહની જેમ વાનરોનું સૈન્ય રાક્ષસો સાથે દશે દિશામાં નાસી ગયું. (૮૩)

सान्तःपुरपरीवारौ लंकाकिष्किन्धनायकौ । पाताललंकां ययतुः क्वाप्युपायोऽपसर्पणम् ॥ ८४ ॥

અંતઃપુર અને પરીવાર સાથે લંકાપતિ અને કિષ્કિંધાપતિ પાતાલલંકામાં જતા રહ્યા. (આવા સમયે) ક્યાંય ખસી જવું એ પણ ઉપાય છે. (૮૪)

निहत्य सुतहन्तारमाराधरमिव द्विपः । प्रशान्तकोपः समभूद् रथनूपुरपार्थिवः ॥ ८५ ॥

મહાવતને હણીને જેમ હાથી તેમ પુત્રના ઘાતકને મારીને રથનૂપુર નરેશ શાંત કોપવાળો થયો. (૮૫)

मुदितो वैरिनिर्घातान्निर्घातं नाम खेचरम् । स राजस्थापनाचार्यो लंकाराज्ये न्यवेशयत् ॥ ८६ ॥

શત્રુના નાશથી ખુશ થયેલ અને રાજ્યવ્યવસ્થા કરવામાં નિપુણ એવા તેણે લંકાના રાજ્ય ઉપર નિર્ઘાત નામના વિદ્યાધરને સ્થાપન કર્યો. (૮૬)

ततो निवृत्य वैताढये स्वपुरे रथनूपुरे। अमरेन्द्रोऽमरावत्यामिवागादशनिर्नृपः ॥ ८७ ॥

ત્યાંથી પાછો ફરી અશનિવેગ નૃપતિ ઇંદ્ર જેમ અમરાવતી તરફ જાય તેમ પોતાના રથનૂપુર નગર તરફ ગયો. (૮૭)

अन्येद्युर्जातसंवेगोऽशनिवेगनृपः स्वयम्। सहस्रारे सुते राज्यं न्यस्य दीक्षामुपाददे ॥ ८८ ॥

એક વખત સંવેગને પામેલ અશનિવેગ નરેશે સહસ્રાર નામે પુત્ર ઉપર રાજ્યધુરા મૂકીને દીક્ષા ગ્રહણ કરી. (૮૮)

पुर्यां पाताललंकायां सुकेशस्यापि सूनवः। इन्द्राण्यामभवन् माली सुमाला माल्यवानपि ॥ ८९ ॥

પાતાલલંકા નગરીમાં સુકેશને પણ ઇંદ્રાણી નામે પત્નીથી માલી, સુમાલી અને માલ્યવાન (નામે ત્રણ) પુત્ર થયા. (૮૯)

श्रीमालायां च किष्किन्धेर्द्वौ बभूवतुरात्मजौ। नाम्नादित्यरजा ऋक्षरजाश्चेति महाभुजौ ॥ ९० ॥

અને કિષ્કિંધિને શ્રીમાલા પત્નીથી આદિત્યરજા અને રુક્ષરજા નામે બે પરાક્રમી પુત્ર થયા. (૯૦)

अपरेद्युश्च किष्किन्धिः सुमेरौ शाश्वतार्हताम्। यात्रां कृत्वा निवृत्तः सन्नपश्यन्मधुपर्वतम् ॥ ९१ ॥

એક વખત મેરુગિરિ ઉપર શાશ્વત અરિહંતોની યાત્રા કરી પાછા ફરી રહેલ કિષ્કિંધિએ મધુ નામના પર્વતને જોયો. (૯૧)

किष्किन्धेर्विष्वगुद्याने तत्र मेराविवापरे । मनोरमे मनो रन्तुं विशश्रामाधिकाधिकम् ॥ ९२ ॥

જાણે બીજો મેરુ ન હોય એવા તેની ઉપર ચારે બાજુ વ્યાપીને રહેલ મનોહર ઉદ્યાનમાં ક્રીડા કરવા કિષ્કિંધિનું મન અધિક અધિક વિશ્રાંતિ કરવા લાગ્યું. (૯૨)

निधाय किष्किन्धपुरं तस्योपरि पराक्रमी । न्यवासीत् सपरीवारः कैलास इव यक्षराट् ॥ ९३ ॥

તે (મધુપર્વત) ઉપર કિષ્કિંધ નામે નગર વસાવી કૈલાસ પર્વત ઉપર કુબેરની જેમ પરાક્રમી (એવો તે) પરીવાર સાથે (ત્યાં જ) રહ્યો. (૯૩)

पुत्रास्तेऽपि सुकेशस्य राज्यं श्रुत्वारिभिर्हृतम् । क्रुधा त्रयोऽग्नय इव जज्वलुर्वीर्यशालिनः ॥ ९४ ॥

સુકેશના પરાક્રમી ત્રણે પુત્રો પણ (પોતાનું) રાજ્ય શત્રુઓ વડે આંચકી લેવાયું છે (એમ) સાંભળી ક્રોધથી અગ્નિની જેમ પ્રજ્વળી ઊઠ્યા. (૯૪)

ते समागत्य लंकायां निर्घातं खेचरं रणे । न्यगृह्णन् मृत्यवे हि स्याद्वीरैर्वैरं चिरादपि ॥ ९५ ॥

તેઓએ લંકામાં આવીને યુદ્ધમાં નિર્ઘાત વિદ્યાધરને મારી નાખ્યો. **"વીરો સાથે વેર લાંબા કાળે પણ મૃત્યુ માટે જ થાય."** (૯૫)

ततश्च पुर्यां लंकायां राजा माली तदाभवत् । किष्किन्धायां तु किष्किन्धिगिरादित्यरजा नृपः ॥ ९६ ॥

તેથી તે વખતે લંકાનગરીમાં માલી રાજા થયો. જ્યારે કિષ્કિંધિના વચનથી કિષ્કિંધામાં આદિત્યરજા રાજા થયો. (૯૬)

इतश्च वैताढ्यगिरौ नगरे रथनूपुरे । सहस्रारनरेन्द्रस्याशनिवेगांगजन्मनः ॥ ९७ ॥
भार्यायाश्चित्रसुंदर्या गर्भे कश्चित्सुरोत्तमः । प्रच्युत्यावातरत् सद्यो दृष्टे सुस्वप्नमङ्गले ॥ ९८ ॥

આ બાજુ વૈતાઢ્ય પર્વત ઉપર રથનૂપુર નગરમાં અશનિવેગના પુત્ર સહસ્રાર રાજાની પત્ની ચિત્રસુંદરીને માંગલિક સુસ્વપ્ન દેખાયે છતે કોઈ ઉત્તમદેવ ચ્યવીને (તેના) ગર્ભમાં અવતર્યો. (૯૭–૯૮)

काले च दोहदस्तस्याः शक्रसंभोगलक्षणः । दुष्पूरो दुर्वचश्चाभूद्देहदौर्बल्यकारणम् ॥ ९९ ॥

એક સમયે તેણીને ઇંદ્રની સાથે સંભોગ કરવા રૂપ લક્ષણવાળો દુઃખે પૂરી શકાય તેવો દુઃકથ્ય દોહદ ઉત્પન્ન થયો. (જે) શરીરની દુર્બળતાનું કારણ બન્યો. (૯૯)

निर्बन्धेन तु सा पृष्टा कथंचिदपि दोहदम् । कथयामास तं पत्ये लज्जावनमदानना ॥ १०० ॥

પરંતુ આગ્રહપૂર્વક પુછાયેલ (અને તેથી જ) શરમથી ઝૂકી ગયેલ મુખવાળી તેણીએ પતિને તે દોહદ કોઈ રીતે કહ્યો. (૧૦૦)

सहस्रारः सहस्राक्षरूपं निर्माय विद्यया । तया शक्र इति ज्ञातः पूरयामास दोहदम् ॥ १०१ ॥

સહસ્રારે વિદ્યા વડે ઇંદ્રનું રૂપ બનાવીને તેણી વડે 'શક્ર' તરીકે જણાયેલ (તેણે) દોહલો પૂર્ણ કર્યો. (૧૦૧)

असूत समये सूनुमनूनभुजविक्रमम् । इन्द्र इत्युक्तनामानमिन्द्रसंभोगदोहदात् ॥ १०२ ॥

યોગ્ય સમયે તેણીએ પૂર્ણ બાહુબલવાળા અને ઇંદ્ર સાથે સંભોગના દોહદથી 'ઇંદ્ર' એ પ્રમાણે નામ અપાયેલ પુત્રને જન્મ આપ્યો. (૧૦૨)

संप्राप्त यौवनायास्मै विद्यादोर्वीर्यशालिने । ददौ राज्यं सहस्रारः स्वयं धर्मरतोऽभवत् ॥ १०३ ॥

યૌવનને પ્રાપ્ત કરેલ, વિદ્યા અને બાહુ વડે શક્તિશાળી આ (ઇંદ્ર)ને સહસ્રારે રાજ્ય અર્પણ કર્યું અને પોતે ધર્મમાં લીન થયો. (૧૦૩)

स सर्वान् साधयामास विद्याधरनरेश्वरान् । इन्द्रंमन्यश्च समभूदिन्द्रदोहदजन्मतः ॥ १०४ ॥

તેણે સર્વ વિદ્યાધર રાજાઓને જીતી લીધા અને ઇંદ્રના દોહદથી જન્મ થવાથી તે પોતાને ઇંદ્ર માનતો થયો. (૧૦૪)

दिक्पालांश्चतुरश्चक्रे सप्तानीकान्यनीकपान् । तिस्रः परिषदो वज्रमस्त्रमैरावणं द्विपम् ॥ १०५ ॥

रंभादिका वारवधूर्मन्त्रिणं च बृहस्पतिम् । नैगमेषिसमाख्यं च पत्त्यनीकस्य नायकम् ॥ १०६ ॥

(તેથી) તેણે ચાર લોકપાલ, સાત સૈન્ય, સાત સેનાપતિ, ત્રણ પર્ષદા, વજ્ર આયુધ, ઐરાવણ હાથી, રંભા વગેરે વારાંગનાઓ, બૃહસ્પતિ મંત્રી અને નૈગમેષિ સમાન નામવાળો પાયદળ સૈન્યનો નાયક બનાવ્યો. (૧૦૫–૧૦૬)

एवं विद्याधरैरिन्द्रपरिवाराभिधाधरैः । इन्द्रोऽहमेवेति धिया सोऽखण्डं राज्यमन्वशात् ॥ १०७ ॥

આ પ્રમાણે ઇંદ્રના પરિવારનાં નામ ધારણ કરનાર વિદ્યાધરોથી હું જ ઇંદ્ર છું એવી બુદ્ધિથી તે અખંડ રાજ્ય કરવા લાગ્યો. (૧૦૭)

माकरध्वजिरादित्यकीर्त्तिकुक्षिसमुद्भवः। तत्राभूत् सोमदिक्पालः प्राच्यां ज्योतिःपुरेश्वरः ॥ १०८ ॥

ત્યાં જ્યોતિષપુરનો સ્વામી, આદિત્યકીર્ત્તિની કુક્ષિથી જન્મ પામેલ મકરધ્વજનો પુત્ર સોમ પૂર્વ દિશામાં લોકપાલ થયો. (૧૦૮)

वरुणामेघरथयोः पुत्रः पश्चिमदिक्पतिः । बभूव वरुणो विद्याधरो मेघपुरेश्वरः ॥ १०९ ॥

વરુણા અને મેઘરથનો પુત્ર મેઘપુર નરેશ વરુણ વિદ્યાધર પશ્ચિમ દિશાનું પાલન કરનાર થયો. (૧૦૯)

तनयः सूरकनकावल्योरुत्तरदिक्पतिः । कुबेर इति विख्यातोऽभूत् काञ्चनपुरेश्वरः ॥ ११० ॥

કાંચનપુરના સ્વામી સૂર અને કનકાવલિનો 'કુબેર' એ નામે વિખ્યાત પુત્ર ઉત્તર દિશામાં દિક્પાલ થયો. (૧૧૦)

कालाग्निश्रीप्रभासूनुः किष्किन्धनगराधिपः । अभूदपाच्यां दिक्पालो यम इत्यभिधानतः ॥ १११ ॥

કિષ્કિંધ નગરનો અધિપતિ, કાલાગ્નિ અને શ્રીપ્રભાનો 'યમ' એ નામનો પુત્ર દક્ષિણ દિશામાં લોકપાલ થયો. (૧૧૧)

विद्याधरेन्द्रमिन्द्रं तमिन्द्रोऽहमिति मानिनम् । गन्धेभोऽन्यमिभमिव न सेहे मालिभूपतिः ॥ ११२ ॥

જેમ ગંધહસ્તી (સર્વશ્રેષ્ઠ હસ્તી) અન્ય હાથીને સહન ન કરી શકે તેમ 'હું ઇંદ્ર છું' એ પ્રમાણે માનતા તે વિદ્યાધર રાજા ઇંદ્રને માલી રાજા સહન કરી શકયો નહિ. (૧૧૨)

भ्रातृभिश्च मन्त्रिभिश्च मित्रैश्चातुलविक्रमैः । स चचालेन्द्रयुद्धाय नान्यो मन्त्रो हि दोष्मताम् ॥ ११३ ॥

(તેથી) અસાધારણ પરાક્રમવાળા ભાઈઓ, મંત્રીઓ અને મિત્રોની સાથે તે ઇંદ્ર સાથે લડવા માટે ચાલ્યો. કારણ **'બાહુબલિ (પુરુષો)ને અન્ય વિચાર આવતો નથી.'** (૧૧૩)

**सिंहद्विपाश्वमहिषवराहवृषभादिभिः । यानैः प्रचेलुः खेऽन्येऽपि रक्षोवीराः सवानराः ॥ ११४॥**

વાનરો સહિત બીજા રાક્ષસવીરો પણ સિંહ, હાથી, અશ્વ, મહિષ, વરાહ અને વૃષભાદિ વાહનોથી આકાશમાર્ગે ચાલવા લાગ્યા. (૧૧૪)

**रिष्टाः खराः फेरवश्च सारसाश्च ववाशिरे । दक्षिणस्था अपि फले तेषां वामत्वधारिणः ॥ ११५ ॥**

(તે જ વખતે) અશુભ ગર્દભ, શિયાળિયાં અને સારસ પક્ષીઓ અવાજ કરવા લાગ્યાં. (ખરેખર) દક્ષિણ દિશામાં રહેલ પણ તેઓ ફળકાલે પ્રતિકૂળતાને ધરનારાં છે. (૧૧૫)

**अन्यान्यप्यशकुनानि दुर्निमित्तानि चाभवन् । माली सुमालिनावारि प्रयाणाच्च सुमेधसा ॥ ११६ ॥**

બીજાં પણ અપશુકનો અને દુષ્ટ નિમિત્તો થયાં (જેથી) બુદ્ધિશાળી સુમાલી વડે માલી પ્રયાણ કરતાં અટકાવાયો. (૧૧૬)

**अवज्ञाय वचस्तस्य माली दोर्बलगर्वितः । जगाम वैताढ्यगिराविन्द्रमाह्वास्त चाजये ॥ ११७ ॥**

તેના વચનની અવગણના કરી ભૂજાબલથી ગર્વિષ્ઠ માલી વૈતાઢ્ય પર્વત ઉપર ગયો અને યુદ્ધ માટે ઇંદ્રને આહ્વાન કર્યું. (૧૧૭)

इन्द्रोऽप्यैरावणारूढः पाणिनोल्लालयन् पविम् । सेनानाथैर्नैगमेषिप्रमुखैः परिवारितः ॥११८॥
सोमाद्यैर्लोकपालैश्च विविधायुधधारिभिः । विद्याधरभटैश्चान्यै रणक्षेत्रमुपाययौ ॥११९॥

ઐરાવણ હસ્તિ ઉપર આરૂઢ થયેલ, હાથ વડે વજ્રને ઉછાળતો, નૈગમેષિ વગેરે સેનાનાયકો અને સોમાદિ લોકપાલોથી યુક્ત એવો ઇંદ્ર પણ વિવિધ આયુધોને ધારણ કરનાર બીજા વિદ્યાધર સુભટો સાથે યુદ્ધભૂમિએ આવ્યો. (૧૧૮-૧૧૯)

इन्द्रराक्षससैन्यानां संफेटोऽभूत् परस्परम् । तडिन्निभास्त्रभीष्माणामम्भोदानामिवाम्बरे ॥१२०॥

ગગનમાં વિદ્યુત સમાન અસ્ત્ર વડે ભયંકર વાદળોની જેમ ઇંદ્ર અને રાક્ષસનાં સૈન્યોનો પરસ્પર ભેટો થયો. (૧૨૦)

निपेतुः स्यन्दनाः क्वापि शिखराणीव भूभृताम् । पलायन्त गजाः क्वापि वातोध्धूता इवाम्बुदाः ॥१२१॥

(જેથી) કોઈ સ્થળે પર્વતોનાં શિખરો જેમ રથો પડી ગયા (તો) કોઈ જગ્યાએ વાયુ વડે ઉડાડાયેલ વાદળોની જેમ હાથીઓ પલાયન થઈ ગયા. (૧૨૧)

पेतुर्भटानां मूर्धानो राहुशंकाप्रदाः क्वचित् । कृत्तैकपादाः क्वाप्यश्वाश्चेलुः सन्दानिता इव ॥१२२॥

કોઈ સ્થળે રાહુની શંકા કરાવનારાં સુભટોનાં મસ્તકો પડ્યાં હતાં તો કોઈ સ્થાને જાણે બંધાઈ ગયા ન હોય તેમ એક પગ કપાયેલ અશ્વો ચાલતા હતા. (૧૨૨)

अमर्षादिन्द्रसैन्येन मालिसैन्यमभज्यत । बलवानपि किं कुर्यात् प्राप्तः केशरिणा करी ॥१२३॥

ક્રોધથી ઇંદ્રના સૈન્ય વડે માલીનું સૈન્ય ભંગાયું, (કેમ કે) બળવાન પણ સિંહ વડે પ્રાપ્ત કરાયેલ હસ્તી શું કરી શકે? (૧૨૩)

अथ रक्षःपतिर्माली सुमालिप्रमुखैर्वृतः । सयूथ इव वन्येभः ससंरम्भोऽभ्यधावत ॥१२४॥

(તેથી) યૂથયુક્ત જંગલી હાથીની જેમ સુમાલી વગેરેથી વિંટળાયેલ રાક્ષસરાજ માલીએ વેગપૂર્વક હુમલો કર્યો. (૧૨૪)

गदामुद्‌गरनाराचैः करकैरिव वारिदः । उपदुद्रावेन्द्रचमूं स वीर्यद्रविणेश्वरः ॥१२५॥

કરાઓ વડે મેઘની જેમ અત્યંત શક્તિશાળી તે (માલી રાજા) ગદા, મુદ્‌ગર અને બાણોથી ઇંદ્રની સેનાને ઉપદ્રવ કરવા લાગ્યો. (૧૨૫)

सलोकपालः सानीकः सानीकपतिरुच्चकैः । इन्द्रोऽप्यैरावणारूढो ढुढौके रणकर्मणे ॥१२६॥

ઐરાવણ હાથી ઉપર આરૂઢ થયેલ ઇંદ્ર પણ લોકપાલો, સૈન્યો અને સેનાનાયકો સાથે યુદ્ધ માટે આગળ ચાલ્યો. (૧૨૬)

स इन्द्रो मालिना लोकपालप्रभृतयः पुनः । सुमालिप्रमुखैः सार्धं योध्धुमारेभिरे भटाः ॥१२७॥

તે ઇંદ્રે માલી સાથે અને લોકપાલ વગેરે સુભટોએ સુમાલી વગેરે સાથે યુદ્ધ કરવાનો આરંભ કર્યો. (૧૨૭)

तेषां चिरमभूद्युद्धं प्राणसंशयकृन्मिथः । जयाभिप्रायिणां प्रायः प्राणा हि तृणसन्निभाः ॥१२८॥

તેઓનું પરસ્પર પ્રાણના સંશયને કરનારું ચિરકાળ યુદ્ધ થયું, કારણ કે **'જયની ઇચ્છાવાળાઓને પ્રાણો પ્રાયઃ તણખલા સમાન હોય છે.'** (૧૨૮)

**इन्द्रो द्रागथ निर्दम्भरणो दंभोलिनावधीत् । विद्युतेवाम्बुदो गोधां मालिनं वीर्यमालिनम् ॥ १२९ ॥**

વાદળ વિદ્યુત્ વડે જેમ 'ઘો'ને હણે તેમ નિષ્કપટપણે યુદ્ધ કરનાર ઇંદ્રે વજ્ર વડે પરાક્રમી માલીને શીઘ્ર હણી નાખ્યો. (૧૨૯)

**हते मालिनि वित्रेसू राक्षसा वानराश्च ते । सुमाल्यधिष्ठिताश्चेयुर्लंकां पातालवर्त्तिनीम् ॥ १३० ॥**

માલી હણાયે છતે રાક્ષસો અને વાનરો ત્રાસ પામ્યા અને સુમાલીથી આજ્ઞા કરાયેલ તેઓ પાતાલવર્તી લંકામાં ગયા. (૧૩૦)

**विश्रवः सूनवे सद्यः कौशिकाकुक्षिजन्मने । लंकां वैश्रमणायादादिन्द्रः स्वं च पुरं ययौ ॥ १३१ ॥**

ઇંદ્રે કૌશિકાની કુક્ષિએ ઉત્પન્ન થયેલ વિશ્રવાના પુત્ર વૈશ્રમણને લંકા આપી અને તરત પોતાના નગરે ગયો. (૧૩૧)

**पुर्यां पाताललंकायां तिष्ठतश्च सुमालिनः । प्रीतिमत्यां सधर्मिण्यां जज्ञे रत्नश्रवाः सुतः ॥ १३२ ॥**

પાતાલલંકા નગરીમાં રહેતા સુમાલીને પ્રીતિમતી પત્નીથી રત્નશ્રવા નામે પુત્ર થયો. (૧૩૨)

**संप्राप्तयौवनो रत्नश्रवा रम्यमथान्यदा । जगाम कुसुमोद्यानं विद्यासाधनहेतवे ॥ १३३ ॥**

એક વખત યૌવનને પ્રાપ્ત કરેલ રત્નશ્રવા વિદ્યા સિદ્ધ કરવા માટે કુસુમોદ્યાનમાં ગયો. (૧૩૩)

तत्रैकत्र रहःस्थाने सोऽक्षमालाधरो जपन् । नासाग्रन्यस्तदृक् तस्थावालेखित इव स्थिरः ॥१३४॥

ત્યાં એક એકાન્ત સ્થળે અક્ષમાલાને ધારણ કરતો, જાપ કરતો, નાસિકાના અગ્રભાગે સ્થાપન કરાયેલ દૃષ્ટિવાળો તે ચિત્રણ કરાયેલની જેમ સ્થિર રહ્યો. (૧૩૪)

इत्थं च तस्थुषे तस्मै कापि तस्थौ समीपतः । विद्याधर्यनवद्यांगी कुमारी पितृशासनात् ॥१३५॥

આ પ્રમાણે રહેલ તેની સમીપમાં નિર્દોષ અંગવાળી કોઈ વિદ્યાધરની કુમારી પિતાની આજ્ઞાથી (આવીને) ઊભી રહી. (૧૩૫)

तदानीं च महाविद्या नाम्ना मानवसुन्दरी । अस्मि सिद्धा तवेत्युच्चै रत्नश्रवसमभ्यधात् ॥१३६॥

અને તે વખતે 'હું માનવસુંદરી નામે મહાવિદ્યા તને સિદ્ધ થઈ છું' એમ રત્નશ્રવાને ઊંચેથી (તેણીએ) કહ્યું. (૧૩૬)

रत्नश्रवाः सिद्धविद्यो जपमालां मुमोच च । ददर्श च पुरस्थां तां विद्याधरकुमारिकाम् ॥१३७॥

સિદ્ધ થયેલ વિદ્યાવાળા રત્નશ્રવાએ જપમાળા છોડી દીધી અને આગળ ઊભી રહેલ તે વિદ્યાધરકુમારીને જોઈ.(૧૩૭)

इहागा हेतुना केन कस्य वा कासि वेति च । रत्नश्रवा बभाषे तां साप्येवं प्रत्यभाषत ॥१३८॥

રત્નશ્રવાએ તેણીને કહ્યું કે તું કયા કારણે અહીં આવી છે? કોની (પુત્રી) છે? અથવા તું કોણ છે? તેણીએ પણ આ પ્રમાણે જવાબ આપ્યો : (૧૩૮)

अनेककौतुकागारे पुरे कौतुकमंगले। विद्याधरपतिर्व्योमबिन्दुर्नामास्ति विश्रुतः ॥१३९॥
અનેક કૌતુકોના ઘર રૂપ કૌતુકમંગલ નામે નગરમાં વ્યોમબિંદુ નામે વિખ્યાત વિદ્યાધર રાજા છે. (૧૩૯)

तस्यास्ति ज्यायसी पुत्री कौशिका नाम मे स्वसा। ऊढा यक्षपुरेशेन राज्ञा विश्रवसा तु सा ॥१४०॥
તેની કૌશિકા નામે મોટી પુત્રી મારી બહેન છે અને તે યક્ષપુરના સ્વામી વિશ્રવા નૃપ વડે પરણાઈ છે. (૧૪૦)

तस्या वैश्रमणो नाम बभूव तनयो नयी। राज्यं करोति लंकायां योऽधुना शक्रशासनात् ॥१४१॥
તેણીને વૈશ્રમણ નામે નીતિવાન પુત્ર છે, જે હમણાં ઇંદ્રની આજ્ઞાથી લંકામાં રાજ્ય કરે છે. (૧૪૧)

अहं तु कैकसी नाम कौशिकायाः कनीयसी। नैमित्तिकगिरा पित्रा दत्ता तुभ्यमिहागमम् ॥१४२॥
હું તો કૈકસી નામે કૌશિકાની નાની બહેન છું (અને) નૈમિત્તિકના વચનથી પિતા વડે તમને અપાયેલી હું અહીં આવી છું. (૧૪૨)

आहूतबन्धुस्तत्रैवोपयेमे तां सुमालिसूः। पुष्पांतकं पुरं न्यस्य चास्थात् क्रीडंस्तया सह ॥१४३॥
બોલાવ્યા છે ભાઈઓ જેણે એવો સુમાલીપુત્ર (રત્નશ્રવા) તેણીને ત્યાં જ પરણ્યો અને પુષ્પાંતક નામે નગર બનાવીને તેણીની સાથે ક્રીડા કરતો તે (ત્યાં જ) રહ્યો. (૧૪૩)

अन्यदा कैकसी स्वप्ने विशन्तं स्वमुखे निशि। कुंभिकुंभस्थलीभेदप्रसक्तं सिंहमैक्षत ॥१४४॥

એક વખત રાત્રિકાળે સ્વપ્નમાં કૈકસીએ હાથીઓનાં ગંડસ્થલોને ભેદવામાં આસક્તિવાળા સિંહને પોતાના મુખમાં પ્રવેશ કરતો દીઠો. (૧૪૪)

तया तं स्वप्नमाख्यातं व्याख्याद्रत्नश्रवाः प्रगे। सूनुस्ते विश्वशौण्डीरो भविष्यति महाभुजः ॥ १४५ ॥

પ્રાતઃકાળે તેણીએ તે સ્વપ્ન (રત્નશ્રવાને) કહ્યું. રત્નશ્રવાએ ખુલાસો કર્યો કે તને સર્વથી અભિમાની મહા-પરાક્રમી પુત્ર થશે. (૧૪૫)

स्वप्नादनन्तरं तस्माच्चैत्यपूजां चकार सा। बभार च महासारं गर्भं रत्नश्रवःप्रिया ॥ १४६ ॥

તેથી સ્વપ્ન (દર્શન) પછી તે રત્નશ્રવાની પત્નીએ ચૈત્યમાં પૂજા કરી અને મહાસત્ત્વવાળા ગર્ભને ધારણ કર્યો. (૧૪૬)

तस्य गर्भस्य संभूतेः प्रभृत्यत्यन्तनिष्ठुरा। वाणी बभूव कैकस्या दृढं चांगं जितश्रमम् ॥ १४७ ॥

તે ગર્ભની ઉત્પત્તિથી આરંભીને કૈકસીની વાણી અત્યંત નિષ્ઠુર થઈ અને શ્રમને જીતી લીધેલ શરીર મજબૂત થયું. (૧૪૭)

दर्पणे विद्यमानेऽपि सा खड्गेऽपश्यदाननम्। आज्ञां दातुमभिप्रैषीत् सुरराज्येऽप्यशंकितम् ॥ १४८ ॥

તે દર્પણ હોવા છતાં ખડ્ગમાં મુખ જોતી હતી અને દેવોના રાજ્યમાં પણ નિઃશંકપણે આજ્ઞા આપવા ઇચ્છા કરતી હતી. (૧૪૮)

विनापि हेतुं हुंकारमुखरं सा दधौ मुखम्। अनामयच्च मूर्धानं कथंचिन्न गुरुष्वपि ॥ १४९ ॥

તેણી કારણ વિના પણ મુખને હુંકાર વડે વાચાળ કરતી હતી અને વડિલો પ્રત્યે પણ કોઈ રીતે મસ્તક નમાવતી ન હતી. (૧૪૯)

**विद्विषां मूर्धसु चिरं पादं दातुमियेष सा । इत्यादिदारुणान् भावान् दध्रे गर्भप्रभावतः ॥ १५० ॥**

શત્રુઓનાં મસ્તકો ઉપર પાદપ્રક્ષેપ કરવાને ઇચ્છતી હતી ઇત્યાદિ ભયંકર ભાવોને ગર્ભના પ્રભાવથી તેણીએ ધારણ કર્યા. (૧૫૦)

**प्रतिपक्षासनोत्कंपं कुर्वाणस्तनयस्तया । साधिकद्वादशसमासहस्रायुरजन्यत ॥ १५१ ॥**

(યોગ્ય સમયે) તેણીએ શત્રુઓના આસનોને કંપાવનાર સાધિક બાર હજાર વર્ષના આયુષ્યવાળા પુત્રને જન્મ આપ્યો. (૧૫૧)

**उल्ललत्सूतिकातल्पेऽनल्पौजाः कंपयन् महीम् । उत्तानशय उद्दामपादकोकनदोऽथ सः ॥ १५२ ॥**

**भीमेन्द्रेण पुरा दत्तं नवमाणिक्यनिर्मितम् । चकर्ष पाणिना हारं पार्श्वस्थितकरण्डकात् ॥ १५३ ॥**

સૂતિકા (સુવાવડી)ની શય્યામાં ઊછળતા, અતિ પરાક્રમી, પૃથ્વીને કંપાવતા, ચત્તા સૂતેલા, રક્ત કમલ સમાન ઉદ્દામ ચરણવાળા તે (પુત્રે) નજીકમાં રહેલ કરંડિયામાંથી પહેલાં ભીમેંદ્ર વડે અપાયેલ નવ માણેક વડે બનેલ હારને ગ્રહણ કર્યો. (૧૫૨–૧૫૩)

**कंठे चिक्षेप तं हारं बालः सहजचापलात् । जगाम विस्मयं तेन कैकसी सपरिच्छदा ॥ १५४ ॥**

(ત્યાર બાદ) તે હારને બાળકે સ્વાભાવિક ચપળતાથી કંઠમાં ધારણ કર્યો. તેથી પરિવાર સહિત કૈકસી આશ્ચર્ય પામી. (૧૫૪)

रत्नश्रवसे सा चख्यौ राक्षसेन्द्रेण यः पुरा । मेघवाहनराजाय दत्तस्त्वत्पूर्वजन्मने ॥ १५५ ॥
अद्य यावद्देवतावद्योऽपूजि तव पूर्वजैः । न शक्यो वोढुमन्यैर्यो नवमाणिक्यनिर्मितः ॥ १५६ ॥
यश्च नागसहस्रेण निधानमिव रक्ष्यते । हार आकृष्य कंठेऽसौ सोऽक्षेपि शिशुना तव ॥ १५७ ॥

તેણીએ રત્નશ્રવાને કહ્યું કે પહેલાં (વ્યંતરનિકાયના) રાક્ષસેંદ્રે તમારા પૂર્વજ મેઘવાહન રાજાને જે હાર આપ્યો હતો (તે) આજ સુધી તમારા પૂર્વજો વડે દેવતાની માફક પૂજાયેલ છે. વળી નવમાણિક્યથી બનેલ જે બીજાઓ વડે ધારણ કરવો અશક્ય છે અને જે હજાર નાગોથી નિધાનની જેમ રક્ષણ કરાય છે તે આ હાર તમારા પુત્ર વડે ખેંચીને કંઠમાં ધારણ કરાયો છે. (૧૫૫, ૧૫૬, ૧૫૭.)

नवमाणिक्यसंक्रान्तमुखत्वात्तस्य तत्क्षणम् । नामधेयं दशमुख इति रत्नश्रवा व्यधात् ॥ १५८ ॥

તે વખતે તેનું મુખ નવ માણેકમાં પ્રતિબિંબિત થયેલ હોવાથી રત્નશ્રવાએ (તેનું) 'દશમુખ' એ પ્રમાણે નામ સ્થાપન કર્યું. (૧૫૮)

शशंस चैव यन्मेरौ चैत्यवंदनहेतवे । सुमालिना गतवता पृष्टस्तातेन कोऽप्यृषिः ॥ १५९ ॥

અને કહ્યું (કે) ચૈત્યવંદન માટે મેરુગિરિ ઉપર ગયેલ સુમાલી પિતા વડે કોઈ ઋષિ પુછાયા હતા. (૧૫૯)

चतुर्ज्ञानभृदित्याख्यद्धारं त्वत्पूर्वजन्मनाम् । यो वोढा नवमाणिक्यं सोऽर्धचक्री भविष्यति ॥ १६० ॥

ચાર જ્ઞાન ધારણ કરનાર (તે ઋષિએ) કહ્યું કે તમારા પૂર્વજોના નવ માણિક્યવાળા હારને જે ધારણ કરશે તે અર્ધચક્રી (પ્રતિવાસુદેવ) થશે. (૧૬૦)

कैकसी सुषुवे चान्यं भानुस्वप्नेन सूचितम् । भानुकर्ण इति सूनुं कुंभकर्णापराभिधम् ॥ १६१ ॥

કૈકસીએ સૂર્યના સ્વપ્નથી સૂચિત જેનું બીજું નામ 'કુંભકર્ણ' છે એવા ભાનુકર્ણ નામે બીજા પુત્રને જન્મ આપ્યો. (૧૬૧)

चन्द्रतुल्यनखत्वेन नाम्ना चन्द्रणखां पुनः । ख्यातां शूर्पणखां लोके कैकसी सुषुवे सुताम् ॥ १६२ ॥

વળી ચંદ્ર સમાન નખ હોવાથી નામથી ચંદ્રનખા (પરંતુ) લોકમાં શૂર્પણખા નામે ખ્યાતિ પામેલ પુત્રીને કૈકસીએ જન્મ આપ્યો. (૧૬૨)

कियत्यपि गते काले पुनश्चासूत कैकसी । पुत्रं बिभीषणं नाम्ना शशाङ्कस्वप्नसूचितम् ॥ १६३ ॥

વળી કેટલોક કાળ ગયે છતે કૈકસીએ ચંદ્રના સ્વપ્નથી સૂચિત બિભીષણ નામે પુત્રને જન્મ આપ્યો. (૧૬૩)

साग्रषोडशधनुःसमुन्नतास्ते त्रयोऽप्यहरहः सहोदराः । रेमिरे गतभया यथासुखं क्रीडयाद्यवयसोऽनुरूपया ॥ १६४ ॥

સાધિક સોળ ધનુષ ઊંચા, ભય વિનાના તે ત્રણેય ભાઈઓ બાળ વયને અનુરૂપ ક્રિયા વડે રુચિ પ્રમાણે (સુખે) આનંદ કરતા હતા. (૧૬૪)

પહેલો સર્ગ સમાપ્ત

# બીજો સર્ગ



**अथान्येद्युर्दशमुखः सानुजोऽपश्यदम्बरे । विमानारूढमायान्तमृद्धवैश्रवणं नृपम् ॥ १ ॥**

એક વખત નાના ભાઈઓ સાથે દશમુખે આકાશમાં વિમાનમાં આરૂઢ થયેલ ઋદ્ધિશાલી વૈશ્રવણ રાજાને આવતો જોયો. (૧)

**कोऽयमित्यनुयुक्ता तु तेन माताब्रवीदिति । कौशिकाया मम ज्येष्ठभगिन्या ह्येष नन्दनः ॥ २ ॥**

આ કોણ છે ? એમ તેના વડે પુછાયેલ માતાએ આ પ્રમાણે કહ્યું કે મારી મોટી બહેન કૌશિકાનો આ પુત્ર છે. (૨)

**विश्रवोनामधेयस्य विद्याधरपतेः सुतः । सर्वविद्याधरेन्द्रस्येन्द्रस्याग्रसुभटो ह्ययम् ॥ ३ ॥**

વિશ્રવા નામના વિદ્યાધર રાજાનો આ પુત્ર સર્વ વિદ્યાધરોમાં ઇંદ્ર સમાન ઇંદ્રનો મુખ્ય સુભટ છે. (૩)

**भवत्पितामहज्येष्ठं हत्वेन्द्रो मालिनं रणे । लंकां सराक्षसद्वीपां ददावस्मै च नः पुरीम् ॥४॥**

તારા દાદાના મોટા ભાઈ માલીને યુદ્ધમાં હણીને ઇંદ્રે આપણી રાક્ષસદ્વીપ સહિત લંકાનગરી આ (વૈશ્રવણ)ને આપી છે. (૪)

**ततः प्रभृति लंकायाः प्राप्त्यै कृतमनोरथः । इहास्ति ते पिता वत्स युक्तं शक्ते द्विषि ह्यदः ॥५॥**

ત્યારથી માંડીને લંકાનગરી મેળવવા માટે કર્યો છે મનોરથ જેણે એવા તારા પિતા અહીં છે. હે વત્સ ! શત્રુ સમર્થ હોતે છતે આ જ યોગ્ય છે (૫)

लंकां सराक्षसद्वीपां सह पातालंकया । विद्यां च राक्षसीं नाम पूर्वजन्मात्मजन्मजे ॥ ६ ॥
रक्षोवंशादिकन्दाय मेघवाहनभूभुजे । राक्षसेन्द्रौ ददौ भीमः प्रतीकाराय विद्विषाम् ॥ ७ ॥

રાક્ષસેંદ્ર ભીમે પૂર્વજન્મના (પોતાના) પુત્ર (અને) રાક્ષસવંશના આદ્ય અંકુર સમાન મેઘવાહન રાજાને શત્રુઓનો પ્રતીકાર કરવા રાક્ષસદ્વીપ અને પાતાલલંકા સહિત લંકા નગરી અને રાક્ષસી વિદ્યા આપી હતી. (૬–૭)

तस्यां हृतायामाम्नायराजधान्यामरातिभिः । पितामहस्तिष्ठति ते पितापि च परासुवत् ॥ ८ ॥

પરંપરાથી ચાલી આવેલી તે રાજધાની શત્રુઓ વડે લઈ લેવાયે છતે તારા દાદા અને (તારા) પિતા પણ (જીવતાં છતાં) મરણ પામેલાની જેવા રહેલ છે. (૮)

अरक्षके क्षेत्र इवोक्षाणस्तस्यामरातयः । स्वैरं चरन्तीति सदा जीवच्छल्यं पितुस्तव ॥ ९ ॥

રક્ષક વગરના ખેતરમાં આખલાની જેમ તે (રાજધાની)માં શત્રુઓ હંમેશાં ઇચ્છા મુજબ ફરે છે (તે) તારા પિતાને જીવતા શલ્ય જેવું છે. (૯)

कदा नु सानुजस्तत्र गत्वा पैतामहासने । आसीनो द्रक्ष्यसे वत्स मयका मन्दभाग्यया ॥ १० ॥

હે વત્સ ! મંદ ભાગ્યવાળી મારા વડે નાના ભાઈઓ સાથે ત્યાં જઈને દાદાના આસન ઉપર બેઠેલો તું કયારે જોવાઈશ ? (૧૦)

विलोक्य लंकालुंटाकांस्त्वत्कारायां नियन्त्रितान् । शिरोमणिर्भविष्यामि कदा पुत्रवतीष्वहम् ॥ ११ ॥

લંકાને લૂંટનારાઓને તારા કારાગૃહમાં બંધાયેલા જોઈને હું પુત્રવતીઓમાં શિરોમણિ ક્યારે થઈશ ? (૧૧)

एवं मनोरथैर्वत्स खपुष्पावचयोपमैः। क्षामीभवाम्यहरहर्मरालीव मरौ गता ॥१२॥

હે પુત્ર ! આ પ્રમાણે આકાશપુષ્પોને એકઠાં કરવા સમાન મનોરથોથી મરુદેશમાં ગયેલ હંસલીની જેમ હું હંમેશાં સુકાતી જાઉં છું (ક્ષીણ થાઉં છું). (૧૨)

अथैवमवदद्रोषभीषणाक्षो बिभीषणः। अलं मातर्विषादेन न वेत्सि सुतविक्रमम् ॥१३॥

હવે રોષથી ભયંકર નેત્રવાળો બિભીષણ એ પ્રમાણે બોલ્યો (કે) હે માતા ! વિષાદ વડે સર્યું, (કેમ કે) પુત્રના પરાક્રમને તમે જાણતા નથી. (૧૩)

आर्यस्य दशकंठस्य पुरस्तादेवि दोष्मतः। क इन्द्रो वैश्रवणः कः केऽन्ये विद्याधरा अपि ॥१४॥

હે દેવી ! શક્તિશાળી આર્ય દશમુખ આગળ ઇંદ્ર કોણ છે ? વૈશ્રવણ કોણ છે ? (અને) બીજા વિદ્યાધરો પણ કોણ છે ? (૧૪)

अज्ञातपूर्विणा लंकाराज्यं सोढं द्विषामिदम्। दशास्येन प्रसुप्तेन सिंहेनेवेभगर्जितम् ॥१५॥

સૂતેલા સિંહ વડે હાથીની ગર્જના જેમ (સહન કરાય તેમ), નથી જાણ્યું પૂર્વ (વૃત્તાન્ત) જેણે એવા દશમુખ વડે શત્રુઓનું આ લંકાનું રાજ્ય સહન કરાયું છે. (૧૫)

आस्तामार्यो दशग्रीवः परानतिभटानपि। अप्यार्यः कुंभकर्णोऽयं निःशेषीकर्तुमीश्वरः ॥१६॥

આર્ય દશમુખ દૂર રહો, પરંતુ આ આર્ય કુંભકર્ણ પણ અતિ વીર શત્રુઓને નિઃશેષ કરવા માટે શક્તિશાળી છે. (૧૬)

अस्त्वार्यः कुंभकर्णोऽपि तदादेशात् करोम्यहम् । द्विषामकांडे संहारं मातः पातः पवेरिव ॥१७॥

હે માતા ! આર્ય કુંભકર્ણને પણ જવા દો, તેમની આજ્ઞાથી હું (પોતે) અકાળે વજ્રના પડવાની જેમ શત્રુઓનો સંહાર કરીશ. (૧૭)

अथोचे रावणोऽप्येवं दशनैरधरं दशन् । त्वं वज्रकठिनास्यम्ब यदुःशल्यमधाश्चिरम् ॥ १८ ॥

હવે દાંતો વડે હોઠને ડંખતો દશમુખ પણ આ પ્રમાણે બોલ્યો (કે) હે માતા ! તું વજ્ર જેવી કઠિન છે જેથી દીર્ઘ કાળ સુધી દુષ્ટ શલ્યને ધારણ કર્યું. (૧૮)

अप्येकबाहुस्थाम्ना तान्हन्यामिन्द्रादिकान् द्विषः । शस्त्राशस्त्रिकथाऽप्यस्तु वस्तुतस्ते तृणं हि मे ॥ १९ ॥

શસ્ત્રાશસ્ત્રી (યુદ્ધ)ની વાત તો દૂર રહો, માત્ર એક હાથની શક્તિથી હું તે ઇંદ્રાદિ શત્રુઓને હણી શકું (તેમ છું,) કારણકે વાસ્તવિક રીતે (તો) મારે (મન) તેઓ તણખલા સમાન છે. (૧૯)

दोर्वीर्येणापि निर्जेतुं यद्यप्यलमहं परान् । तथापि हि प्रयोक्तव्या विद्याशक्तिः क्रमागता ॥ २० ॥

જોકે બાહુબળથી પણ હું શત્રુઓને જિતવા સમર્થ છું તોપણ કુળક્રમે આવેલી વિદ્યાશક્તિ ખરેખર પ્રયોગ કરવા યોગ્ય છે. (૨૦)

तद्विद्याः साधयिष्यामि निरवद्याः समन्ततः । अनुजानीहि यास्यामि तत्सिद्ध्यै सानुजोऽप्यहम् ॥२१॥

નિષ્પાપ એવી તે વિદ્યાઓને હું સંપૂર્ણપણે સિદ્ધ કરીશ. આજ્ઞા આપો. નાના ભાઈઓ સાથે હું પણ તેઓને સિદ્ધ કરવા જઈશ. (૨૧)

एवमुक्त्वा नमस्कृत्य पितरौ सानुजोऽपि सः । ताभ्यां च चुम्बितो मूर्ध्नि भीमारण्यमुपाययौ ॥२२॥

એ પ્રમાણે કહીને માત–પિતાને નમસ્કાર કરીને તે બે વડે નાના ભાઈઓ સહિત મસ્તકે ચુંબન કરાયેલ તે ભીમ નામે અરણ્ય તરફ ગયો. (૨૨)

शयानशयुनिःश्वासकम्पमानान्तिकद्रुमम् । दृप्तशार्दूललङ्गुलाच्छोटस्फोटितभूतलम् ॥२३॥
अस्तोकघूकघूत्कारघोरभूरुहगह्वरम् । नृत्यद्भूतपदाघात पतद्गिरितटोपलम् ॥२४॥
भयंकरं दिविषदामप्येकं पदमापदाम् । भ्रातृभ्यां सहितस्ताभ्यां तदरण्यं विवेश सः ॥२५॥

ઊંઘતા અજગરના નિઃશ્વાસથી કંપાયમાન થતાં નજીકનાં વૃક્ષોવાળા, ગર્વિષ્ઠ સિંહોનાં પૂંછડાંના પછાડાથી ભેદાયેલ ભૂમિતળવાળા, ઘણાં ઘુવડોના ઘૂત્કારો (અવાજો)થી ભયંકર વૃક્ષો અને ગુફાઓવાળા, નૃત્ય કરતાં ભૂતોના પાદાઘાતથી પર્વતની કિનારના પડતા પથ્થરોવાળા, દેવતાઓને પણ આપદાઓના અદ્વિતીય સ્થાનભૂત ભયંકર તે અરણ્યમાં તે બંને ભાઈઓ સાથે તેણે પ્રવેશ કર્યો. (૨૩–૨૪–૨૫)

ते जटामुकुटान् मूर्ध्नि धारयन्तस्तपस्विवत् । अक्षसूत्रधरा नासावंशाग्रन्यस्तदृष्टयः ॥२६॥

श्वेतांशुकभृतो यामद्वितयेन त्रयोऽपि हि। सर्वकामप्रदामष्टाक्षरीं विद्यामसाधयन् ॥ २७॥

તપસ્વિની જેમ મસ્તક ઉપર જટા રૂપ મુકુટોને ધારણ કરતા, અક્ષ સૂત્રને ધારણ કરનારા, નાસિકાના અસ્થિના અગ્ર ભાગ ઉપર સ્થાપના કરાયેલ દૃષ્ટિવાળા (અને) શ્વેત વસ્ત્રને ધારણ કરનારા તે ત્રણેએ પણ બે પ્રહર વડે ખરેખર સર્વ ઇચ્છાઓને પૂરનાર અષ્ટાક્ષરી વિદ્યાને સિદ્ધ કરી. (૨૬–૨૭)

दशकोटीसहस्राणि जपो यस्य फलप्रदः। आरेभिरे ते जपितुं तं मन्त्रं षोडशाक्षरम् ॥ २८॥

જેનો દશ હજાર ક્રોડ જાપ ફળને આપનારો છે તે ષોડશાક્ષરી મંત્રનો જાપ કરવાનો તેઓએ આરંભ કર્યો. (૨૮)

तदा त्वनादृतो नाम जम्बूद्वीपपतिः सुरः। सान्तःपुरः क्रीडनाय तत्रयातो ददर्श तान् ॥ २९॥

તે વખતે જ જંબૂદ્વીપનો અધિપતિ અનાદૃત નામે દેવ અંતઃપુર સહિત ત્યાં ક્રીડા કરવા આવ્યો (અને) તેણે તેઓને જોયા. (૨૯)

विद्यासाधनविघ्नाय तेषां यक्षाधिपः स तु। अनुकूलोपसर्गाय प्रजिघाय स्त्रयोषितः ॥ ३०॥

તેઓને વિદ્યાસિદ્ધિમાં વિઘ્ન કરવા તે યક્ષાધિપે અનુકૂલ ઉપસર્ગો કરવા માટે પોતાની સ્ત્રીઓને મોકલી. (૩૦)

तेषां क्षोभार्थमायातास्तद्रूपैरतिसुन्दरैः। ताः क्षोभं स्वयमेवेयुर्विस्मृतस्वामिशासनाः ॥ ३१॥

તેઓને ક્ષુબ્ધ કરવા માટે આવેલી (પણ) તેઓનાં અત્યંત સુંદર રૂપથી ભુલાઈ ગયો છે સ્વામીનો હુકમ જેના વડે એવી તેઓ પોતે જ ક્ષોભ પામી. (૩૧)

निर्विकारान् स्थिराकारांस्तूष्णीकानवलोक्य तान् । अकृत्रिमस्मरावेशविवशास्ते बभाषिरे ॥ ३२ ॥

વિકાર રહિત, સ્થિર આકારવાળા તેઓને મૂંગા રહેલ જોઈને સ્વાભાવિક કામના આવેશથી વિવશ બનેલી તે (સ્ત્રી)ઓ બોલી. (૩૨)

भो भो ध्यानजडा यूयं यत्नतः पश्यताग्रतः । देव्योऽपि च वशीभूताः का वः सिद्धिरतः परा ॥ ३३ ॥

અરે અરે! ધ્યાનથી જડ બની ગયેલા તમે યત્નપૂર્વક આગળ તો જુઓ, તમને દેવીઓ પણ વશ થઈ છે. એથી બીજી કઈ સિદ્ધિ (જરૂરી છે)? (૩૩)

किं विद्यासिद्धये यत्नस्तत्क्लेशेनामुना कृतम् । किं करिष्यथ विद्याभिर्देव्यः सिद्धा वयं हि वः ॥ ३४ ॥

શું વિદ્યાસિદ્ધ કરવા માટે (આ) પુરુષાર્થ છે? તો આ કલેશ વડે સર્યું, કેમ કે અમે દેવીઓ (જ) તમને સિદ્ધ થઈ છીએ (તો) વિદ્યાઓ વડે શું કરશો? (૩૪)

रमध्वं स्वैरमस्माभिस्त्रयाणां जगतामपि । रम्यरम्यप्रदेशेषु सुरदेश्या यथारुचि ॥ ३५ ॥

દેવ સમાન (તમે) સ્વેચ્છાએ ત્રણે જગતના સુંદર સુંદર પ્રદેશોમાં અમારી સાથે રુચિ અનુસાર ક્રીડા કરો. (૩૫)

सकाममिति जल्पन्त्योऽनल्पधैर्येषु तेषु ताः । विलक्षा जज्ञिरे यक्षास्तालिका नैकहस्तिकाः ॥३६॥

તેઓ અત્યંત ધૈર્યવાળા હોતે છતે કામપૂર્વક આ પ્રમાણે બોલતી એવી તે યક્ષિણીઓ ઝંખવાઈ ગઈ, (કેમ કે) **એક હાથવાળી તાળી હોતી નથી.** (એક હાથે તાળી પડતી નથી). (૩૬)

**जंबूद्वीपपतिर्यक्षस्ततस्तानब्रवीदिति । मुग्धैः किमेतदारब्धं युष्माभिः कष्टचेष्टितम् ॥३७॥**

તેથી જંબૂદ્વીપના સ્વામી યક્ષે તેઓને આ પ્રમાણે કહ્યું (કે) મુગ્ધ એવા તમારા વડે આ કષ્ટવાળું આચરણ કેમ આરંભાયું છે ? (૩૭)

**मन्ये पाखण्डिना केनाप्यकांडे मृत्युहेतवे । पाखण्डं शिक्षिता यूयमनाप्तेन दुरात्मना ॥३८॥**

હું માનું છું (કે) કોઈ દુષ્ટ, અસત્યવાદી નાસ્તિક વડે અકાળે મૃત્યુ માટે તમે પાખંડ શિખવાડાયા છો. (૩૮)

**यात याताधुनाप्येतं मुक्त्वा ध्यानदुराग्रहम् । ब्रूताहमपि यच्छामि वाञ्छितं वः कृपापरः ॥३९॥**

હજુ પણ આ ધ્યાનનો દુરાગ્રહ છોડીને જતા રહો, જતા રહો, (અથવા) બોલો, કૃપાળુ એવો હું પણ તમને ઇષ્ટ આપીશ. (૩૯)

**इत्युक्तेऽपि हि तूष्णीकांस्तान् क्रुद्धः सोऽब्रवीदिति । मुक्त्वा प्रत्यक्षदेवं मां किमन्यं ध्यायथापरम् ॥४०॥**

આ પ્રમાણે કહ્યાં છતાં પણ મૂંગા રહેલા તેઓને ક્રોધ પામેલ તેણે આ પ્રમાણે કહ્યું કે મને–સાક્ષાત દેવને–છોડીને તમે બીજા કોઈનું શા માટે ધ્યાન ધરો છો ? (૪૦)

**इति स क्रूरवाग्यक्षस्तत्परिक्षोभहेतवे । भ्रूसंज्ञया समादिक्षत् किंकरान् वानमंतरान् ॥४१॥**

આ પ્રમાણે ક્રૂર વાણીવાળા તે યક્ષે તેઓને ચલાયમાન કરવા માટે ભૃકુટીની સંજ્ઞાથી વાનમંતર ચાકરોને આદેશ કર્યો. (૪૧)

ततः किलकिलारावकारिणो बहुरूपिणः । उत्पाट्य गिरिशृंगाणि तदग्रे केऽपि चिक्षिपुः ॥ ४२ ॥

તેથી હર્ષધ્વનિ કરતા બહુરૂપી કેટલાક (વાનમંતરોએ) પર્વતનાં શિખરોને મૂળમાંથી ઉખેડીને તેમની આગળ નાખ્યાં. (૪૨)

चन्दनद्रुमवत् सर्पीभूय तान् केऽप्यवेष्टयन् । सिंहीभूय पुरस्तेषां पूच्चक्रुः केऽपि दारुणम् ॥ ४३ ॥

કેટલાક સર્પ જેવા થઈને ચંદનવૃક્ષની જેમ તેમને વીંટાઈ ગયા, (તો) કેટલાક સિંહ સમાન થઈને તેઓની આગળ ભયંકર ગર્જના કરવા લાગ્યા. (૪૩)

अच्छभल्लवृकव्याघ्राबिडालादिवपुर्भृतः । चक्रुर्बिभीषिकां केचिन्नाक्षुभ्यंस्ते तथापि हि ॥ ४४ ॥

રીંછ, વરુ, વાઘ અને બિલાડા વગેરેના શરીરને ધારણ કરનારા કેટલાક (તેઓને) ભય પમાડતા હતા તો-પણ તેઓ ચલાયમાન ન થયા. (૪૪)

कैकसीं रत्नश्रवसं जामिं चन्द्रणखां च ते । विकृत्य बध्ध्वा च पुरस्तेषां सपदि चिक्षिपुः ॥४५॥

(તેથી) તેઓએ કૈકસી (માતા), રત્નશ્રવા (પિતા) અને ચંદ્રણખા બહેનને વિકુર્વીને બાંધીને તરત તેઓની આગળ નાખ્યાં. (૪૫)

रत्नश्रवःप्रभृतयस्ते च मायामयास्तदा । उदश्रुनयना एवं चक्रन्दुः करुणस्वरम् ॥४६॥

તે વખતે માયાથી કરાયેલાં, અશ્રુ ઝરતા નેત્રવાળાં તે રત્નશ્રવા વગેરે કરુણ સ્વરે આ પ્રમાણે આક્રંદન કરવા લાગ્યાં: (૪૬)

वयं हन्यामहे बध्ध्वा तिर्यञ्चो लुब्धकैरिव । एभिर्गतघृणैः कैश्चिद्युष्माकं पश्यतामपि ।।४७।।

તમારા દેખતાં છતાં પણ શિકારીઓ વડે તિર્યંચોની જેમ બંધાઈને નિર્દય એવા આ કોઈ વડે અમે હણાઈએ છીએ. (૪૭)

उत्तिष्ठोत्तिष्ठ वत्स त्वं त्रायस्व दशकन्धर । एकान्तभक्तस्तादृक् त्वमस्मान् कथमुपेक्षसे ।।४८।।

હે વત્સ ! ઊભો થા, ઊભો થા, હે દશમુખ ! અતિશય ભક્તિવાળો તું (અમારું) રક્ષણ કર. તેવો (એકાંત-ભક્તિવાળો) તું અમારી ઉપેક્ષા કેમ કરે છે ? (૪૮)

यो बालोऽपि महाहारं तं कंठे विन्यधाः स्वयम् । तस्य बाहुबलं क्वाद्य क्वाहंकारश्च ते गतः ।।४९।।

બાળક (છતાં) પણ જેણે જાતે તે મોટા હારને કંઠમાં ધારણ કર્યો હતો તે તારું બાહુબળ આજે ક્યાં (ગયું) અને અહંકાર (પણ) ક્યાં ગયો ? (૪૯)

कुम्भकर्ण त्वमपि नो नाकर्णयसि किं वचः । यदेवमस्मान् दीनास्यानुदासीना इवेक्षसे ।।५०।।

હે કુંભકર્ણ ! શું તું પણ અમારા વચનને સાંભળતો નથી ? જેથી આ રીતે દીન મુખવાળા અમને ઉદાસીનની જેમ જુએ છે ? (૫૦)

बिभीषण क्षणमपि न भक्तिविमुखोऽभवः । किं परावर्त्तित इव दुष्टदैवेन सम्प्रति ।।५१।।

હે બિભીષણ ! ક્ષણ વાર પણ તું ભક્તિથી વિમુખ થયો નથી (છતાં) હવે જાણે દુર્દૈવથી શું (તું પણ) ફેરવાઈ ગયો છે ? (૫૧)

विलपत्स्वपि तेष्वेवं न चेलुस्ते समाधितः । ततस्तदग्रे तन्मौलींश्चिच्छिदुर्यक्षकिंकराः ।।५२।।

આ પ્રમાણે તેઓ વિલાપ કરતે છતે પણ તેઓ સમાધિથી ચલાયમાન ન થયા, તેથી યક્ષના ચાકરોએ તેમની સમક્ષ તે (માત-પિતાદિ)નાં મસ્તકો છેદી નાખ્યાં. (૫૨)

अपश्यन्त इवाग्रस्थमपि तत्कर्म दारुणम् । न मनागप्ययुः क्षोभं ते ध्यानाधीनचेतसः ।।५३।।

આગળ રહેલ તે ભયંકર કાર્યને પણ જાણે ન જોતા હોય તેમ ધ્યાનમાં લીન ચિત્તવાળા તેઓ જરા પણ ક્ષોભને ન પામ્યા. (૫૩)

रावणाग्रेऽपातयंस्ते मौली तदनुजन्मनोः । दशग्रीवस्य मूर्धानं तयोरग्रे तु मायया ।।५४।।

તેઓએ છળથી દશમુખની આગળ તેના બંને નાના ભાઈનાં મસ્તક છેદી નાખ્યાં અને તે બંને (ભાઈ) આગળ દશમુખનું મસ્તક છેદી નાખ્યું. (૫૪)

किञ्चिच्चुक्षुभतुः कोपात् कुम्भकर्णबिभीषणौ । गुरुभक्तिस्तत्र हेतुर्न पुनः स्वल्पसत्त्वता ।।५५।।

(ત્યારે) ક્રોધથી કુંભકર્ણ અને બિભીષણ કંઈક ચલાયમાન થયા. ત્યાં વડિલની ભક્તિ (એ) હેતુ છે, પરંતુ અતિઅલ્પ સત્ત્વપણું (કારણ) નથી. (૫૫)

रावणः परमार्थज्ञस्तमनर्थमचिन्तयन् । विशिष्टध्याननिष्ठोऽभूद्गिरीन्द्र इव निश्चलः ।।५६।।

તેને અનર્થ તરીકે નહિ વિચારતો, પરમાર્થને જાણનાર વિશિષ્ટ ધ્યાનમાં તત્પર એવો દશમુખ મેરુપર્વત જેવો સ્થિર થયો. (૫૬)

साधु साध्वित्यभूद् वाणी गीर्वाणानामथाम्बरे । ते च द्रुतमपासर्पंश्चकिता यक्षकिंकराः ॥५७॥

તે જ વખતે આકાશમાં 'સુંદર સુંદર' એવી દેવવાણી થઈ અને આશ્ચર્ય પામેલા તે યક્ષના સેવકો તુરત જ નાસી છૂટયા. (૫૭)

तव स्मो वशवर्तिन्य इति जल्पन्त्य उच्चकैः । विद्याः सहस्रमभ्येयुर्दशास्यं द्योतिताम्बराः ॥५८॥

અમે તને વશ થયેલ છીએ–એ પ્રમાણે ઊંચેથી બોલતી (અને) પ્રકાશમાન કરાયું છે આકાશ જેના વડે એવી એક હજાર વિદ્યાઓ દશમુખની સન્મુખ આવી. (૫૮)

प्रज्ञप्ती रोहिणा गौरी गान्धारी च तथा परा । नभःसंचारिणी कामदायिनी कामगामिनी ॥५९॥
अणिमा लघिमाक्षोभ्या मनःस्तम्भनकारिणी । सुविधाना तपोरूपा दहना विपुलोदरी ॥६०॥
शुभप्रदा रजोरूपा दिनरात्रिविधायिनी । वज्रोदरी समाकृष्टिरदर्शन्यजरामरा ॥६१॥
अनलस्तम्भनी तोयस्तम्भनी गिरिदारणी । अवलोकना तु वह्निर्घोरा धीरा भुजङ्गिनी ॥६२॥
वारिणीभुवनाऽवंध्या दारुणी मदनाशिना । भास्करी रूपसंपन्ना रोशनी विजया जया ॥६३॥
वर्धनी मोचना चैव वाराही कुटिलाकृतिः । चित्तोद्भवकरी शान्तिः कौबेरी वशकारिणी ॥६४॥

કરાયો છે વિવાહ-મહોત્સવ જેના વડે એવા તે મય વગેરે પોતાના નગર તરફ ગયા (અને) દશમુખે પણ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવી તેણી સાથે દીર્ઘ કાળ સુધી ક્રીડા કરી. (૮૪)

रावणः क्रीडयान्येद्युर्ययौ मेघरवं गिरिम् । उत्पक्षमिव पार्श्वावलम्बिभिर्मेघमण्डलैः ॥८५॥

બીજા દિવસે પડખે રહેલા વાદળના સમૂહ વડે જાણે ઊંચી પાંખોવાળો ન હોય તેવા મેઘરવ પર્વત ઉપર દશમુખ ક્રીડા માટે ગયો. (૮૫)

सरस्यपश्यन्मज्जन्तीस्तत्र खेचरकन्यकाः । षट् सहस्रान् सोऽप्सरस इव क्षीरसरस्वति ॥८६॥

ત્યાં ક્ષીરસમુદ્રમાં (સ્નાન કરતી) અપ્સરાઓ સમાન સરોવરમાં સ્નાન કરતી છ હજાર ખેચર કન્યાઓને તેણે જોઈ. (૮૬)

पद्मिन्य इव मार्तण्डं स्मेरलोचन पङ्कजाः । नाथीयन्त्यः सानुरागास्तमीक्षांचक्रिरेऽथ ताः ॥८७॥

કમળોનો સમૂહ જેમ સૂર્યને (જુએ) તેમ વિકસિત નયનકમલવાળી, પતિને ઇચ્છતી અનુરાગ સહિત તેઓ તેને જોવા લાગી. (૮૭)

सद्योऽप्यपास्य मन्दाक्षममन्दस्मरपीडिताः । भर्त्ता नस्त्वं भवैवं ताः प्रार्थयांचक्रिरे स्वयम् ॥८८॥

અત્યન્ત કામથી પીડાયેલી તેઓએ તુરત જ લજ્જાને દૂર કરી 'તું અમારો સ્વામી થા' એમ જાતે પ્રાર્થના કરી. (૮૮)

तत्र पद्मावती सर्वश्रीसुरसुन्दरोद्भवा । मनोवेगाबुधसुता चान्याशोकलताभिधा ॥८९॥

ત્યાં (તેઓમાં એક) સર્વશ્રી અને સુરસુંદરથી ઉત્પન્ન થયેલ પદ્માવતી હતી અને બીજી મનોવેગા અને બુધની પુત્રી અશોકલતા હતી. (૮૯)

अन्या विद्युत्प्रभा नाम सुता कनकसन्ध्ययोः । एवमन्या अपि जगत्प्रख्यातान्वयसम्भवाः ॥९०॥

(વળી) બીજી વિદ્યુત્પ્રભા નામે કનક અને સંધ્યાની પુત્રી હતી. એ પ્રમાણે બીજી પણ જગતમાં વિખ્યાત-વંશમાં ઉત્પન્ન થયેલ (કન્યાઓ) હતી. (૯૦)

ताः सरागाः सरागेण दशग्रीवेण कन्यकाः । गान्धर्वेण विवाहेन सर्वा अप्युपयेमिरे ॥९१॥

અનુરાગયુક્ત તે સર્વે પણ કન્યાઓ પ્રીતિયુક્ત દશમુખ વડે ગાંધર્વવિવાહથી પરણાઈ. (૯૧)

तत्सौविदास्तत्पितॄणामिदमेत्य व्यजिज्ञपन् । कोऽप्येष कन्यका यौष्माकीः परिणीयाद्य गच्छति ॥९२॥

તેમના અન્તઃપુરના રક્ષકોએ તેમના પિતૃઓની પાસે આવીને આ (વૃત્તાન્ત) જણાવ્યું (કે) આજે તમારી કન્યાઓને પરણીને આ કોઈ (ચાલ્યો) જાય છે. (૯૨)

समं तत्पितृभिर्विद्याधरैरमरसुन्दरः । क्रुद्धोऽन्वधावद्रभसा जिघांसुर्दशकन्धरम् ॥९३॥

તે(કન્યાઓ)ના વિદ્યાધર પિતૃઓ સાથે ક્રોધ પામેલ અને હણવાની ઇચ્છાવાળો અમરસુંદર તરત દશમુખ પાછળ દોડ્યો. (૯૩)

नवोढास्ता दशग्रीवमूचुः प्रकृतिकातराः । त्वरितं प्रेरय स्वामिन् विमानं मा विलम्बय ॥९४॥

સ્વભાવથી (જ) ડરપોક એવી તે નવોઢાઓ દશમુખને કહેવા લાગી (કે) હે સ્વામિન્ વિમાનને જલદી ચલાવો, વિલંબ ન કરો. (૯૪)

एकोऽप्यजय्योऽयं विद्याधरेन्द्रोऽमरसुन्दरः । किं पुनः कनक बुधप्रमुखैः परिवारितः ॥९५॥

એકલો પણ આ વિદ્યાધરેન્દ્ર અમરસુંદર જિતવો અશક્ય છે (તો) વળી કનક અને બુધ વગેરેથી પરિવરેલો (તો) શું ? (અર્થાત્ જિતવો અશક્ય જ છે.) (૯૫)

दशास्यस्तद्गिरा स्मित्वा व्याजहारेति सुन्दरीः । पश्यताजिं ममामीभिर्गरुडस्योरगैरिव ॥९६॥

તેમના વચનથી હસીને દશમુખે સુંદરીઓને આ પ્રમાણે કહ્યું (કે) સર્પોની સાથે ગરુડની જેવું આમની સાથેનું મારું યુદ્ધ (તમે) જુઓ. (૯૬)

इति ब्रुवाणमेयुस्तं कुर्वाणाः शस्त्रदुर्दिनम् । घना इव महाशैलं विद्याधरमहाभटाः ॥९७॥

મહાગિરિને વાદળાંઓ જેમ એ પ્રમાણે બોલતા તેની પાસે શસ્ત્રો વડે દુર્દિન કરતા વિદ્યાધર મહાસુભટો આવ્યા. (૯૭)

अस्त्राण्यस्त्रैः खण्डयित्वा रावणो वीर्यदारुणः । सद्यः प्रस्वापनास्त्रेणाजिघांसुस्तानमोहयत् ॥९८॥

અસ્ત્રો વડે અસ્ત્રોનું ખંડન કરીને વીર્યથી વિકરાળ (અને) હણવાની અનિચ્છાવાળા દશમુખે પ્રસ્વાપનાસ્ત્ર વડે તેઓને બેભાન કરી દીધા. (૯૮)

नागपाशैरबध्नाच्च पशूनिव दशाननः । प्रेयसीभिः पितृभिक्षां याचितस्तान्मुमोच च ॥९९॥

અને નાગપાશો વડે દશમુખે પશુઓની જેમ (તેમને) બંધનગ્રસ્ત કર્યા. (તેમ જ) પ્રેયસીઓ વડે પિતૃભિક્ષાની યાચના કરાયેલ (તેણે) તેઓને છોડી મૂક્યા. (૯૯)

ततस्ते स्वपुरं जग्मुः समं ताभिश्च रावणः । स्वयंप्रभपुरं प्राप दत्तार्घो मुदितैर्जनैः ॥१००॥

તેથી તેઓ પોતાના નગર તરફ ગયા. અને તે (પ્રેયસી)ઓ સાથે હર્ષ પામેલ લોકોથી અપાયેલ અર્ઘવાળો દશમુખ સ્વયંપ્રભ નગરે પહોંચ્યો. (૧૦૦)

अथ कुम्भपुरेशस्य महोदरमहापतेः । सुरूपनयनादेवीकुक्षिजां नवयौवनाम् ॥१०१॥

सुतां नाम्ना तडिन्मालां तडिन्मालोपमद्युतिम् । पूर्णकुम्भस्तनाभोगां कुम्भकर्ण उपायत ॥१०२॥

હવે કુંભપુરના સ્વામી મહોદર નૃપતિની સુરૂપનયના (નામે) દેવીની કુક્ષિથી ઉત્પન્ન થયેલ, નવયૌવના, વીજળીની શ્રેણિ સમાન કાન્તિવાળી, પૂર્ણકુંભ સમાન પયોધરના વિસ્તારવાળી એવી તડિન્માળા નામે કન્યાને કુંભ-કર્ણ પરણ્યો. (૧૦૧–૧૦૨)

वैताढ्यदक्षिणश्रेण्यां ज्योतिष्पुरपुरेशितुः । वारनाम्नो नन्दवतीदेवीकुक्षिसमुद्भवाम् ॥१०३॥

पङ्कजश्रीदस्युदृशं नामतः पङ्कजश्रियम् । कन्यां सुरस्त्रियमिव पर्यणैषीद्बिभीषणः ॥१०४॥

વૈતાઢ્યની દક્ષિણ શ્રેણિમાં 'વીર' નામે જ્યોતિષ્પુર નગરના સ્વામિની 'નન્દવતી' સ્ત્રીની કુક્ષિથી ઉત્પન્ન થયેલ, ॥ ५२ ॥

કમળની શોભાને ચોરનાર દૃષ્ટિવાળી, દેવાંગના સમાન 'પંકજશ્રી' નામે કન્યાને બિભીષણ પરણ્યો. (૧૦૩-૧૦૪)

अथ मन्दोदरी देवी देवेन्द्रसमतेजसम् । पुत्रमिन्द्रजितं नाम सुषुवेऽद्भुतविक्रमम् ॥१०५॥

હવે દેવી મંદોદરીએ ઇંદ્ર સમાન તેજસ્વી (અને) અદ્ભુત પરાક્રમવાળા ઈંદ્રજિત નામે પુત્રને જન્મ આપ્યો. (૧૦૫)

कियत्यपि गते काले द्वितीयमपि नन्दनम् । मेघवन्नयनानन्दं सुषुवे मेघवाहनम् ॥१०६॥

કેટલોક કાળ ગયે છતે (મંદોદરીએ) મેઘની જેમ નયનને આનંદ આપનાર મેઘવાહન (નામે) બીજા પુત્રને પણ જન્મ આપ્યો. (૧૦૬)

आकर्ण्य पितृवैरं तत्कुम्भकर्णबिभीषणौ । वैश्रवणाश्रितां लंकामुपदुद्रुवतुः सदा ॥ १०७॥

તે પિતાના વૈરને સાંભળીને કુંભકર્ણ અને બિભીષણ વૈશ્રવણ વડે આશ્રય કરાયેલ લંકાને હંમેશાં ઉપદ્રવ કરવા લાગ્યા. (૧૦૭)

वैश्रवणोऽथ दूतेनेत्यवोचत सुमालिनम् । निजौ शाधि शिशू हन्त रावणावरजाविमौ ॥ १०८॥

એથી વૈશ્રવણે દૂત દ્વારા સુમાલીને એ પ્રમાણે કહ્યું (કે) તમારા આ રાવણના બંને નાના ભાઈઓને તમે શિક્ષા કરો. (૧૦૮)

स्वान्यशक्ती न जानीतो दुर्मदौ वीरमानिनौ । एतौ पातालंकास्थौ भेकौ कूपोद्भवाविव ॥ १०९ ॥

ગર્વિષ્ઠ, પોતાબને હાદુર માનતા, કૂવામાં ઉત્પન્ન થયેલ દેડકાની જેમ પાતાલલંકામાં રહેતા આ બંને પોતાની અને બીજાની શક્તિને જાણતા નથી. (૧૦૯)

अस्मत्पुर्यामवस्कन्दं ददाते छलकर्मणा । जितकामितया मत्तौ मया चिरमुपेक्षितौ ॥११०॥

જિતવાની ઇચ્છાથી ઉન્મત્ત (એવા તે) બંને અમારી નગરીમાં કપટ કાર્યથી હુમલો કરે છે. (જે) મારા વડે લાંબા કાળ સુધી ઉપેક્ષા કરાયા. (૧૧૦)

न चेच्छिक्षयसि क्षुद्र तदिमौ मालिवर्त्मना । त्वया सहैव नेष्यामि त्वं वेत्स्यस्मद्‌बलं न तु ॥१११॥

તેથી હે નીચ! જો તું શિક્ષા નહિ કરે (તો) તારી સાથે જ આ બંનેને માલીના માર્ગે લઈ જઈશ. તું અમારા બળને પણ જાણતો નથી? (૧૧૧)

इत्युक्त्या रावणः क्रुद्धोऽभ्यधादिति महामनाः । रे क एष वैश्रवणः करदो यः परस्य हि ॥११२॥

આ પ્રમાણે સાંભળવાથી ક્રોધ પામેલ મહાત્મા દશમુખે આ પ્રમાણે કહ્યું કે અરે! બીજાને કર આપનાર આ વૈશ્રવણ કોણ છે? (૧૧૨)

अन्यस्य शासनाल्लंकां यः शास्त्येवं वदन् स किम् । न लज्जते स्वात्मनोऽपि तस्य धाष्ट्यर्मंहो महत् ॥११३॥

જે બીજાની આજ્ઞાથી લંકાનું રાજ્ય કરે છે તે આ પ્રમાણે બોલતાં કેમ શરમાતો નથી? અહો તેની પોતાની પણ નિર્લજ્જતા મહાન છે. (૧૧૩)

दूतोऽसीति न हन्मि त्वां याहीति दशमौलिना । उक्तो वैश्रवणं गत्वा दूतोऽशंसद्यथातथम् ॥११४॥

તું દૂત છે માટે તને હણતો નથી, ચાલ્યો જા—એ પ્રમાણે દશમુખ વડે કહેવાયેલ દૂતે વૈશ્રવણ પાસે જઈને

જે પ્રમાણે થયું હતું તે પ્રમાણે કહ્યું. (૧૧૪)

दूतानुपदमेवाथ दशकंठः ससोदरः । ससैन्यः प्रययौ लंकाममर्षेण गरीयसा ॥११५॥

હવે દૂતના પગલે પગલે જ ભાઈઓ અને સૈન્ય સાથે દશમુખે અતિ ભારે કોપથી લંકા તરફ પ્રયાણ કર્યું. (૧૧૫)

अग्रे गतेन दूतेन तेनाख्यातप्रवृत्तिकः । ससैन्यो निर्ययौ लङ्कापुर्या वैश्रवणो युधि ॥११६॥

તે (દશમુખ) વડે આગળ મોકલાયેલ દૂતથી કહેવાયા છે સમાચાર જેને એવો વૈશ્રવણ યુદ્ધ માટે સૈન્ય સાથે લંકા નગરીમાંથી નીકળ્યો. (૧૧૬)

वन्यामिव महावातः प्रसरन्ननिवारितम् । क्षणादभांक्षीच्च तस्याक्षौहिणीं दशकन्धरः ॥११७॥

અનિવારિતપણે પ્રસરતો વંટોળિયો જેમ વનના સમૂહનો (નાશ કરે તેમ) દશમુખે તેની અક્ષૌહિણી સેનાનો ક્ષણમાત્રમાં ભંગ કર્યો. (૧૧૭)

रावणेन बले भग्ने भग्नंमन्यः स्वयं ततः । एवं वैश्रवणो दध्यौ विध्मातक्रोधपावकः ॥११८॥

દશમુખ વડે લશ્કર હાર પામ્યે છતે પોતાને હારી ગયેલ માનતો (અને) બુઝાઈ ગયો છે ક્રોધરૂપી અગ્નિ જેનો એવો વૈશ્રવણ જાતે આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો. (૧૧૮)

सरसो लूनपद्मस्य भग्नदन्तस्य दन्तिनः । शाखिनश्छिन्नशाखस्यालंकारस्य च निर्मणेः ॥११९॥

नष्टज्योत्स्नस्य शशिनस्तोयदस्य गमाम्भसः । परैश्च भग्नमानस्य मानिनो धिगवस्थितिम् ॥१२०॥

કપાઈ ગયેલ કમળવાળા સરોવરની, ભંગાયેલ દાંતવાળા ગજની, છેદાયેલ શાખાવાળા વૃક્ષની, મણિ વિનાના અલંકારની, નાશ પામેલ ચાંદનીવાળા ચંદ્રની, જલ વિનાના વાદળની સ્થિતિ જેમ શત્રુઓ વડે માનભંગ કરાયેલ માની પુરુષની (સ્થિતિને) ધિક્કાર હો. (૧૧૯-૧૨૦)

**तस्याथवास्त्ववस्थानं यतमानस्य मुक्तये । स्तोकं विहाय वह्निष्णुर्न हि लज्जास्पदं पुमान् ॥१२१॥**

અથવા મુક્તિ માટે પ્રયત્ન કરતા તે (પુરુષ)ને (તે) સ્થિતિ ભલે હો કેમ કે થોડું છોડીને ઘણું ઈચ્છનાર પુરુષ લજ્જાનું સ્થાન નથી. (૧૨૧)

**तदलं मम राज्येनानेकानर्थप्रदायिना । उपादास्ये परिव्रज्यां द्वारं निर्वाणवेश्मनः ॥१२२॥**

તેથી અનેક અનર્થને આપનાર રાજ્ય વડે મારે સર્યું, (હું તો) મોક્ષ ગૃહના દ્વારરૂપ પરિવ્રજ્યાને ગ્રહણ કરીશ. (૧૨૨)

**अप्येतावपकर्तारौ कुम्भकर्णविभीषणौ । जातौ ममोपकर्त्तारावीदृक्पथनिदर्शनात् ॥१२३॥**

(વળી) આ અપકાર કરનારા કુંભકર્ણ અને બિભીષણ પણ આવા માર્ગના દેખવાથી મને ઉપકાર કરનાર થયા. (૧૨૩)

**रावणोऽग्रेऽपि मे बन्धुर्बन्धुः सम्प्रति कर्मतः । विनास्योपक्रममिमं नहि स्यान्मम धीरियम् ॥१२४॥**

દશમુખ આગળ પણ મારો ભાઈ (હતો અને) હવે કર્મથી ભાઈ (થયો) કેમ કે આના આ ઉપાય વિના મને આવી બુદ્ધિ ન થાત. (૧૨૪)

एवं ध्यात्वा वैश्रवणस्त्यक्त्वा शस्त्रादि सर्वतः । तत्त्वनिष्ठः परिव्रज्यां स्वयमेव समाददे ॥१२५॥
એ પ્રમાણે વિચાર કરીને સર્વતઃ શસ્ત્રાદિનો ત્યાગ કરી તત્ત્વનિષ્ઠ (તેણે) જાતે જ સંયમ ગ્રહણ કર્યો. (૧૨૫)

तं नत्वा रावणोऽप्येवमुवाच रचिताञ्जलिः । ज्येष्ठो भ्राता त्वमसि मे सहस्वागोऽनुजन्मनः ॥१२६॥
રચાયેલ અંજલિવાળા દશમુખે પણ તેને નમસ્કાર કરીને આ પ્રમાણે કહ્યું (કે) તમે મારા મોટા ભાઈ છો (તેથી) નાના ભાઈનો અપરાધ માફ કરો. (૧૨૬)

राज्यं कुरुष्व निःशंको लंकायामपि बान्धव । वयमन्यत्र यास्यामो न हीयत्येव मेदिनी ॥१२७॥
હે બંધુ ! તમે લંકામાં પણ નિઃશંક (થઈને) રાજ્ય કરો, અમે અન્ય સ્થળે જઈશું કેમ કે પૃથ્વી આટલી જ નથી. (૧૨૭)

तस्मिन्नेवं ब्रुवाणेऽपि महात्मा प्रतिमास्थितः । किंचिन्नोचे वैश्रवणस्तद्भवेऽपि शिवंगमी ॥१२८॥
તે એ પ્રમાણે બોલતે છતે પણ પ્રતિમામાં રહેલ (અને) તે જ ભવે મોક્ષે જનાર મહાત્મા વૈશ્રવણ કંઈ બોલ્યા નહિ. (૧૨૮)

ज्ञात्वानीहं वैश्रवणं क्षमयित्वा प्रणम्य च । विमानं पुष्पकं तस्य सोऽग्रहीत्सह लंकया ॥१२९॥
વૈશ્રવણ(મુનિ) સ્પૃહનો રહિત જાણીને. ખમાવી અને નમસ્કાર કરીને તેણે લંકા સાથે તેના પુષ્પક વિમાનને ગ્રહણ કર્યું (૧૨૯)

जयलक्ष्मीलतापुष्पं सोऽधिरुह्याथ पुष्पकम् । सम्मेतशैलशृंगेऽर्हत्प्रतिमा वन्दितुं ययौ ॥१३०॥

હવે જય લક્ષ્મી રૂપ લતાના પુષ્પસમાન પુષ્પક વિમાનમાં આરૂઢ થઈને તે (દશમુખ) સમ્મેતગિરિના શિખર ઉપર જિનપ્રતિમાઓને વંદન કરવા ગયો. (૧૩૦)

वन्दित्वा प्रतिमाः शैलाद्रावणस्यावरोहतः । सेनाकलकलेनैको जगर्ज वनकुञ्जरः ॥१३१॥

પ્રતિમાઓને વંદન કરીને પર્વત ઉપરથી ઊતરતા દશમુખની સેનાના કોલાહલથી એક વનહસ્તીએ ગર્જના કરી. (૧૩૧)

अथ प्रहस्त इत्यूचे प्रतिहारो दशाननम् । हस्तिरत्नमसौ देव देवस्यार्हति यानताम् ॥१३२॥

(તેથી) પ્રહસ્ત (નામે) પહેરગીરે દશમુખને આ પ્રમાણે કહ્યું (કે) હે દેવ! આ હસ્તીરત્ન દેવ(આપ)ના વાહનપણાને યોગ્ય છે. (૧૩૨)

ततः पिंगोत्तुंगदन्तं मधुपिंगललोचनम् । उदग्रकुंभशिखरं मदनिर्झरिणीगिरिम् ॥१३३॥

सप्तहस्तमुच्छ्रायं नवहस्तायतं च तम् । क्रीडापूर्वं वशीकृत्याध्यारुरोह दशाननः ॥१३४॥

પછી પીળા અને ઊંચા દાંતવાળા, મધસમાન પીળાં નેત્રોવાળા, ઊંચા ગંડસ્થળ રૂપ શિખરવાળા, મદરૂપ નદીના (ઉત્પન્ન કરનારા હોવાથી) પર્વત સમાન, સાત હાથ ઊંચા અને નવ હાથ લાંબા એવા તે (વનહાથી)ને પરિહાસ-પૂર્વક વશ કરીને દશમુખ (તેની ઉપર) આરૂઢ થયો. (૧૩૩–૧૩૪)

चकार तस्य भुवनालंकार इति नाम सः। ऐरावणगजारूढशक्रलक्ष्मीं विडम्बयन् ॥१३५॥

ઐરાવણ હસ્તી ઉપર આરૂઢ થયેલ ઇંદ્રની શોભાનું અનુકરણ કરતા તેણે તે (વનહસ્તી)નું 'ભુવનાલંકાર' એવું નામ પાડ્યું. (૧૩૫)

गजमालानितं कृत्वा तत्रैवोवास तां निशाम् । दशास्यः प्रातरध्यष्ठादास्थानीं सपरिच्छदः ॥१३६॥

હાથીને બંધનવાળો કરીને (ખીલે બાંધીને) તે રાત્રિ દશમુખ ત્યાં જ રહ્યો. પ્રાતઃકાળે પરિવાર સહિત (તે) સભામાં બેઠો છે. (૧૩૬)

तत्रोपेत्य प्रतीहारविज्ञप्तो घातजर्जरः । विद्याधरस्तं पवनवेगो नत्वैवमब्रवीत् ॥१३७॥

(તે વખતે) પ્રતીહારી વડે જણાવાયેલ ઘા (વાગવા)થી શિથિલ થઈ ગયેલ પવનવેગ (નામે) વિદ્યાધર ત્યાં આવીને તેને નમસ્કાર કરીને આ પ્રમાણે બોલ્યો: (૧૩૭)

देव पातालल‌ङ्कायाः किष्किन्धिनृपनन्दनौ । किष्किन्धायां गतौ सूर्यरजा ऋक्षरजा अपि ॥१३८॥

હે દેવ ! કિષ્કિંધિ રાજાના પુત્ર સૂર્યરજા અને ઋક્ષરજા પણ પાતાલલંકામાંથી કિષ્કિંધા (નગરી)માં ગયા હતા. (૧૩૮)

अभूद्युद्धं तयोस्तत्र यमेन सह भूभुजा । यमेनेवातिघोरेण प्राणसंशयदायिना ॥१३९॥

ત્યાં તે બંનેને યમની જેવા અતિ ભયંકર (અને) પ્રાણના સંશયને કરનાર યમરાજા સાથે યુદ્ધ થયું. (૧૩૯)

चिरं युद्धा यमेनोच्चैर्बध्वा कारानिकेतने । क्षिप्तौ सूर्यरजा ऋक्षरजाः सपदि दस्युवत् ॥१४०॥

લાંબા કાળ સુધી મોટું યુદ્ધ કરી યમ વડે એકદમ ચોરની જેમ બાંધીને સૂર્યરજા અને ઋક્ષરજા કારાગૃહમાં નખાયા (પુરાયા). (૧૪૦)

**विधाय नरकावासांस्तेन वैतरणीयुतान् । छेदभेदादिदुखं तौ प्राप्येते सपरिच्छदौ ॥ १४१ ॥**

(અને) વૈતરણી (નદી)થી યુક્ત નરકાવાસો બનાવીને તે (યમ) વડે પરિવાર સહિત તે બંને (સૂર્યરજા અને ઋક્ષરજા) છેદ-ભેદ વગેરે દુઃખ પમાડાય છે. (૧૪૧)

**तौ त्वदीयौ क्रमायातौ सेवकौ दशकन्धर । मोचय त्वमलंघ्याज्ञस्तवैव स पराभवः ॥ १४२ ॥**

હે દશમુખ ! તે બંને કુળક્રમે પ્રાપ્ત થયેલ તારા સેવકો છે (તો) અલંઘ્ય આજ્ઞાવાળો તું (તેમને) મુક્ત કરાવ, (કેમ કે) તે તારો જ પરાભવ છે. (૧૪૨)

**रावणोऽपि जगादैवमेवमेतदसंशयम् । आश्रयस्य हि दौर्बल्यादाश्रितः परिभूयते ॥ १४३ ॥**

દશમુખ પણ એ પ્રમાણે બોલ્યો (કે) આ (વાત) નિઃસંશય આ પ્રમાણે (જ) છે કેમ કે આશ્રયની દુર્બળતાથી (જ) આશ્રિત પરાભવ કરાય છે. (૧૪૩)

**परोक्षतः पत्तयोऽमी यद्बद्धास्तेन दुर्धिया । कारायां यच्च निक्षिप्ता एष यच्छामि तत्फलम् ॥ १४४ ॥**

જે કારણથી તે દુર્બુદ્ધિ વડે પરોક્ષ રીતે આ સેવકો બંધાયા છે અને જે કારાગૃહમાં નખાયા છે તેનું ફળ આ હું આપીશ. (૧૪૪)

एवं ध्यात्वा वैश्रवणस्त्यक्त्वा शस्त्रादि सर्वतः । तत्त्वनिष्ठः परिव्रज्यां स्वयमेव समाददे ॥१२५॥

એ પ્રમાણે વિચાર કરીને સર્વતઃ શસ્ત્રાદિનો ત્યાગ કરી તત્ત્વનિષ્ઠ (તેણે) જાતે જ સંયમ ગ્રહણ કર્યો. (૧૨૫)

तं नत्वा रावणोऽप्येवमुवाच रचिताञ्जलिः । ज्येष्ठो भ्राता त्वमसि मे सहस्वागोऽनुजन्मनः ॥१२६॥

રચાયેલ અંજલિવાળા દશમુખે પણ તેને નમસ્કાર કરીને આ પ્રમાણે કહ્યું (કે) તમે મારા મોટા ભાઈ છો (તેથી) નાના ભાઈનો અપરાધ માફ કરો. (૧૨૬)

राज्यं कुरुष्व निःशंको लंकायामपि बान्धव । वयमन्यत्र यास्यामो न हीयत्येव मेदिनी ॥१२७॥

હે બંધુ! તમે લંકામાં પણ નિઃશંક (થઈને) રાજ્ય કરો, અમે અન્ય સ્થળે જઈશું કેમ કે પૃથ્વી આટલી જ નથી. (૧૨૭)

तस्मिन्नेवं ब्रुवाणेऽपि महात्मा प्रतिमास्थितः । किंचिन्नोचे वैश्रवणस्तद्भवेऽपि शिवंगमी ॥१२८॥

તે એ પ્રમાણે બોલતે છતે પણ પ્રતિમામાં રહેલ (અને) તે જ ભવે મોક્ષે જનાર મહાત્મા વૈશ્રવણ કંઈ બોલ્યા નહિ. (૧૨૮)

ज्ञात्वानीहं वैश्रवणं क्षमयित्वा प्रणम्य च । विमानं पुष्पकं तस्य सोऽग्रहीत्सह लंकया ॥१२९॥

વૈશ્રવણ(મુનિ) સ્પૃહનો રહિત જાણીને, ખમાવી અને નમસ્કાર કરીને તેણે લંકા સાથે તેના પુષ્પક વિમાનને ગ્રહણ કર્યું (૧૨૯)

जयलक्ष्मीलतापुष्पं साऽधिरुह्याथ पुष्पकम् । सम्मेतशैलशृंगेऽर्हत्प्रतिमा वन्दितुं ययौ ॥१३०॥

હવે જય લક્ષ્મી રૂપ લતાના પુષ્પસમાન પુષ્પક વિમાનમાં આરૂઢ થઈને તે (દશમુખ) સમ્મેતગિરિના શિખર ઉપર જિનપ્રતિમાઓને વંદન કરવા ગયો. (૧૩૦)

वन्दित्वा प्रतिमाः शैलाद्रावणस्यावरोहतः । सेनाकलकलेनैको जगर्ज वनकुञ्जरः ॥१३१॥

પ્રતિમાઓને વંદન કરીને પર્વત ઉપરથી ઊતરતા દશમુખનીસેનાના કોલાહલથી એક વનહસ્તીએ ગર્જના કરી. (૧૩૧)

अथ प्रहस्त इत्यूचे प्रतिहारो दशाननम् । हस्तिरत्नमसौ देव देवस्यार्हति यानताम् ॥१३२॥

(તેથી) પ્રહસ્ત (નામે) પહેરગીરે દશમુખને આ પ્રમાણે કહ્યું (કે) હે દેવ! આ હસ્તીરત્ન દેવ(આપ)ના વાહનપણાને યોગ્ય છે. (૧૩૨)

ततः पिंगोत्तुंगदन्तं मधुपिंगललोचनम् । उदग्रकुंभशिखरं मद निर्झरिणीगिरिम् ॥१३३॥

सप्तहस्तमुच्छ्रायं नवहस्तायतं च तम् । क्रीडापूर्वं वशीकृत्याध्यारुरोह दशाननः ॥१३४॥

પછી પીળા અને ઊંચા દાંતવાળા, મધસમાન પીળાં નેત્રોવાળા, ઊંચા ગંડસ્થળ રૂપ શિખરવાળા, મદરૂપ નદીના (ઉત્પન્ન કરનારા હોવાથી) પર્વત સમાન, સાત હાથ ઊંચા અને નવ હાથ લાંબા એવા તે (વનહાથી)ને પરિહાસ-પૂર્વક વશ કરીને દશમુખ (તેની ઉપર) આરૂઢ થયો. (૧૩૩–૧૩૪)

चकार तस्य भुवनालंकार इति नाम सः। ऐरावणगजारूढशक्रलक्ष्मीं विडम्बयन् ॥१३५॥

ઐરાવણ હસ્તી ઉપર આરૂઢ થયેલ ઇંદ્રની શોભાનું અનુકરણ કરતા તેણે તે (વનહસ્તી)નું 'ભુવનાલંકાર' એવું નામ પાડ્યું. (૧૩૫)

गजमालानितं कृत्वा तत्रैवोवास तां निशाम् । दशास्यः प्रातरध्यष्ठादास्थानीं सपरिच्छदः ॥१३६॥

હાથીને બંધનવાળો કરીને (ખીલે બાંધીને) તે રાત્રિ દશમુખ ત્યાં જ રહ્યો. પ્રાતઃકાળે પરિવાર સહિત (તે) સભામાં બેઠો છે. (૧૩૬)

तत्रोपेत्य प्रतीहारविज्ञप्तो घातजर्जरः । विद्याधरस्तं पवनवेगो नत्वैवमब्रवीत् ॥१३७॥

(તે વખતે) પ્રતીહારી વડે જણાવાયેલ ઘા (વાગવા)થી શિથિલ થઈ ગયેલ પવનવેગ (નામે) વિદ્યાધર ત્યાં આવીને તેને નમસ્કાર કરીને આ પ્રમાણે બોલ્યો: (૧૩૭)

देव पाताललङ्कायाः किष्किन्धिनृपनन्दनौ । किष्किन्धायां गतौ सूर्यरजा ऋक्षरजा अपि ॥१३८॥

હે દેવ ! કિષ્કિંધિ રાજાના પુત્ર સૂર્યરજા અને ઋક્ષરજા પણ પાતાલલંકામાંથી કિષ્કિંધા (નગરી)માં ગયા હતા. (૧૩૮)

अभूद्युद्धं तयोस्तत्र यमेन सह भूभुजा । यमेनेवातिघोरेण प्राणसंशयदायिना ॥१३९॥

ત્યાં તે બંનેને યમની જેવા અતિ ભયંકર (અને) પ્રાણના સંશયને કરનાર યમરાજા સાથે યુદ્ધ થયું. (૧૩૯)

चिरं युद्धा यमेनोच्चैर्बध्वा कारानिकेतने । क्षिप्तौ सूर्यरजा ऋक्षरजाः सपदि दस्युवत् ॥१४०॥

લાંબા કાળ સુધી મોટું યુદ્ધ કરી યમ વડે એકદમ ચોરની જેમ બાંધીને સૂર્યરજા અને ઋક્ષરજા કારાગૃહમાં નખાયા (પુરાયા). (૧૪૦)

**विधाय नरकावासांस्तेन वैतरणीयुतान् । छेदभेदादिदुःखं तौ प्राप्येते सपरिच्छदौ ॥ १४१ ॥**

(અને) વૈતરણી (નદી)થી યુક્ત નરકાવાસો બનાવીને તે (યમ) વડે પરિવાર સહિત તે બંને (સૂર્યરજા અને ઋક્ષરજા) છેદ-ભેદ વગેરે દુઃખ પમાડાય છે. (૧૪૧)

**तौ त्वदीयौ क्रमायातौ सेवकौ दशकन्धर । मोचय त्वमलंघ्याज्ञस्तवैव स पराभवः ॥ १४२ ॥**

હે દશમુખ! તે બંને કુળક્રમે પ્રાપ્ત થયેલ તારા સેવકો છે (તો) અલંઘ્ય આજ્ઞાવાળો તું (તેમને) મુક્ત કરાવ, (કેમ કે) તે તારો જ પરાભવ છે. (૧૪૨)

**रावणोऽपि जगादैवमेवमेतदसंशयम् । आश्रयस्य हि दौर्बल्यादाश्रितः परिभूयते ॥ १४३ ॥**

દશમુખ પણ એ પ્રમાણે બોલ્યો (કે) આ (વાત) નિઃસંશય આ પ્રમાણે (જ) છે કેમ કે આશ્રયની દુર્બળતાથી (જ) આશ્રિત પરાભવ કરાય છે. (૧૪૩)

**परोक्षतः पत्तयोऽमी यद्बद्धास्तेन दुर्धिया । कारायां यच्च निक्षिप्ता एष यच्छामि तत्फलम् ॥ १४४ ॥**

જે કારણથી તે દુર્બુદ્ધિ વડે પરોક્ષ રીતે આ સેવકો બંધાયા છે અને જે કારાગૃહમાં નખાયા છે તેનું ફળ આ હું આપીશ. (૧૪૪)

इत्युदीर्योग्रदोर्वीर्यः सानीकोऽनीकलालसः । पुरीं जगाम किष्किन्धां यमदिक्पालपालिताम् ॥ १४५ ॥

એ પ્રમાણે કહીને પ્રચંડ બાહુબળવાળો (અને) યુદ્ધની લાલસાવાળો (તે દશમુખ) સૈન્ય સાથે યમ દિક્‌પાલ વડે રક્ષણ કરાયેલ કિષ્કિંધા નગરી તરફ ગયો. (૧૪૫)

त्रपुपानशिलास्फालपर्शुच्छेदादिदारुणान् । ददर्श नरकांस्तत्र सप्तापि दशकन्धरः ॥ १४६ ॥

ત્યાં સીસું પાવું, પથ્થર પર પછાડવું, ફરશી વડે છેદન વગેરેથી ભયંકર સાતે પણ નરકોને દશમુખે જોયાં. (૧૪૬)

क्लिश्यमानान् निजान् पत्तीन् दृष्ट्वा रुष्टो दशाननः । परमाधार्मिकांस्तत्रात्रासयद् गरुडोऽहिवत् ॥ १४७ ॥

ત્યાં દુઃખ અપાતા પોતાના સેવકોને જોઈને ગરુડ જેમ સૂર્યને (ત્રાસ પમાડે) (તેમ) દશમુખે પરમાધાર્મિકોને ત્રાસ પમાડ્યો. (૧૪૭)

स्वपत्तीन् मोचयामास तत्रस्थानपरानपि । महतामागमो ह्याशु क्लेशच्छेदाय कस्य न ॥ १४८ ॥

(અને) ત્યાં રહેલ પોતાના સેવકોને (તેમ જ) બીજાઓને પણ છોડાવ્યા. ખરેખર **મહાપુરુષોનું આગમન કોના દુઃખને જલદીથી છેદવા (સમર્થ) થતું નથી?** (અર્થાત્ દરેકના દુઃખોને છેદનાર થાય છે). (૧૪૮)

यमाय नरकारक्षास्तत्तु नारकमोक्षणम् । क्षणाद् गत्वा समाचख्युः सपूत्कारोर्ध्वबाहवः ॥ १४९ ॥

પોકારો સહિત ઊંચા હાથવાળા નરકના રક્ષકોએ ક્ષણ વારમાં જઈને તે નારકોનો છુટકારો યમને કહ્યો. (૧૪૯)

क्रोधारुणाक्षः सद्योऽपि यमो यम इवापरः । नगर्या निर्ययौ योद्धुं युद्धनाटकसूत्रभृत् ॥ १५० ॥

તરત જ જાણે બીજો યમ ન હોય તેવો, ક્રોધથી રક્ત નેત્રવાળો, યુદ્ધરૂપી નાટકનો સૂત્રધાર યમ યુદ્ધ માટે નગરીમાંથી બહાર નીકળ્યો. (૧૫૦)

सैन्याः सैन्यैः समं सेनाधिपैः सेनान्य आहवम् । चक्रुर्यमः पुनः क्रुद्धः क्रुद्धेन दशमौलिना ॥१५१॥

સૈન્યો સૈન્યો સાથે, સેનાપતિઓ સેનાપતિઓ સાથે અને ક્રુદ્ધ યમ ક્રોધ પામેલ દશમુખ સાથે યુદ્ધ કરવા લાગ્યો. (૧૫૧)

शराशरि चिरं कृत्वा यमोऽधाविष्ट वेगतः । शुण्डादण्डमिव व्यालो दण्डमुत्पाट्य दारुणम् ॥१५२॥

લાંબા કાળ સુધી શરાશરી યુદ્ધ કરીને સૂંઢરૂપી દંડને (ઉપાડીને) જેમ હાથી દોડે (તેમ) વેગથી ભયંકર દંડ ઉપાડીને યમ (રાજા) દોડ્યો. (૧૫૨)

खंडशः खण्डयामास नालकाण्डमिवाथ तम् । क्षुरप्रेण दशग्रीवः क्लीबवद् गणयन् परान् ॥१५३॥

શત્રુઓને નપુસંક જેવા ગણતા દશમુખે ક્ષુરપ્ર (એક જાતનું બાણ) વડે તે (દંડ)ના કમળના નાળની જેમ ટુકડે ટુકડા કરી નાખ્યા. (૧૫૩)

यमः पृषत्कैर्भूयोऽपि छादयामास रावणम् । अवारयद्रावणस्ताँल्लोभः सर्वगुणानिव ॥१५४॥

યમે ફરી ફરી બાણો વડે દશમુખને ઢાંકી દીધો (અને) જેમ લોભ સર્વ ગુણોને (અટકાવી દે) (તેમ) દશમુખે તેમને અટકાવી દીધાં. (૧૫૪)

युगपद्भूयसो बाणान् वर्षन्नथ दशाननः । यमं जर्जरयाञ्चक्रे जरेव बलनाशकृत् ॥१५५॥

પછી એકીસાથે ઘણાં બાણોને મૂકતા દશમુખે બળનો નાશ કરનાર જરાની જેમ યમને જર્જરિત કરી દીધો. (૧૫૫)

अथ प्रणश्य संग्रामाद्यमस्त्वरितमभ्यगात् । रथनूपुरनेतारमिन्द्रं विद्याधरेश्वरम् ॥१५६॥

હવે (તેથી) યુદ્ધમાંથી નાસી જઈને યમ જલદીથી રથનૂપુરના નાયક, વિદ્યાધરોના સ્વામી ઇંદ્ર પાસે ગયો. (૧૫૬)

यमः शक्रं नमस्कृत्य जगादेति कृताञ्जलिः । जलाञ्जलिर्मयादायि यमत्वाय प्रभोऽधुना ॥ १५७॥

રચાયેલ અંજલિવાળો યમ શક્રને નમીને આ પ્રમાણે બોલ્યો (કે) હે પ્રભો! મારા વડે હવે યમપણાને જલાંજલિ (તિલાંજલિ) અપાઈ છે. (૧૫૭)

रुष्य वा तुष्य वा नाथ करिष्ये यमतां न हि । उत्थितो हि दशग्रीवो यमस्यापि यमोऽधुना ॥१५८॥

હે નાથ! તું રોષાયમાન થાય કે સંતુષ્ટ થાય પણ હું યમપણું કરીશ નહિ કેમ કે હવે દશમુખ યમનો પણ યમ થયો છે. (૧૫૮)

विद्राव्य नरकारक्षान्नारकास्तेन मोचिताः । क्षत्रव्रतधनेनोच्चैर्जीवन्मुक्तोऽस्मि चाहवात् ॥ १५९ ॥

નરકના રક્ષકોને નસાડીને તેના વડે નારકો મુક્ત કરાયા અને હું ઉચ્ચ ક્ષાત્રવ્રતરૂપ ધનથી (જ) યુદ્ધમાંથી જીવતો છોડાયો છું. (૧૫૯)

जित्वा वैश्रवणं तेन लंकापि जगृहे युधि । तद्विमानं पुष्पकं च जितश्च सुरसुन्दरः ॥ १६० ॥

યુદ્ધમાં વૈશ્રવણને જીતીને તેના વડે તે (વૈશ્રવણ)નું પુષ્પક વિમાન અને લંકા પણ ગ્રહણ કરાઈ તેમ જ સુરસુંદર (વિદ્યાધર) જિતાયો છે. (૧૬૦)

क्रुद्धोऽथ शक्रो युद्धेच्छुर्निषिद्धः कुलमन्त्रिभिः । तैस्तैरुपायैर्बलिना सह विग्रहभीरुभिः ॥ १६१ ॥

હવે ક્રોધ પામેલ અને લડવાની ઇચ્છાવાળો ઇંદ્ર બળવાન સાથે લડવામાં ભીરુ એવા કુલમંત્રીઓ વડે તે તે ઉપાયોથી નિષેધાયો. (૧૬૧)

यमाय सुरसंगीतं पुरमिन्द्रोऽथ दत्तवान् । स्वयं तथैव तस्थौ च विलसन्रथनूपुरे ॥ १६२ ॥

એથી ઇંદ્રે યમને સુરસંગીત નગર આપ્યું અને પોતે રથનૂપુરમાં તે જ પ્રમાણે વિલાસ કરતો રહ્યો. (૧૬૨)

इतश्चादित्यरजसे किष्किन्धां नगरीं ददौ । दशास्य ऋक्षरजसे पुरमृक्षपुरं पुनः ॥ १६३ ॥

આ બાજુ દશમુખે આદિત્યરજાને કિષ્કિંધા નગરી (આપી) અને ઋક્ષરજાને ઋક્ષપુર નગર આપ્યું. (૧૬૩)

जगाम तु स्वयं लंकामलंकर्मीणविक्रमः । स्तूयमानो देवतेव बन्धुभिर्नागरैश्च सः ॥ १६४ ॥

અને કાર્ય કરવામાં સમર્થ પરાક્રમવાળો, બંધુઓ તથા નગરજનો વડે દેવતાની જેમ સ્તુતિ કરાતો તે પોતે લંકા (નગરી)માં ગયો. (૧૬૪)

अमरेन्द्रोऽमरावत्यामिव तस्यामवस्थितः । दशास्यः प्रशशासाथ राज्यं पैतामहं महत् ॥ १६५ ॥

અમરાવતીમાં દેવેંદ્રની જેમ તે (લંકા) માં રહેલ દશમુખ પિતામહ સંબંધી વિશાળ રાજ્ય ચલાવવા લાગ્યો. (૧૬૫)

इतश्चादित्यरजसः कपिराजस्य नन्दनः । महिष्यामिन्दुमालिन्यां वाली नामाभवद्बली ॥ १६६ ॥

આ બાજુ કપિરાજ આદિત્યરજાની પટરાણી ઇંદુમાલિનીથી બળવાન એવો વાલિ નામે પુત્ર થયો. (૧૬૬)

जम्बूद्वीपं समुद्रांतं वाली बाहुबलोल्बणः । नित्यं प्रदक्षिणीकुर्वन् सर्वचैत्यान्यवन्दत ॥ १६७ ॥

બાહુબળ વડે તેજસ્વી વાલી હંમેશાં સમુદ્રાંત જંબૂદ્વીપને પ્રદક્ષિણા કરતો સર્વચૈત્યોને વંદન કરતો હતો. (૧૬૭)

सुग्रीव इति चान्योऽभूदादित्यरजसः सुतः । कन्या कनीयसी तस्य सुप्रभेति च नामतः ॥ १६८ ॥

આદિત્યરજાને સુગ્રીવ એ (નામે) બીજો પુત્ર અને સુપ્રભા એ નામે તેને નાની પુત્રી થઈ. (૧૬૮)

अभूतामृक्षरजसोऽप्युभौ भुवनविश्रुतौ । भार्यायां हरिकान्तायां नलनीलाभिधौ सुतौ ॥ १६९ ॥

ઋક્ષરજાને પણ હરિકાન્તા પત્નીથી જગવિખ્યાત નલ અને નીલ નામે બે પુત્ર થયા. (૧૬૯)

नरेंद्र आदित्यरजा वालिने बलशालिने । दत्त्वा राज्यं प्रवव्राज तपस्तप्त्वा ययौ शिवम् ॥ १७० ॥

આદિત્યરજા નરેંદ્રે બળવાન વાલિને રાજ્ય આપી સંયમ ગ્રહણ કર્યો (અને) તપ કરી મોક્ષે ગયા. (૧૭૦)

सम्यग्दृष्टिं न्यायवन्तं दयावन्तं महौजसम् । स्वानुरूपं यौवराज्ये सुग्रीवं वाल्यपि न्यधात् ॥ १७१ ॥

વાલિએ પણ સમ્યગ્દષ્ટિ, ન્યાયી, દયાળુ, મહા ઓજસ્વી (અને) પોતાની સમાન સુગ્રીવને યુવરાજપદે સ્થાપન કર્યો. (૧૭૧)

अन्यदा तु दशग्रीवश्चैत्यवन्दनहेतवे । सकलत्रो गजारूढः प्रययौ मेरुपर्वते ॥ १७२ ॥

એક વખત પત્ની સાથે ગજ ઉપર આરૂઢ થયેલ દશમુખ ચૈત્યોના વંદન માટે મેરુ પર્વત ઉપર ગયો. (૧૭૨)

अत्रान्तरे चन्द्रणखामपश्यत् खरखेचरः । जातरागो जातरागां जह्रे मेघप्रभात्मजः ॥१७३॥

અહીં વચમાં મેઘપ્રભના પુત્ર ખર વિદ્યાધરે ચન્દ્રણખાને જોઈ (અને) ઉત્પન્ન થયેલ રાગવાળા (તેણે) ઉત્પન્ન થયેલ રાગવાળી (તેણી)નું હરણ કર્યું (૧૭૩)

ययौ पाताललंकां च तत्र चन्द्रोदरं नृपम् । आदित्यरजसः सूनुं निर्वास्यादत्त तां स्वयम् ॥१७४॥

અને પાતાલલંકામાં ગયો, ત્યાં આદિત્યરજાના પુત્ર ચદ્રોદર રાજાને કાઢી મૂકીને પોતે તે (પાતાલલંકા)ને ગ્રહણ કરી. (૧૭૪)

क्षणेनाप्यायया मेरोर्लंकायां दशकन्धरः । आकर्ण्य तच्चन्द्रणखाहरणं प्रचुकोप च ॥१७५॥

ક્ષણ વારમાં દશમુખ પણ મેરુ ઉપરથી લંકામાં પાછો આવ્યો અને તે ચન્દ્રણખાનું હરણ (થયેલું) સાંભળી કોપિત થયો. (૧૭૫)

खरखेचरघाताय चचालाथ दशाननः । पञ्चानन इव क्रुद्धो गजाखेटककर्मणे ॥१७६॥

એથી ખર વિદ્યાધરનો નાશ કરવા માટે હાથીનો શિકાર કરવામાં ક્રોધ પામેલ સિંહની જેમ દશમુખ ચાલી નીકળ્યો. (૧૭૬)

अथ मन्दोदरी देवी निजगादेति रावणम् । संरंभः कोऽयमस्थाने मनाग्विमृश मानद ॥१७७॥

એ વખતે મંદોદરી રાણીએ દશમુખને આ પ્રમાણે કહ્યું કે હે માનદ ! આ કોપ અયોગ્ય સ્થાને છે. (માટે) જરા વિચાર કરો. (૧૭૭)

कन्या ह्यवश्यं कस्मैचिद्दातव्या यदि सा स्वयम् । वरं वृणीते रुचितमभिजातं च साधु तत् ॥१७८॥

કેમ કે કન્યા અવશ્ય કોઈને આપવા યોગ્ય છે. જો તે જાતે મનપસંદ અને કુલીન વરને પસંદ કરે છે તો તે સારું (જ છે.) (૧૭૮)

अनुरूपो वरश्चन्द्रणखाया दूषणात्मजः । अदूषणश्च ते पत्तिर्भविष्यत्येष विक्रमी ॥१७९॥

દૂષણનો પુત્ર (ખર) ચન્દ્રણખાને યોગ્ય પતિ છે. અને દૂષણરહિત તે તારો પરાક્રમી સૈનિક થશે. (૧૭૯)

प्रेष्य प्रधानपुरुषांस्तदुद्वाहय तं तया । अस्मै पाताललंकां च देहि धेहि प्रसन्नताम् ॥१८०॥

તેથી પ્રધાન પુરુષોને મોકલી તેણીની સાથે તે (ખર)નો વિવાહ કરો, અને એને પાતાલલંકા આપો (અને) તમે પ્રસન્નતાને ધારણ કરો. (૧૮૦)

एवं सोऽवरजाभ्यामप्युक्तो युक्तविचारकृत् । प्रस्थाप्य मयमारीचौ तेन तां पर्यणाययत् ॥१८१॥

નાના બંને ભાઈઓ વડે પણ એ પ્રમાણે કહેવાયેલ અને યોગ્ય વિચાર કરનાર (તેણે) મય અને મારીચને મોકલી તેની સાથે તેણીનો વિવાહ કર્યો. (૧૮૧)

ततः पाताललंकायां स चन्द्रणखया समम् । निर्विघ्नं बुभुजे भोगान् दधद्रावणशासनम् ॥१८२॥

તેથી રાવણની આજ્ઞાને ધારણ કરતો તે પાતાલલંકામાં ચન્દ્રણખા સાથે નિર્વિઘ્નપણે ભોગો ભોગવવા લાગ્યો. (૧૮૨)

निर्वासिते तदा तेन कालाच्चन्द्रोदरे मृते । अनुराधेति तत्पत्नी नंष्ट्वागाद् गर्भिणी वने ॥१८३॥

તે વખતે તે (ખર) વડે કાઢી મુકાયેલ ચંદ્રોદર કાળયોગે મૃત્યુ પામ્યે છતે અનુરાધા નામે તેની ગર્ભિણી પત્ની નાસીને જંગલમાં ગઈ. (૧૮૩)

सासूत च वने तस्मिन् सिंही सिंहमिवोल्बणम् । विराधं नाम तनयं नयादिगुणभाजनम् ॥१८४॥

સિંહણ જેમ સિંહને (જન્મ આપે) તેમ તેણીએ તે વનમાં નયાદિ ગુણોના સ્થાન રૂપ વિરાધ નામે તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. (૧૮૪)

सम्प्राप्तयौवनः सर्वकलाजलधिपारगः । अस्खलत्प्रसरः पृथ्वीं विजहार महाभुजः ॥१८५॥

યૌવનને પ્રાપ્ત કરેલ, સર્વ કલારૂપ સાગરને પાર પામેલ, સ્ખલના રહિત ગતિવાળો મહાબાહુ (તે) પૃથ્વી ઉપર વિહરવા લાગ્યો. (૧૮૫)

इतः कथाप्रसङ्गेन सभायां रावणोऽशृणोत् । प्रौढप्रतापं बलिनं वालिनं वानरेश्वरम् ॥१८६॥

આ બાજુ વાર્તા પ્રસંગે સભામાં દશમુખે વાનરેશ્વર વાલિને બળવાન અને પ્રૌઢપ્રતાપી (રૂપે) સાંભળ્યો. (૧૮૬)

रावणोऽन्यप्रतापस्यासहनो भानुमानिव । प्रजिघायानुशिष्यैकं दूतं वालिमहीभुजे ॥१८७॥

સૂર્યની જેમ બીજાના પ્રતાપને નહીં સહન કરનાર દશમુખે એક દૂતને શિખવાડીને વાલિ રાજા પાસે મોકલ્યો. (૧૮૭)

स गत्वा वालिनं नत्वा व्याजहारेति धीरवाग् । दूतोऽहं दशकंठस्य राजंस्तद्वाचिकं शृणु ॥१८८॥

વાલિ પાસે જઈને નમસ્કાર કરીને ધીર વાણીવાળો તે (દૂત) આ પ્રમાણે બોલ્યો (કે) હે રાજન્! હું દશમુખનો દૂત છું. તેના સમાચાર તમે સાંભળો. (૧૮૮)

अस्माकं पूर्वजं कीर्त्तिधवलं पूर्वजस्तव । शरण्यं शरणायागाच्छ्रीकंठो वैरिविद्रुतः ॥१८९॥

વૈરીઓથી પરાભવ પામેલ તમારા પૂર્વજ શ્રીકંઠ શરણ કરવા યોગ્ય અમારા પૂર્વજ કીર્તિધવલને શરણે આવેલ. (૧૮૯)

त्रात्वारिभ्यः श्वशुर्यं तं तद्वियोगैककातरः । इहैव वानरद्वीपे श्रीकीर्त्तिधवलो न्यधात् ॥१९०॥

શત્રુઓથી સાળા (એવા) તેમનું રક્ષણ કરીને તેમના વિયોગમાં અતિ ડરપોક એવા શ્રી કીર્તિધવલે આ જ વાનરદ્વીપમાં (તેમને) રાખ્યા. (૧૯૦)

तदादि चावयोर्भर्तृभृत्यसम्बन्धतो मिथः । भूयांसः क्ष्माभुजो जग्मुः पक्षयोरुभयोरपि ॥१९१॥

ત્યારથી માંડીને આપણા બંનેના પરસ્પર સ્વામીસેવક સંબંધથી બંને પક્ષે ઘણા રાજાઓ થઈ ગયા. (૧૯૧)

अथाभवत् क्षितिपतिः किष्किन्धिस्ते पितामहः । सुकेश इत्यभिधया मम तु प्रपितामहः ॥१९२॥

હવે (જ્યારે) તમારા પિતામહ કિષ્કિંધિ રાજા થયા (ત્યારે) વળી સુકેશ એ નામે મારા પ્રપિતામહ (થયા). (૧૯૨)

तयोरपि हि निर्व्यूढः स संबन्धस्तथैव हि । ततो नृपः सूर्यरजास्त्वदीयस्त्वभवत्पिता ॥१९३॥

તે બંનેમાં પણ તે સંબંધ તે જ રીતે નિર્વાહ કરાયો. ત્યાર બાદ આદિત્યરજા (નામે) તમારા પિતા રાજા થયા. (૧૯૩)

यमगुप्तेस्तमाकर्षं यथाहं वेत्ति तज्जनः । यथा च किष्किन्धाराज्ये न्यधां तदपि विश्रुतम् ॥१९४॥

યમરાજાના કારાગૃહમાંથી તેમને બહાર કાઢ્યા (તે) જેમ હું જાણું છું તેમ તેમના માણસ (પણ) જાણે છે. વળી જે રીતે કિષ્કિંધાના રાજ્ય ઉપર સ્થાપન કર્યા તે પણ જાહેર છે. (૧૯૪)

नयवांस्तनयस्तस्य वालिस्त्वमधुनाभवः प्राग्वत्स्वस्वामिसंबन्धादस्मत्सेवां कुरुष्व तत् ॥१९५॥

તેનો વાલિ નામે તું નયવાન પુત્ર થયો છે તો હવે પહેલાંની જેમ સ્વ સ્વામીસંબંધથી તું અમારી સેવા કર. (૧૯૫)

क्रुद्धोऽप्यविकृताकारो गर्ववह्निशमीतरुः । एवं गंभीरगीर्वाली व्याजहार महामनाः ॥१९६॥

ક્રોધ પામેલ (છતાં) પણ નિર્વિકારી આકારવાળા, ગર્વ રૂપ અગ્નિ માટે શમીવૃક્ષ સમાન, ગંભીર વાણીવાળા મહામના વાલિ આ પ્રમાણે બોલ્યા. (૧૯૬)

अन्योऽन्यं स्नेहसंबन्धं जानामि कुलयोर्द्वयोः । रक्षोवानरराजानामद्य यावदखण्डितम् ॥१९७॥

રાક્ષસ અને કપિરાજાઓના આજ સુધી અખંડિત બંને કુલના અરસપરસ સ્નેહસંબંધને હું જાણું છું. (૧૯૭)

संपद्यापदि चान्योऽन्यं पूर्वे साहायकं व्यधुः । स्नेहो निबन्धनं तत्र सेव्यसेवकता न तु ॥१९८॥

(આપણા) પૂર્વજોએ સંપત્તિ અને આપત્તિમાં પરસ્પર મદદ કરી ત્યાં સ્નેહ (એ) કારણ હતું પણ સેવ્ય-સેવકપણું નહિ. (૧૯૮)

देवं सर्वज्ञमर्हन्तं साधुं च सुगुरुं विना । सेव्यमन्यं न जानीमो मोहः कः स्वामिनस्तव ॥१९९॥
સર્વજ્ઞ અરિહંત દેવ અને સુગુરુ સાધુ વિના બીજાને અમે સેવ્ય માનતા નથી (એથી) તારા સ્વામીને શું દુઃખ છે ? (૧૯૯)

मन्यमानेन सेव्यं स्वमस्मानपि च सेवकान् । कुलक्रमागतः स्नेहगुणस्तेनाद्य खण्डितः ॥२००॥
પોતાને સેવ્ય અને અમને સેવક માનતા તેના વડે આજે કુલપરંપરાથી આવેલ સ્નેહગુણ ખંડિત કરાયો છે. (૨૦૦)

तस्य मित्रकुलोत्पत्तेर्निजां शक्तिमजानतः । न करोमि स्वयं किञ्चिदपवादैककातरः ॥२०१॥
અપવાદથી અતિ ડરપોક હું પોતે પોતાની શક્તિને નહિ જાણુતા, મિત્રના કુલમાં ઉત્પન્ન થયેલ તેને કંઈ પણ કરીશ નહિ. (૨૦૧)

विप्रियं कुर्वतस्तस्य करिष्यामि प्रतिक्रियाम् । अग्रगूर्न भविष्यामि पूर्वस्नेहद्रुकर्त्तने ॥२०२॥
અપ્રિય કરતા એવા તેનું હું નિવારણ કરીશ, (પરંતુ) પૂર્વસ્નેહ રૂપ વૃક્ષને છેદવામાં હું અગ્રગામી નહિ થાઉં. (૨૦૨)

यथाशक्ति तव स्वामी स करोतु व्रजाररे । वालिनैवं विसृष्टः स गत्वाख्यद्दशमौलये ॥२०३॥
અરે ! તું જા તારો તે સ્વામી (ભલે) શક્તિ મુજબ કરે, એ પ્રમાણે વાલિ વડે વિસર્જન કરાયેલ તે (દૂતે) જઈને દશમુખને (બધું) કહ્યું. (૨૦૩)

तद्गिरोद्दीपितक्रोधपावकोऽथ दशाननः । ससैन्यनुद्धुरस्कन्धः किष्किन्धामाययौ द्रुतम् ॥२०४॥

એથી તેની વાણી વડે પ્રદીપ્ત થયેલ ક્રોધ રૂપ અગ્નિવાળો, મજબૂત સ્કંધવાળો દશમુખ સૈન્ય સાથે જલદીથી કિષ્કિંધા તરફ આવ્યો. (૨૦૪)

सन्नह्य वालिराजोऽपि राजमानो भुजौजसा । तमभ्यागाद्दोष्मतां हि प्रियो युद्धातिथिः खलु ॥२०५॥

ભુજાના સામર્થ્ય વડે શોભતો વાલિ રાજા પણ સજ્જ થઈને તેની સન્મુખ ગયો, કારણ કે **પરાક્રમી પુરુષોને યુદ્ધ રૂપ અતિથિ પ્રિય હોય છે.** (૨૦૫)

ततः प्रववृते युद्धमुभयोरपि सैन्ययोः । गंडशैलागंडशैलि द्रुमाद्रुमि गदागदि ॥२०६॥

ત્યાર બાદ બંને સૈન્યમાં પણ પાષાણાપાષાણી, વૃક્ષાવૃક્ષી અને ગદાગદી યુદ્ધ પ્રવર્ત્યું. (૨૦૬)

तत्राचूर्यन्त शतशो भ्रष्टपर्पटवद्रथाः । मृत्पिण्डवदभिद्यन्त महान्तोऽपि मतंगजाः ॥२०७॥

ત્યાં શેકેલા પાપડની જેમ સેંકડો રથો ચૂરેચૂરા કરાયા (અને) માટીના પિંડાની જેમ મોટા મહોન્મત્ત હાથીઓ પણ ભેદાયા. (૨૦૭)

कुष्माण्डवदखंड्यन्त स्थाने स्थाने तुरंगमाः । चञ्चापुरुषवद्भूमावपात्यन्त च पत्तयः ॥२०८॥

ઠેકાણે ઠેકાણે કોળાની જેમ ઘોડાઓ કપાયા અને (ચાડિયા) ચંચા પુરુષની જેમ સૈનિકો પૃથ્વી ઉપર પડાયા. (૨૦૮)

तं प्रेक्ष्य प्राणिसंहारं सानुक्रोशः प्लवङ्गराट् । वीरः सत्वरमभ्येत्य जगादेति दशाननम् ॥२०९॥

તે પ્રાણીઓના સંહારને જોઈને કરુણાળુ વીર કપિરાજે તરત દશમુખ પાસે જઈને આ પ્રમાણે કહ્યું. (૨૦૯)

युच्यते न वधः प्राणिमात्रस्यापि विवेकिनाम् । पञ्चेन्द्रियाणां हस्त्यादिजीवानां बत का कथा ॥२१०॥

વિવેકી પુરુષોને પ્રાણીમાત્રનોય વધ કરવો યોગ્ય નથી તો હસ્તી આદિ પંચેન્દ્રિય જીવોની વાત (જ) શું ? (૨૧૦)

द्विषज्जयाय यद्येष तथाप्यर्हो न दोष्मताम् । दोष्मन्तो हि निजैरेव दोर्भिर्विजयकांक्षिणः ॥२११॥

જો આ યુદ્ધ શત્રુના જય માટે (છે) તોપણ પરાક્રમીઓને (એ) યોગ્ય નથી, કેમ કે પરાક્રમી પુરુષો પોતાના બળ વડે જ વિજયને ઈચ્છનાર હોય છે. (૨૧૧)

त्वं दोष्माञ्छ्रावकश्चासि सैन्ययुद्धं विमुञ्च तत् । अनेक प्राणिसंहाराच्चिराय नरकाय यत् ॥२१२॥

તું શક્તિશાળી છે અને શ્રાવક છે તેથી જે અનેક પ્રાણીઓના સંહારથી દીર્ઘકાલીન નરકને માટે (થાય છે) તે સૈન્યયુદ્ધનો તું ત્યાગ કર. (૨૧૨)

एवं संबोधितस्तेन दशास्योऽपि हि धर्मवित् । अङ्गेन योद्धुमारेभे सर्वयुद्धविशारदः ॥२१३॥

તે (વાલિ)ના વડે સમ્યગ્ રીતે સમજાવાયેલ, ધર્મને જાણનાર (અને) સર્વ યુદ્ધમાં પ્રવીણ દશમુખે પણ જાતે યુદ્ધનો આરંભ કર્યો. (૨૧૩)

यद्यदस्त्रं दशग्रीवोऽक्षिपत्तत्तत्कपीश्वरः । स्वास्त्रैः प्रतिजघानोच्चैर्वह्नितेज इवार्यमा ॥२१४॥

દશમુખે જે જે અસ્ત્ર ફેંક્યાં તે તે કપિરાજે અગ્નિના તેજને સૂર્યની જેમ પોતાનાં અસ્ત્રો વડે ઊંચેથી (જ) અટકાવી દીધાં (૨૧૪)

सार्पवारुणमुख्यानि मन्त्रास्त्राण्यपि रावणः । मुमोच तानि तार्क्ष्याद्यैरस्त्रैर्वाली जघान च ॥२१५॥

દશમુખે સર્પ અને વરુણપ્રધાન મંત્રાસ્ત્રો મૂક્યાં તે પણ ગરુડાદિ (મંત્ર) અસ્ત્રો વડે વાલિએ તોડી નાખ્યાં. (૨૧૫)

शस्त्रमन्त्रास्त्रवैफल्यक्रुद्धो दशमुखस्ततः । चकर्ष चन्द्रहासासिं महाहिमिव दारुणम् ॥२१६॥

તેથી શસ્ત્રો અને મંત્રાસ્ત્રોની નિષ્ફળતાથી ક્રોધ પામેલ દશમુખે મોટા સર્પ જેવું ભયંકર ચંદ્રહાસ (નામે) ખડ્ગ ખેંચ્યું (૨૧૬)

एकशृंगो गिरिरिवैकदन्त इव कुञ्जरः । उच्चन्द्रहासोऽधाविष्ट वालिने दशकन्धरः ॥२१७॥

જાણે એક શિખરવાળો પર્વત ન હોય! (અથવા) જાણે એક દાંતવાળો હાથી ન હોય! (તેમ) ઊંચા કરાયેલ ચંદ્રહાસ(ખડ્ગ)વાળો દશમુખ વાલિને (હણવા) માટે દોડ્યો. (૨૧૭)

स चन्द्रहासं लंकेशं सशाखमिव शाखिनम् । वामेन बाहुना वाली लीलयैव समाददे ॥२१८॥

ચંદ્રહાસ (ખડ્ગ) સહિત લંકાપતિને શાખા સહિત વૃક્ષની જેમ ડાબા હાથે લીલામાત્રમાં પકડી લીધો. (૨૧૮)

तं कन्दुकमिव न्यस्य विहस्तो हस्तकोटरे । चतुःसमुद्रीं बभ्राम क्षणेनापि कपीश्वरः ॥२१९॥

તેને દડાની જેમ બગલમાં રાખીને અવ્યાકુળ (એવો તે) કપિરાજ ક્ષણમાત્રમાં જ ચારસમુદ્રી (પૃથ્વી) સુધી ફરી આવ્યો. (૨૧૯)

तदानीमेव तत्रैत्य त्रपावनतकन्धरम् । दशकन्धरमुज्झित्वा वालिराजोऽब्रवीदिति ॥२२०॥

તે જ વખતે ત્યાં (પાછો) આવીને લજ્જાથી નમી ગયેલ ડોકવાળા દશમુખને છોડી દઈને વાલિ રાજા આ પ્રમાણે બોલ્યો: (૨૨૦)

वीतरागं सर्वविदमाप्तं त्रैलोक्यपूजितम् । विनार्हतं न मे कश्चिन्नमस्योऽस्ति कदाचन ॥२२१॥

સર્વજ્ઞ, યથાર્થ વક્તા (અને) ત્રિભુવન પૂજિત વીતરાગ પરમાત્મા સિવાય મારે ક્યારેય કોઈ નમસ્કાર કરવા યોગ્ય નથી. (૨૨૧)

अङ्गोत्थितं द्विषन्तं त धिङ्मानं येन मोहितः । इमामवस्थां प्राप्तोऽसि मत्प्रणामकुतूहली ॥२२२॥

અંગમાંથી ઉત્પન્ન થયેલ તે માન શત્રુને ધિક્કાર હો (કે) જેનાથી મુઝાયેલ (અને તેથી જ) મારા નમસ્કારની ઉત્કંઠાવાળો તું આ અવસ્થાને પામ્યો છે. (૨૨૨)

पूर्वोपकारान् स्मरता मया मुक्तोऽसि सम्प्रति । दत्तं च पृथिवीराज्यमखंडाज्ञः प्रशाधि तत् ॥२२३॥

પૂર્વના ઉપકારોને યાદ કરતા મારા વડે તું અત્યારે મુક્ત કરાયો છે અને પૃથ્વીનું રાજ્ય અપાયું છે (માટે) અખંડ શાસનવાળો તું તેનું શાસન કર. (૨૨૩)

विजिगीषौ मयि सति तवेयं पृथिवी कुतः । क्व हस्तिनामवस्थानं वने सिंहनिषेविते ॥२२४॥

હું (પૃથ્વીને) જીતવાની ઇચ્છાવાળો હોતે છતે તને આ પૃથ્વી ક્યાંથી હોય ? (કેમ કે) સિંહ વડે સેવાયેલ વનમાં હાથીઓનું રહેવું ક્યાં હોય ? (ન જ હોય) (૨૨૪)

**तदादास्ये परिव्रज्यां शिवसाम्राज्यकारणम् । किष्किन्धायां तु सुग्रीवो राजास्त्वाज्ञाधरस्तव ॥२२५॥**

તેથી હું મુક્તિ સામ્રાજ્યના કારણ રૂપ સંયમને ગ્રહણ કરીશ. વળી કિષ્કિંધા નગરીમાં તારી આજ્ઞાને ધારણ કરનાર સુગ્રીવ રાજા થાઓ. (૨૨૫)

**एवमुक्त्वा निजे राज्ये सुग्रीवं न्यस्य तत्क्षणात् । स्वयं गगनचन्द्रर्षिपादमूलेऽग्रहीद्व्रतम् ॥२२६॥**

એ પ્રમાણે કહીને પોતાના રાજ્ય ઉપર સુગ્રીવને સ્થાપન કરીને તે જ (ક્ષણે) પોતે ગગનચંદ્ર ઋષિના ચરણોમાં વ્રતને ગ્રહણ કર્યું. (૨૨૬)

**विविधाभिग्रहस्तपस्तत्परः प्रतिमाधरः । ध्यानवान्निर्ममो वाली मुनिर्व्यहरतावनौ ॥२२७॥**

વિવિધ પ્રકારના અભિગ્રહવાળા, તપશ્ચર્યામાં લીન, પ્રતિમા ધારી, ધ્યાની (અને) મમત્વભાવથી રહિત વાલિ મુનિ પૃથ્વી ઉપર વિહરવા લાગ્યા. (૨૨૭)

**वालिभट्टारकस्याथोत्पेदिरे लब्धयः क्रमात् । संपदः पादपस्येव पुष्पपत्रफलादयः ॥२२८॥**

વૃક્ષને પુષ્પ, પત્ર અને ફલ વગેરે સંપત્તિઓની જેમ હવે પૂજ્ય વાલિ (મુનિ)ને અનુક્રમે ઘણી લબ્ધિઓ પ્રાપ્ત થઈ (ઉત્પન્ન થઈ). (૨૨૮)

अष्टापदाद्रौ गत्वा च कायोत्सर्गमदत्त सः । लम्बमानभुजो बद्धदोलादण्ड इव द्रुमः ॥२२९॥

(એક વાર) અષ્ટાપદ પર્વત ઉપર જઈને બંધાયેલ હિંડોળાના દંડવાળા વૃક્ષની જેમ ઝૂલતા હાથવાળા તે (મુનિ) કાયોત્સર્ગ ધ્યાને રહ્યા. (૨૨૯)

कायोत्सर्गं समुत्सृज्य मासान्ते पारणं व्यधात् । तत्सर्गपारणान्येवं भूयोभूयश्चकार सः ॥२३०॥

મહિનાના અંતે કાઉસગ્ગ પાળીને પારણું કર્યું. એ પ્રમાણે તેમણે વારંવાર કાયોત્સર્ગ અને પારણાં કર્યાં. (૨૩૦)

इतश्च दशकंठाय सुग्रीवः श्रीप्रभां ददौ । संशुष्यत्प्राक्तनस्नेहतरोः सारणिसन्निभाम् ॥२३१॥

આ બાજુ સુગ્રીવે દશમુખને સુકાતા પૂર્વના સ્નેહરૂપી વૃક્ષને (પ્રફુલ્લિત કરવામાં) સારણી (નીક) સમાન શ્રીપ્રભા (બહેન) આપી. (૨૩૧)

यौवराज्ये तु सुग्रीवो वालिपुत्रं महौजसम् । चन्द्ररश्म्युज्ज्वलयशाश्चन्द्ररश्मिं न्यवीविशत् ॥२३२॥

વળી સુગ્રીવે મહા ઓજસ્વી (અને) ચંદ્રના કિરણો જેવા ઉજ્જવળ યશવાળા વાલિપુત્ર ચંદ્રરશ્મિને યુવરાજપદે સ્થાપન કર્યો. (૨૩૨)

सुग्रीवप्रतिपन्नाज्ञः श्रीप्रभां तत्सहोदराम् । उपयम्य गृहीत्वा च ययौ लंकां दशाननः ॥२३३॥

સુગ્રીવ વડે સ્વીકારાઈ છે આજ્ઞા જેની એવો દશમુખ તેની બહેન શ્રીપ્રભાને પરણીને, લઈને લંકા ગયો. (૨૩૩)

विद्याधरनरेन्द्राणामन्येषामपि कन्यकाः । उपयेमे रूपवतीर्बलादपि हि रावणः ॥२३४॥

બીજા પણ વિદ્યાધર રાજાઓની રૂપવાન કન્યાઓને બળાત્કારે રાવણ પરણ્યો. (૨૩૪)

नित्यालोकपुरे नित्यालोकविद्याधरेशितुः । कन्यां रत्नावलीं नाम्ना तदोद्वोढुं चचाल सः ॥२३५॥

(ત્યારે) એક વાર નિત્યાલોક (નામે) નગરમાં નિત્યાલોક (નામે) વિદ્યાધરપતિની રત્નાવલી નામે કન્યાને પરણવા તે ચાલ્યો. (૨૩૫)

अष्टापदाद्रेरुपरि गच्छतस्तस्य पुष्पकम् । विमानं स्खलितं सद्यो वप्रे बलमिव द्विषाम् ॥ २३६ ॥

કિલ્લો હોતે છતે જેમ શત્રુઓનું લશ્કર (અટકી પડે તેમ) અષ્ટાપદ પર્વત ઉપર જતાં તેનું પુષ્પક વિમાન તરત જ અટકી પડ્યું. (૨૩૬)

न्यग्रांगरं महापोतमिव बद्धमिव द्विपम् । विमानं रुद्धगतिकं प्रेक्ष्याकुप्यद्दशाननः ॥ २३७ ॥

નીચે (નંખાયેલ) લંગરવાળા મહા વહાણની જેમ, બંધાયેલા હાથીની જેમ, વિમાનને રુંધાયેલ ગતિવાળું જોઈને દશમુખ કોપ પામ્યો. (૨૩૭)

को मद्विमानस्खलनाद्विविक्षति यमाननम् । एवं वदन् समुत्तीर्य सोऽद्रिमूर्धानमैक्षत ॥ २३८ ॥

મારા વિમાનને સ્ખલિત કરવાથી (આ) કોણ યમના મુખમાં પ્રવેશ કરવાને ઇચ્છે છે? એમ બોલતા તેણે ઊતરીને પર્વતના મસ્તકે (ટોચે) જોયું. (૨૩૮)

अधस्तात् स विमानस्य ददर्श प्रतिमास्थितम् । वालिनं तस्य शैलस्य नवं श्रृंगमिवोत्थितम् ॥ २३९ ॥

તેણે વિમાનની નીચે તે પર્વતના નવા ઊભા થયેલ શિખર સમાન પ્રતિમાસ્થિત બાલિમુનિને જોયા. (૨૩૯)

**ऊचे च रावणः क्रुद्धो विरुद्धोऽद्यापि मय्यसि । व्रतं वहसि दम्भेन जगदेतद्दिदम्भिषुः ॥२४०॥**

અને ક્રોધ પામેલ દશમુખ બોલ્યો (કે) તું આજે પણ મારી ઉપર વિરોધવાળો છે (જેથી) આ જગતને ઠગવાની ઇચ્છાવાળો તું કપટથી વ્રત ધારણ કરે છે. (૨૪૦)

**कयापि माययाऽग्रेऽपि मां वाहीक इवावहः । प्राव्राजीः शंकमानोऽस्मत्कृतप्रतिकृतं खलु ॥२४१॥**

પ્રથમ પણ કોઈ કપટ વડે ભાર વહન કરનારની જેમ તેં મને ફેરવ્યો હતો (જેથી) પોતા વડે કરાયેલાના પ્રતિકારની શંકા રાખતા તેં સંયમ ગ્રહણ કર્યું. (૨૪૧)

**नन्वद्यापि स एवास्मि त एव मम बाहवः । कृतप्रतिकृतं तत्ते प्राप्तकालं करोम्यहं ॥२४२॥**

પરંતુ આજે પણ હું તે જ છું (અને) મારા હાથ પણ તે જ છે. તેથી પ્રાપ્ત થયેલ કાળવાળા તારા કરાયેલના પ્રતિકારને હું કરીશ. (૨૪૨)

**स चन्द्रहासं मामूढ्वा यथाभ्राम्यस्त्वमब्धिषु । तथा त्वां साद्रिमुत्पाट्य क्षेप्स्यामि लवणार्णवे ॥२४३॥**

જેમ ચંદ્રહાસ ખડ્ગ સહિત મને ઉપાડીને તું સમુદ્રો ઉપર ભમ્યો હતો તેમ હું તને પર્વત સહિત ઉપાડીને લવણ સમુદ્રમાં નાખીશ. (૨૪૩)

**एवमुक्त्वा विदार्य क्ष्मामष्टापदगिरेस्तले । प्रविवेश दशग्रीवश्च्युतो दिव इवाशनिः ॥२४४॥**

એ પ્રમાણે કહીને પૃથ્વીને ફાડીને આકાશમાંથી પડેલા વજ્રની જેમ દશમુખે અષ્ટાપદગિરિના તળિયે પ્રવેશ કર્યો. (૨૪૪)

विद्यासहस्रं स्मृत्वा च युगपद्दशकन्धरः । धरं दुर्धरमुद्दध्रे तं दोर्बलमदोद्धुरः ॥२४५॥

બાહુબળના અભિમાનથી ગર્વિષ્ઠ દશમુખે એકસાથે હજાર વિદ્યાઓનું સ્મરણ કરીને દુર્ધર એવા તે પર્વતને ઊંચો કર્યો. (૨૪૫)

तडत्तडिति निर्घोषं वित्रस्तव्यन्तरामरम् । झलज्झलिति लोलाब्धिपूर्यमाणरसातलम् ॥ २४६ ॥

खडत्खडिति विभ्रश्यद्ग्रावक्षुण्णवनद्विपम् । कडत्कडिति निर्भग्ननितम्बोपवनद्रुमम् ॥२४७॥

गिरिं तेनोद्धृतं ज्ञात्वावधिना स महामुनिः । अनेकलब्धिनद्यब्धिरिति दध्यौ विशुद्धधीः ॥२४८॥

તડ તડ એવા અવાજવાળા, ત્રાસ પામેલ વ્યંતર દેવતાઓવાળા, ઝલઝલ એવા (અવાજવાળા), અસ્થિર સમુદ્ર વડે પુરાતા પૃથ્વીતળવાળા, ખડ ખડ એવા (અવાજ કરતા) પડતા પથ્થરોથી ક્ષોભ પામેલ વનગજોવાળા, કડ કડ એવા (અવાજ કરતા) ભંગાયેલ મધ્ય પ્રદેશના બગીચાનાં વૃક્ષોવાળા પર્વતને અવધિજ્ઞાનથી તે (દશમુખ) વડે ઉપાડાયેલ જાણીને અનેક લબ્ધિરૂપી નદીઓના સાગર, વિશુદ્ધ બુદ્ધિવાળા તે મહામુનિ આ પ્રમાણે વિચારવા લાગ્યાઃ(૨૪૬થી ૨૪૮)

आः कथं मयि मात्सर्यादयमद्यापि दुर्मतिः । अनेक प्राणिसंहारमकाण्डे तनुतेतराम् ॥२४९॥

ઓહ ! હજુ પણ આ દુર્બુદ્ધિ મારી ઉપરની ઈર્ષ્યાથી અકાળે અનેક પ્રાણીઓના સંહારને કેમ કરી રહ્યો છે ? (૨૪૯)

भरतेश्वरचैत्यं च भ्रंशयित्वैष सम्प्रति । यतते तीर्थमुच्छेत्तुं भरतक्षेत्रभूषणम् ॥ २५० ॥

અને આ હવે ભરતેશ્વરના ચૈત્યનો નાશ કરીને ભરતક્ષેત્રના આભૂષણરૂપ તીર્થનો ઉચ્છેદ કરવા યત્ન કરે છે. (૨૫૦)

अहं च त्यक्तसंगोऽस्मि स्वशरीरेऽपि निःस्पृहः । रागद्वेषविनिर्मुक्तो निमग्नः साम्यवारिणि ॥ २५१ ॥

હું મુક્ત સંસર્ગી છું અને સ્વશરીરમાં પણ સ્પૃહા રહિત છું. (તેમ જ) રાગદ્વેષથી મુકાયેલ હું સમતા જળમાં ગરકાવ છું. (૨૫૧)

तथापि चैत्यत्राणाय प्राणिनां रक्षणाय च । रागद्वेषौ विनैवैनं शिक्षयामि मनागहम् ॥ २५२ ॥

તોપણ ચૈત્યના રક્ષણ માટે અને પ્રાણીઓના બચાવ માટે રાગદ્વેષ વિના જ હું એને જરા શિક્ષા કરું. (૨૫૨)

एवं विमृश्य भगवान् पादांगुष्ठेन लीलया । अष्टापदाद्रेर्मूर्धानं वाली किञ्चिदपीडयत् ॥ २५३ ॥

એ પ્રમાણે વિચાર કરીને વાલિ ભગવંતે ક્રીડામાત્રથી પગના અંગુઠા વડે અષ્ટાપદ પર્વતના મસ્તકને (ઉપલા ભાગને) જરા દબાવ્યું. (૨૫૩)

मध्याह्नदेहच्छायावत् पयोबाह्यस्थकूर्मवत् । अभितः संकुचद्गात्रो दशास्यस्तत्क्षणादभूत् ॥ २५४ ॥

તે જ ક્ષણે દશમુખ મધ્યાહ્ન (કાળ)ના શરીરના પડછાયાની જેમ (અથવા) પાણી બહાર રહેલ કાચબાની જેમ ચારે બાજુથી સંકોચાતા શરીરવાળો થયો. (૨૫૪)

अतिभंगुरदोर्दण्डो मुखेन रुधिरं वमन् । अरावीद्रावयन्नुर्वीं रावणस्तेन सोऽभवत् ॥ २५५ ॥

અતિભંગુર ભુજદંડવાળો, મોં વડે રુધિરને ઓકતો (અને) પૃથ્વીને રડાવતો તે રડ્યો તેથી (નામથી પણ) રાવણ થયો. (૨૫૫)

तस्य चारटनं दीनं श्रुत्वा वाली कृपापरः । तं मुमोचाशु तत्कर्म शिक्षामात्राय न क्रुधा ॥ २५६ ॥

તેના દીનપણે રુદનને સાંભળીને કૃપાળુ વાલિએ તરત તેને છોડી મૂક્યો (કેમ કે) તે કાર્ય શિક્ષા માટે (હતું) (પણ) ક્રોધથી નહિ. (૨૫૬)

निःसृत्य दशकंठोऽथ निःप्रतापोऽनुतापवान् । उपेत्य वालिनं नत्वा व्याजहारेत्युदञ्जलिः ॥ २५७ ॥

હવે પ્રતાપ વિનાનો અને પશ્ચાત્તાપવાળો દશમુખ (નીચેથી) નીકળી વાલિ(મુનિ)ને નમસ્કાર કરી ઊંચી કરેલ અંજલિવાળો (તે) આ પ્રમાણે બોલ્યોઃ (૨૫૭)

भूयो भूयोऽपराधानां कर्त्ताहं त्वयि निस्त्रपः । उत्कृपस्त्वं च सोढासि महात्मन् शक्तिमानपि ॥ २५८ ॥

હે મહાત્મન! નિર્લજ્જ હું આપને વિષે ફરી ફરી અપરાધોનો કરનાર છું (અને) શક્તિમાન છતાં આપ અધિક દયાળુ અને સહન કરનારા છો. (૨૫૮)

मन्ये मयि कृपां कुर्वन्नुर्वी प्रागत्यजः प्रभो । न त्वसामर्थ्यतस्तत्तु नाज्ञासिषमहं पुरा ॥ २५९ ॥

હે પ્રભો! હું માનું છું (કે) મારી ઉપર દયા કરતા આપે પૃથ્વીનો ત્યાગ કર્યો હતો, પણ સામર્થ્યના અભાવથી નહિ. પણ આ (હકીકત) હું પહેલાં જાણી શક્યો નહિ. (૨૫૯)

अज्ञानान्नाथ तेनेयं स्वशक्तिस्तोलिता मया । अद्रिपर्यसने यत्नं कलभेनेव कुर्वता ॥२६०॥

તેથી હે નાથ! અજ્ઞાનથી પર્વત ખસેડવામાં યત્ન કરતા ગજબાળની જેમ મારા વડે આ મારી શક્તિ-તુલના કરાઈ (૨૬૦)

ज्ञातमन्तरमद्येदं भवतश्चात्मनोऽपि च । शैलवल्मीकयोर्यादृग्यादृग्गरुडभासयोः ॥२६१॥

(અને તેથી) આજે પર્વત અને રાફડામાં જેવા પ્રકારનું (અથવા) ગરુડ અને ગીધમાં જેવા પ્રકારનું અંતર છે (તેવું) આપના અને મારામાં (અંતર) છે (એમ) જણાયું. (૨૬૧)

दत्ताः प्राणास्त्वया स्वामिन्मृत्युकोटिं गतस्य मे । अपकारिणि यस्येयं मतिस्तस्मै नमोऽस्तु ते ॥२६२॥

હે સ્વામિન્! મરણની અણીએ પહોંચેલ મને તમારા વડે પ્રાણ અપાયા છે. અપકારીને વિષે (પણ) જેને આવી બુદ્ધિ છે તે તમને નમસ્કાર થાઓ. (૨૬૨)

दृढभक्त्येति भाषित्वा क्षमयित्वा च वालिनम् । त्रिश्च प्रदक्षिणीकृत्य नमश्चक्रे दशाननः ॥२६३॥

આ પ્રમાણે દૃઢભક્તિપૂર્વક કહીને વાલિ મુનિને ખમાવીને ત્રણ વાર પ્રદક્ષિણા કરીને દશમુખે નમસ્કાર કર્યો. (૨૬૩)

तादृङ्माहात्म्यमुदिताः साधु साध्विति भाषिणः । उपरिष्टाद्वालिमुनेः पुष्पवृष्टिं व्यधुः सुराः ॥२६४॥

તેવા પ્રકારના માહાત્મ્યથી ખુશ થયેલા, સારું સારું એ પ્રમાણે બોલતા દેવતાઓએ વાલિ મુનિ ઉપર પુષ્પવૃષ્ટિ કરી. (૨૬૪)

प्रणम्य वालिनं भूयस्तच्छैलमुकुटोपमे । जगाम रावणश्चैत्ये भरतेश्वरविनिर्मिते ॥ २६५ ॥
ફરીથી વાલિને નમસ્કાર કરીને રાવણ ભરતરાજાએ નિર્માણ કરેલા પર્વતના મુકુટની ઉપમાવાળા ચૈત્યમાં ગયો. (૨૬૫)

चन्द्रहासादिशस्त्राणि मुक्त्वा सान्तःपुरः स्वयम् । अर्हतामृषभादीनां पूजां सोऽष्टविधां व्यधात् ॥ २६६ ॥
ચંદ્રહાસ વગેરે શસ્ત્રો મૂકીને અન્તઃપુર સહિત તેણે જાતે ઋષભદેવ વગેરે અરિહંતોની અષ્ટપ્રકારી પૂજા કરી. (૨૬૬)

समाकृष्य स्नसां तन्त्रीं प्रमृज्य च दशाननः । महासाहसिको भक्त्या भुजवीणामवादयत् ॥ २६७ ॥
મહાસાહસિક રાવણે ભક્તિથી સ્નાયુ ખેંચીને વીણા પ્રમાર્જીને (બનાવીને) ભુજવીણા વગાડી. (૨૬૭)

उपवीणयति ग्रामरागरम्यं दशानने । गायत्यन्तःपुरे चास्य सप्तस्वरमनोरमम् ॥ २६८ ॥
चैत्यवन्दनयात्रायै धरणः पन्नगेश्वरः । तत्रायययावर्हतश्च पूजापूर्वमवन्दत ॥ २६९ ॥
રાવણ ગ્રામરાગ વડે સુંદર વીણા વગાડતે છતે અને એનું અંતઃપુર સાત સ્વરે મનોહર રીતે ગાતે છતે નાગરાજ ધરણ ચૈત્યવંદન યાત્રા માટે ત્યાં આવ્યો અને અરિહંતોને પૂજાપૂર્વક વંદન કર્યું. (૨૬૮–૨૬૯)

अर्हद्गुणमयैर्गीतैः करणध्रुवकादिभिः । गायन्तं वीणया प्रेक्ष्य रावणं धरणोऽब्रवीत् ॥ २७० ॥
અરિહંતોના ગુણમય કરણ અને ધ્રુવકાદિવાળાં ગીતોથી વીણાવડે ગાતા રાવણને જોઈને ધરણ બોલ્યો: (૨૭૦)

अर्हद्गुणस्तुतिमयं साधु गीतमिदं ननु । निजभावानुरूपं ते तेन तुष्टोऽस्मि रावण ॥ २७१ ॥

હે રાવણ! તારા પોતાના ભાવને અનુરૂપ અરિહંતોના ગુણોની સ્તુતિમય આ ગીત સુંદર છે (અને) તેથી હું ખુશ થયો છું. (૨૭૧)

अर्हद्गुणस्तुतेर्मुख्यं फलं मोक्षस्तथाप्यहम् । अजीर्णवासनस्तुभ्यं किं यच्छामि वृणीष्व भोः ॥ २७२

અરિહંતોના ગુણોની સ્તુતિનું મુખ્ય ફળ મોક્ષ છે તોપણ તું અક્ષીણ વાસનાવાળો છે (તો) હું તને શું આપું? અરે! તું પસંદ કર (વર માગ). (૨૭૨)

रावणोऽप्यभ्यधादेवं देवदेवगुणस्तवैः । युक्तं तुष्टोऽसि नागेन्द्र स्वामिभक्तिर्हि सा तव ॥ २७३ ॥

રાવણે પણ આ પ્રમાણે કહ્યું: 'હે નાગેન્દ્ર! દેવાધિદેવના ગુણોની સ્તુતિઓથી તમે તુષ્ટ થયા છો (એ) યુક્ત છે કેમ કે તે તમારી સ્વામીભક્તિ છે. (૨૭૩)

यथा तव ददानस्य स्वामिभक्तिः प्रकृष्यते । तथा ममाददानस्य सा काममपकृष्यते ॥ २७४ ॥

જેમ તમારી સ્વામીભક્તિ આપતાં વધે છે તેમ ગ્રહણ કરતાં મારી તે (સ્વામીભક્તિ) ચોક્કસ (અતિશય) ઘટે છે.' (૨૭૪)

भूयोऽप्युवाच नागेन्द्रः साधुमानद रावण । विशेषतोऽस्मि तुष्टस्ते निराकांक्षतयाऽनया ॥ २७५ ॥

નાગરાજ ફરી પણ બોલ્યા : 'હે મુનિઓને માન આપનાર દશમુખ ! તારી આ નિરાકાંક્ષતાથી હું વિશેષે તુષ્ટમાન થયો છું.' (૨૭૫)

**उक्त्वेत्यमोघविजयां शक्तिं रूपविकारिणीम् । सोऽदाद्विद्यां रावणाय जगाम च निजाश्रयम् ॥ २७६ ॥**

એ પ્રમાણે કહીને તેણે દશમુખને અમોઘવિજયા શક્તિ અને રૂપવિકારિણી વિદ્યા આપી અને (તે) પોતાને સ્થાને ગયો. (૨૭૬)

**तीर्थनाथान्नमस्कृत्य नित्यालोकपुरेऽगमत् । व्यूह्य रत्नावलीं लंकामाजगाम दशाननः ॥ २७७ ॥**

દશમુખ તીર્થંકરોને નમસ્કાર કરીને નિત્યાલોકપુરે ગયો (અને) રત્નાવલીને પરણીને લંકા (પાછો) આવ્યો. (૨૭૭)

**वालिनोऽपि तदोत्पेदे केवलज्ञानमुज्ज्वलम् । केवलज्ञानमहिमा विदधे च सुरासुरैः ॥ २७८ ॥**

તે વખતે વાલિ મુનિને પણ નિર્મળ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું અને દેવો (અને) અસુરોથી કેવલજ્ઞાનનો મહિમા કરાયો. (૨૭૮)

**क्रमेण कर्मणां सोऽथ भवोऽपग्राहिणां क्षयात् । सिद्धानन्तचतुष्टोऽगात् पदं तदपुनर्भवम् ॥ २७९ ॥**

અનુક્રમે ભવોપગ્રાહી કર્મોના ક્ષયથી જેને અનન્ત ચતુષ્ટય સિદ્ધ થયું છે એવા તે (મહામુનિ) પુનર્જન્મના અભાવરૂપ (મોક્ષ) સ્થાને ગયા. (૨૭૯)

**इतश्च वैताढ्यगिरौ पुरे ज्योतिःपुराभिधे । बभूव नाम्ना ज्वलनशिखो विद्याधरेश्वरः ॥ २८० ॥**

આ બાજુ વૈતાઢય પર્વત ઉપર જ્યોતિષ્પુર નામે નગરમાં જ્વલનશિખ નામે વિદ્યાધર રાજા હતો. (૨૮૦)

तस्याभूच्छ्रीमती देवी श्रीमती रूपसंपदा । तस्यां च दुहिता जज्ञे तारा तारविलोचना ॥ २८१ ॥

તેને રૂપસંપદાથી શોભાવાળી શ્રીમતી (નામે) રાણી હતી, અને તેનાથી દીર્ઘ લોચનવાળી તારા નામે પુત્રી થઈ હતી. (૨૮૧)

तामेकदा तु चक्रांकविद्याधरनृपात्मजः । ददर्श साहसगतिः स्मरार्त्तः सहसाप्यभूत् ॥ ३८२ ॥

એક વાર ચક્રાંક વિદ્યાધર રાજાના પુત્ર સાહસગતિએ તેણીને જોઈ (અને) તરત જ (તે) કામથી અસ્વસ્થ થયો. (૨૮૨)

ज्वलनं याचयांचक्रे तां साहसगतिर्नरैः । वानरेन्द्रश्च सुग्रीवो रत्ने हि बहवोऽर्थिनः ॥ २८३ ॥

સાહસગતિ અને વાનરપતિ સુગ્રીવે માણસો દ્વારા જ્વલન (રાજા) પાસે તે (તારા)ની યાચના કરાવી, કેમ કે રત્નમાં યાચકો ઘણા હોય છે. (૨૮૩)

अभिजातौ द्वावपीमौ रूपवन्तौ महोजसौ । तत्कस्मै दीयते कन्या पप्रच्छ ज्ञानिनं पिता ॥ २८४ ॥

આ બંને પણ કુલીન, રૂપવાન અને મહાપરાક્રમી (હતા) તેથી પિતાએ 'પુત્રી કોને આપવી' (એમ) (નિમિત્ત) જ્ઞાનીને પૂછ્યું. (૨૮૪)

अल्पायुः साहसगतिर्दीर्घायुश्च कपीश्वरः । इति नैमित्तिकेनोक्ते सुग्रीवाय ददौ स ताम् ॥ २८५ ॥

સાહસગતિ અલ્પ આયુષી છે અને વાનરરાજ દીર્ઘાયુષી છે, એ પ્રમાણે નૈમિત્તક વડે કહેવાયે છતે તેણે સુગ્રીવને તે (કન્યા) આપી. (૨૮૫)

**अभिलाषविप्रलंभात् साहसोऽपि दिने दिने। अंगारचुम्बित इव न प्राप क्वापि निर्वृतिम् ॥२८६॥**

સાહસગતિ પણ દિવસે દિવસે અભિલાષના વિયોગથી અંગારાથી ચુંબન કરાયેલાની જેમ ક્યાંય પણ શાંતિ પામ્યો નહિ. (૨૮૬)

**तारायां रममाणस्य सुग्रीवस्य बभूवतुः। द्वावंगदजयानन्दावङ्गजौ दिग्गजोर्जितौ ॥२८७॥**

તારા (માં) સાથે ક્રીડા કરતા સુગ્રીવને દિગ્ગજો જેવા પરાક્રમી અંગદ અને જયાનંદ (નામે) બે પુત્રો થયા. (૨૮૭)

**स चापि साहसगतिस्तारायामनुरागवान्। मन्मथोन्मथ्यमानात्मा चिन्तयामासिवानिदम् ॥२८८॥**

તારાને વિષે અનુરાગવાળો (અને) કામદેવ વડે દુઃખી કરાયેલ આત્માવાળો તે આ (પ્રમાણે) વિચારવા લાગ્યોઃ (૨૮૮)

**चुंबिष्यामि कदा तस्या मृगशावकचक्षुषः। पक्वबिम्बाधरदलच्छदनं वदनाम्बुजम् ॥२८९॥**

મૃગના બચ્ચાં જેવાં લોચનવાળી તેણીના પાકેલા બિંબ જેવા અધરદલને ઢાંકનાર મુખકમળને ક્યારે ચુંબન કરીશ. (૨૮૯)

**कदा स्प्रक्ष्याम्यहं तस्याः कुचकुम्भौ स्वपाणिना। कदा च तौ करिष्यामि गाढालिंगनवामनौ ॥ २९० ॥**

ક્યારે મારા હાથે તેણીના સ્તન રૂપ કુંભને હું સ્પર્શ કરીશ અને ક્યારે તે(સ્તનો)ને ગાઢ આલિંગન વડે વામન (ટૂંકા) કરીશ. (૨૯૦)

बलेनापि छलेनापि तां हर्तास्मीति चिन्तयन्। सस्मार शेमुषीं विद्यां रूपस्य परिवर्तिनीम् ॥ २९१ ॥
બળ વડે કે છળ વડે પણ હું તેણીનું હરણ કરીશ એમ વિચારતા (તેણે) રૂપ પરાવર્ત્તન કરનાર શેમુષી વિદ્યાનું સ્મરણ કર્યું. (૨૯૧)

गत्वा च क्षुद्रहिमवद्गिरौ स्थित्वा गुहान्तरे। तां साधयितुमारेभे चक्रांकनृपनन्दनः ॥ २९२ ॥
ચક્રાંક રાજાના પુત્ર (સાહસગતિએ) લઘુ હિમવત પર્વત ઉપર જઈને ગુફામાં રહીને તે (વિદ્યા)ને સિદ્ધ કરવાનો આરંભ કર્યો. (૨૯૨)

इतश्च पुर्या लंकाया दिग्यात्रायै दशाननः। विकर्त्तनः पूर्वशैलतटादिव विनिर्ययौ ॥ २९३ ॥
આ બાજુ દિગ્યાત્રા માટે પૂર્વાચલના શિખર ઉપરથી સૂર્યની જેમ લંકાનગરીમાંથી રાવણ નીકળ્યો. (૨૯૩)

विद्याधरान्नरेन्द्रांश्च द्वीपान्तरनिवासिनः। वशीकृत्य स पाताललंकां नाम पुरीं ययौ ॥ २९४ ॥
બીજા દ્વીપોમાં વસનારા વિદ્યાધરો અને રાજાઓને વશ કરીને તે પાતાલલંકા નામે નગરીએ ગયો. (૨૯૪)

तत्र चन्द्रणखाभर्त्रा खरेणाखरभाषिणा। प्राभृतैर्भृतकेनेव निभृतं सोऽभ्यपूज्यत ॥ २९५ ॥
ત્યાં સેવકની જેમ મધુર ભાષી ચંદ્રણખાના સ્વામી ખર વડે ભેટણાંઓ વડે નિશ્ચળપણે તે (રાવણ) પૂજા કરાયો. (૨૯૫)

रावणेन सहाचालीत् खर इन्द्रजिगीषया। विद्याधराणां सहस्रैश्चतुर्दशभिरावृतः ॥ २९६ ॥
ઇંદ્રને જિતવાની ઇચ્છાથી ચૌદ હજાર વિદ્યાધરોથી પરિવરેલો ખર રાવણની સાથે ચાલી નીકળ્યો. (૨૯૬)

ततः सुग्रीवराजोऽपि रक्षोराजस्य दोष्मतः । अन्वचालीत् ससैन्योऽपि वायोरिव विभावसुः ॥ २९७ ॥

ત્યાર બાદ વાયુની પાછળ અગ્નિની જેમ બળવાન રાક્ષસરાજની પાછળ સૈન્ય સહિત સુગ્રીવ રાજા પણ ચાલી નીકળ્યો. (૨૯૭)

अनेकपृतनाच्छन्नरोदसीको दशाननः । पयोराशिरिवोद्भ्रान्तः प्रययावस्खलद्गतिः ॥ २९८ ॥

અનેક સેનાઓ વડે ઢંકાયેલ પૃથ્વીવાળા, સમુદ્ર જેમ ફરનાર, અસ્ખલિત ગતિવાળા રાવણે પ્રયાણ કર્યું. (૨૯૮)

कूजन्मरालमालाभिराबद्धरसनामिव । पुलिनोर्व्या विपुलया नितम्बेनेव शोभिताम् ॥ २९९ ॥

अलकानिव बिभ्राणान्तरङ्गैरतिभंगुरैः । कटाक्षानिव मुञ्चन्तीं शफरोद्वर्त्तनैर्मुहुः ॥ ३०० ॥

कामिनीमिव चतुरां रेवां नाम तरंगिणीम् । विन्ध्यशैलादुत्तरन्तीं ददर्शाथ दशाननः ॥ ३०१ ॥

ત્યાર બાદ અવાજ કરતા રાજહંસોની શ્રેણીથી જાણે કટિમેખલા બાંધેલ (ન હોય તેવી), વિશાળ એવી તટ ભૂમિથી જાણે નિતંબ વડે શોભિત (ન હોય તેવી), અતિક્ષણિક તરંગોથી જાણે કેશોને ધારણ કરતી (ન હોય તેવી), વારંવાર માછલાંઓના ઊછળવાથી જાણે કટાક્ષો ફેંકતી (ન હોય તેવી) ચતુર કામિની સમાન વિંધ્યાચલ ઉપરથી ઊતરતી રેવા નામે નદીને દશમુખે જોઈ. (૨૯૯–૩૦૧)

रोधस्युवास रेवायाः ससैन्यो दशकन्धरः । सिन्धुरग्रामणीर्यूथसमावृत इवोद्धुरः ॥ ३०२ ॥

યૂથથી વીંટળાયેલ મુખ્ય હસ્તિની જેમ ઉન્નત રાવણે સૈન્ય સહિત રેવાના કાંઠે પડાવ નાખ્યો. (૩૦૨)

सोऽथ तस्यां कृतस्नानो वसानो धौतवाससी । अर्हद्बिम्बं रत्नमयं न्यस्य पट्टे मणीमये ॥ ३०३ ॥
रेवाम्भोभिः स्नापयित्वा तदम्भोजैर्विकासिभिः । समारेभे पूजयितुं समाधिसुदृढासनः ॥ ३०४ ॥

હવે તે (નદી)માં કરાયું છે સ્નાન જેના વડે એવા અને શુદ્ધ કરેલ બે વસ્ત્રને ધારણ કરતા સમાધિમાં અતિ દૃઢ આસનવાળા તેણે મણીમય પટ્ટ ઉપર રત્નમય અર્હદ્ બિંબને સ્થાપન કરી, રેવાના જળ વડે સ્નાન કરાવી વિકસ્વર એવાં તેનાં કમળોથી પૂજા કરવાનો આરંભ કર્યો. (૩૦૩-૩૦૪)

ततश्च पूजाव्यग्रस्य दशग्रीवस्य तस्थुषः । अकस्मादब्धिवेलेव महापूरः समाययौ ॥ ३०५ ॥

ત્યાર બાદ દશમુખ પૂજામાં આસકત બન્યે છતે એકાએક સમુદ્રની વેલા સરખું મોટું પૂર આવ્યું. (૩૦૫)

उन्मूलयन् मूलतोऽपि गुल्मानिव महीरुहान् । तटीनामुन्नतानामप्युपरि प्रासरत्पयः ॥ ३०६ ॥

ગુલ્મની જેમ વૃક્ષોને મૂળથી પણ ઉખેડી નાખતું પાણી ઊંચા કિનારાઓ ઉપર પણ પ્રસરી ગયું. (૩૦૬)

आस्फोटयंस्तटाघातैस्तरीस्तटनियन्त्रिताः । विवष्कृछुक्तिपुटानीवाभ्रंलिहा वीचिपंक्तयः ॥३०७॥

શુક્તિ સંપુટની જેમ ચારે બાજુથી આકાશને અડનાર તરંગોની શ્રેણીઓ કાંઠે અથડાવાથી કિનારે બાંધેલ નાવડાંને તોડી નાખતી હતી. (૩૦૭)

रोधोगर्तान् महतोऽपि पातालकुहरोपमान् । स पूरः पूरयामास भक्ष्यं कुक्षिंभरीनिव ॥ ३०८ ॥

ખાઉધરો જેમ ભક્ષ્યને (તેમ) તે પૂરે પાતાલગુફાની સમાન મોટા એવા કિનારાના ખાડાઓને ભરી દીધા. (૩૦૮)

समन्तादन्तरीपाणि स्थगयामास सा नदी । ज्योतिश्चक्रविमानानि चन्द्रज्योत्स्नेव पार्वणी ॥३०९॥

જેમ પૂર્ણિમાના ચંદ્રની જ્યોત્સ્ના જ્યોતિષ ચક્રનાં વિમાનોને (તેમ) તે નદીએ ચારે બાજુથી દ્વીપોને ઢાંકી દીધા. (૩૦૯)

मत्स्यानुच्छादयामास प्रोच्छलद्भिर्महोर्मिभिः । पूरो महावात इव वेगवान् द्रुमपल्लवान् ॥३१०॥

જેમ વેગવાળો મહા વાયુ વૃક્ષનાં કુંપળોને (તેમ) ઊછળતા મોટા મોટા તરંગોથી (તે) પૂર માછલાંઓને ઉછાળતું હતું. (૩૧૦)

तत्फेनिलं साविलं पूरवारि रयागतम् । अर्हत्पूजामपानैषीद्दशकंठस्य कुर्वतः ॥३११॥

વેગથી આવેલા તે કાદવયુક્ત ફેણવાળા પૂરના પાણીએ રાવણની કરેલી અર્હત્પૂજાને દૂર કરી (ધોઈ નાખી.) (૩૧૧)

तेन पूजापहारेण शिरच्छेदाधिकेन सः । जातकोपो दशग्रीवः साक्षेपमिदमभ्यधात् ॥३१२॥

મસ્તકના છેદથી (પણ) અધિક તે પૂજાના ભંગથી ઉત્પન્ન થયેલ કોપવાળો દશમુખ તિરસ્કારપૂર્વક આ (પ્રમાણે) બોલ્યો : (૩૧૨)

अरे रे केन वारीदं दुर्वारमतिवेगतः । अर्हत्पूजान्तरायायामुच्यताकारणारिणा ॥३१३॥

'અરે રે ! કયા નિષ્કારણ વૈરી વડે અતિશય વેગથી દુર્નિવાર એવું આ પાણીનું પૂર અરિહંતની પૂજામાં અંતરાય માટે છોડાયું છે ? (૩૧૩)

परस्तादस्ति किं कोऽपि मिथ्यादृष्टिर्नराधिपः । किं वा विद्याधरः कश्चिदसुरो वा सुरोऽथवा ॥३१४॥

કે પછી કોઈ મિથ્યાદષ્ટિ રાજા છે ? (કે) કોઈ વિદ્યાધર છે ? અથવા કોઈ દેવ છે કે દાનવ છે ?' (૩૧૪)

अथ विद्याधरः कश्चिदाचख्यौ दशमौलये । इतः पुरस्तादस्त्युच्चैर्देव माहिष्मती पुरी ॥३१५॥

હવે કોઈ વિદ્યાધરે દશમુખને કહ્યું (કે) હે દેવ ! અહિંથી પશ્ચિમ દિશા તરફ માહિષ્મતી (નામે) મોટી નગરી છે. (૩૧૫)

तस्यां नाम्ना सहस्रांशुः सहस्रांशुरिवापरः । सहस्रशो नृपैः सेव्यः पार्थिवोऽस्ति महाभुजः ॥३१६॥

તે (નગરી) માં જાણે બીજો સૂર્ય (ન) હોય ! તેવો હજારો રાજાઓથી સેવ્ય સહસ્રાંશુ નામે મહાપરાક્રમી રાજા છે. (૩૧૬)

सेतुबन्धेन रेवायां वारिबन्धं व्यधादसौ । जलक्रीडोत्सवकृते किमसाध्यं महौजसाम् ॥३१७॥

આણે જલક્રીડાના ઉત્સવ માટે રેવા (નદી)માં પાળ બાંધવા વડે પાણીનું રોકાણ કર્યું છે. **મહા ઓજસવાળાઓને શું અસાધ્ય હોય છે ?** (૧૧૭)

समं राज्ञीसहस्रेण सहस्रांशुरसावितः । वशाभिर्वरदन्तीव सुखं क्रीडति वारिभिः ॥३१८॥

હાથણીઓ સાથે હસ્તીરત્નની જેમ એ સહસ્રાંશુ હજારો રાણીઓ સાથે અહીં પાણી વડે સુખે ક્રીડા કરે છે. (૩૧૮)

आत्मरक्षा लक्षसंख्या द्वयोरपि हि तीरयोः । संवर्मिता उदस्त्राश्च तिष्ठन्त्यस्य हरेरिव ॥३१९॥

ખરેખર ઈંદ્રની જેમ આ (સહસ્રાંશુ)ના બખ્તર ધારણ કરેલ અને ઊંચા કરાયેલ શસ્ત્રવાળા લક્ષસંખ્યક આત્મકક્ષકો બંનેય કાંઠા ઉપર રહે છે. (૩૧૯)

अदृष्टपूर्वोऽवष्टंभः कोऽप्यस्याप्रतिमौजसः । शोभामात्रं यथा तेऽपि यदि वा कर्मसाक्षिणः ॥३२०॥

અસાધારણ ઓજસવાળા આનો પૂર્વે નહિ જોવાયેલ એવો કોઈ પ્રભાવ છે કે જેમ તે (સૈનિકો) પણ માત્ર શોભારૂપ છે અથવા કાર્યના સાક્ષીઓ છે ? (૩૨૦)

क्षुभितं जलदेवीभिर्यादोभिश्च पलायितम् । जलक्रीडाकराघातैरूर्जितैस्तस्य दोष्मतः ॥३२१॥

પરાક્રમી એવા તેના જળક્રીડામાં જોરદાર હાથના પ્રહારોથી જલદેવીઓ વડે ક્ષુબ્ધ થવાયું અને જળજંતુઓ વડે પલાયન થવાયું. (૩૨૧)

इदमत्यन्तरुद्धत्वात् स्त्रीसहस्रयुतेन च । तेन पर्यस्यमाणत्वात् काममुल्लुठितं पयः ॥३२२॥

હજારો સ્ત્રીઓથી યુક્ત તેના વડે (પ્રથમ) અત્યન્ત રોકાયેલ હોવાથી (અને ત્યાર બાદ) મુકાતું હોવાથી આ પાણી અત્યંત ઊંચે ઊછળેલું (છે). (૩૨૨)

रोदसी प्लावयित्वोभे वेगाद्वारीदमुद्धतम् । इह ते प्लावयामास देवपूजां दशानन ॥३२३॥

આ ઉદ્ધત પાણીએ વેગથી સ્વર્ગ અને પૃથ્વી બંનેને વ્યાપ્ત કરીને હે દશમુખ ! અહીં તારી દેવપૂજાને ડુબાડી દીધી છે (ધોઈ નાખી છે). (૩૨૩)

पश्यैतानि च तत्स्त्रीणां निर्माल्यानि दशानन । रेवातीरे तरन्त्युच्चैस्तदभिज्ञानमादिमम् ॥३२४॥

હે રાવણ ! રેવાકાંઠે ઊંચે તરતાં તેની સ્ત્રીઓનાં આ નિર્માલ્યોને તું જો. (આ) તેનું પહેલું ચિહ્ન છે. (૩૨૪)

तदङ्गनाजनस्याङ्गरागैर्मृगमदादिजैः । इदमत्याविलं वारि दुर्वारं वीरवारण ॥३२५॥

હે વીર પુરુષોમાં હસ્તીસમાન (રાવણ) ! તેના સ્ત્રીજનના કસ્તૂરી વગેરેથી થયેલ વિલેપનાદિથી અતિ મલીન આ (પાણી) દુઃખે નિવારી શકાય તેવું છે. (૩૨૫)

इति तद्गिरमाकर्ण्य प्राप्याहुतिमिवानलः । उद्दिदीपेऽधिकं चैवमुवाच च दशाननः ॥३२६॥

એ પ્રમાણે તેની વાણી સાંભળીને રાવણ આહુતિને પામીને અગ્નિની જેમ અત્યંત ઉદ્દીપ્ત થયો અને આ પ્રમાણે બોલ્યો : (૩૨૬)

अरे मुमूर्षुणा तेन वारिभिः स्वांगदूषितैः । दूषिता देवपूजेयं देवदूष्यमिवाञ्जनैः ॥३२७॥

અરે ! મરવાની ઇચ્છાવાળા તેના વડે કાજળ વડે દેવદૂષ્ય (વસ્ત્ર)ની જેમ પોતાના દેહથી દૂષિત પાણી વડે આ દેવપૂજા દૂષિત કરાઈ છે. (૩૨૭)

तद्यात राक्षसभटास्तं पापं भटमानिनम् । बद्ध्वा समानयत भो मत्स्यमानायिका इव ॥३२८॥

તેથી હે રાક્ષસવીરો ! તમે જાઓ અને પોતાને ભડ માનતા તે પાપીને માછીમાર જેમ માછલાને બાંધી લાવે (તેમ) બાંધીને લાવો. (૩૨૮)

उच्चैस्तेनैवमादिष्टा अनुचरास्ते दधाविरे । लक्षशो राक्षसभटा रेवोर्मय इवोद्भटाः ॥३२९॥

ઊંચેથી તેના વડે આ પ્રમાણે આદેશ કરાયેલા શ્રેષ્ઠ લાખો તે અનુચર રાક્ષસવીરો રેવાના તરંગોની જેમ દોડયા. (૩૨૯)

तीरस्थितैः सहस्रांशुसैनिकैः सह ते रणम् । गजा वनान्तरगजैरिव चक्रुर्निशाचराः ॥३३०॥

જેમ હાથીઓ અન્ય વનના હાથીઓ સાથે યુદ્ધ કરે (તેમ) તે રાક્ષસો કાંઠે રહેલા સહસ્રાંશુના સૈનિકો સાથે યુદ્ધ કરવા લાગ્યા. (૩૩૦)

विद्याभिर्मोहयन्तस्ते भूमिष्ठांस्तान्नभःस्थिताः । उपदुद्रुवुरंमोदाः शरभान् करकैरिव ॥३३१॥

વાદળાં જેમ કરાઓ વડે અષ્ટાપદો (પશુ)ને ઉપદ્રવ કરે (તેમ) આકાશમાં રહેલા તેઓ વિદ્યાઓ વડે ભૂમિ ઉપર રહેલ તેઓને ઉપદ્રવ કરવા લાગ્યા. (૩૩૧)

स्वानुपद्रूयमाणांस्तु प्रेक्ष्य क्रोधधुताधरः । चलत्पताकहस्तेनाश्वासयत् प्रेयसीर्निजाः ॥३३२॥

પોતાના (સૈનિકો)ને ઉપદ્રવ કરતા જોઈને ક્રોધથી કંપાવેલ અધરવાળો (તે) ચાલતા ધ્વજવાળા હસ્ત વડે પોતાની પ્રેયસીઓને આશ્વાસન આપવા લાગ્યો. (૩૩૨)

ऐरावणः सुरसिन्धोरिव रेवात उच्चकैः । निर्जगाम सहस्रांशुरधिज्यं च धनुर्व्यधात् ॥३३३॥

ગંગામાંથી ઐરાવણ (હસ્તિ)ની જેમ રેવામાંથી સહસ્રાંશુ ઊંચેથી બહાર આવ્યો અને ધનુષ પણછ ચઢાવેલું કર્યું (૩૩૩)

बाणैर्विद्रावयामास रक्षोवीरान्नभःस्थितान् । सहस्रांशुर्महाबाहुस्तृणपूलानिवानिलः ॥३३४॥
ઘાસના પૂળાઓને જેમ વાયુ ઉડાડી મૂકે તેમ મહાબાહુ સહસ્રાંશુએ આકાશમાં રહેલ રાક્ષસવીરોને બાણો વડે નસાડી મૂકયા. (૩૩૪)

व्यावृत्तांस्तान् रणात्प्रेक्ष्य संक्रुद्धो रावणः स्वयम् । उपतस्थे सहस्रांशुमभिवर्षञ्छिलीमुखान् ॥३३५॥
યુદ્ધમાંથી તેઓને પાછા ફરેલા જોઈને ક્રોધ પામેલો રાવણ સહસ્રાંશુ ઉપર બાણોને વરસાવતો જાતે હાજર થયો. (૩૩૫)

द्वावप्यमर्षणौ द्वावप्यूर्जितौ द्वावपि स्थिरौ । विविधैरायुधैर्युद्धं विदधाते चिराय तौ ॥३३६॥
ક્રોધી, બળવાન અને નિશ્ચળ એવા તે બંનેએ લાંબા કાળ સુધી વિવિધ અસ્ત્રોથી યુદ્ધ કર્યું. (૩૩૬)

दोर्वीर्येणाविजय्यं तं ज्ञात्वा जग्राह रावणः । विद्यया मोहयित्वेभमिव माहिष्मतीपतिम् ॥३३७॥
ભુજાબળ વડે તેને અજેય જાણીને વિદ્યા વડે મોહિત કરીને હાથીની જેમ માહિષ્મતીના માલિકને રાવણે પકડી લીધો. (૩૩૭)

तं प्रशंसन्महावीर्यं जित्वापि जितमान्यथ । अनुत्सिक्तो दशग्रीवः स्कन्धावारेऽनयत्स्वयम् ॥३३८॥
મહાશક્તિશાળી એવા તેની પ્રશંસા કરતો જીતીને પણ પોતાને જિતાયેલો માનતો ગર્વ રહિત રાવણ (તેને) જાતે છાવણીમાં લઈ ગયો. (૩૩૮)

सभायां यावदासीनस्तस्थौ हृष्टो दशाननः । चारणश्रमणस्तावच्छतबाहुः समाययौ ॥३३९॥

હવે હર્ષિત થયેલ રાવણ સભામાં બેઠો છે તેટલામાં શતબાહુ (નામે) ચારણમુનિ ત્યાં આવ્યા. (૩૩૯)

सिंहासनात् समुत्थाय त्यक्त्वा च मणिपादुके । अभ्युत्तस्थौ दशास्यस्तं पयोदमिव बर्हिणः ॥३४०॥

સિંહાસન ઉપરથી ઊઠીને મણિ (નિર્મિત) પાદુકાઓને મૂકીને વાદળનો જેમ મયૂર (સત્કાર કરે તેમ) રાવણે તેમનો સત્કાર કર્યો. (૩૪૦)

पपात पादयोस्तस्य पंचाङ्गस्पृष्टभूतलः । रावणो मन्यमानस्तमर्हद्गणधरोपमम् ॥३४१॥

તેમને અર્હત્પ્રભુના ગણધર સમાન માનતો (અને) પંચાંગે ભૂતળને સ્પર્શ કરેલ રાવણ તેમનાં ચરણોમાં પડ્યો. (૩૪૧)

आसने चासयामास तं मुनिं स्वयमर्पिते । प्रणम्य च दशग्रीवः स्वयमुर्व्यामुपाविशत् ॥३४२॥

રાવણે તે મુનિને જાતે આપેલ આસન ઉપર બેસાડ્યા અને પોતે નમસ્કાર કરીને પૃથ્વી ઉપર બેઠો. (૩૪૨)

विश्वास इव मूर्तिस्थो विश्वाश्वासनबान्धवः । धर्मलाभाशिषं तस्मै सोऽदात् कल्याणमातरम् ॥३४३॥

જાણે આકાશસ્થ વિશ્વાસ (ન હોય તેવા), વિશ્વને આશ્વાસન આપવામાં બાંધવ સમાન તે (મહામુનિ)એ કલ્યાણની જનની જેવી ધર્મલાભ રૂપ આશિષ આપી. (૩૪૩)

बद्धाञ्जलिं रावणेन समागमनकारणम् । मुनिश्रेष्ठः परिपृष्टोऽभाषिष्टादुष्टया गिरा ॥३४४॥

રાવણ વડે અંજલિ કરીને પધારવાનું કારણ પુછાયેલા મુનિશ્રેષ્ઠ (શતબાહુ મુનિ) નિર્દોષ વાણીએ જવાબ આપવા લાગ્યા. (૩૪૪)

**शतबाहुरहं नाम्ना माहिष्मत्यां नृपोऽभवम् । भववासादितो भीतः शार्दूलः पावकादिव ॥३४५॥**

હું માહિષ્મતી (નગરી) માં શતબાહુ નામે રાજા હતો. આ સંસારવાસથી અગ્નિથી સિંહની જેમ હું ભય પામ્યો. (૩૪૫)

**सहस्रकिरणे राज्यमारोप्य निजनन्दने । मोक्षाध्वस्यन्दनप्रायमहं व्रतमशिश्रियम् ॥३४६॥**

મારા પુત્ર સહસ્રાંશુને વિષે રાજ્ય (ભાર) આરોપી ને મેં મુક્તિમાર્ગના રથ સમાન વ્રતનો આશ્રય લીધો. (૩૪૬)

**इत्यर्धोक्ते दशग्रीवो नमद्ग्रीवोऽब्रवीदिति । किमसौ पूज्यपादानामङ्गजन्मा महाभुजः ॥३४७॥**

આ પ્રમાણે અર્ધું કહ્યે છતે નમસ્કાર કરતી ગ્રીવાવાળો રાવણ આ પ્રમાણે બોલ્યો : શું આ મહાક્રમી પૂજ્ય ચરણવાળા આપના પુત્ર છે ? (૩૪૭)

**ओमित्युक्ते मुनीन्द्रेण निजगाद दशाननः । दिग्जयाय क्रमेणाहमिहागच्छं नदीतटे ॥३४८॥**

'હા' એ પ્રમાણે મુનીંદ્ર વડે કહેવાયે છતે રાવણ બોલ્યો (કે) હું દિગ્વિજય માટે અનુક્રમે અહીં–નદીકાંઠે આવ્યો હતો. (૩૪૮)

**दत्तावासस्तटेऽमुष्मिञ्जिनार्चा विकचाम्बुजैः । अर्चित्वा यावदेकाग्रमानसस्तन्मयोऽभवम् ॥३४९॥**

આ કિનારે પડાવ નાખેલ હું જેટલામાં વિકસિત કમળો વડે જિનપૂજા કરીને એકાગ્રચિત્તવાળો તન્મય થયો હતો, (૩૪૯)

अमुना तावदुन्मुक्तैर्निजस्नानमलीमसैः । वारिभिः प्लाविता पूजा तेनाकार्षमिदं क्रुधा ॥३५०॥

તેટલામાં આના વડે પોતાના સ્નાનથી મલીન એવા છોડાયેલ જળથી પૂજા ધોવાઈ ગઈ તેથી ક્રોધથી મેં આ કર્યું છે. (૩૫૦)

अज्ञानादमुनाप्येतत् कृतं मन्ये महात्मना । त्वत्सूनुरेष किं कुर्यादर्हदाशातनां क्वचित् ॥३५१॥

(હવે) હું માનું છું કે આ મહાત્મા વડે પણ આ અજ્ઞાનથી કરાયું છે (કેમકે) શું આપનો આ પુત્ર ક્યાંય અરિહંતની આશાતના કરે ? (ન જ કરે). (૩૫૧)

एवमुक्त्वा सहस्रांशुं नत्वानैषीद्दशाननः । लज्जानम्राननः सोऽपि ननाम पितरं मुनिम् ॥३५२॥

એમ કહીને રાવણ સહસ્રાંશુને નમસ્કાર કરીને લઈ આવ્યો. લજ્જાથી નમ્ર મુખવાળા તેણે પણ મુનિ (રૂપે રહેલ) પિતાને નમસ્કાર કર્યા. (૩૫૨)

रावणस्तं बभाणैवं भ्राता मे त्वमतः परम् । तवेवायं ममाप्येष शतबाहुमुनिः पिता ॥३५३॥

રાવણે તેને એ પ્રમાણે કહ્યું (કે) હવેથી તું મારો ભાઈ છે (અને) તારી જેમ આ શતબાહુ મુનિ મારા પણ પિતા છે. (૩૫૩)

गच्छ शाधि निजं राज्यं गृहाणान्यामपि क्षितिम् । अस्माकं हि त्रयाणां त्वं चतुर्थोऽस्यंशभाक्श्रियः ॥३५४॥

તું જા, તારું રાજ્ય કર, (અને) બીજી પૃથ્વીને પણ લે, કેમકે અમારા ત્રણેની લક્ષ્મીનો તું ચોથો ભાગીદાર છે. (૩૫૪)

एवमुक्तश्च मुक्तश्च सहस्रांशुरदोऽवदत् । न हि राज्येन मे कृत्यं वपुषावाप्यतः परम् ॥३५५॥

એ પ્રમાણે કહેવાયેલ અને મુક્ત કરાયેલ સહસ્રાંશુએ આ (વાત) કહી કે હવેથી મારે રાજ્ય કે શરીરથી પણ (કંઈ) કાર્ય (પ્રયોજન) નથી. (૩૫૫)

पित्राश्रितं श्रयिष्यामि व्रतं संसारनाशनम् । अयं हि पन्थाः साधूनां निर्वाणमुपतिष्ठते ॥३५६॥

(હું તો) પિતાએ આશ્રય કરેલ સંસાર છેદક વ્રતને ગ્રહણ કરીશ કેમકે આ માર્ગ સાધુઓને મુક્તિએ પહોંચાડે છે. (૩૫૬)

इत्युदीर्य दशास्याय समर्प्य तनयं निजम् । व्रतं चरमदेहः स पितृपदान्तिकेऽग्रहीत् ॥३५७॥

એમ કહીને પોતાના પુત્રને દશમુખને સોંપીને ચરમ શરીરી તેણે પિતાનાં ચરણોમાં વ્રતનો સ્વીકાર કર્યો. (૩૫૭)

अनरण्यनरेन्द्राय वाचिकेन तदैव सः । स्वयमात्तां परिव्रज्यां कथयामास सौहृदात् ॥३५८॥

તે જ વખતે તેણે સંદેશા દ્વારા પોતે ગ્રહણ કરેલ સંયમના સમાચાર મિત્રભાવથી અનરણ્ય રાજાને કહેવરાવ્યા. (જણાવ્યા). (૩૫૮)

सोऽप्ययोध्याधिपो दध्यौ प्रियमित्रेण तेन मे । संकेत एवमभवद्दादेयं युगपद्व्रतम् ॥३५९॥

તે અયોધ્યાપતિ પણ વિચારવા લાગ્યો કે તે પ્રિય મિત્રની સાથે મારે આ પ્રમાણે સંકેત થયો છે (કે) (આપણે) વ્રત સાથે ગ્રહણ કરવું. (૩૫૯)

स्वप्रतिज्ञामिति स्मृत्वा राज्यं दशरथाय सः । दत्वा स्वसूनवे सत्यधनो व्रतमुपाददे ॥३६०॥

એ પ્રમાણે પોતાની પ્રતિજ્ઞાને યાદ કરીને પોતાના પુત્ર દશરથને રાજ્ય આપીને સત્યધનવાળા તેણે વ્રતને ગ્રહણ કર્યું. (૩૬૦)

शतबाहुसहस्रांशू वन्दित्वर्षी दशाननः । सहस्रांशोः सुतं राज्ये न्यस्य चाचलदम्बरे ॥३६१॥

શતબાહુ અને સહસ્રાંશુ ઋષિને નમસ્કાર કરીને સહસ્રાંશુના પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરીને રાવણ આકાશ (માર્ગે) ચાલી નીકળ્યો. (૩૬૧)

तदा च नारदमुनिर्यष्टिघातादिजर्जरः । अन्याय इति पूत्कुर्वन्नित्यभाषिष्ट रावणम् ॥३६२॥

તે વખતે લાકડીના પ્રહાર વગેરેથી જર્જરિત થઈ ગયેલા (અને) 'અન્યાય' (અન્યાય) એ પ્રમાણે પોકાર કરતા નારદે રાવણને આ પ્રમાણે કહ્યું : (૩૬૨)

राजन् राजपुरेऽमुष्मिन् मरुत्तो नाम भूपतिः । मिथ्यादृगस्ति कुर्वाणः क्रतुं दुर्द्विजवासितः ॥३६३॥

હે રાજન્ ! આ રાજપુરમાં દુષ્ટ બ્રાહ્મણોથી વાસિત કરાયેલ યજ્ઞને કરતો મિથ્યાદૃષ્ટિ રાજા છે. (૩૬૩)

यज्ञे वधाय चानीतान् सैनिकैरिव तद्द्विजैः । पशूनारटतोऽपश्यं पाशबद्धाननागसः ॥३६४॥

ચંડાળ જેવા તે બ્રાહ્મણો વડે યજ્ઞમાં વધને માટે લવાયેલાં, નિરપરાધી, પાશથી બંધાયેલાં રડતાં પશુઓને મેં જોયાં. (૩૬૪)

**ततो व्योम्नोऽवतीर्याहं मरुत्तं ब्राह्मणावृतम् । अहो किमिदमारब्धमित्यपृच्छं कृपापरः ॥३६५॥**

તેથી દયામાં તત્પર એવા મેં આકાશથી ઊતરીને બ્રાહ્મણોથી ઘેરાયેલ મરુત્તને આ પ્રમાણે પૂછ્યું (કે) અહો ! આ શું આરંભ્યું છે ? (૩૬૫)

**अथोवाच मरुत्तोऽपि यज्ञोऽयं ब्राह्मणोदितः । अन्तर्वेदीह होतव्याः पशवो देवतृप्तये ॥३६६॥**

એથી મરુત્તે પણ કહ્યું કે આ બ્રાહ્મણોએ કહેલ યજ્ઞ છે. (અને) દેવને સંતૃપ્ત કરવા પશુઓ અહીં વેદિમાં હોમવાનાં છે. (૩૬૬)

**अयं खलु महाधर्मः कीर्त्तितः स्वर्गहेतवे । यक्ष्यामि पशुभिर्यज्ञं तदेभिरहमद्य भोः ॥३६७॥**

અરે....આ મહાધર્મ જ સ્વર્ગહેતુ માટે કહેલ છે. તેથી આ પશુઓ વડે હું આજે યજ્ઞ કરીશ. (૩૬૭)

**ततस्तस्याहमित्याख्यं वपुर्वेदिरुदीरिता । आत्मा यष्टा तपो वह्निर्ज्ञानं सर्पिः प्रकीर्त्तितम् ॥३६८॥**

તેથી મેં તેને કહ્યું (કે) શરીરને વેદિ કહેલ છે. આત્મા યજ્ઞકર્તા છે. તપ (એ) અગ્નિ છે અને જ્ઞાનને ઘી કહેલ છે. (૩૬૮)

**कर्माणि समिधः क्रोधादयस्तु पशवो मताः । सत्यं यूपः सर्वप्राणिरक्षणं दक्षिणा पुनः ॥३६९॥**

કર્મો (એ) સમિધ છે. વળી ક્રોધાદિ પશુઓ મનાયા છે. સત્ય (એ) યૂપ છે અને સર્વ પ્રાણીઓની રક્ષાને દક્ષિણા (કહેલ છે.) (૩૬૯)

त्रिरत्नी तु त्रिवेदीयमिति वेदोदितः क्रतुः । कृतो योगविशेषेण मुक्तेर्भवति साधनम् ॥३७०॥

વળી (જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપ) ત્રણ રત્નોનો સમૂહ (આ) ત્રિવેદિ છે–આ પ્રમાણે વેદોક્ત [ક્રતુ] યજ્ઞ છે. વિશિષ્ટ યોગથી કરાયેલ (તે) મોક્ષનું સાધન થાય છે. (૩૭૦)

क्रव्यादतुल्या ये कुर्युर्यज्ञं छागवधादिना । ते मृत्वा नरके घोरे तिष्ठेयुर्दुःखिनश्चिरम् ॥३७१॥

રાક્ષસ સમાન જેઓ બોકડાના વધ વગેરેથી યજ્ઞ કરે તેઓ મરીને ભયંકર નરકમાં લાંબા કાળ સુધી દુઃખી રહે. (૩૭૧)

उत्पन्नोऽस्युत्तमे वंशे बुद्धिमानृद्धिमानसि । राजन् व्याधोचितादस्मान्निवर्तस्व तदेनसः ॥३७२॥

હે રાજન્! ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ તું બુદ્ધિવાન છે અને ઋદ્ધિવાન છે, તેથી શિકારીને યોગ્ય એવા આ પાપથી તું અટક. (૩૭૨)

यदि प्राणिवधेनापि स्वर्गो जायेत देहिनाम् । तच्छून्यो जीवलोकोऽयमल्पैरपि दिनैर्भवेत् ॥३७३॥

જો પ્રાણીવધથી પણ આત્માઓને સ્વર્ગ થાય તો આ જીવલોક થોડા જ દિવસો વડે (જીવ) શૂન્ય થઈ જાય. (૩૭૩)

इदं मम वचः श्रुत्वा यज्ञाग्नय इव द्विजाः । क्रुधा ज्वलन्तः प्रोत्तस्थुर्दण्डपट्टकपाणयः ॥३७४॥

મારું આ વચન સાંભળીને યજ્ઞના અગ્નિ જેવા, ક્રોધથી બળતા, દંડ અને પટ્ટક છે હાથમાં જેના એવા બ્રાહ્મણો અત્યંત ઉશ્કેરાઈ ગયા. (૩૭૪)

ततस्तैस्ताड्यमानेन मया प्राप्तोऽसि नश्यता । नदीपूराभिभूतेनान्तरीपमिव रावण ॥३७५॥

તેથી તેઓ વડે તાડન કરાતા (અને) નાસી જતા એવા મારા વડે હે રાવણ! નદીના પૂરથી પરાભવ પામેલા (મનુષ્ય) વડે દ્વીપની જેમ તું પ્રાપ્ત કરાયો છે. (૩૭૫)

निरागसो वध्यमानांस्तत्तैर्नृपपशुभिः पशून् । त्रायस्व त्रात एवाहं पुनस्त्वदवलोकनात् ॥३७६॥

તો તે મનુષ્યરૂપી પશુઓ વડે બંધાતા નિરપરાધી પશુઓનું તું રક્ષણ કર, વળી તને જોવા માત્રથી હું તો રક્ષણ કરાયો જ છું. (૩૭૬)

ततो विमानादुत्तीर्य दशास्यस्तद्दिदृक्षया । आनर्चे भूभुजा तेन पाद्यसिंहासनादिना ॥३७७॥

તેથી તે જોવાની ઇચ્છાથી વિમાનમાંથી ઊતરીને (ત્યાં આવેલ) રાવણ તે રાજા વડે પાદ્ય (પગ ધોવાનું જળ) અને સિંહાસનાદિથી પૂજા કરાયો. (૩૭૭)

क्रुद्धो मरुत्तभूपालं जगादैवं दशाननः । अरे किमेष क्रियते नरकाभिमुखैर्मखः ॥३७८॥

ક્રોધ પામેલ રાવણે મરુત્ત રાજાને આ પ્રમાણે કહ્યું: અરે નરક સન્મુખ (થયેલ તમારા) વડે આ યજ્ઞ કેમ કરાય છે? (૩૭૮)

**धर्मः प्रोक्तो ह्यहिंसातः सर्वज्ञैस्त्रिजगद्धितैः । पशुहिंसात्मकाद्यज्ञात् स कथं नाम जायताम् ॥३७९॥**

કેમકે ત્રણે જગતને હિતકારી સર્વજ્ઞ દેવો વડે અહિંસાથી 'ધર્મ' કહેવાયો છે (તો) પશુઓની હિંસા સ્વરૂપ યજ્ઞથી તે (ધર્મ) શી રીતે થાય? (૩૭૯)

**लोकद्वयारिं तद्यज्ञं माकार्षीश्चेत् करिष्यसि । मद्गुप्ताविह ते वासः परत्र नरके पुनः ॥३८०॥**

તેથી (આલોક અને પરલોક એમ) લોકદ્વયના શત્રુ તે યજ્ઞને તું કરીશ નહિ. જો કરીશ તો અહીં મારા કેદખાનામાં (અને) પરલોકમાં વળી નરકમાં તારો વાસ (થશે). (૩૮૦)

**विससर्ज मखं सद्यो मरुत्तनृपतिस्ततः । अलंघ्या रावणाज्ञा हि विश्वस्यापि भयंकरा ॥३८१॥**

તેથી તરત જ મરુત્ત રાજાએ યજ્ઞનું વિસર્જન કર્યું કેમકે વિશ્વને પણ ભય કરનારી આજ્ઞા અલંઘનીય છે. (૩૮૧)

**अमी पशुवधात्मानः कुतः संजज्ञिरेऽध्वराः । इति पृष्टो दशास्येन निजगादेति नारदः ॥३८२॥**

આ પશુઓના વધ સ્વરૂપ યજ્ઞો ક્યાંથી થયા? એ પ્રમાણે રાવણ વડે પુછાયેલ નારદે આ પ્રમાણે કહ્યું: (૩૮૨)

**अस्ति च दिक्षु विख्याता नाम्ना शुक्तिमती पुरी । शक्तिमत्याख्यया नद्या नर्मसख्येव शोभिता ॥३८३॥**

આનંદ (કરાવનાર) સખી સમાન શક્તિમતી નામે નદીથી શોભિત, દશે દિશામાં વિખ્યાત શુક્તિમતી નામે નગરી છે. (૩૮૩)

**गतेष्ववनेकभूपेषु सुव्रतान्मुनिसुव्रतात् । अभिचन्द्रोऽभवत्तस्यां राजा राज्यभृतां वरः ॥३८४॥**

સારા વ્રતોવાળા શ્રી મુનિસુવ્રત સ્વામી પ્રભુથી અનેક રાજાઓ થઈ ગયે છતે તે (નગરી)માં રાજાઓમાં શ્રેષ્ઠ અભિચન્દ્ર નામે રાજા થયો. (૩૮૪)

अभिचन्द्रस्य तनयो वसुरित्यभिधानतः । अजायत महाबुद्धिः प्रसिद्धः सत्यवाक्तया ॥३८५॥

અભિચન્દ્રને 'વસુ' એ નામે મહા બુદ્ધિશાળી પુત્ર થયો (જે) સત્યવાદિપણાથી વિખ્યાત થયો. (૩૮૫)

पार्श्वे क्षीरकदम्बस्य गुरोः पर्वतकः सुतः । राजपुत्रो वसुश्चाहं चापठामस्त्रयोऽपि हि ॥३८६॥

ક્ષીરકદંબક ગુરુની પાસે (તેમનો) પુત્ર પર્વતક, રાજપુત્ર વસુ અને હું (એમ) ત્રણેય ભણતા હતા. (૩૮૬)

सुप्तेष्वस्मासु सदनोपरि पाठश्रमान्निशि । चारणश्रमणौ व्योम्नि यान्तावित्यूचतुर्मिथः ॥३८७॥

પાઠના શ્રમથી રાત્રે અમે ઘરની ઉપર (અગાશીમાં) સૂતે છતે આકાશ (માર્ગ)માં જતા બે ચારણશ્રમણ આ પ્રમાણે અરસપરસ કહેતા હતા : (૩૮૭)

एषामेकतमः स्वर्गं गमिष्यत्यपरौ पुनः । नरकं यास्यतस्तच्चाश्रौषीत्क्षीरकदम्बकः ॥३८८॥

(કે) આમાંનો એક સ્વર્ગે જશે અને બીજા બે નરકે જશે. તે (વાત) ક્ષીરકદંબક (ગુરુ) સાંભળી ગયા. (૩૮૮)

तच्छ्रुत्वा चिन्तयामास खिन्नः क्षीरकदम्बकः । मय्यप्यध्यापके शिष्यौ यास्यतो नरकं हहा ॥३८९॥

તે સાંભળીને ખિન્ન થયેલા ક્ષીરકદંબક વિચારવા લાગ્યા (કે) ઓહ....હું અધ્યાપક હોવા છતાં પણ બે શિષ્યો નરકે જશે. (૩૮૯)

एभ्यः को यास्यति स्वर्गं नरकं कौ च यास्यतः । जिज्ञासुरित्युपाध्यायोऽस्मांस्त्रीन् युगपदाह्वयत् ॥३९०॥

આમાંથી કોણ સ્વર્ગે જશે અને કયા બે નરકે જશે, એ જાણવાની ઇચ્છાવાળા ઉપાધ્યાયે અમને ત્રણેને એક સાથે બોલાવ્યા. (૩૯૦)

समर्प्य गुरुरस्माकमेकैकं पिष्टकुक्कुटम् । उवाचामी तत्र वध्या यत्र कोऽपि न पश्यति ॥३९१॥

અમને એક એક લોટનો (બનાવેલ) કૂકડો આપીને ગુરુએ કહ્યું (કે) જ્યાં કોઈ પણ ન જુએ ત્યાં આ હણવા યોગ્ય છે. (૩૯૧)

वसुपर्वतकौ तत्र गत्वा शून्यप्रदेशयोः । आत्मनीनां गतिमिव जघ्नतुः पिष्टकुक्कुटौ ॥३९२॥

ત્યાં વસુ અને પર્વતે શૂન્ય પ્રદેશમાં જઈને પોતાને યોગ્ય ગતિની જેમ લોટના કૂકડા મારી નાખ્યા. (૩૯૨)

दवीयसि प्रदेशे तु गत्वाहं नगराद् बहिः । स्थित्वा च विजने देशे दिशः प्रेक्ष्येत्यतर्कयम् ॥३९३॥

હું તો નગરની બહાર અત્યંત દૂર પ્રદેશમાં જઈને નિર્જન ભાગમાં રહીને દિશાઓને જોઈ આ પ્રમાણે તર્ક કરવા લાગ્યો : (૩૯૩)

गुरुपादैरदस्तावदादिष्टं वत्स यत्त्वया । वध्योऽयं कुक्कुटस्तत्र यत्र कोऽपि न पश्यति ॥३९४॥

ગુરુદેવ વડે આ તેવી રીતે કહેવાયું છે કે હે વત્સ ! તારા વડે આ કૂકડો તે જગ્યાએ હણવા યોગ્ય છે કે જ્યાં કોઈ પણ જુએ નહિ. (૩૯૪)

असौ पश्यत्यहं पश्याम्यमी पश्यन्ति खेचराः । लोकपालाश्च पश्यन्ति पश्यन्ति ज्ञानिनोऽपि हि ॥३९५॥

આ (કૂકડો) જુએ છે. હું જોઉં છું. વિદ્યાધરો જુએ છે. લોકપાલો જુએ છે (અને) જ્ઞાનીઓ પણ જુએ જ છે. (૩૯૫)

नास्त्येव स्थानमपि तद्यत्र कोऽपि न पश्यति । तात्पर्यं तद्गुरुगिरां न वध्यः खलु कुक्कुटः ॥३९६॥

તેવું કોઈ સ્થાન જ નથી જ્યાં કોઈ પણ જોતું નથી. તેથી ગુરુના વચનનું હાર્દ (એ છે કે) કૂકડો હણવા યોગ્ય નથી જ. (૩૯૬)

गुरुपादा दयावन्तः सदा हिंसा पराङ्मुखाः । अस्मत्प्रज्ञां परिज्ञातुमेतन्नियतमादिशन् ॥३९७॥

હંમેશાં હિંસાથી અવળા મુખવાળા પૂજ્ય ગુરુશ્રી દયાળુ છે (તેથી) ચોક્કસ અમારી બુદ્ધિને વિશેષે જાણવા માટે આ આદેશ કર્યો છે. (૩૯૭)

विमृश्यैवमहत्वैव कुक्कुटं चाहमागमम् । कुक्कुटाहनने हेतुं गुरोर्व्यज्ञपयं च तम् ॥३९८॥

એમ વિચારીને કૂકડાને હણ્યા વિના જ હું આવ્યો અને કૂકડાને ન હણવાનો હેતુ મેં ગુરુદેવને જણાવ્યો. (૩૯૮)

स्वर्गं यास्यत्ययं तावदिति निश्चित्य गौरवात् । आलिंगितोऽहं गुरुभिः साधु साध्विति भाषिभिः ॥३९९॥

ત્યારે આ સ્વર્ગે જશે એમ નિશ્ચય કરીને ગૌરવથી 'સારું-સારુ' એ પ્રમાણે બોલતાં ગુરુદેવ વડે હું આલિંગન કરાયો. (૩૯૯)

वसुपर्वतकौ पश्चादागत्यैवं शशंसतुः । निहतौ कुक्कुटौ तत्र यत्र कोऽपि न पश्यति ॥४००॥

પછીથી વસુ અને પર્વતક આવીને એમ બોલ્યા (કે) જ્યાં કોઈ જોતું નથી ત્યાં (અમારા વડે) કૂકડા હણાયા છે. (૪૦૦)

अपश्यतं युवामादावपश्यन् खेचरादयः । कथं हतौ कुक्कुटौ रे पापावित्यशपद् गुरुः ॥४०१॥

પહેલાં તમે બંને જોતા હતા, ખેચરાદિ (પણ) જોતા હતા (તો) હે પાપીઓ (તમારા વડે) કૂકડા કેમ હણાયા એમ ગુરુએ શાપ દીધો. (૪૦૧)

ततः खेदादुपाध्यायो दध्यौ विध्यातपाठधीः । मुधा मेऽध्यापनक्लेशो वसुपर्वतयोरभूत् ॥४०२॥

તેથી ખેદથી અભ્યાસ (કરાવવાનો) વિચાર જેણે રોકી દીધો છે એવા ઉપાધ્યાય વિચારવા લાગ્યા (કે) વસુ અને પર્વતમાં મારો ભણાવવાનો શ્રમ નિષ્ફળ ગયો છે. (૪૦૨)

गुरूपदेशो हि यथापात्रं परिणमेदिह । अम्राम्भः स्थानभेदेन मुक्तालवणतां व्रजेत् ॥४०३॥

કેમકે ગુરુનો ઉપદેશ પાત્ર મુજબ અહીં પરિણમે. (જેમ) વાદળનું પાણી સ્થાનભેદથી મોતી અને લવણપણાને પામે. (૪૦૩)

प्रियः पर्वतकः पुत्रः पुत्रादप्यधिको वसुः । नरकं यास्यतस्तस्माद् गृहवासेन किं मम ॥४०४॥

પ્રિય પુત્ર પર્વતક (અને) પુત્રથી પણ અધિક વસુ નરકે જશે તો ગૃહવાસ વડે મારે શું (પ્રયોજન) છે? (૪૦૪)

निर्वेदादित्युपाध्यायः प्रव्रज्यामग्रहीत्तदा । तत्पदं पर्वतोऽध्यास्त व्याख्याक्षणविचक्षणः ॥४०५॥

એમ નિર્વેદથી ઉપાધ્યાયે પ્રવ્રજ્યા ગ્રહણ કરી ત્યારે તેમના સ્થાને વ્યાખ્યા અવસરે વિચક્ષણ પર્વતક બેઠો. (૪૦૫)

भूत्वा गुरोः प्रसादेन सर्वशास्त्रविशारदः । पुनरेव निजं स्थानमहं तु गतवांस्तदा ॥४०६॥

ગુરુની કૃપાથી હું સર્વશાસ્ત્રમાં વિશારદ થઈને તે વખતે ફરી હું તે મારા ઠેકાણે જ ગયો. (૪૦૬)

नृपचन्द्रोऽभिचन्द्रोऽपि जग्राह समये व्रतम् । ततश्चाभूद् वसू राजा वासुदेवसमः श्रिया ॥४०७॥

રાજાઓમાં ચન્દ્રસમાન અભિચન્દ્રે પણ અવસરે સંયમ ગ્રહણ કર્યું. તેથી લક્ષ્મી વડે વાસુદેવ સમાન વસુ રાજા થયો. (૪૦૭)

सत्यवादीति स प्राप प्रसिद्धिं पृथिवीतले । तां प्रसिद्धिमपि त्रातुं सत्यमेव जगाद सः ॥४०८॥

તે પૃથ્વીતળ ઉપર 'સત્યવાદી' (છે) એ પ્રમાણે પ્રસિદ્ધિને પામ્યો (અને) તે પ્રસિદ્ધિનું રક્ષણ કરવા માટે પણ તે સત્ય જ બોલતો હતો. (૪૦૮)

अथैकदा मृगयुणा मृगाय मृगयाजुषा । चिक्षिपे विशिखो विन्ध्यनितम्बे सोऽन्तरास्खलत् ॥४०९॥

હવે એક વાર શિકારની ઇચ્છાવાળા શિકારીએ હરણ (નો શિકાર કરવા) માટે બાણ ફેંક્યું (પણ) તે વિન્ધ્યના કટિપ્રદેશમાં વચ્ચે સ્ખલિત થયું. (૪૦૯)

इषुस्खलनहेतुं स ज्ञातुं तत्र ययौ ततः । आकाशस्फटिकशिलामज्ञासीत् पाणिना स्पृशन् ॥४१०॥

બાણની સ્ખલનાનો હેતુ જાણવા તે ત્યાં ગયો તેથી હાથ વડે સ્પર્શ કરતાં તેણે આકાશ જેવી સ્ફટિકની શિલા જાણી. (૪૧૦)

सदध्याविति मन्येऽस्यां संक्रान्तः परतश्चरन् । भूमिच्छायेव शीतांशावदर्शि हरिणो मया ॥४११॥

તે એમ વિચારવા લાગ્યો (કે) હું માનું છું (કે) ચંદ્રમાં પૃથ્વીની છાયાની જેમ આ (શિલા)માં પ્રતિબિંબિત થયેલ બીજી બાજુ ચરતો (કોઈ) હરણ મારા વડે જોવાયેલ છે. (૪૧૧)

**पाणिस्पर्शं विना नेयं सर्वथाप्युपलक्ष्यते । अवश्यं तदसौ योग्या वसोर्वसुमतीपतेः ॥४१२॥**

હાથના સ્પર્શ વિના આ કોઈ પણ રીતે જણાય તેવી નથી, તેથી આ પૃથ્વીપતિ વસુને જ યોગ્ય છે. (૪૧૨)

**रहो व्यज्ञपयद्राज्ञे गत्वा तां मृगयुः शिलाम् । हृष्टो जग्राह राजापि ददौ चास्मै महद्धनम् ॥४१३॥**

શિકારીએ એકાંતમાં રાજા પાસે જઈને તે શિલાની જાણ કરી. ખુશ થયેલ રાજાએ પણ (તે) ગ્રહણ કરી અને આને ઘણું ધન આપ્યું. (૪૧૩)

**स तया घटयामास छन्नं स्वासनवेदिकाम् । तच्छिल्पिनोऽघातयच्च नात्मीयाः कस्यचिन्नृपाः ॥४१४॥**

તેણે તે (શિલા)થી ગુપ્ત રીતે પોતાનું સિંહાસન (મૂકવા) માટેની વેદિકા બનાવરાવી અને તેના શિલ્પીઓને મારી નંખાવ્યા. (ખરેખર) **કોઈને રાજાઓ આત્મીય હોતા નથી.** (૪૧૪)

**तस्यां सिहासनं वेदौ चेदीशस्य निवेशितम् । सत्यप्रभावादाकाशस्थितमित्यबुधज्जनः ॥४१५॥**

તે વેદિકા ઉપર ચેદિ દેશના રાજા (વસુ)નું સિંહાસન મુકાયું. લોકે એમ જાણ્યું કે સત્યના પ્રભાવથી (આ) આકાશમાં રહ્યું છે. (૪૧૫)

**सत्येन तुष्टाः सांनिध्यमस्य कुर्वन्ति देवताः । एवमूर्जस्विनी तस्य प्रसिद्धिर्व्यानशे दिशः ॥४१६॥**

સત્ય વડે ખુશ થયેલ દેવતાઓ એનું સાન્નિધ્ય કરે છે એ પ્રમાણે તેની ઉગ્ર પ્રસિદ્ધિ દિશાઓમાં ફેલાઈ ગઈ. (૪૧૬)

**तया प्रसिद्ध्या राजानो भीतास्तस्य वशं ययुः । सत्या वा यदि वा मिथ्या प्रसिद्धिर्जयिनी नृणाम् ॥४१७॥**

તે પ્રસિદ્ધિથી ભય પામેલ રાજાઓ તેને વશ થયા. **સાચી કે ખોટી પ્રસિદ્ધિ મનુષ્યોને જય આપનારી (થાય છે).** (૪૧૭)

**तत्रान्यदाहमभ्यागामद्राक्षमथ पर्वतम् । व्याख्यानयन्तमृग्वेदं शिष्याणां शेमुषीजुषाम् ॥४१८॥**

એક વખત હું ત્યાં ગયો અને બુદ્ધિશાળી શિષ્યોને ઋગ્વેદનું વ્યાખ્યાન આપતા પર્વતને મેં જોયો. (૪૧૮)

**अजैर्यष्टव्यमित्यत्र मेषैरित्युपदेशकम् । तमवोचमहं भ्रातर्भ्रान्त्या किमिदमुच्यते ॥४१९॥**

અજો વડે યજ્ઞ કરવા યોગ્ય છે. અહીં (અજ એટલે) બકરાઓથી એ પ્રમાણે શીખવનાર તેને મેં કહ્યું અરે ભાઈ! ભ્રાન્તિથી આ શું બોલાય છે? (૪૧૯)

**त्रिवार्षिकाणि धान्यानि नहि जायन्त इत्यजाः । व्याख्याता गुरुणास्माकं व्यस्मार्षीः केन हेतुना ॥४२०॥**

(કેમકે) ગુરુ વડે આપણને ત્રણ વર્ષનાં (જૂનાં) ધાન્યો (કે) જે (ફરી) ઊગતાં નથી (તે) અજ સમજાવેલ છે (તો) તું કયા કારણે ભૂલી ગયો છે? (૪૨૦)

**ततः पर्वतकोऽवादीदिदं तातेन नोदितम् । उदिताः किं त्वजा मेषास्तथैवोक्ता निघंटुषु ॥४२१॥**

તેથી પર્વતક બોલ્યો (કે) તાત વડે આ કહેવાયું નથી પણ અજ એટલે મેષ કહેવાયેલ છે અને શબ્દ-કોશોમાં પણ તે જ પ્રમાણે કહેવાયેલ છે. (૪૨૧)

अवोचमहमप्येवं शब्दानामर्थकल्पना । मुख्या गौणी च तत्रेह गौणीं गुरुरचीकथत् ॥४२२॥

મેં પણ એ પ્રમાણે કહ્યું (કે) શબ્દોનું મુખ્ય અને ગૌણ (એમ બે પ્રકારે) અર્થકથન હોય છે. ત્યાં અહીં ગુરુએ ગૌણ અર્થ કહેલ છે. (૪૨૨)

गुरुर्धर्मोपदेष्टैव श्रुतिर्धर्मात्मकैव च । द्वयमप्यन्यथा कुर्वन् मित्र मा पापमर्जय ॥४२३॥

ગુરુ ધર્મના જ ઉપદેશક હોય છે અને વેદ (પણ) ધર્મસ્વરૂપ જ છે. (એ) બંનેને મિથ્યા કરતા હે મિત્ર ! તું પાપ ઉપાર્જન ન કર. (૪૨૩)

साक्षेपं पर्वतोऽजल्पदजान् मेषान् गुरुर्जगौ । गुरूपदेशशब्दार्थोल्लंघनाधर्ममर्जसि ॥४२४॥

(ત્યારે) તિરસ્કારપૂર્વક પર્વતક બોલ્યો (કે) ગુરુએ 'અજ એટલે મેષ' કહ્યા છે (તેથી) ગુરુના ઉપદેશનું અને શબ્દના અર્થનું ઉલ્લંઘન કરવાથી તું અધર્મ ઉપાર્જન કરે છે. (૪૨૪)

मिथ्याभिमानवाचो हि न स्युर्दण्डभयान्नृणाम् । स्वपक्षस्थापने तेन जिह्वाच्छेदपणोऽस्तु नः ॥४२५॥

દંડના ભયથી જ મનુષ્યોને મિથ્યાભિમાનવાળી વાણી હોય નહિ (તેથી) પોતાના પક્ષનું સ્થાપન કરવામાં આપણને જિહ્વા છેદની શરત હો. (૪૨૫)

प्रमाणमुभयोरत्र सहाध्यायी वसुर्नृपः । प्रत्यश्रौषमहं तच्च न क्षोभः सत्यभाषिणाम् ॥४२६॥

અહીં સહાધ્યાયી વસુ રાજા (આપણે) બંનેને પ્રમાણભૂત છે. મેં તે (શરત)નો સ્વીકાર કર્યો (કેમકે) **"સત્યવાદીઓને ક્ષોભ હોતો નથી."** (૪૨૬)

रहः पर्वतमूचेऽम्बा गृहकर्मरताप्यहम् । अजास्त्रिवार्षिकं धान्यमित्यश्रौषं भवत्पितुः ॥४२७॥

એકાંતમાં પર્વતને (તેની) માતાએ કહ્યું કે ઘરકામમાં તત્પર એવી મેં પણ તારા પિતા પાસેથી 'અજ એટલે ત્રણ વર્ષનું (જૂનું) ધાન્ય' એમ સાંભળેલ છે. (૪૨૭)

जिह्वाच्छेदं पणेऽकार्षीर्यद्दर्पात्तदसाम्प्रतम् । अविमृष्य विधातारो भवन्ति विपदां पदम् ॥४२८॥

(તેથી) અભિમાનથી શરતમાં જે 'જિહ્વાચ્છેદ' કરેલ છે તે અયોગ્ય છે, **વિચાર્યા વિના (કાર્ય) કરનારા આપત્તિનું સ્થાન થાય છે."** (૪૨૮)

अवदत्पर्वतोऽप्येवं कृतं तावदिदं मया । यथा तथा कृतस्याम्ब करणं न हि विद्यते ॥४२९॥

પર્વતક પણ એમ બોલ્યો (કે) આ તો મારા વડે કરાઈ ગયું છે. હે માતા ! જેમ તેમ કરેલાનો (કોઈ) ઉપાય નથી. (૪૨૯)

साथ पर्वतकापायपीडया हृदि शल्यिता । वसुराजमुपेयाय पुत्रार्थे क्रियते न किम् ॥४३०॥

હવે પર્વતકને કષ્ટની પીડાથી હૃદયમાં દુઃખ પામેલી તે વસુ રાજા પાસે ગઈ. **"પુત્ર માટે શું કરાતું નથી ?"** (૪૩૦)

दृष्टः क्षीरकदम्बोऽद्य यदम्ब त्वमसीक्षिता । किं करोमि प्रयच्छामि किं वेत्यभिदधे वसुः ॥४३१॥

હે માતા ! તું જે આજે દેખાઈ છે (તેથી આજે મારા વડે) ક્ષીરકદંબક (ગુરુ) જોવાયા છે (તો) હું શું કરું અથવા શું આપું ? એ પ્રમાણે વસુ બોલ્યો. (૪૩૧)

सावादीद्दीयतां पुत्रभिक्षा मह्यं महीपते । धनधान्यैः किमन्यैर्मे विना पुत्रेण पुत्रक ॥४३२॥

તે બોલી (કે) હે રાજન્ મને પુત્ર-ભિક્ષા આપ, (કેમકે) હે પુત્ર ! પુત્ર વિના બીજા ધન–ધાન્યોથી મારે શું ? (પુત્ર વિના) બીજું કશુંય જોઈતું નથી. (૪૩૨)

वसुरूचे ततो मेऽम्ब पाल्यः पूज्यश्च पर्वतः । गुरुवद् गुरुपुत्रेऽपि वर्त्तितव्यमिति श्रुतेः ॥४३३॥

તેથી વસુ બોલ્યો હે માતા ! ગુરુની જેમ ગુરુપુત્રને વિષે પણ વર્તવું જોઈએ એ પ્રમાણે 'શ્રુતિ' હોવાથી પર્વત મારે પૂજ્ય છે અને પાલનીય છે. (૪૩૩)

कस्याद्य पत्रमुत्क्षिप्तं कालेनाकालरोषिणा । को जिघांसुर्भ्रातरं मे ब्रूहि मातः किमातुरा ॥४३४॥

અકાળે રોષવાળા કાલ વડે આજે કોનું પાનું ઉખેળાયું છે ? મારા ભાઈને કોણ હણવા ઇચ્છે છે ? હે માતા ! તું બોલ, આતુર શા માટે છે ? (૪૩૪)

अजव्याख्यानवृत्तान्तं स्वपुत्रस्य पणं च तम् । त्वं प्रमाणं कृतश्चासीत्याख्यायार्थयते स्म सा ॥४३५॥

તેણીએ અજના વ્યાખ્યાનનું વૃત્તાન્ત, પોતાના પુત્રની શરત અને તું પ્રમાણભૂત કરાયો છે એ પ્રમાણે તે-(વસુ)ને કહ્યું અને પ્રાર્થના કરી. (૪૩૫)

कुर्वाणो रक्षणं भ्रातुरजान्मेषानुदीरय । प्राणैरप्युपकुर्वन्ति महान्तः किं पुनर्गिरा ॥४३६॥

ભાઈનું રક્ષણ કરતાં તું અજ એટલે મેષ (બકરા) કહે, (કેમકે) મહાપુરુષો પ્રાણો (આપવા) વડે પણ ઉપકાર કરે છે તો પછી વાણીથી શું (ન કરે)? (૪૩૬)

अवोचत वसुर्मातर्मिथ्या वच्मि वचः कथम् । प्राणात्ययेऽपि शंसन्ति नासत्यं सत्यभाषिणः ॥४३७॥

વસુ બોલ્યો, હે માતા! હું અસત્ય વચન શી રીતે બોલું? **"સત્ય બોલનારા પ્રાણોનો નાશ હોતે છતે પણ અસત્ય બોલતા નથી."** (૪૩૭)

अन्यदप्यभिधातव्यं नासत्यं पापभीरुणा । गुरुवागन्यथाकारे कूटसाक्ष्ये च का यथा ॥४३८॥

પાપથી ભય પામનારા વડે બીજું પણ અસત્ય બોલવા યોગ્ય નથી, (તો) ગુરુના વચનને મિથ્યા કરનાર ખોટા (કૂટ) સાક્ષીપણામાં વાત (જ) શી? (૪૩૮)

बहूकुरु गुरोः सूनुं यद्वा सत्यव्रताग्रहम् । तया सरोषमित्युक्तस्तद्वचोऽमंस्त पार्थिवः ॥४३९॥

ગુરુના પુત્રનું બહુ કાર્ય કર અથવા સત્યવ્રતનો આગ્રહ (કર) તે (ગુરુ પત્ની) વડે રોષપૂર્વક એમ કહેવાયેલ રાજાએ તેણીના વચનને માન્ય કર્યું. (૪૩૯)

ततः प्रमुदिता क्षीरकदम्बगृहिणी ययौ । अयाद्य पर्वतोऽहं च वसुराजस्य पर्षदि ॥४४०॥
તેથી ખુશ થયેલી ક્ષીરકદંબક (ગુરુ)ની પત્ની ગઈ (અને) હું તથા પર્વતક વસુ રાજાની સભામાં ગયા. (૪૪૦)

सभायाममिलन् सभ्या माध्यस्थ्यगुणशालिनः । वादिनां सदसद्वादक्षीरनीरसितच्छदाः ॥४४१॥
સભામાં વાદિઓના સાચા–ખોટાવાદ (રૂપ દૂધ અને જલને જુદા કરવા) માં હંસ સમાન માધ્યસ્થ ગુણવાળા સભ્યો ભેગા થયા હતા. (૪૪૧)

आकाशस्फटिकशिलावेदिसिंहासनं वसुः । सभापतिरलंचक्रे नभस्तलमिवोडुपः ॥४४२॥
ગગનતલને ચંદ્રમાની જેમ આકાશ સમાન સ્ફટિકની શિલાની વેદિકા ઉપર રહેલ સિંહાસનને સભાપતિ વસુએ શોભાવ્યું. (૪૪૨)

ततः पर्वतकोऽहं च व्याख्यापक्षं निजं निजम् । अशंसाव नरेन्द्राय सत्यं ब्रूहीति भाषिणौ ॥४४३॥
તેથી 'તું સત્ય કહેજે' એમ બોલતા મેં અને પર્વતકે રાજાને પોતપોતાનો વ્યાખ્યાન પક્ષ કહ્યો. (૪૪૩)

विप्रवृद्धैरथोचे स विवादस्त्वयि तिष्ठते । प्रमाणमनयोः साक्षी त्वं रोदस्योरिवार्यमा ॥४४४॥
એ વખતે વૃદ્ધ વિપ્રોએ કહ્યું (કે) તે વિવાદ તમારી ઉપર રહે છે. (કેમકે) પૃથ્વી અને આકાશમાં સૂર્યની જેમ તું આ બંનેને પ્રમાણભૂત સાક્ષી છે. (૪૪૪)

घटप्रभृतिदिव्यानि वर्तन्ते हन्त सत्यतः । सत्याद् वर्षति पर्जन्यः सत्यात् सिध्यन्ति देवताः ॥४४५॥

ખરેખર! ઘટ વગેરે દિવ્યો સત્યથી રહે છે. વરસાદ સત્યથી વરસે છે (અને) દેવતાઓ સત્યથી(જ) સિદ્ધ થાય છે. (૪૪૫)

त्वयैव सत्ये लोकोऽयं स्थाप्यते पृथिवीपते । त्वामिहार्थे ब्रूमहे किं ब्रूहि सत्यव्रतोचितम् ॥४४६॥

હે રાજન્! તારા વડે જ આ લોક સત્યમાં સ્થાપન કરાય છે, આ અર્થમાં તને શું કહીએ? (માટે) સત્યવ્રતને યોગ્ય તમે કહો. (૪૪૬)

वचः श्रुत्वेति तत्सत्यप्रसिद्धिं स्वां निरस्य च । अजान्मेषान् गुरुर्व्याख्यदिति साक्ष्यं वसुर्व्यधात् ॥४४७॥

એ પ્રમાણે વચન સાંભળીને તે પોતાની સત્યની પ્રસિદ્ધિને દૂર કરીને ગુરુએ 'અજ એટલે મેષ' વ્યાખ્યાન કર્યું છે, એ પ્રમાણે વસુએ સાક્ષીનું કાર્ય કર્યું. (૪૪૭)

असत्यवचसा तस्य क्रुद्धास्तत्रैव देवताः । दलयामासुराकाशस्फटिकासनवेदिकाम् ॥४४८॥

તેના અસત્ય વચનથી ક્રોધ પામેલા ત્યાં જ રહેલ દેવતાઓએ આકાશ જેવી સ્ફટિકની આસનવેદિકા તોડી નાખી. (૪૪૮)

वसुर्वसुमतीनाथस्ततो वसुमतीतले । पपात सद्यो नरकपातं प्रस्तावयन्निव ॥४४९॥

તેથી જાણે નરકમાં પતનની શરૂઆત કરતો (ન હોય તેમ) વસુ રાજા તરત પૃથ્વીતળ ઉપર પડ્યો. (૪૪૯)

देवताभिरसत्योक्तिकुपिताभिर्निपातितः । जगाम नरकं घोरं नरनाथो वसुस्ततः ॥४५०॥

અસત્ય વચનથી કોપ પામેલ દેવતાઓથી મારી નંખાયેલ વસુ રાજા ત્યાર બાદ ભયંકર નરકે ગયો. (૪૫૦)

वसोः सुताः पृथुवसुश्चित्रवसुश्च वासवः । शक्रो विभावसुर्विश्वावसुः सूरश्च सप्तमः ॥४५१॥

अष्टमश्च महाशूरो निषण्णाः पैतृके पदे । देवताभिरहन्यन्त तत्कालमपि कोपतः ॥४५२॥

વસુના પુત્રો પૃથુવસુ, ચિત્રવસુ, વાસવ, શક્ર, વિભાવસુ, વિશ્વાવસુ, સાતમો સૂર અને આઠમો મહાસૂર (અનુક્રમે) પિતાના સ્થાને (રાજગાદીએ) બેઠા પણ દેવતાઓ વડે કોપથી તેઓ તત્કાલ હણાયા. (૪૫૧-૪૫૨)

सुवसुर्नवमः सूनुर्नंष्ट्वा नागपुरं ययौ । बृहद्ध्वजो वसोः सूनुर्दशमो मथुरां पुनः ॥४५३॥

વસુનો નવમો પુત્ર નાસીને નાગપુર (ગયો) અને દશમો પુત્ર બૃહદ્ધ્વજ મથુરા તરફ ગયો. (૪૫૩)

हसित्वा बहुधा पौरैस्तस्याः पुर्याश्च पर्वतः । निर्वासितः संजगृहे महाकालासुरेण सः ॥४५४॥

નગરજનો વડે અનેક પ્રકારે હાંસી કરીને તે નગરીમાંથી કાઢી મુકાયેલ તે પર્વતક અસુર વડે ગ્રહણ કરાયો. (૪૫૪)

कोऽयं महाकाल इति पृष्टो दशमुखेन तु । उवाच नारदोऽत्रास्ति चारणयुगलं पुरम् ॥४५५॥

આ મહાકાલ વળી કોણ ? એ પ્રમાણે રાવણ વડે પુછાયેલ નારદે કહ્યું (કે) અહીં ચારણ યુગલ (નામે) નગર છે. (૪૫૫)

राजा तत्रायोधनोऽभूद्दितिर्नाम्ना च तत्प्रिया । तयोश्च सुलसा नाम दुहिता रूपशालिनी ॥४५६॥

ત્યાં અયોધન (નામે) રાજા હતો, તેને દિતિ નામે પત્ની છે, તેમને સુલસા નામે રૂપવતી પુત્રી છે. (૪૫૬)

पित्रा स्वयंवरे तस्याः आहूताः समुपाययुः । सर्वेऽपि पार्थिवास्तेषु पार्थिवः सगरोऽधिकः ॥४५७॥

તેણીના સ્વયંવરમાં પિતા વડે બોલાવાયેલ સર્વ રાજાઓ આવ્યા, તેઓમાં સગર રાજા મુખ્ય (હતો.) (૪૫૭)

सगरस्याज्ञया द्वाःस्था मंदोदर्यभिधानतः । अयोधननृपावासे जगाम प्रतिवासरम् ॥४५८॥

સગરની આજ્ઞાથી મંદોદરી નામે પ્રતિહારિણી હંમેશાં અયોધન રાજાના આવાસમાં જતી હતી. (૪૫૮)

**एकदा च गृहोद्यानकदलीसदनेऽविशत् । दितिः समं सुलसया मन्दोदर्यपि चाययौ ॥४५९॥**

એક વાર ગૃહના ઉદ્યાનના કદલી ઘરમાં સુલસા સાથે દિતિએ પ્રવેશ કર્યો અને મંદોદરી પણ (ત્યાં) આવી. (૪૫૯)

**लतान्तरविलीनाथ श्रोतुकामा तयोर्वचः । तस्थौ मन्दोदरी प्रोचे दितिश्च सुलसामिति ॥४६०॥**

તે બંનેનાં વચન સાંભળવાની ઇચ્છાવાળી મંદોદરી બીજી લતામાં સંતાઈ ઊભી રહી. દિતિ સુલસાને આ પ્રમાણે કહેતી હતી : (૪૬૦)

**वत्से मम मनःशल्यमस्ति तेऽस्मिन् स्वयंवरे । त्वदधीनस्तदुद्धारस्तत्सम्यकूच्छृणु मूलतः ॥४६१॥**

હે પુત્રી ! તારા આ સ્વયંવરમાં મને મનમાં દુઃખ થાય છે, તેનો ઉદ્ધાર તારે આધીન છે તેથી તું મૂળથી સારી રીતે સાંભળ. (૪૬૧)

**ऋषभस्वामिनोऽभूतामुभौ वंशधरौ सुतौ । भरतो बाहुबलिश्च सूर्यसोमौ ययोः सुतौ ॥४६२॥**

શ્રી ઋષભસ્વામીને ભરત અને બાહુબલિ (એમ) વંશને ધારણ કરનાર બે પુત્ર હતા જેમને સૂર્ય અને સોમ (નામે) પુત્ર થયા. (૪૬૨)

**सोमवंशे मम भ्राता तृणबिन्दुरजायत । सूर्यवंशे ते पितासावयोधनमहीपतिः ॥४६३॥**

સોમવંશમાં મારો ભાઈ તૃણબિંદુ થયો અને સૂર્યવંશમાં આ તારા પિતા અયોધન રાજા થયા. (૪૬૩)

अयोधनस्वसा सत्ययशा नाम महीपतेः । तृणबिन्दोरभूद्भार्या मधुपिंगस्तयोः सुतः ॥४६४॥

સત્યયશા નામે અયોધન (રાજા)ની બહેન તૃણબિંદુ રાજાની પત્ની થઈ. તેમને મધુપિંગ (નામે) પુત્ર છે. (૪૬૪)

तस्मै प्रदीयमानां त्वामहमिच्छामि सुन्दरि । प्रदित्सते त्वत्पिता त्वां स्वयंवरवराय तु ॥४६५॥

હે સુંદરી ! હું તને તે (મધુપિંગ) ને અપાતી (જોવા) ઇચ્છું છું, જ્યારે તારા પિતા તને સ્વયંવરમાં (પસંદ કરાયેલ) વરને આપવાને ઇચ્છે છે. (૪૬૫)

न जाने कं वृणोषि त्वं मनःशल्यमिदं मम । वरणीयस्त्वया राजमध्ये मद्भ्रातृजस्ततः ॥४६६॥

હું જાણતી નથી (કે) તું કોને પસંદ કરીશ, મારું આ મનોદુઃખ છે. તેથી તારા વડે રાજાઓની અંદર મારો ભત્રીજો પસંદ કરવા યોગ્ય છે. (૪૬૬)

सुलसापि हि तच्छिक्षां तथैव प्रत्यपद्यत । मन्दोदर्यपि तच्छ्रुत्वाचख्यौ सगरभूपतेः ॥४६७॥

ખરેખર સુલસાએ પણ તે (દિતિ)ની શિખામણનો તે જ રીતે સ્વીકાર કર્યો, તે સાંભળીને મંદોદરીએ પણ સગર રાજાને (તે) કહી દીધું. (૪૬૭)

सगरोऽप्यादिशद्विश्वभूतिं निजपुरोधसम् । सद्यः कविः सोऽपि चक्रे नृपलक्षणसंहिताम् ॥४६८॥

સગરે પણ વિશ્વભૂતિ (નામે) પોતાના પુરોહિતને આદેશ કર્યો. શીઘ્ર કવિ એવા તેણે પણ રાજાઓની લક્ષણ-સંહિતા બનાવી. (૪૬૮)

तत्रोचे स तथा येन समस्तै राजलक्षणैः । सगरो जायते युक्तो हीनस्तु मधुपिंगलः ॥४६९॥

ત્યાં (પુસ્તકમાં) તે (વિશ્વભૂતિ)એ તે રીતે કહ્યું (કે) જેથી સગર સમસ્ત રાજાઓનાં લક્ષણોથી યુક્ત થાય અને મધુપિંગલ હીણો થાય. (૪૬૯)

तत्पुस्तकं तु पेटायां स चिक्षेप पुराणवत् । राजाज्ञयान्यदाकृष्टं तेन तद्राजपर्षदि ॥४७०॥

વળી તે પુસ્તક તેણે પુરાણની જેમ પેટીમાં મૂકયું. અન્યદા રાજાની આજ્ઞાથી તેના વડે તે રાજપર્ષદામાં લવાયું. (૪૭૦)

तत्रादौ सगरोऽवोचद् वाच्यमानेऽत्र पुस्तके । भवेल्लक्षणहीनो यो वध्यस्त्याज्यश्च सोऽखिलैः ॥४७१॥

ત્યાં આરંભમાં સગર બોલ્યો (કે) અહીં પુસ્તક વંચાતે છતે જે લક્ષણહીન હોય તે સર્વ વડે વધ્ય છે અને ત્યાગ કરવા યોગ્ય છે. (૪૭૧)

यथा यथावाचयत्तत्पुस्तकं स पुरोहितः । तथा तथा स जिह्राय मधुपिंगोऽपलक्षणः ॥४७२॥

તે પુરોહિત જેમ જેમ તે પુસ્તકને વાંચતો હતો તેમ તેમ ખરાબ લક્ષણોવાળો તે મધુપિંગ લજ્જા પામતો હતો. (૪૭૨)

निर्ययौ मधुपिंगोऽथ सगरं सुलसावृणोत् । जज्ञे विवाहः सद्योऽपि सर्वे स्वं स्थानमभ्ययुः ॥४७३॥

(છેવટે) મધુપિંગ (ત્યાંથી) નીકળી ગયો. (અને) સુલસાએ સગરને પસંદ કર્યો. તરત જ (તે બંનેનો) વિવાહ થયો, અને સર્વ સ્વસ્થાને ગયા. (૪૭૩)

मधुपिंगोऽप्यपमानात् कृत्वा बालतपो मृतः । महाकालाभिधः षष्टिसहस्रेशोऽसुरोऽभवत् ॥४७४॥

અપમાન થવાથી બાલ (અજ્ઞાન) તપ કરી મૃત્યુ પામેલ મધુપિંગ પણ સાઠ હજાર (અસુરો) નો સ્વામી મહાકાલ નામે અસુર થયો. (૪૭૪)

**अज्ञासीदवधेः सोऽथ सगरस्य विजृम्भितम् । स्वयंवरे सुलसाया निजं न्यक्कारकारकारणम् ॥४७५॥**

હવે અવધિથી તેણે સુલસાના સ્વયંવરમાં પોતાના તિરસ્કારના કારણભૂત સગરનું ચેષ્ટિત જાણ્યું. (૪૭૫)

**राजानं सगरं राज्ञोऽन्यांश्च हन्मीति सोऽसुरः । छिद्रान्वेषी शुक्तिमतीनद्यां पर्वतमैक्षत ॥४७६॥**

(તેથી) 'સગર રાજાને અને બીજા રાજાઓને હું મારી નાખું.' એ પ્રમાણે (વિચાર કરતા) છિદ્રને શોધતા તે અસુરે શુક્તિમતી નદીમાં પર્વતને જોયો. (૪૭૬)

**विप्रवेषस्ततो भूत्वा गत्वा पर्वतमप्यधात् । शांडिल्यो नाम मित्रं त्वत्पितुरस्मि महामते ॥४७७॥**

તેથી બ્રાહ્મણના વેષવાળો થઈને પર્વત પાસે જઈને કહેવા લાગ્યો, હે મહામતે ! હું શાંડિલ્ય નામે તારા પિતાનો મિત્ર છું. (૪૭૭)

**धीमतो गौतमाख्यस्योपाध्यायस्य पुरः पुरा । अहं क्षीरकदम्बश्चापठाव सहितावुभौ ॥४७८॥**

પહેલાં હું અને ક્ષીરકદંબક બંને બુદ્ધિમાન ગૌતમ નામના ઉપાધ્યાય આગળ સાથે ભણતા હતા. (૪૭૮)

**नारदेन जनैश्च त्वां श्रुत्वा धर्षितमागमम् । त्वत्पक्षं पूरयिष्यामि मन्त्रैर्विश्वं विमोहयन् ॥४७९॥**

નારદ અને લોકો દ્વારા તને તિરસ્કાર કરાયેલ સાંભળીને હું આવ્યો છું. મંત્રો વડે વિશ્વને મોહિત કરતો હું તારો પક્ષ પૂરીશ. (૪૭૯)

इत्युक्त्वा पर्वतयुतः कुधर्मेणाखिलं जनम् । असुरो मोहयामास दुर्गतौ पातनाय सः ॥४८०॥

એમ કહીને પર્વત સહિત તે અસુરે દુર્ગતિમાં પાડવા માટે સઘળા (ઘણા) મનુષ્યને કુકર્મ વડે મોહિત કર્યા. (૪૮૦)

व्याधिभूतादिदोषांश्च सर्वत्राजनयज्जने । प्रपन्नपर्वतमतं निर्दोषं च चकार सः ॥४८१॥

તે સર્વ ઠેકાણે લોકમાં વ્યાધિ-ભૂત વગેરે દોષોને ઉત્પન્ન કરતો હતો અને પર્વતની માન્યતા સ્વીકારેલને દોષ રહિત કરતો હતો. (૪૮૧)

शांडिल्यस्याज्ञया सोऽपि रुक्छान्तिं पर्वतो व्यधात् । उपकृत्योपकृत्य स्वमते चास्थापयज्जनम् ॥४८२॥

શાંડિલ્યની આજ્ઞાથી તે પર્વત પણ રોગશાંતિ કરતો હતો, અને ઉપકાર કરી કરીને લોકને પોતાના મતમાં સ્થાપન કરતો હતો. (૪૮૨)

सगरस्यापि नगरेऽन्तःपुरेऽथ परिच्छदे । विचक्रे सोऽसुरो रोगान् दारुणानतिभूयसः ॥४८३॥

હવે તે અસુરે સગરના નગર, અન્તઃપુર અને પરિવારમાં પણ ભયંકર, અતિ ઘણા રોગો વિકુર્વ્યા. (૪૮૩)

लोकप्रत्ययतो भेजे पर्वतं सगरोऽपि हि । चकार शांडिल्ययुतो रुक्छान्तिं सोऽपि सर्वतः ॥४८४॥

લોકપ્રતીતિથી સગર રાજા પણ ખરેખર પર્વતની સેવા કરવા લાગ્યો. શાંડિલ્યયુક્ત તેણે પણ સર્વબાજુથી રોગ શાંતિ કરી. (૪૮૪)

**सौत्रामण्यां विधानेन सुरापानं न दुष्यति । अगम्यागमनं कार्यं यज्ञे गोसवनामनि ॥४८५॥**

સૌત્રામણી (યજ્ઞ)માં વિધાન હોવાથી મદિરાપાન દોષિત નથી. ગોસવ નામે યજ્ઞમાં અગમ્યા (પરસ્ત્રી) સાથે ગમન કરવું (એ દોષિત નથી.) (૪૮૫)

**मातृमेधे वधो मातुः पितृमेधे वधः पितुः । अन्तर्वेदि विधातव्यो दोषस्तत्र न विद्यते ॥४८६॥**

માતૃમેધ (યજ્ઞ)માં માતાનો વધ (અને) પિતૃમેધ (યજ્ઞ)માં પિતાનો વધ વેદિની અંદર કરવા યોગ્ય છે. (એમ કરવાથી) ત્યાં દોષ લાગતો નથી. (૪૮૬)

**आशुशुक्षणिमाधाय पृष्ठे कूर्मस्य तर्पयेत् । हविषा जुह्वकाख्याय स्वाहेत्युक्त्वा प્રयत्नतः ॥४८७॥**

કાચબાની પીઠ ઉપર અગ્નિ મૂકીને બળિ વડે "**जुह्वकाख्याय स्वाहा**" એ પ્રમાણે બોલીને પ્રયત્નપૂર્વક હોમ કરવો જોઈએ. (૪૮૭)

**यदा न प्राप्नुयात् कूर्मं तदा शुद्धद्विजन्मनः । खलतेः पिंगलाभस्य विक्रियस्य शुचौ जले ॥४८८॥**

**आस्यदघ्नेऽवतीर्णस्य मस्तके कूर्मसन्निभे । प्रज्वाल्य ज्वलनं दीप्तमाहुतिं प्रक्षिपेद्द्विजः ॥४८९॥**

જ્યારે કાચબો ન મેળવી શકાય ત્યારે ટાલવાળા, પીળા વર્ણના, ક્રિયારહિત, મુખપર્યન્ત પવિત્ર જળમાં ઊતરેલ

શુદ્ધ બ્રાહ્મણના કાચબા સમાન મસ્તક ઉપર પ્રદીપ્ત અગ્નિ પ્રગટાવીને બ્રાહ્મણે આહુતિ નાખવી જોઈએ. (૪૮૮-૪૮૯)

सर्वं पुरुष एवेदं यद्भूतं यद्भविष्यति । ईशानो योऽमृतत्वस्य यदन्नेनातिरोहति ॥४९०॥

જે થઈ ગયું છે (અને) જે થવાનું છે એ બધું પુરુષ જ છે. જે મોક્ષનો સ્વામી છે (અને) જે અન્ન વડે વૃદ્ધિ પામે છે. (૪૯૦)

एवमेकत्र पुरुषे किं केनात्र विपद्यते । कुरुतातो यथाभीष्टं यज्ञे प्राणिनिपातनम् ॥४९१॥

આ પ્રમાણે એક પુરુષ (જ) હોતે છતે કોણ કોનાથી અહીં મરાય છે? એથી યજ્ઞમાં ઇચ્છા મુજબ પ્રાણીઓનો વધ કરો. (૪૯૧)

मांसस्य भक्षणं तेषां कर्तव्यं यज्ञकर्मणि । यायजूकेन पूतं हि देवोद्देशेन तत्कृतम् ॥४९२॥

યજ્ઞકાર્યમાં માંસનું ભક્ષણ કરવું (તે) તેઓનું કર્તવ્ય (છે) કેમ કે દેવતાના ઉદ્દેશથી ફરીફરી યજ્ઞ કરનાર વડે કરાયેલ તે પવિત્ર છે. (૪૯૨)

इत्यादि समुपादिश्य सगरे स्वमतस्थिते । अन्तर्वेदि कुरुक्षेत्रादिषु सोऽकारयन्मखान् ॥४९३॥

ઇત્યાદિ સમ્યગ્ રીતે ઉપદેશીને સગર પોતાના મતમાં સ્થિત થયે છતે તેણે કુરુક્ષેત્ર વગેરેમાં વેદિની મધ્યમાં યજ્ઞો કરાવ્યા. (૪૯૩)

सलब्धप्रसरोऽकार्षीद् राजसूयादिकानपि । असुरोऽप्यध्वरहतान् विमानस्थानदर्शयत् ॥४९४॥

પ્રાપ્ત કરાયેલ વિસ્તારવાળા તેણે રાજસૂયાદિ (યજ્ઞો)ને પણ કર્યા (અને) યજ્ઞમાં હણાયેલાને અસુરે પણ વિમાનમાં રહેલા દેખાડયા. (૪૯૪)

**ततः सप्रत्ययो लोकः प्राणिहिंसात्मकान् मखान् । निःशंकमकरोत्तस्य पर्वतस्य मते स्थितः ॥४९५॥**

તેથી વિશ્વાસુ (અને) પર્વતના મતમાં રહેલ લોક નિઃશંકપણે પ્રાણિહિંસા સ્વરૂપ યજ્ઞોને કરતો હતો. (૪૯૫)

**तत्प्रेक्ष्याहं तदा विद्याधरं नाम्ना दिवाकरम् । अवोचं यत्त्वया यज्ञे हर्त्तव्याः पशवोऽखिलाः ॥४९६॥**

તે જોઈને મેં તે વખતે દિવાકર નામે વિદ્યાધરને કહ્યું જે તારા વડે યજ્ઞમાં સઘળાં પશુઓ હરી લેવા યોગ્ય છે. (૪૯૬)

**प्रतिपद्य समे वाचं जह्रे यावत्पशून् मखे । परमाधार्मिकस्तावत्तदज्ञासीत्सुराधमः ॥४९७॥**

તે મારા વચનને સ્વીકારીને યજ્ઞમાં જેટલામાં પશુઓને હરી લેતો હતો તેટલામાં પરમાધાર્મિક (તે) અધમ દેવ તે જાણી ગયો. (૪૯૭)

**ऋषभप्रतिमां तत्र तद्विद्याघातनाय सः । आस्थापसन्महाकाल उपारंसीच्च खेचरः ॥४९८॥**

ત્યાં તે મહાકાલે તે (ખેચર)ની વિદ્યાનો ઘાત કરવા ઋષભદેવ (પ્રભુ)ની પ્રતિમા સ્થાપિત કરી અને ખેચર અટકી ગયો. (૪૯૮)

**ततोऽहमपि तूष्णीकः क्षीणोपायोऽन्यतोऽभ्यगाम् । यज्ञेषु भावयामास सगरं सोऽथ मायया ॥४९९॥**

તેથી હું પણ શાંત થયો (અને) નાશ પામેલ ઉપાયવાળો બીજા સ્થાને ગયો. હવે તે (અસુરે) માયાથી યજ્ઞોમાં સગરની ભાવના કરી. (૪૯૯)

सगरं सुलसायुक्तं स जुहावाध्वरानले । कृतकृत्यो जगामाथ महाकालः स्वमाश्रयम् ।।५००।।

તેણે સુલસા સહિત સગરને યજ્ઞના અગ્નિમાં હોમી દીધો એથી કૃતકૃત્ય મહાકાળ પોતાના સ્થાને ગયો. (૫૦૦)

एवं च पर्वतात् पापपर्वताद्ध्वरा द्विजैः । हिंसात्मका अक्रियन्त ते निषेध्यास्त्वयैव हि ।।५०१।।

એ પ્રમાણે પાપના પર્વત સમાન પર્વતકથી બ્રાહ્મણો વડે હિંસાસ્વરૂપ યજ્ઞો કરાયા છે, તે તારા વડે જ ખરેખર અટકાવવા યોગ્ય છે. (૫૦૧)

तद्वाचमुररीकृत्य प्रणिपत्य च नारदम् । मरूत्तात् क्षमयित्वा च विससर्ज दशाननः ।।५०२।।

તે (નારદ)ના વચનનો સ્વીકાર કરીને, પ્રણામ કરીને, અને મરુત્ત પાસે ક્ષમા મંગાવીને રાવણે નારદને વિદાય કર્યા. (૫૦૨)

मरुत्तो रावणं नत्वोवाच कोऽयं कृपानिधिः । पापादमुष्माद्यो ह्यस्मांस्त्वया स्वामिन्न्यवारयत् ।।५०३।।

મરુત્તે રાવણે નમસ્કાર કરીને કહ્યું કે હે સ્વામિન્! જેણે તમારા દ્વારા આ પાપથી અમને રોકયા એ કૃપાના ભંડાર કોણ છે? (૫૦૩)

आचख्यौ रावणोऽप्यासीन्नाम्ना ब्रह्मरुचिर्द्विजः । तापसस्य सतस्तस्य भार्या कूर्मीति गुर्व्यभूत् ।।५०४।।

રાવણે પણ કહ્યું (કે) બ્રહ્મરુચિ (નામે) બ્રાહ્મણ હતો. તાપસ થવા છતાં તેની 'કૂર્મી' એ (નામે) પત્ની ગર્ભવતી થઈ (૫૦૪)

तत्रेयुः साधवोऽन्येद्युस्तेष्वेकः साधुरब्रवीत् । भवभीत्या गृहवासस्त्यक्तो यत्साधु साधु तत् ।।५०५।।

ત્યાં એક દિવસ સાધુઓ ગયા. તેઓમાંનો એક સાધુ બોલ્યો (કે) જે સંસારના ભયથી ગૃહવાસ ત્યાગ કરાયો છે તે ઘણું સારું (કર્યું) છે. (૫૦૫)

**भूयः स्वदारसंगस्य विषयैर्लुप्तचेतसः । गृहवासाद्वने वासः कथं नाम विशिष्यते ॥५०६॥**

(પરંતુ) ફરીફરી સ્વપત્નીના સંગવાળા (અને) વિષયો વડે લુપ્ત કરાયેલ ચિત્તવાળા (પુરુષ)ને ગૃહવાસ કરતાં વનવાસ શી રીતે વિશિષ્ટ કરાય? (સારો શી રીતે કહેવાય?) (૫૦૬)

**श्रुत्वा ब्रह्मरुचिस्तत्तु प्रपन्नजिनशासनः । तदैव प्राव्रजत् सा च कूर्म्यभूच्छ्राविका परा ॥५०७॥**

તે સાંભળી જિનશાસન સ્વીકારેલ બ્રહ્મરુચિએ તો તે વખતે જ સંયમગ્રહણ કર્યું અને તે કૂર્મી શ્રેષ્ઠ શ્રાવિકા થઈ. (૫૦૭)

**मिथ्यात्ववर्जिता तत्र सा वसन्त्याश्रमे सुतम् । सुषुवे नारदं नाम रोदनादिविवर्जितम् ॥५०८॥**

ત્યાં આશ્રમમાં રહેતી મિથ્યાત્વ રહિત તેણીએ રોદન વગેરેથી વર્જિત નારદ નામે પુત્રને જન્મ આપ્યો. (૫૦૮)

**गतायाश्चान्यतस्तस्यास्तं जहुर्जृंभकामराः । पुत्रशोकादिन्दुमालासविधे प्राव्रजच्च सा ॥५०९॥**

અન્ય સ્થાને ગયેલી તેણીના તે (પુત્ર)ને જૃંભકદેવોએ લઈ લીધો અને પુત્રના શોકથી તેણીએ ઇન્દુમાલા (સાધ્વીજી) પાસે સંયમ ગ્રહણ કર્યું. (૫૦૯)

**तेऽमराः पालयामासुः शास्त्राण्यध्यापयंश्च तम् । आकाशगामिनीं विद्यां ददुस्तस्मै क्रमेण च ॥५१०॥**

તે દેવતાઓએ તેનું પાલન કર્યું અને શાસ્ત્રો ભણાવ્યાં તેમ જ અનુક્રમે તેને ગગનગામિની વિદ્યા આપી. (૫૧૦)

अणुव्रतधरः प्राप यौवनं च मनोहरम् । स शिखाधारणान्नित्यं न गृहस्थो न संयतः ॥५११॥

અણુવ્રતોને ધારણ કરતો તે મનોહર યૌવનને પામ્યો. હંમેશાં (મસ્તક ઉપર) શિખા ધારણ કરવાથી (તે) ગૃહસ્થ નથી (તેમ) સંયત (પણ) નથી. (૫૧૧)

कलहप्रेक्षणाकांक्षी गीतनृत्यकुतूहली । सदा कन्दर्पकौकुच्यमौखर्यात्यन्तवत्सलः ॥५१२॥

કલહ જોવાની આકાંક્ષાવાળો, ગીત અને નૃત્યમાં કુતૂહલી (તે) હંમેશાં કામચેષ્ટા અને વાચાળતામાં અતિ સ્નેહવાળો છે. (૫૧૨)

वीराणां कामुकानां च सन्धिविग्रहकारकः । छत्रिकाक्षवृषीपाणिरारूढः पादुकासु च ॥५१३॥

વીર અને કામી(પુરુષો)ને સંધિ અને વિગ્રહ કરાવનાર; હાથમાં છત્ર, અક્ષમાળા અને વિશિષ્ટ દર્ભાસનવાળો (તે) પાદુકા ઉપર આરુઢ થયેલ છે. (૫૧૩)

देवैः संवर्धितत्वाच्च देवर्षिः प्रथितो भुवि । प्रायेण ब्रह्मचारी च स्वेच्छाचार्येष नारदः ॥५१४॥

આ નારદ દેવો વડે ઉછેરાયેલ હોવાથી પૃથ્વી ઉપર દેવર્ષિ (નામે) પ્રખ્યાત છે અને પ્રાયઃ બ્રહ્મચારી તેમ જ સ્વેચ્છાચારી છે. (૫૧૪)

इत्युक्तवन्तं लंकेशमज्ञानकृतमात्मनः । मरुत्तः क्षमयामासापराधं मखसंभवम् ॥५१५॥

એ પ્રમાણે કહેલ લંકાપતિ પાસે પોતાના અજ્ઞાનથી કરાયેલ, યજ્ઞમાં થયેલ અપરાધની મરુત્ત (રાજાએ) ક્ષમાપના કરી. (૫૧૫)

**मरुत्तराजः स्वां कन्यां नामतः कनकप्रभाम् । तदा ददौ दशास्याय दशास्योऽप्युदुवाह ताम् ॥५१६॥**

મરુત્ત રાજાએ પોતાની કનકપ્રભા નામે પુત્રી રાવણને આપી અને રાવણ પણ તેણીને પરણ્યો. (૫૧૬)

**प्रभंजन इवौजस्वी मरुत्तमखभंजनः । ततो जगाम मथुरां नगरीं गुरुविक्रमः ॥५१७॥**

ત્યાર બાદ પવન સમાન ઓજસવાળો, મરુત્તના યજ્ઞનો ભંગ કરનાર મહાપરાક્રમી (તે) મથુરા નગરી તરફ ગયો. (૫૧૭)

**उपतस्थे दशग्रीवं तन्नृपो हरिवाहनः । पुत्रेण मधुना सार्धमीशानेनेव शूलिना ॥५१८॥**

તે (નગરી)નો રાજા હરિવાહન ઈશાનેન્દ્રની જેમ ત્રિશૂલધારી પુત્ર મધુની સાથે રાવણની સન્મુખ ગયો. (૫૧૮)

**तं भक्त्योपस्थितं प्रीतोऽवोर्त्तयद्दशकन्धरः । पप्रच्छैवं भवत्सूनोः कुतोऽदः शूलमायुधम् ॥५१९॥**

ભક્તિ વડે ઉપસ્થિત થયેલ તેની સાથે દશમુખ વાર્તાલાપ કરતો હતો (ત્યારે) એ પ્રમાણે પૂછયું (કે) તમારા પુત્ર પાસે આ ત્રિશૂલ આયુધ ક્યાંથી (આવ્યું ?) (૫૧૯)

**पित्रा भ्रूसंज्ञयादिष्टो मधुरं मधुरभ्यधात् । इदं मे चमरेन्द्रेण प्राग्जन्मसुहृदार्पितम् ॥५२०॥**

પિતા વડે ભ્રૂસંજ્ઞા વડે આદેશ અપાયેલ મધુ મધુર રીતે કહેવા લાગ્યો (કે) આ મારા પૂર્વજન્મના મિત્ર ચમરેંદ્ર વડે અપાયેલ છે. (૫૨૦)

अवोचच्चमरश्चैवं धातकीखंडनामनि । द्वीप ऐरावतक्षेत्रे शतद्वारे महापुरे ॥५२१॥
सुमित्रो राजपुत्रोऽभूत् प्रभवः कुलपुत्रकः । उभावभूतां ते मित्रे वसन्तमदनाविव ॥५२२॥

વળી ચમરેંદ્રે એ પ્રમાણે કહ્યું (કે) ધાતકીખંડ નામે દ્વીપમાં ઐરાવત ક્ષેત્રમાં શતદ્વાર (નામે) મોટા નગરમાં સુમિત્ર (નામે) રાજપુત્ર અને પ્રભવ (નામે) કુલપુત્ર હતો. તે બંને વસંત અને મદનની જેમ મિત્ર હતા. (૫૨૧–૫૨૨)

गुरोरेकस्य पार्श्वे तौ बाल्ये जगृहतुः कलाः । सह चिक्रीडतुश्चाविप्रयुक्तावाश्विनाविव ॥५२३॥

બાળપણમાં એક ગુરુ પાસે તે બંનેએ કળાઓ ગ્રહણ કરી અને અશ્વિનીકુમારની જેમ (બંને) અવિયુક્તપણે સાથે ક્રીડા કરતા હતા. (૫૨૩)

उद्यौवनः सुमित्रोऽथ तत्राभून्नगरे नृपः । महर्द्धिर्विदधे तेन प्रभवोऽप्यात्मसन्निभः ॥५२४॥

હવે યૌવન પામેલ સુમિત્ર ત્યાં નગરમાં રાજા થયો. તેના વડે પ્રભવ પણ પોતાની સમાન મહાન ઋદ્ધિવાળો કરાયો. (૫૨૪)

राजैकदा तुरंगेण हृतः प्राप महाटवीम् । पल्लीपतिसुतां तत्र वनमालामुपायत ॥५२५॥

એક વાર અશ્વ વડે હરણ કરાયેલ રાજા મહા અટવીમાં પહોંચ્યો. ત્યાં પલ્લિપતિની પુત્રી વનમાળાને પરણ્યો. (૫૨૫)

तामादाय समायातः स राजा स्वपुरे पुनः । प्रभवेण च सा प्रैक्षि रूपयौवनशालिनी ॥५२६॥

તેણીને લઈને તે રાજા પોતાના નગરમાં પાછો આવ્યો, અને પ્રભવ વડે રૂપ અને યૌવનવાળી તે (વનમાલા) જેવાઈ. (૫૨૬)

तद्दर्शनात्प्रभृत्येव स मनोभवपीडितः । दिने दिने कृशो जज्ञे कृष्णपक्ष इवोडुपः ॥५२७॥

તેના દર્શન સમયથી આરંભીને જ કામપીડિત તે કૃષ્ણપક્ષના ચંદ્રની જેમ દિવસે દિવસે કૃશ થવા લાગ્યો. (૫૨૭)

असाध्यं मन्त्रतन्त्राणां तं ज्ञात्वातिकृशं नृपः । इत्यूचे बाधते किं ते सम्यगाख्याहि बान्धव ॥५२८॥

અતિ કૃશ તેને મંત્ર-તંત્રો વડે અસાધ્ય જાણીને રાજાએ એ પ્રમાણે કહ્યું (કે) હે બાંધવ! સાચું બોલ, તને શું પીડા કરે છે? (૫૨૮)

अभ्यधात् प्रभवोऽप्येवं वक्तुमेतन्न शक्यते । अलं कुलकलंकाय यन्मनःस्थमपि प्रभो ॥५२९॥

પ્રભવે પણ એ પ્રમાણે કહ્યું– એ કહેવું શકય નથી, જે કારણથી હે પ્રભો! મનમાં રહેલું પણ (તે) કુળમાં કલંક (લગાડવા) માટે સમર્થ છે. (૫૨૯)

निर्बन्धाद्भूभुजा पृष्टः स आख्यत् कुलपुत्रपुकः । वनमालानुरागो मे देहदौर्बल्यकारणम् ॥५३०॥

રાજા વડે આગ્રહથી પુછાયેલ તે કુલપુત્રે કહ્યું (કે) વનમાલા (ઉપર) નો અનુરાગ મારા દેહની દુબર્ળતાનું કારણ છે. (૫૩૦)

राजाप्यूचे राज्यमपि त्वदर्थे संत्यजाम्यहम् । किं पुनर्महिलामात्रमियमद्यैव गृह्यताम् ॥५३१॥

રાજા પણ બોલ્યો (કે) તારા માટે હું રાજ્યનો પણ ત્યાગ કરું તો વળી સ્ત્રી તો શું? આ આજે જ (તે) તારા વડે ગ્રહણ કરાય. (૫૩૧)

इत्युक्त्वा तं विसृज्याथ तस्यानुपदमेव ताम् । स्वयं दूतीमिव प्रैषीत्तदोकसि निशामुखे ॥५३२॥

એ પ્રમાણે કહીને તેને વિદાય કરીને તેના પગલે પગલે જ દૂતીની જેમ તેણીને રાત્રિની શરૂઆતમાં (તેણે) પોતે તેના ઘેર મોકલી. (૫૩૨)

इत्यूचे सापि राज्ञाहं तुभ्यं दत्तास्मि सीदते । जीवातुरिव तच्छाधि पत्याज्ञा मे बलीयसी ॥५३३॥

તે પણ બોલી–રાજા વડે દુઃખી થતા તને હું અપાઈ છું, તો જીવનની જેમ તું આજ્ઞા કર, મારે પતિ-આજ્ઞા બળવાન છે. (૫૩૩)

मम भर्ता त्वदर्थे हि प्राणानपि विमुञ्चति । किं पुनर्मादृशीं दासीमुदासीनः किमीक्षसे ॥५३४॥

કેમ કે મારો સ્વામી તારા માટે પ્રાણોને પણ ત્યજે છે, તો વળી મારા જેવી દાસીને શું (ન તજે) ? તો ઉદાસીન (થઈ) તું શું જુએ છે ? (૫૩૪)

बभाषे प्रभवोऽप्येवं धिग्धिङ्मां निरपत्रपम् । अहो स तु महासत्त्वो यस्येदृक् सौहृदं मयि ॥५३५॥

પ્રભવ પણ એ પ્રમાણે બોલ્યો (કે) નિર્લજ્જ એવા મને ખૂબ ખૂબ ધિક્કાર હો. વળી અહો ! જેને મારી ઉપર આવો મિત્રભાવ છે તે મહાસત્ત્વશાળી છે. (૫૩૫)

प्राणा अपि हि दीयन्ते परस्मै न पुनः प्रिया । इति दुष्करमेतद्धि कृतं तेनाद्य मत्कृते ॥५३६॥

કેમ કે બીજા માટે પ્રાણોય અપાય છે પણ પત્ની નહિ. એથી ખરેખર આજે તેના વડે મારા માટે આ દુષ્કર (કાર્ય) કરાયું છે. (૫૩૬)

पिशुनानामिवावाच्यं नायाच्यं बत मादृशाम् । कल्पद्रूणामिवादेयं नास्ति किञ्चिन्न तादृशाम् ॥५३७॥

મૂર્ખાઓને જેમ અવાચ્ય (કંઈ નથી તેમ) મારા જેવાઓને અયાચ્ય કંઈ નથી. જ્યારે કલ્પવૃક્ષ સમાન તેના જેવાઓને ન આપવા યોગ્ય કંઈ નથી. (૫૩૭)

सर्वथा गच्छ मातासि नातः परमिमं जनम् । पश्य भाषस्व वा पापराशिं पत्याज्ञयापि हि ॥५३८॥

તમે ચાલ્યા જાઓ, (તમે) (મારા) માતા (સમાન) છો. હવેથી આ પાપના ભંડાર (સમાન) માનવને પતિની આજ્ઞાથી પણ તમે જોશો નહિ, અને (મારી સાથે) બોલશો નહિ. (૫૩૮)

तत्र च छन्नमागत्य राजा शुश्राव तद्वचः । सुहृदः सत्त्वमालोक्य प्रकर्षेण जहर्ष च ॥५३९॥

ત્યાં ગુપ્તપણે આવીને રાજાએ તેના વચનને સાંભળ્યું (અને) મિત્રના સત્ત્વને જોઈને તે અતિ હર્ષ પામ્યો. (૫૩૯)

वनमालां नमस्कृत्य विभज्य प्रभवोऽपि हि । स्वशिरश्छेत्तुमारेभे खड्गमाकृष्य दारुणम् ॥५४०॥

વનમાલાને નમસ્કાર કરી, વિદાય કરીને પ્રભવે પણ ભયંકર ખડ્ગને ખેંચી પોતાનું મસ્તક છેદવા માંડ્યું. (૫૪૦)

आविर्भूय सुमित्रोऽपि मित्र मा साहसं कृथाः । इति जल्पन्नपाहार्षीत् कृपाणं तस्य पाणितः ॥५४१॥

સુમિત્રે પણ પ્રગટ થઈને 'હે મિત્ર ! તું સાહસ ન કર,' એ પ્રમાણે બોલતાં તેના હાથમાંથી ખડ્ગને લઈ લીધું. (૫૪૧)

विविक्षन्निव वसुधां प्रभवोऽधोमुखो ह्रिया । कथंचन सुमित्रेण स्वस्थावस्थामनायि सः ॥५४२॥

જાણે પૃથ્વીમાં પ્રવેશ કરવાને ઇચ્છતો (ન હોય તેમ) લજ્જાથી નીચા મુખવાળો થયેલ તે પ્રભવ સુમિત્ર વડે મુશ્કેલીથી સ્વસ્થ અવસ્થા પ્રાપ્ત કરાયો. (૫૪૨)

**चक्रतुस्तौ चिरं राज्यं प्राग्वन्मैत्रीपरायणौ । सुमित्रस्तु परिव्रज्य मृत्वेशानसुरोऽभवत् ॥५४३॥**

(ત્યાર બાદ) પૂર્વની જેમ મૈત્રીમાં લીન તે બંનેએ ચિરકાળ રાજ્ય કર્યું, અને સુમિત્ર સંયમ ગ્રહણ કરી મરીને ઈશાન (દેવલોક) માં દેવ થયો. (૫૪૩)

**ततश्च्युत्वा मथुरेशहरिवाहणनन्दनः । त्वं सुबाहुर्मधुनामा माधवीकुक्षिभूरभूः ॥५४४॥**

ત્યાંથી ચ્યવીને માધવીની કુક્ષિથી ઉત્પન્ન થયેલ તું મધુ નામે મથુરાપતિ હરિવાહન રાજાનો પરાક્રમી પુત્ર થયો. (૫૪૪)

**प्रभवोऽपि भवं भ्रान्त्वा चिरं विश्वावसोरभूत् । ज्योतिर्मत्यां श्रीकुमार इति नाम्ना तनूरुहः ॥५४५॥**

પ્રભવ પણ દીર્ઘકાળ ભવભ્રમણ કરીને વિશ્વાવસુની જ્યોતિર્મતી (પત્ની) દ્વારા 'શ્રીકુમાર' એ નામે પુત્ર થયો. (૫૪૫)

**सनिदानं तपः कृत्वा कालयोगाद्विपद्य च । अभवं चमरेन्द्रोऽहं पूर्वजन्मसुहृत्तव ॥५४६॥**

(ત્યાં) નિયાણા સહિત તપ કરી કાળયોગે મૃત્યુ પામી તારો પૂર્વજન્મનો મિત્ર હું ચમરેન્દ્ર થયો છું. (૫૪૬)

**इत्याख्याय स मेऽदत्त शूलमेतदुपेत्य यत् । आ योजनद्विसहस्र्याः कृत्वा कार्यं निवर्तते ॥५४७॥**

એ પ્રમાણે કહીને તેણે મને આ ત્રિશૂળ આપ્યું (કે) જે બે હજાર યોજન સુધી જઈ કાર્ય કરી પાછું ફરે છે. (૫૪૭)

**इति श्रुत्वा दशग्रीवो भक्ति शक्तिविराजिने । ददौ मधुकुमाराय कन्यां नाम्ना मनोरमाम् ॥५४८॥**

એ પ્રમાણે સાંભળીને રાવણે ભક્તિ અને શક્તિથી પ્રકાશતા મધુકુમારને મનોરમા નામે કન્યા આપી. (૫૪૮)

**अथ लंकाप्रयाणाहाद् वर्षेष्वष्टादशस्वगात् । स्वर्णाद्रौ पांडके चैत्यान्यर्चितुं दशकन्धरः ॥५४९॥**

હવે લંકાપ્રયાણના દિવસથી અઢાર વર્ષ થયે છતે રાવણ સ્વર્ણાચલ (મેરુ) ઉપર પાંડુકવનમાં ચૈત્યોની પૂજા કરવા ગયો. (૫૪૯)

**सोत्कण्ठस्तत्र चैत्यानि दशकंठोऽभ्यवन्दत । ऋध्ध्या महत्या संगीतपूजोत्सवपुरःसरम् ॥५५०॥**

ત્યાં મોટી ઋદ્ધિ સાથે સંગીતયુક્ત પૂજા મહોત્સવપૂર્વક દશમુખે ઉત્સાહ સાથે ચૈત્યોને વંદન કર્યું. (૫૫૦)

**दुर्लंघनगरेऽथेन्द्रदिक्पालं नलकूबरम् । ग्रहीतुं कुम्भकर्णाद्या दशग्रीवाज्ञया ययुः ॥५५१॥**

હવે રાવણની આજ્ઞાથી કુંભકર્ણ વગેરે દુર્લંઘ્યનગરમાં ઇંદ્રના લોકપાલ નલકૂબરને પકડવા ગયા. (૫૫૧)

**आशालीविद्यया वह्निमयं वप्रमथ व्यधात् । स्वपुरे योजनशतप्रमाणं नलकूबरः ॥५५२॥**

એથી નલકૂબરે આશાલી વિદ્યા વડે પોતાના નગરમાં સો યોજન પ્રમાણ અગ્નિમય કિલ્લો બનાવ્યો. (૫૫૨)

**हुताशनमयान्येव चक्रे यन्त्राणि तत्र च । प्रदीपनमिव व्योम्नि कुर्वाणानि शिखोत्करैः ॥५५३॥**

વળી ત્યાં જાણે અગ્નિની જ્વાળાના સમૂહ વડે આકાશમાં પ્રકાશ કરતાં (ન) હોય તેવાં અગ્નિમય જ યંત્રો બનાવ્યાં હતાં. (૫૫૩)

**तं च वप्रमवष्टभ्यावतस्थे नलकूबरः । भटैः परिवृतः कोपाज्ज्वलन् बह्निकुमारवत् ॥५५४॥**

અગ્નિકુમારની જેમ કોપથી બળતો; સુભટોથી પરિવરેલો નલકૂબર તે કિલ્લાનો આધાર લઈને ઊભો રહ્યો. (૫૫૪)

तेऽप्येत्य कुम्भकर्णाद्यास्तं द्रष्टुमपि नाशकन् । ग्रीष्ममध्याह्नमार्तंडमिव सुप्तोत्थिता नराः ॥५५५॥

(પહેલાં સૂતેલા અને પછી ઊઠેલા) સૂઈને જાગેલા પુરુષો જેમ ગ્રીષ્મકાળના મધ્યાહ્નના સૂર્યને (જોઈ ન શકે તેમ) તે કુંભકર્ણ વગેરે પણ તેને જોવાનેય સમર્થ બન્યા નહિ. (૫૫૫)

दुर्लंघ्यमेतद्दुर्लंघपुरमित्यपसृत्य ते । भग्नोत्साहाः कथमपि दशास्याय व्यजिज्ञपन् ॥५५६॥

આ દુર્લંઘપુર (ખરેખર) દુર્લંઘ્ય છે એથી (ત્યાંથી) ખસી જઈને હતોત્સાહી તેઓએ મુશ્કેલીથી રાવણને વિજ્ઞપ્તિ કરી. (૫૫૬)

स्वयं दशास्यस्तत्रागात्तं वप्रं प्रेक्ष्य तादृशम् । अपश्यंस्तद्ग्रहोपायं चिरं दध्यौ सबान्धवः ॥५५७॥

(તેથી) રાવણ જાતે ત્યાં આવ્યો, (અને) તેવા પ્રકારના તે કિલ્લાને જોઈને તેને ગ્રહણ કરવાના ઉપાયને નહિ જોતાં બાંધવો સાથે લાંબા કાળ સુધી વિચાર કરતો હતો. (૫૫૭)

अनुरक्ता दशास्यस्य नलकूबरपत्न्यथ । प्रैषीद्दूतीमुपरंभां सा तमेत्यैवमब्रवीत् ॥५५८॥

આ બાજુ રાવણની અનુરાગી નલકુબરની પત્ની ઉપરંભાએ દૂતીને મોકલી. તેણીએ તે (રાવણ)ની પાસે આવી આ પ્રમાણે કહ્યું : (૫૫૮)

जयश्रीरिव मूर्तोपरम्भा त्वयि रिरंसते । सा त्वद्गुणैर्हृतमनास्तत्र मूर्त्यैव तिष्ठते ॥५५९॥

'સાક્ષાત્ જયલક્ષ્મી સમાન ઉપરંભા તારી સાથે રમવા ઇચ્છે છે. (કેમ કે) તારા ગુણો વડે હરણ કરાયેલ મનવાળી તે ત્યાં શરીરમાત્રથી (જ) રહે છે. (૫૫૯)

इमां च विद्यामाशालीमस्य वप्रस्य रक्षिकाम् । करिष्यति तवायत्तामात्मानमिव मानद ॥५६०॥

હે માનદ ! તે (ઉપરંભા) પોતાની જેમ આ કોટનું રક્ષણ કરનારી આ આશાલી વિદ્યા (પણ) તને સ્વાધીન કરશે. (૫૬૦)

ग्रहीष्यसि तया चेदं पुरं सनलकूबरम् । सेत्स्यत्यत्र च ते चक्रं दैवं नाम्ना सुदर्शनम् ॥५६१॥

તું તેણીની સાથે નલકુબર સહિત આ નગરને ગ્રહણ કરીશ અને તને અહીં સુદર્શન નામે દેવતાઈ ચક્ર સિદ્ધ થશે.' (૫૬૧)

सप्रहासं दशास्येन वीक्षितोऽथ विभीषणः । एवमस्त्विति भाषित्वा दूतिकां विससर्ज ताम् ॥५६२॥

હવે રાવણ વડે મશ્કરીમાં હાસ્યપૂર્વક જોવાયેલ બિભીષણે 'એ પ્રમાણે હો', એમ કહીને તે દૂતીને વિદાય કરી. (૫૬૨)

अथ क्रुद्धो दशग्रीव आबभाषे विभीषणम् । अरे कुलविरुद्धं किं प्रतिपन्नमिदं त्वया ॥५६३॥

એથી ક્રોધ પામેલ રાવણે બિભીષણને કહ્યું, "અરે ! કુલવિરુદ્ધ તારા વડે આ શું સ્વીકારાયું ?" (૫૬૩)

हृदयं जातुचिद्दत्तं परस्त्रीणां न कैरपि । अस्मत्कुलभवैर्मूढ रणे पृष्ठं द्विषामिव ॥५६४॥

હે મૂર્ખ ! યુદ્ધમાં શત્રુઓને પીઠ ન અપાય તેમ આપણા કુલમાં ઉત્પન્ન થયેલ કોઈ વડે પણ ક્યારેય પર-સ્ત્રીઓને હૃદય અપાયું નથી. (૫૬૪)

नवः कुलकलंकोऽयं वचसापि कृतस्त्वया । रे विभीषण केयं ते मतिर्येनेदमब्रवीः ॥५६५॥

તારા વડે આ નવીન કુલમાં કલંક વચનથીય લગાડાયું છે. રે બિભીષણ ! તને આવી મતિ કેમ થઈ–જેથી તું આવું બોલ્યો. (૫૬૫)

विभीषणोऽप्युवाचैवं प्रसीदार्य महाभुज । न वाग्मात्रं कलंकाय विशुद्धमनसां नृणाम् ॥५६६॥

બિભીષણ પણ એ પ્રમાણે બોલ્યો, 'હે મહાપરાક્રમી આર્ય ! પ્રસન્ન થાઓ. વિશુદ્ધ મનવાળા મનુષ્યોને માત્ર વાણી કલંક માટે થતી નથી. (૫૬૬)

सा समायातु विद्यां ते प्रयच्छतु स च द्विषन् । वश्योऽस्तु मा भजेथास्तां वाचोयुक्त्या परित्यजेः ॥५६७॥

તે (ઉપરંભા) ભલે આવે, તમને વિદ્યા આપે અને શત્રુપણું કરતો તે (નિલકૂબર) વશ થાય (પછી) તમે તેણીને ભજશો નહિ અને વાણીની યુક્તિથી (તેનો) ત્યાગ કરજો.' (૫૬૭)

यावद्विभीषणवचोऽनुमेने तद्दशाननः । तावदागादुपरम्भा तत्परीरंभलंपटा ॥४६८॥

જેટલામાં તે બિભીષણનું વચન રાવણે કબૂલ રાખ્યું તેટલામાં તેને આલિંગન કરવામાં આસકત ઉપરંભા (ત્યાં) આવી. (૫૬૮)

ददौ चाशालिकां विद्यां पत्या वप्रीकृतां पुरे । मोघेतराणि शस्त्राणि व्यन्तराधिष्ठितानि च ॥५६९॥

(તેણીએ) પતિ વડે નગરમાં કિલ્લારૂપે કરાયેલી આશાલી વિદ્યા અને વ્યંતરાધિષ્ઠિત અમોઘ શસ્ત્રો (રાવણને) આપ્યાં. (૫૬૯)

दशास्यः संजहाराग्निप्राकारं विद्यया तया । प्रविवेश च दुर्लंघपुरं सबलवाहनः ॥५७०॥
રાવણે તે વિદ્યા વડે અગ્નિમય કિલ્લો સંહરી લીધો અને લશ્કર તથા વાહનો સહિત દુર્લંઘપુરમાં પ્રવેશ કર્યો. (૫૭૦)

उत्तस्थे चाथ संनह्य रणाय नलकूबरः । बिभीषणेन चाग्राहि चर्मभस्त्रेव दन्तिना ॥५७१॥
હવે નલકૂબર યુદ્ધ માટે બખ્તર ધારણ કરી ઊભો થયો. (પરંતુ) હાથી વડે ચામડાની ધમણની જેમ બિભીષણ વડે (તે) પકડાઈ ગયો. (૫૭૧)

देवासुरैरप्यजय्यं शक्रसंबंधिदुर्धरम् । चक्रं सुदर्शनं नाम तत्र प्राय च रावणः ॥५७२॥
ત્યાં દેવો અને અસુરો વડે ય ન જીતી શકાય તેવું ઇંદ્રસંબંધી દુર્ધર સુદર્શન નામે ચક્ર રાવણે પ્રાપ્ત કર્યું. (૫૭૨)

प्रणताय ततस्तस्मै दशास्यस्तत्पुरं ददौ । अर्थिनोऽर्थेषु न तथा दोष्मन्तो विजये यथा ॥५७३॥
ત્યાર બાદ નમી પડેલા તે (નલકૂબર)ને રાવણે તેનું નગર (પાછું) આપ્યું (કેમ કે) બળવાન (પુરુષો) જેવા વિજયમાં અર્થી હોય છે તેવા ધનમાં અર્થી નથી હોતા. (૫૭૩)

उपरंभामप्युवाच दशास्यः स्वकुलोचितम् । भद्रे भजात्मभर्त्तारं कर्त्तारं विनयं मयि ॥५७४॥
રાવણે ઉપરંભાને પણ પોતાના કુલને ઉચિત કહ્યું (કે) હે ભદ્રે! મારા પ્રત્યે વિનયપૂર્વક વર્તનાર તારા સ્વામીની તું સેવા કર. (૫૭૪)

विद्यादानाद्गुरुस्थाने मम त्वमसि सम्प्रति । स्वसृमातृपदे पश्याम्यन्या अपि परस्त्रियः ॥५७५॥

તું વિદ્યાદાનથી હવે મારે ગુરુસ્થાને છે. (વળી) બીજી પરસ્ત્રીઓને પણ હું બહેન અને માતાના સ્થાને જોઉં છું (માનું છું). (૫૭૫)

पुत्री कामध्वजस्यासि सुन्दर्युदरसम्भवा । कुलद्वयविरु(शु)द्धायाः कलंको मा स्म भूत्तव ॥५७६॥

સુંદરીની કુક્ષિથી ઉત્પન્ન થયેલી તું કામધ્વજની પુત્રી છે. બંને કુલથી નિર્મળ એવી તને કલંક ન હો. (૫૭૬)

तामित्युक्त्वार्पयामास नलकूबरभूभुजे । अदूषितां पितुर्गेहे रुषित्वेव समागताम् ॥५७७॥

એ પ્રમાણે કહીને જાણે રોષ કરીને પિતાને ઘેર આવેલ (ન હોય તેમ) નિર્દોષ એવી તેણીને નલકૂબર રાજાને અર્પણ કરી. (૫૭૭)

नलकूबरराजेन कुम्भकर्णाग्रजोऽर्चितः । चचला सह सेनाभी रथनूपुरपत्तनम् ॥५७८॥

નલકૂબર રાજા વડે પૂજન કરાયેલ કુંભકર્ણનો મોટો ભાઈ (રાવણ) સેના સાથે રથનૂપુર પત્તન તરફ ચાલ્યો. (૫૭૮)

आयान्तं रावणं श्रुत्वा सहस्रारो महामतिः । सुतमिन्द्रं सुतस्नेहात् स्नेहपूर्वमभाषत ॥५७९॥

રાવણને આવતો સાંભળીને મહાબુદ્ધિશાળી સહસ્રારે પુત્રસ્નેહથી પુત્ર ઇંદ્રને પ્રેમપૂર્વક કહ્યું. (૫૭૯)

भवता वत्सजातेन वंशोऽस्माकं महौजसा । अन्यवंशोन्नतिं हृत्वा प्रापितः प्रोन्नतिं पराम् ॥५८०॥

હે વત્સ! જન્મ પામેલ, મહા ઓજસ્વી તારા વડે આપણો વંશ બીજાના વંશની ઉન્નતિ હરી લઈને પરમ ઉન્નતિ પમાડાયો છે. (૫૮૦)

**एकेन विक्रमेणैव त्वया हीदमनुष्ठितम् । नीतीनामप्यवकाशो दातव्यः सम्प्रति त्वया ॥५८१॥**

તારા વડે ખરેખર એક પરાક્રમથી જ આ (બધું) કરાયું છે, પરંતુ હવે તારા વડે નીતિને (પણ) અવકાશ આપવા યોગ્ય છે. (૫૮૧)

**एकान्तविक्रमः क्वापि विपदेऽपि प्रजायते । एकान्तविक्रमान्नाशं शरभाद्याः प्रयान्ति हि ॥५८२॥**

(કેમ કે) એકાન્ત પરાક્રમ ક્યારેક આપત્તિ માટે પણ થાય છે. અષ્ટાપદ વગેરે એકાન્ત પરાક્રમથી જ નાશ પામે છે. (૫૮૨)

**बलीयसो बलिभ्योऽपि प्रसूते हि वसुन्धरा । सर्वेभ्योऽप्यहमोजस्वीत्यहंकारं स्म मा कृथाः ॥५८३॥**

કેમ કે પૃથ્વી બળવાનથીય બળવાનને જન્મ આપે છે (તેથી) હું સર્વ કરતાં પરાક્રમી છું એ પ્રમાણે તું અભિમાન ન કર. (૫૮૩)

**उत्थितोऽस्त्यधुना वीरः सर्ववीरत्वतस्करः । प्रतापेन सहस्रांशुः सहस्रांशुनियन्त्रकः ॥५८४॥**

(કેમ કે) સહસ્રાંશુ (રાજા)ને કબજે કરનાર, પ્રતાપ વડે સૂર્યસમાન, સર્વની વીરતાને લૂંટનાર એવો એક વીર હમણાં ઉત્પન્ન થયો છે. (૫૮૪)

हेलोत्पाटितकैलासो मरुत्तमखभञ्जनः । जम्बूद्वीपेशयक्षेन्द्रेणाप्यक्षोभितमानसः ॥५८५॥

(કે) જેના વડે લીલામાત્રમાં અષ્ટાપદ (પર્વત) ઉપાડાયેલ છે. જે મરુત્તના યજ્ઞનો ભંગ કરનાર છે (અને) જેનું મન જંબૂદ્વીપના સ્વામી (અનાદૃત) યક્ષેંદ્ર વડે પણ ક્ષોભ પમાડાયેલ નથી. (૫૮૫)

उपार्हन्निजदोर्वीणागीततोषितचेतसः । धरणेन्द्रादमोघाप्तशक्तिः शक्तित्रयोर्जितः ॥५८६॥

અરિહંત પ્રભુ સન્મુખ પોતાની ભુજા રૂપી વીણાના ગીત વડે સંતુષ્ટ કરાયેલ ચિત્તવાળા ધરણેંદ્ર પાસેથી જેના વડે અમોઘ શક્તિ પ્રાપ્ત કરાઈ છે (વળી જે) (પ્રભુ-મંત્ર અને ઉત્સાહ રૂપ) ત્રણ શક્તિથી બળવાન છે. (૫૮૬)

भ्रातृभ्यां स्वानुरूपाभ्यां स्वभुजाभ्यामिवोत्कटः । रावणो नाम लंकेशः सुकेशकुलभास्करः ॥५८७॥

(તે) પોતાની ભુજા સમાન પોતાને અનુરૂપ બે ભાઈઓ વડે ઉગ્ર, સુકેશના કુલમાં સૂર્ય સમાન રાવણ નામે લંકાનો સ્વામી છે. (૫૮૭)

स यमं हेलयाभांक्षीत् पत्तिं वैश्रवणं च ते । पत्तीचक्रे वानरेन्द्रं सुग्रीवं वालिसोदरम् ॥५८८॥

તેણે તારા સૈનિક યમને અને વૈશ્રવણને લીલામાત્રમાં ભગ્ન કર્યા અને વાલિના ભાઈ વાનરરાજ સુગ્રીવને સૈનિક બનાવ્યો છે. (૫૮૮)

दुर्लंघ्यवह्निप्राकारं दुर्लंघपुरमस्य च । प्रविष्टस्यानुजो बध्ध्वा जग्राह नलकूबरम् ॥५८९॥

દુર્લંઘ્ય અગ્નિના કિલ્લાવાળા દુર્લંઘપુરમાં પ્રવેશ કરેલા આ (રાવણ)ના નાના ભાઈએ નલકૂબરને બાંધીને પકડી લીધો હતો. (૫૮૯)

स त्वां प्रत्यापतन्नस्ति युगान्ताग्निरिवोद्धतः । प्रणिपातसुधावृष्ट्या शमनीयोऽन्यथा न तु ॥५९०॥

કલ્પાંતકાળના અગ્નિ સમાન ઉદ્ધત તારી સામે આવતો તે નમસ્કારરૂપી અમૃતની વૃષ્ટિથી શાંત કરવા યોગ્ય છે પણ બીજી રીતે નહિ. (૫૯૦)

रूपिणीं च सुतामस्मै यच्छ रूपवतीमिमाम् । एवं ह्युत्तमसन्धानं संबन्धात्ते भविष्यति ॥५९१॥

તું એને આ રૂપવતી (નામે) સ્વરૂપવતી પુત્રી આપ. આ પ્રમાણેના સંબંધથી જ તારે ઉત્તમ સંધિ થશે. (૫૯૧)

एवं पितृवचः श्रुत्वा कुप्यन्नेवमुवाच सः । कन्यका स्वा कथंकारमस्मै वध्याय दीयते ॥५९२॥

એ પ્રમાણે પિતાનું વચન સાંભળીને કોપ કરતો તે એ પ્રમાણે બોલ્યો : ઘાત કરવા યોગ્ય આ (રાવણ)ને મારી પુત્રી શી રીતે અપાય ? (૫૯૨)

किं च नाधुनिकं वैरममुना किं तु वंशजम् । तातं विजयसिंहं प्रागेतद्गृह्यैर्हतं स्मर ॥५९३॥

વળી આની સાથે વેર હમણાનું નથી, પરંતુ વંશ(પરંપરા)થી થયેલ છે. પહેલાં એના પક્ષના( રાજા )ઓ વડે હણાયેલ તાત વિજયસિંહને યાદ કરો. (૫૯૩)

एतत्पितामहस्यापि मालिनो यन्मया कृतम् । तदस्यापि करिष्यामि समायात्वेषको ह्ययम् ॥५९४॥

એના પિતામહ માલિનું પણ મારા વડે જે કરાયું તે એનું પણ હું કરીશ, એ જ આ ભલે આવે. (૫૯૪)

स्नेहतः कातरो मा भूः सहजं धैर्यमाश्रय । स्वसूनोः सर्वदा दृष्टं किं न वेत्सि पराक्रमम् ॥५९५॥

સ્નેહથી તમે ભીરુ ન થાઓ, સ્વાભાવિક ધૈર્યને ધારણ કરો, તમારા પુત્રનું હંમેશાં જોવાયેલ પરાક્રમ શું તમે જાણતા નથી ? (૫૯૫)

तस्यैवं वदतोऽभ्येत्य नगरं रथनूपुरम् । चमूभिर्वेष्टयामास दुर्धरो दशकन्धरः ॥५९६॥

તે એ પ્રમાણે બોલતે છતે (તે વખતે) દુર્ધર દશમુખે આવીને રથનૂપુર નગરને સેના વડે ઘેરી લીધું. (૫૯૬)

पूर्वमेव दशास्येन प्रहितो महितौजसा । अथ दूतोऽभ्युपेत्येन्द्रमित्युवाच स सौष्ठवः ॥५९७॥

આ તરફ પૂજિત પરાક્રમવાળા રાવણ વડે પહેલાં જ મોકલાયેલ દૂતે આવીને મીઠાશ સાથે ઇંદ્રને આ પ્રમાણે કહ્યું : (૫૯૭)

ये केचिदिह राजानो विद्यादोर्वीर्यदर्पिताः । तैरुपेत्योपायनाद्यैः पूजितो दशकन्धरः ॥५९८॥

અહીં જે કોઈ વિદ્યા અને બાહુબળ વડે ગર્વિષ્ટ થયેલા રાજાઓ (છે) તેઓ વડે સામે આવીને ભેટણાં આદિથી રાવણ પૂજા કરાયો છે. (૫૯૮)

दशकंठस्य विस्मृत्या भवतश्चार्जवादयम् । इयान् कालो ययौ तस्मिन् भक्तिकालस्तवाधुना ॥५९९॥

રાવણની વિસ્મૃતિથી અને તમારી સરળતાથી આ આટલો કાળ ચાલ્યો ગયો. હવે તમારો તેને વિષે ભક્તિ-કાળ છે. (૫૯૯)

भक्तिं दर्शय तत्तस्मिन् शक्तिं वा दर्शयाधुना । भक्ति शक्तिविहीनश्चेदेवमेव विनंक्ष्यसि ॥६००॥

તેથી હવે તેને વિષે ભક્તિ બતાવ અથવા શક્તિ બતાવ. જો ભક્તિ અને શક્તિ રહિત (થઈશ તો) તું એમ ને એમ નાશ પામીશ. (૬૦૦)

इन्द्रोऽपि निजगादैवं वराकैः पूजितो नृपैः । रावणस्तदयं मत्तः पूजां मत्तोऽपि वाञ्छति ॥६०१॥

ઇંદ્ર પણ એ પ્રમાણે બોલ્યો (કે) દીન રાજાઓથી પૂજાયેલ (અને) તેથી (જ) ઉન્મત્ત બનેલ આ રાવણ મારી પાસેથી પણ પૂજાને ઇચ્છે છે. (૬૦૧)

यथा तथा गतः कालो रावणस्य सुखाय सः । कालरूपस्त्वयं कालस्तस्येदानीमुपस्थितः ॥६०२॥

જે તે રીતે ગયેલ તે કાલ રાવણના સુખ માટે (થયો) પણ હવે તેને આ કાળ રૂપ કાલ પ્રાપ્ત થયો છે. (૬૦૨)

गत्वा स्वस्वामिनो भक्तिं शक्तिं वा मयि दर्शय । स भक्तिशक्तिहीनश्चेदेवमेव विनंक्ष्यति ॥६०३॥

તું જઈને તારા સ્વામિની મારા વિષે ભક્તિ અથવા શક્તિ દેખાડ. જો તે ભક્તિ અને શક્તિ રહિત (હશે તો) એમ ને એમ વિનાશ પામશે. (૬૦૩)

दूतेनागत्य विज्ञप्तो रावणः कोपदारुणः । समनह्यन्महोत्साहः समं सकलसैनिकैः ॥६०४॥

દૂત વડે આવીને વિજ્ઞપ્તિ કરાયેલ (અને તેથી જ) કોપ વડે ભયંકર, મહા ઉત્સાહવાળા રાવણે સકળ સૈન્ય સાથે તૈયારી કરી. (૬૦૪)

द्रुतमिन्द्रोऽपि सन्नह्य निर्ययौ रथनूपुरात् । वीरा हि न सहन्तेऽन्यवीराहंकारडंबरम् ॥६०५॥

તરત જ ઇંદ્ર પણ તૈયાર થઈને રથનૂપુરમાંથી બહાર આવ્યો કેમ કે **વીરપુરુષો બીજા વીરોના અહંકારના આડંબરને સહન કરી શકતા નથી.** (૬૦૫)

सामन्ताः सह सामन्तैः सैनिकाः सैनिकैः पुनः । सेनानीभिश्च सेनान्यो द्वयोर्युयुधिरे तयोः ॥६०६॥

તે બંનેના સામંતોની સાથે સામંતો, સૈનિકોની સાથે વળી સૈનિકો અને સેનાનાયકો સાથે સેનાનાયકો યુદ્ધ કરવા લાગ્યા. (૬૦૬)

तयोर्बलानामन्योऽन्यं संफेटः शस्त्रवर्षिणाम् । संवर्त्तपुष्करावर्त्तवारिदानामिवाभवत् ॥६०७॥

સંવર્ત્ત અને પુષ્કરાવર્ત્ત મેઘોની જેમ શસ્ત્રવૃષ્ટિ કરતા તે બંનેના લશ્કરોનું પરસ્પર યુદ્ધ થયું. (૬૦૭)

वराकैः सैनिकैरेभिः किं हतैर्मशकैरिव । इति ब्रुवाणो भुवनालंकारकरिपुंगवम् ॥६०८॥

स्वयमारुह्य युद्धायाधिज्यीकृतशरासनः । अढौकतैरावणस्थेन्द्रेण सह रावणः ॥६०९॥

મચ્છર જેવા હણાયેલા આ બિચારા સનિકો શું ? એ પ્રમાણે બોલતો, હસ્તિશ્રેષ્ઠ ભુવનાલંકાર ઉપર સ્વયં આરૂઢ થઈને યુદ્ધ માટે પણછ ચઢાવેલ ધનુષ્યવાળો રાવણ ઐરાવણ હસ્તિ ઉપર રહેલ ઇંદ્રની સામે ગયો. (૬૦૮–૬૦૯)

नागपाशमिवान्योऽन्यं मुखयोः करवेष्टनैः । वितन्वानौ मिमिलतुः करिणौ रावणेन्द्रयोः ॥६१०॥

અરસપરસ મુખ ઉપર સૂંઢના વિંટાળવા વડે જાણે નાગપાશ કરતા (ન હોય તેમ) રાવણ અને ઇંદ્રના હાથીઓ મળ્યા. (૬૧૦)

द्वावपीभौ महाप्राणौ दन्तैर्दन्तान् प्रजघ्नतुः । उत्थापयन्तौ स्फुलिंगानरण्युन्मथनादिव ॥६११॥

અરણિકાષ્ઠ ઘસવાથી જેમ (અગ્નિ ઉત્પન્ન થાય તેમ) અગ્નિકણુને ઉત્પન્ન કરતા મહાશક્તિશાળી (તે) બંને ય હાથીઓ દાંતો વડે દાંતોને પ્રહાર કરતા હતા. (૬૧૧)

मिथोघातैर्विषाणेभ्यः सौवर्णवलयावलिः । पपातोर्व्यां विरहिणीबाहुभ्य इव तत्क्षणम् ॥६१२॥

પરસ્પર પ્રહારોથી વિરહિણી (સ્ત્રી)ના હાથમાંથી જેમ (નીકળી પડે તેમ) દાંતોમાંથી સુવર્ણ વલયોની શ્રેણી પૃથ્વી પર પડી. (૬૧૨)

तद्दन्तघातक्षुण्णेभ्यः शरीरिभ्यो निरन्तरम् । गंडेभ्यो मदधारावद्रक्तधाराः प्रसुस्रुवुः ॥६१३॥

ગંડસ્થળોમાંથી મદની ધારા જેમ તેમના દાંતના પ્રહારોથી છેદાયેલ પ્રાણીઓમાંથી નિરંતર રક્તધારાઓ ઝરવા લાગી. (૬૧૩)

क्षणाच्छल्यैः क्षणाद्बाणैः क्षणादपि च मुद्गरैः । गजाविवाद्वितीयौ तौ रावणेन्द्रौ प्रजघ्नतुः ॥६१४॥

હસ્તિની જેમ અદ્વિતીય તે રાવણ અને ઇંદ્ર ક્ષણમાં શલ્યોથી ક્ષણવારમાં બાણોથી અને ક્ષણવારમાં મુદ્ગરોથી પણ પ્રહાર કરતા હતા. (૬૧૪)

महाबलौ पिपिषतुरस्त्रैरस्त्राणि तौ मिथः । नैकोऽप्यहीयतैकस्मादब्धी पूर्वापराविव ॥६१५॥

મહાબલી તે પરસ્પર અસ્ત્રો વડે અસ્ત્રોને છેદી નાખતા હતા. ( એ રીતે ) પૂર્વ અને પશ્ચિમ સમુદ્રની જેમ બીજાથી એક પણ ( બલ ) હીન ન થયો. (૬૧૫)

बाध्यबाधकताभाग्भिर्द्रागुत्सर्गापवादवत् । मन्त्रास्त्रैरप्ययुध्येतां तौ रणक्रतुदीक्षितौ ॥६१६॥

તરત જ યુદ્ધરૂપી યજ્ઞની દીક્ષા અપાયેલ તે બંને ઉત્સર્ગ અને અપવાદની જેમ બાધ્ય અને બાધકપણાને ભજનારાં મંત્રાસ્ત્રોથી લડવા લાગ્યા. (૬૧૬)

गाढं मिलितयोरेकवृन्तस्थ फलयोरिव । ऐरावणभुवनालंकारयोः करिणोरथ ॥६१७॥
छलज्ञो रावणः स्वेभादुत्पत्यैरावणं ययौ । हत्वा च तन्महामात्रं बबन्धेन्द्रं करीन्द्रवत् ॥६१८॥

હવે એક ડીંટડામાં રહેલ બે ફળની જેમ ઐરાવણ અને ભુવનાલંકાર હાથી અત્યંત મળી ગયે છતે કપટજ્ઞ રાવણ પોતાના હાથી ઉપરથી કૂદીને ઐરાવણ ઉપર ગયો અને તેના મહાવતને હણીને ઇંદ્રને શ્રેષ્ઠ હસ્તિની જેમ બાંધી લીધો. (૬૧૭–૬૧૮)

स हस्ती परितोऽधस्ताद्रक्षोवीरैरवेष्ट्यत । हर्षादुत्तालतुमुलैर्मधुमंड इवालिभिः ॥६१९॥

ભમરાઓ વડે મધપુડાની જેમ હર્ષથી ઉગ્ર કોલાહલવાળા રાક્ષસવીરો વડે તે હસ્તિ નીચે–ચારે બાજુથી ઘેરાઈ ગયો. (૬૧૯)

रावणेन धृते शक्रे तत्सैन्यमपि सर्वतः । विदुद्राव जिते नाथे जिता एव पदातयः ॥६२०॥

રાવણ વડે ઇંદ્ર પકડાયે છતે તેનું સૈન્ય પણ ચારે તરફ નાસી ગયું. "નાયક જિતાયે છતે સૈનિકો જિતાયેલા જ છે." (૬૨૦)

सहैवैरावणेनेन्द्रं रावणः शिबिरे निजे । निनाय नायक्यभवत्स्वयं श्रेणिद्वयेऽप्यथ ॥६२१॥

રાવણ ઐરાવણ (હસ્તિ) સાથે જ ઇંદ્રને પોતાની છાવણીમાં લઈ ગયો. હવે બંનેય શ્રેણીઓમાં તે પોતે નાયક (જેવો) થયો. (૬૨૧)

ततो निवृत्य लंकायां जगाम दशकन्धरः । कारायां चाक्षिपच्छक्रं कीरवत्काष्ठपञ्जरे ॥६२२॥

ત્યાંથી પાછો ફરી રાવણ લંકા ગયો અને કાષ્ઠના પાંજરામાં પોપટની જેમ શક્રને કારાગ્રહમાં નાખ્યો. (૬૨૨)

सहस्रारः सदिक्पालो लंकायामेत्य रावणम् । नमस्कृत्येत्यभाषिष्ट पत्तिवद्रचिताञ्जलिः ॥६२३॥

દિક્પાલો સહિત સહસ્રાર (રાજા) લંકામાં આવીને રાવણને નમસ્કાર કરીને સૈનિકની જેમ અંજલિ રચાઈ છે જેના વડે એવો તે આ પ્રમાણે બોલ્યો : (૬૨૩)

कैलासमुद्दधार्षीर्या लीलया ग्रावखंडवत् । दोष्मता तेन भवता विजिता न त्रपामहे ॥६२४॥

જેણે પથ્થરના ટુકડાની પેઠે લીલામાત્રમાં અષ્ટાપદ પર્વતને ધારણ કર્યો હતો તે બલવાન તમારાથી જિતાયેલા અમે લજ્જા પામતા નથી. (૬૨૪)

तादृशे त्वयि याच्ञापि न त्रपायै मनागपि । तद्याचेऽहं मुञ्च शक्रं पुत्रभिक्षां प्रयच्छ मे ॥६२५॥

તમે તેવા (પરાક્રમી) હોતે છતે (તમારી પાસે) યાચના કરવી તે પણ જરાય લજ્જા માટે નથી, તેથી હું યાચના કરું છું (કે) તમે શક્રને મૂકી દો (અને) મને પુત્રભિક્ષા આપો. (૬૨૫)

उवाच रावणोऽप्येवं शक्रं मुञ्चामि यद्यसौ । सदिक्पालपरीवारः कर्म कुर्यात् सदेदृशम् ॥६२६॥
રાવણે પણ એ પ્રમાણે કહ્યું (કે) જો દિક્પાલો અને પરિવાર સહિત આ હંમેશાં આવા પ્રકારનું કાર્ય કરે (તો) શક્રને છોડી દઉં. (૬૨૬)

परितोऽपि पुरीं लंकां करोत्वेष क्षणे क्षणे । तृणकाष्ठादि रहितां वासागारमहीमिव ॥६२७॥
વાસઘરની ભૂમિ જેમ લંકાનગરીને ચારે બાજુથી ક્ષણે ક્ષણે આ (ઇંદ્ર) તૃણ–કાષ્ઠ વગેરેથી રહિત કરે. (૬૨૭)

प्रातः प्रातर्दिव्यगन्धैरम्बुवाह इवाम्बुभिः । चेलोत्क्षेपं पुरीमेतामभितोऽप्यभिषिञ्चतु ॥६२८॥
હંમેશાં પ્રાતઃકાળે દિવ્ય સુગંધવાળા પાણીથી વાદળાંની જેમ નીચે ઊંચે નાખવાપૂર્વક આ નગરીને ચારે બાજુથી પણ સિંચન કરે. (૬૨૮)

मालाकार इवोच्चित्य ग्रन्थित्वा च सदा स्वयम् । पुष्पाणि पूरयत्वेष देवतावसरादिषु ॥६२९॥
વળી હંમેશાં માળીની જેમ જાતે પુષ્પો ચૂંટીને (માળાઓ) ગૂંથીને દેવ(પૂજા)ના અવસર વગેરેમાં આ ઇંદ્ર પૂરી પાડે. (૬૨૯)

एवं विधानि कर्माणि कुर्वन्नेष सुतस्तव । पुनर्गृह्णातु राज्यं स्वं मत्प्रसादाच्च नन्दतु ॥६३०॥
આવા પ્રકારનાં કાર્યો કરતો આ તમારો પુત્ર ફરી વાર પોતાનું રાજ્ય ગ્રહણ કરે અને મારા પ્રસાદથી આનંદ પામે. (૬૩૦)

एवं करिष्यतीत्युक्ते सहस्रारेण रावणः । मुमोच शक्रं कारायाः सत्कृत्य निजबन्धुवत् ॥६३१॥

'એ પ્રમાણે કરશે' એમ સહસ્રાર વડે કહેવાયે છતે રાવણે ઇંદ્રને પોતાના ભાઈ જેમ સત્કાર કરીને કારાગૃહમાંથી છોડી મૂકયો. (૬૩૧)

रथनूपुरमेत्येन्द्रस्तस्थावुद्विग्न उच्चकैः । तेजस्विनां हि निस्तेजो मृत्युतोऽप्यतिदुःसहम् ॥६३२॥

ઇંદ્ર રથનૂપુર આવીને અતિ ઉદ્વિગ્ન રહેવા લાગ્યો કેમ કે "તેજસ્વી (પુરુષો)ને તેજહીન (થવું) મૃત્યુથી પણ અતિ દુઃસહ છે. (૬૩૨)

निर्वाणसंगमो नाम ज्ञानी तत्रान्यदा मुनिः । समवासरदिन्द्रोऽपि तं वन्दितुमुपाययौ ॥६३३॥

ત્યાં એક વાર નિર્વાણસંગમ નામે જ્ઞાની મુનિરાજ સમવસર્યા. ઇંદ્ર પણ તેમને વંદન કરવા આવ્યો. (૬૩૩)

भगवन् कर्मणा केन रावणादिममासदम् । न्यक्कारमिति शक्रेण पृष्टः स मुनिरब्रवीत् ॥६३४॥

'હે પૂજ્ય! કયા (કર્મના ઉદય)થી હું રાવણથી આવા તિરસ્કારને પામ્યો' એ પ્રમાણે ઇંદ્ર વડે પુછાયેલ તે મુનિ બોલ્યા: (૬૩૪)

श्रीमत्यरिंजयपुरे पुरा विद्याधराग्रणीः । नाम्ना ज्वलनसिंहोऽभूद्वेगवत्यस्य तु प्रिया ॥६३५॥

પહેલાં શ્રી અરિંજય (નામે) નગરમાં જ્વલનસિંહ નામે વિદ્યાધરોનો અગ્રણી હતો. તેને વળી વેગવતી (નામની) પત્ની હતી. (૬૩૫)

अहिल्या नाम दुहिता रूपवत्यभवत्तयोः । तस्याः स्वयंवरेऽभ्येयुः सर्वे विद्याधरेश्वराः ॥६३६॥
તેમને અહિલ્યા નામે સ્વરૂપવતી પુત્રી હતી, તેના સ્વયંવર સમયે સર્વ વિદ્યાધર રાજાઓ આવ્યા હતા, (૬૩૬)

आनन्दमाली तत्रागाच्चन्द्रावर्त्तपुरेश्वरः । सूर्यावर्त्तपुरेशस्त्वमागान्नाम्ना तडित्प्रभः ॥६३७॥
ત્યાં ચંદ્રાવર્ત નગરનો સ્વામી આનંદમાલી આવ્યો હતો (અને) સૂર્યાવર્તનગરનો સ્વામી તડિત્પ્રભ નામે તું (પણ) આવ્યો હતો. (૬૩૭)

सहायातमपि त्यक्त्वा त्वामहिल्या निजेच्छया । आनन्दमालिनं वव्रे तवाभूच्च पराभवः ॥६३८॥
સાથે આવેલા પણ તને મૂકીને અહિલ્યા પોતાની ઇચ્છાથી આનંદમાલીને વરી અને તારો પરાભવ થયો. (૬૩૮)

आनन्दमालिनीर्ष्यालुस्त्वमभूस्तत्प्रभृत्यपि । मयि सत्यप्यसावेतामहिल्यामूढवानिति ॥६३९॥
હું હોતે છતે પણ આ (આનંદમાલી) આ અહિલ્યાને પરણ્યો. એથી ત્યારથી જ તું આનંદમાલી ઉપર ઇર્ષ્યાવાળો થયો. (૬૩૯)

आनन्दमाली निर्वेदादन्यदा व्रतमग्रहीत् । तप्यमानस्तपस्तीव्रं व्यहार्षीच्च सहर्षिभिः ॥६४०॥
અન્યદા આનંદમાલીએ વૈરાગ્ય થવાથી વ્રત ગ્રહણ કર્યું અને તીવ્ર તપ કરતાં મહર્ષિઓ સાથે તેમણે વિહાર કર્યો. (૬૪૦)

विहरन् स रथावर्त्तं जगाम गिरिमेकदा । त्वया च ददृशेऽस्मारि चाहिल्यायाः स्वयंवरः ॥६४१॥

વિહાર કરતાં એક વાર તે (મુનિ) રથાવર્ત પર્વત ઉપર ગયા. (ત્યાં) તારા વડે (તે) જોવાયા અને અહિલ્યાનો સ્વયંવર યાદ કરાયો. (૬૪૧)

ध्यानारूढस्त्वया बद्धस्ताडितोऽनेकशश्च सः । मनागपि न च ध्यानादचालीदचलाचलः ॥६४२॥

ધ્યાનમાં આરૂઢ થયેલ તે (મુનિ) તારા વડે બંધનગ્રસ્ત કરાયા અને અનેક વાર તાડન કરાયા (તોપણ) પર્વત સમાન અચળ (તે મુનિ) ધ્યાનમાંથી જરાય ચલાયમાન ન થયા. (૬૪૨)

कल्याणगुणधरस्तु तद्भ्राता श्रमणाग्रणीः । प्रेक्ष्य त्वय्यमुचत्तेजोलेश्यां शंपामिव द्रुमे ॥६४३॥

શ્રમણોમાં અગ્રણી કલ્યાણ ગુણધર (નામે) તેમના ભાઈએ (આ) જોઈને વૃક્ષ ઉપર વિદ્યુત્‌ની જેમ તારી ઉપર તેજોલેશ્યા મૂકી. (૬૪૩)

सत्यश्रिया च त्वत्पत्न्या शमितो भक्ति जल्पितैः । तेजोलेश्यां स संजह्रे न दग्धोऽसि तदैव तत् ॥६४४॥

તારી પત્ની સત્યશ્રી વડે ભક્તિ વચનોથી શાંત કરાયેલ તેમણે તેજોલેશ્યા સંહરી લીધી, તેથી જ તું ત્યારે ન બળ્યો. (૬૪૪)

मुनिन्यक्कारजातपापात्त्वं भ्रान्त्वा कतिचिद्भवान् । शुभं कर्म विधायेन्द्रः सहस्रारसुतोऽभवः ॥६४५॥

મુનિના તિરસ્કારથી ઉત્પન્ન થયેલ પાપથી કેટલાય ભવો ભમીને તું શુભ કાર્ય કરીને સહસ્રાર (રાજા)નો પુત્ર ઇન્દ્ર થયો છે. (૬૪૫)

महामुनितिरस्कार प्रहारोद्भवकर्मणः । उपस्थितं फलमिदं रावणाद्यः पराभवः ॥६४६॥

મહામુનિના તિરસ્કાર અને પ્રહારથી ઉત્પન્ન થયેલ કર્મથી 'રાવણથી જે જે પરાભવ થયો' એ ફળ પ્રાપ્ત થયું. ( ૬૪૬ )

कर्माण्यवश्यं सर्वस्य फलन्त्येव चिरादपि । आपुरंदरमाकीटं संसारस्थितिरीदृशी ॥६४७॥

ઇંદ્રથી આરંભી યાવત્ કીડા સુધી દરેકને દીર્ઘકાળે પણ કર્મો અવશ્ય ફળ આપે જ છે. સંસારસ્થિતિ ( જ ) આવા પ્રકારની છે. ( ૬૪૭ )

तच्छ्रुत्वा दत्तवीर्यस्य राज्यं दत्त्वाङ्गजन्मनः । इन्द्रः पर्यव्रजत्तप्तोग्रतपाश्च ययौ शिवम् ॥६४८॥

તે સાંભળી પુત્ર દત્તવીર્યને રાજ્ય આપી ઇંદ્રે પ્રવ્રજ્યા લીધી અને કર્યું છે ઉગ્ર તપ જેણે એવા તે મોક્ષે ગયા. ( ૬૪૮ )

रावणोऽपि ययौ स्वर्णतुंगशैलेऽपरेऽहनि । अनन्तवीर्यं नामर्षिं वन्दितुं जातकेवलम् ॥६४९॥

અન્ય દીવસે રાવણ પણ કેવલજ્ઞાન પ્રાપ્ત કરેલ અનંતવીર્ય નામે મહર્ષિને વંદન કરવા સ્વર્ણતુંગ પર્વત ઉપર ગયો. ( ૬૪૯ )

तं वन्दित्वा यथास्थानं निषण्णो दशकन्धरः । शुश्राव च श्रोत्रसुधासारणिं धर्मदेशनाम् ॥६५०॥

તેમને વંદન કરી રાવણ યોગ્યસ્થાને બેઠો અને કર્ણને અમૃતની નહેર સમાન ધર્મદેશના સાંભળી. ( ૬૫૦ )

देशनान्ते दशास्येन कुतः स्यान्मरणं मम । इति पृष्टो महर्षिः स भगवानेवमभाषत ॥६५१॥

દેશનાના અંતે 'મારું મરણ શાથી થશે' એ પ્રમાણે રાવણ વડે પ્રશ્ન કરાયેલ તે પૂજ્ય મહર્ષિએ આ પ્રમાણે કહ્યું: (૬૫૧)

पारदारकदोषेण वासुदेवाद्भविष्यति । भविष्यति विपत्तिस्ते प्रतिविष्णोर्दशानन ॥६५२॥

હે રાવણ! પરસ્ત્રીના દોષથી ભવિષ્યમાં થનાર વાસુદેવથી પ્રતિવાસુદેવ એવા તારું મરણ થશે. (૬૫૨)

परस्त्रियमनिच्छन्तीं रमयिष्यामि न ह्यहम् । जग्राहाभिग्रहमिमं स तस्यैव मुनेः पुरः ॥६५३॥

'હું નહિ ઇચ્છતી પરસ્ત્રીને રમાડીશ નહિ' એ પ્રમાણે તે જ મુનિ આગળ તેણે અભિગ્રહ ગ્રહણ કર્યો. (૬૫૩)

मुनिवरमथ नत्वा ज्ञानरत्नाम्बुधिं तं दशवदन इयाय स्वां पुरीं पुष्पकस्थः ।
निखिलनगरीनारीनेत्रनीलोत्पलानां प्रमदविभविदानाद्यामिनीजानिकल्पः ॥६५४॥

ત્યાર બાદ જ્ઞાનરૂપ રત્નના સાગર તે મુનિવરને નમસ્કાર કરીને પુષ્પક વિમાનમાં રહેલો, સમસ્ત નગરીની નારીઓના નેત્રરૂપી નીલ કમળોને આનંદરૂપી ધન આપવાથી ચંદ્ર સમાન દશમુખ પોતાની નગરીએ ગયો. (૬૫૪)

બીજો સર્ગ સમાપ્ત

# ત્રીજો સર્ગ

अथेह वैताढ्यगिरावादित्यपुरपत्तने । प्रह्लादो नाम राजाभूत् केतुमत्यस्य तु प्रिया ॥१॥

હવે અહીં વૈતાઢ્ય પર્વત ઉપર આદિત્યપુર (નામે) નગરમાં પ્રહ્લાદ નામે રાજા હતો. એને વળી કેતુમતી (નામની) પત્ની છે. (૧)

तयोर्बभूव तनयो नामतः पवनञ्जयः । जयी पवनवत्स्थाम्ना गगने गमनेन च ॥२॥

તેમને બળથી અને આકાશગમનથી પવનની જેમ વિજયશીલ પવનંજય નામે પુત્ર થયો. (૨)

इतश्च भरतेऽत्रैवोपार्णवं दन्तिपर्वते । विद्याधरेन्द्रो महेन्द्रो महेन्द्रनगरेऽभवत् ॥३॥

આ બાજુ આ જ ભરતમાં સમુદ્ર પાસે દન્તિ પર્વત ઉપર મહેન્દ્રનગરમાં મહેન્દ્ર (નામનો) વિદ્યાધર રાજા હતો. (૩)

पत्न्यां हृदयसुन्दर्यां तस्य चाञ्जनसुन्दरी । अरिन्दमादिपुत्राणां शतस्योपर्यभूत् सुता ॥४॥

તેને હૃદયસુંદરી (નામે) પત્ની દ્વારા અરિંદમ વગેરે સો પુત્રો ઉપર અંજનસુંદરી નામે પુત્રી થઈ. (૪)

उद्यौवनायास्तस्याश्च वरं चिन्तयतः पितुः । शशंसुर्मन्त्रिणो विद्याधरयूनः सहस्रशः ॥५॥

યૌવન પ્રાપ્ત કરેલ તેણીના વરની ચિંતા કરતા પિતાને મંત્રીઓએ હજારો વિદ્યાધર યુવાનો (નાં નામો) કહ્યા. (૫)

महेन्द्रस्याज्ञयामात्यास्तद्रूपाणि पृथक् पृथक् । यथावदालेख्य पट्टेष्वानाय्य समदर्शयन् ॥६॥

મહેન્દ્ર (રાજા)ની આજ્ઞાથી મંત્રીઓએ તેમનાં રૂપ જુદાં જુદાં પટ્ટો ઉપર યોગ્ય રીતે ચીતરીને મંગાવી દેખાડયાં. (૬)

तत्र विद्याधराधीशहिरण्याभाङ्गजन्मनः । रूपं विद्युत्प्रभाख्यस्य सुमनःकुक्षिजन्मनः ॥७॥

प्रह्लादसूनोः पवनञ्जयस्य च मनोरमम् । चित्रस्थं सचिवोऽन्येद्युर्महेन्द्रस्याभ्यढौकयन् ॥८॥

ત્યાં એક દિવસ મંત્રીએ સુમનાની કુક્ષિથી ઉત્પન્ન થયેલ વિદ્યુત્પ્રભ નામે વિદ્યાધરરાજ હિરણ્યાભના પુત્રનું અને પ્રહ્લાદપુત્ર પવનંજયનું ચિત્રમાં રહેલ સુંદર સ્વરૂપ મહેન્દ્ર (રાજા)ને દખાડયું. (૭–૮)

रूपवन्तौ कुलीनौ च द्वावप्येतौ तदेतयाः । कन्यायाः को वर इति राज्ञोक्तः सचिवोऽभ्यधात् ॥९॥

આ બંનેય રૂપવાન્ અને કુલીન છે તેથી એમાંનો પુત્રીને કયો વર (પસંદ કરવો) એ પ્રમાણે રાજા વડે કહેવાયેલ મંત્રીએ કહ્યું. (૯)

एषोऽष्टादशवर्षायुर्मोक्षं विद्युत्प्रभो गमी । इति नैमित्तिकाः स्वामिन् व्यक्तमाख्यातपूर्विणः ॥१०॥

હે સ્વામી ! મોક્ષે જનારો આ વિદ્યુત્પ્રભ અઢાર વર્ષના આયુષ્યવાળો છે, એમ નિમિત્તિયાઓએ (મને) પહેલાં (જ) સ્પષ્ટ કહ્યું છે. (૧૦)

प्रह्लादतनयस्त्वेष चिरायुः पवनञ्जयः । योग्यो वरस्तदेतस्मै प्रयच्छाञ्जनसुन्दरीम् ॥११॥

પરંતુ આ પ્રહ્લાદપુત્ર પવનંજય દીર્ઘ આયુષવાળો છે, તેથી યોગ્ય વર છે. (માટે) એ (પવનંજય)ને અંજનસુંદરી આપો. (૧૧)

अत्रान्तरे तु यात्रायै द्वीपं नंदीश्वरं ययुः । विद्याधरेन्द्राः सर्वेऽपि सर्वर्ध्या सपरिच्छदाः ॥१२॥

એ જ સમયે સર્વ ઋદ્ધિ સાથે પરીવાર સહિત સર્વેય વિદ્યાધરરાજાઓ યાત્રા માટે નંદીશ્વર દ્વીપ જતા હતા. (૧૨)

प्रह्लादस्तनयां प्रेक्ष्य महेन्द्रमिदमभ्यधात् । दीयतां मत्सुतायैषा स्वसुताञ्जनसुन्दरी ॥१३॥

પ્રહ્લાદે (મહેન્દ્ર રાજાની) પુત્રી (અંજનસુંદરી)ને જોઈને મહેન્દ્રને આ પ્રમાણે કહ્યું (કે) મારા પુત્રને આ તારી પુત્રી અંજનસુંદરી આપ. (૧૩)

महेन्द्रः प्रतिपेदे तदग्रेऽपि हृदयस्थितम् । निमित्तमात्रमेवासीत् प्रह्लादप्रार्थना तु सा ॥१४॥

મહેન્દ્રે તે (વચન) સ્વીકારી લીધું (કેમકે આ વાત) આગળથી જ હૃદયમાં રહેલ હતી. પ્રહ્લાદની તે પ્રાર્થના તો નિમિત્ત માત્ર જ હતી. (૧૪)

इतस्तृतीये दिवसे मानसाख्ये सरोवरे । कार्यो विवाह इत्युक्त्वा तौ यथास्थानमीयतुः ॥१५॥

'આજથી ત્રીજે દિવસે માનસ નામે સરોવર ઉપર વિવાહ કરવો' એમ કહીને તે બંને યથાસ્થાને ગયા. (૧૫)

ततो महेन्द्रप्रह्लादौ साह्लादौ स्वजनैः समम् । जग्मतुर्मानससरस्यावासं चक्रतुश्च तौ ॥१६॥

ત્યાર બાદ સ્વજનો સાથે આહ્‌લાદપૂર્વક મહેન્દ્ર અને પ્રહ્‌લાદ માનસ સરોવર ઉપર ગયા અને (ત્યાં) તે બંનેએ આવાસ કર્યો. (૧૬)

**मित्रं प्रहसितं नामोवाचेति पवनञ्जयः । दृष्टास्ति किं त्वया ब्रूहि कीदृश्यञ्जनसुन्दरी ॥१७॥**

પવનંજયે પ્રહસિત નામે મિત્રને એ પ્રમાણે કહ્યુ : 'શું તારા વડે અંજનસુંદરી જોવાઈ છે ? બોલ, કેવી છે ?' (૧૭)

**हसित्वेषत्प्रहसितोऽप्येवमूचे मयेक्षिता । सा हि रम्भादिकाभ्योऽपि सुन्दर्यञ्जनसुन्दरी ॥१८॥**

પ્રહસિત પણ કંઈક હસીને એ પ્રમાણે બોલ્યો (કે) મારા વડે જોવાઈ છે. કેમ કે તે અંજનસુંદરી રંભા વગેરે કરતાં પણ સુંદર સ્ત્રી છે. (૧૮)

**तस्या निरुपमं रूपं यादृशं दृश्यते दृशा । तादृशं वचसा वक्तुं वाग्मिनापि न शक्यते ॥१९॥**

તેનું અનુપમ રૂપ દૃષ્ટિ વડે જેવું દેખાય છે તેવું વચન વડે કહેવા માટે શ્રેષ્ઠ વાણીવાળા (બૃહસ્પતિ) વડે પણ શક્ય નથી. (૧૯)

**पवनञ्जय इत्यूचे दूरे ह्युद्वाहवासरः । सा दृग्गोचरमद्यैव कथं नेया मया सखे ॥२०॥**

પવનંજય એમ બોલ્યો કે વિવાહનો દિવસ દૂર છે (તો) હે મિત્ર! મારા વડે તે આજે જ દૃષ્ટિવિષયમાં શી રીતે પ્રાપ્ત કરાય? (૨૦)

**वल्लभोत्कंठितानां हि घटिकापि दिनायते । मासायते दिनमपि किं पुनस्तद्दिनत्रयम् ॥२१॥**

કેમ કે પ્રિયાની ઉત્કંઠાવાળાઓને ઘડી પણ દિવસ જેવી થાય છે (અને) દિવસ પણ માસ જેવા થાય છે, તો વળી ત્રણ દિવસ કેમ (જાય)? (૨૧)

ततः प्रहसितोऽप्येवं व्याजहार स्थिरीभव । निशि तत्रैत्य तां कान्तां द्रक्ष्यस्यनुपलक्षितः ॥२२॥

તેથી પ્રહસિત પણ એ પ્રમાણે બોલ્યો (કે) તું સ્થિર થા, રાત્રે ત્યાં આવીને (અન્ય વડે) અજ્ઞાત એવો તું તે સુંદરીને જોઈશ (૨૨)

उत्पत्य सप्रहसितो निरगात् पवनञ्जयः । आस्थितेऽञ्जनसुन्दर्या प्रासादे सप्तभूमिके ॥२३॥

(ત્યાર બાદ) પ્રહસિત સાથે પવનંજય ઊડીને (આકાશમાર્ગે) અંજનસુંદરી વડે આશ્રય કરાયેલ સાતમાળવાળા મહેલમાં ગયો. (૨૩)

राजस्पश इव छन्नीभूय सोऽञ्जनसुन्दरीम् । सम्यगाक्षितुमारेभे समित्रः पवनञ्जयः ॥२४॥

મિત્ર સહિત તે પવનંજય ગુપ્તચર જેમ સંતાઈને અંજનસુંદરીને સમ્યગ્ રીતે જોવા લાગ્યો. (૨૪)

धन्यासि या हि प्रापस्त्वं तं पतिं पवनञ्जयम् । सखी वसन्ततिलकेत्युवाचाञ्जनसुन्दरीम् ॥२५॥

(આ તરફ) વસંતતિલકા સખી અંજનસુંદરીને એમ કહેતી હતી કે જે પવનંજયને પતિ તરીકે પામી છે (તેથી) તું ધન્ય છે. (૨૫)

हले मुक्त्वा वरं विद्युत्प्रभं चरमविग्रहम् । को वरः श्लाघ्यत इति मिश्रकेत्यवदत् सखी ॥२६॥

અરે ! ચરમશરીરી વિદ્યુત્પ્રભ વરને છોડીને (બીજો) પતિ કેમ વખાણાય છે ? એ પ્રમાણે મિશ્રકા સખી બોલી (૨૬)

प्रथमा प्रत्युवाचैवं मुग्धे वेत्सि न किञ्चन । विद्युत्प्रभो हि स्वल्पायुः स्वामिन्या युज्यते कथम् ॥२७॥

પહેલી (વસંતતલિકા)એ એમ પ્રત્યુત્તર આપ્યો કે, મુગ્ધે ! તું કંઈ જાણતી નથી કેમ કે અતિ અલ્પ આયુવાળો વિદ્યુત્પ્રભ સ્વામિનીને શી રીતે યોગ્ય છે ? (૨૭)

द्वितीयापीत्यभाषिष्ट वयस्ये मन्दधीरसि । स्तोकमप्यमृतं श्रेयो भारोऽपि न विषस्य तु ॥२८॥

બીજી (મિશ્રકા) પણ એ પ્રમાણે બોલી, હે સખી ? તું મંદ બુદ્ધિવાળી છે (કેમ કે) થોડું પણ અમૃત કલ્યાણ કર છે પણ ઝેરનો સમૂહ (શ્રેષ્ઠ) નથી. (૨૮)

इत्यालापं तयोः श्रुत्वाचिन्तयत् पवनञ्जयः । अस्याः प्रियमिदं नूनं तेन नैषा निषेधति ॥२९॥

એ પ્રમાણે તે બંનેની વાતચીત સાંભળી પવનંજય વિચારવા લાગ્યો (કે) આને આ ચોક્કસ પ્રિય છે તેથી આ (અંજનસુંદરી) નિષેધ કરતી નથી. (૨૯)

इति क्रुद्धोऽसिमाकृष्याविरासीत्पवनञ्जयः । निशाचर इवाकस्मादन्धकारात् समुत्थितः ॥३०॥

એથી અકસ્માત્ અંધકારમાંથી પ્રગટ થયેલ રાક્ષસની જેમ ક્રોધ પામેલ પવનંજય ખડ્ગ ખેંચીને પ્રગટ થયો. (૩૦)

विद्युत्प्रभो हृदि ययोर्द्वयोरपि तयोः शिरः । छिनद्मीति वदन्रोषाच्चचाल पवनञ्जयः ॥३१॥

જે બંનેના હૃદયમાં વિદ્યુત્પ્રભ છે તે બંનેયનું મસ્તક છેદી નાખીશ એમ બોલતો પવનંજય રોષથી (તે તરફ) ચાલ્યો. (૩૧)

बाहुदण्डे धारयंस्तमिति प्रहसितोऽवदत् । सापराधाप्यवध्यैव स्त्री गौरिव न वेत्सि किम् ॥३२॥

તેને ભુજાદંડમાં ધારણ કરતો પ્રહસિત એ પ્રમાણે બોલ્યો, શું તું જાણતો નથી (કે) ગાયની જેમ અપરાધી સ્ત્રી પણ અવધ્ય જ છે. (૩૨)

किं पुनर्निरपराधैवेयमञ्जनसुन्दरी । तथापवादिनीं नैषा निषेधति पुनर्ह्रिया ॥३३॥

તો પછી આ અંજનસુંદરી (તો) નિરપરાધી જ છે. તેમ જ આ નિંદા કરનારી (સખી)ને માત્ર લજ્જાથી (જ) અટકાવતી નથી. (૩૩)

इति प्रहसितेनोच्चैर्निषिद्धः पवनञ्जयः । उत्पत्यागात् स्वमावासं जाग्रत्तस्थौ च दुःखितः ॥३४॥

એ પ્રમાણે પ્રહસિત વડે અત્યંત નિષેધ કરાયેલ પવનંજય આકાશમાર્ગે (ઊડીને) પોતાના આવાસે આવ્યો અને દુઃખિત (તે) (શેષ રાત) જાગતો રહ્યો. (૩૪)

प्रातश्चोचे प्रहसितं सखे किमनयोढया । भृत्योऽपि हि विरक्तः स्यादापदे किं पुनः प्रिया ॥३५॥

અને પ્રાતઃકાળે પ્રહસિતને કહ્યું, હે મિત્ર! આની સાથે વિવાહ વડે શું? કેમ કે વિરકત ચાકર પણ આપત્તિ માટે થાય તો પછી પત્ની શું (ન થાય)? (૩૫)

तदेहि यावः स्वपुरीमुरीकृत्य परं रयम् । किं स्वादुनापि भोज्येन रोचते न यदात्मने ॥३६॥

જે પોતાને ગમે નહિ તે સ્વાદિષ્ટ ભોજન વડે પણ શું ? તેથી આવ, આપણે બંને અતિ વેગ પકડીને આપણી નગરીએ જતા રહીએ. (૩૬)

इत्युदीर्योच्चकैर्यावच्चचाल पवनञ्जयः । धृत्वा तावत्प्रहसितस्तं साम्नैवमबोधयत् ॥३७॥

એ પ્રમાણે ઊંચેથી કહીને જેટલામાં પવનંજય ચાલવા લાગ્યો તેટલામાં પ્રહસિત તેને પકડીને મીઠાશથી આ પ્રમાણે સમજાવવા લાગ્યો. (૩૭)

न युक्तं महतां यत्स्वप्रतिपन्नस्य लंघनम् । अनुल्लंघ्यैस्तु गुरुभिः प्रतिपन्नस्य का कथा ॥३८॥

મહાપુરુષોને જે પોતે સ્વીકાર કરેલાનું ઉલ્લંઘન કરવું તે પણ યુક્ત નથી તો અનુલ્લંઘ્ય વડિલો વડે સ્વીકારાયેલની વાત (જ) શી ? (૩૮)

विक्रीणते वा मूल्येन ददते वा प्रसादतः । गुरवो हीत्यपि सतां प्रमाणं नापरा गतिः ॥३९॥

વડિલો મૂલ્ય વડે વેચી દે અથવા મહેરબાનીથી આપે એ પણ સજ્જનોને પ્રમાણ જ છે. બીજી (કોઈ) ગતિ નથી. (૩૯)

किं चेहाञ्जनसुन्दर्यामस्ति दोषलवोऽपि न । दूष्यते दैवदोषेण सुहृदो हृदयं पुनः ॥४०॥

વળી અહીં અંજનસુંદરીમાં દોષનો અંશ પણ નથી. પણ મિત્રનું હૃદય દૈવદોષથી (જ) દૂષિત થાય છે. (૪૦)

महात्मानौ च पितरौ स्वस्य तस्याश्च विश्रुतौ। किं न लज्जयसि भ्रातर्गच्छन् स्वच्छंदवृत्तितः ॥४१॥

તારાં અને તેણીનાં માત-પિતા ઉત્તમ અને વિખ્યાત છે (તો) હે ભાઈ! સ્વચ્છંદ વૃત્તિથી જતાં તું લજ્જા કેમ પામતો નથી? (૪૧)

उक्तः प्रहसितेनैवं विमृष्य पवनञ्जयः। तथैव कथमप्यस्थात् सशल्य इव चेतसि ॥४२॥

એ પ્રમાણે પ્રહસિત વડે કહેવાયેલ પવનંજય ચિત્તમાં શલ્યવાળા (પુરુષ)ની જેમ મુશ્કેલીથી તે પ્રમાણે જ સહન કરીને રહ્યો. (૪૨)

पवनाञ्जनसुन्दर्योर्निर्णीते च दिनेऽभवत्। पितृनेत्रोत्पलशशी पाणिग्रहमहोत्सवः ॥४३॥

નિશ્ચિત દિવસે માત-પિતાના નેત્રરૂપી કમલને (આહ્લાદ ઉત્પન્ન કરવામાં) ચંદ્રસમાન પવનંજય અને અંજનસુંદરીનો પાણિગ્રહણ મહોત્સવ થયો." (૪૩)

तद्वधूवरमादाय सदायादः प्रमोदभाक्। महेन्द्रेणार्चितः स्नेहात् प्रह्लादः स्वां पुरीं ययौ ॥४४॥

મહેન્દ્ર (રાજા) વડે સ્નેહથી અર્ચન કરાયેલ, આનંદને ભજનાર પ્રહ્લાદ (રાજા) તે પત્ની અને પતિને લઈને પોતાની નગરીએ ગયો. (૪૪)

प्रह्लादोऽञ्जनसुन्दर्याः प्रासादं सप्तभूमिकम्। अर्पयामास वासाय विमानमिव भूस्थितम् ॥४५॥

પ્રહ્‌લાદે ભૂમિ ઉપર રહેલ જાણે વિમાન (ન હોય તેવો) સાત માળનો મહેલ અંજનસુંદરીને રહેવા માટે આપ્યો. (૪૫)

तां न संभावयामास वाचापि पवनञ्जयः । मानिनो ह्यवलेपं न विस्मरन्ति यतस्ततः ॥४६॥

પવનંજયે વાણીથી પણ તેને માન આપ્યું નહિ, ખરેખર અભિમાની પુરુષો જ્યાં ત્યાં અભિમાનને ભૂલી શકતા નથી. (૪૬)

विना शशाङ्कं श्यामेव सा विना पवनञ्जयम् । बाष्पान्धकारवदना तस्थावस्वास्थ्यभाजनम् ॥४७॥

ચંદ્ર વિનાની રાત્રિની જેમ પવનંજય વિના અશ્રુરૂપ અંધકારવાળા મુખવાળી તે (અંજનસુંદરી) અસ્વસ્થતાનું પાત્ર (થઈને) રહેવા લાગી. (૪૭)

पार्श्वद्वितयमाघ्नन्त्याः पर्यङ्कस्य मुहुर्मुहुः । तस्याश्च संवत्सरवद्राघीयस्योऽभवन्निशाः ॥४८॥

વારંવાર પલંગનાં બંને પડખાંને આઘાત કરતી (ઘસતી) તેણીની રાત્રિઓ વર્ષ જેવી લાંબી થતી હતી. (૪૮)

अनन्यमानसा जानुमध्यन्यस्तमुखाम्बुजा । भर्त्तुरालेखनैरेव व्यतीयाय दिनानि सा ॥४९॥

બીજાં (કાર્યો)માં મન વગરની, જાનુ (ઘૂંટણ)ની મધ્યમાં રાખેલ મુખવાળી તે પતિનાં આલેખનો (ચિત્રો)થી જ દિવસો પસાર કરતી હતી. (૪૯)

मुहुरालप्यमानापि सखीभिश्चाटुपूर्वकम् । परपुष्टेव हेमन्ते न सा तूष्णीकतां जहौ ॥५०॥

સખીઓ વડે વારંવાર પ્રિય વાકયપૂર્વક કહેવાતી એવી પણ તે હેમંત (ઋતુ)માં કોયલની જેમ મૌનપણાને તજતી નથી. (૫૦)

एवं च काले व्रजति प्रह्लादनृपमन्यदा । दूतो राक्षसराजस्य राम्रुपेत्यैवमब्रवीत् ॥५१॥

એ પ્રમાણે (કેટલોક) કાળ ગયે છતે એક વાર રાક્ષસપતિ (રાવણ)નો દૂત પ્રહ્લાદ પાસે આવીને આ પ્રમાણે બોલ્યો : (૫૧)

समं राक्षसनाथेन यादोनाथः स दुर्मतिः । वैरायतेऽद्य नितरां प्रणिपातममानयन् ॥५२॥

નમસ્કારને માન ન આપતો તે દુર્બુદ્ધિ વરુણ આજે હંમેશાં રાક્ષસપતિ સાથે વૈર રાખે છે. (૫૨)

याचितः स नमस्कारमहंकारमहागिरिः । दोर्दण्डौ चक्षुषा पश्यन्निदं वदति कद्वदः ॥५३॥

અહંકારનો મોટો પર્વત એવો તે (જ્યારે) નમસ્કારની યાચના કરાયો (ત્યારે), દૃષ્ટિ વડે ભુજાદંડને જોતાં દુષ્ટવાણીવાળો (તે) આમ કહેવા લાગ્યો: (૫૩)

अरे को रावणो नाम तेन किं ननु सिध्यति । नाहमिन्द्रः कुबेरो वा न चास्मि नलकूबरः ॥५४॥

'અરે રાવણ એટલે કોણ ? તેનાથી વળી શું થવાનું છે ? હું ઇન્દ્ર નથી, કુબેર નથી કે નલકૂબર નથી.' (૫૪)

सहस्ररश्मिर्नाप्यस्मि न मरुत्तो न वा यमः । न च कैलासशैलोऽस्मि किंत्वस्मि वरुणो ननु ॥५५॥

હું (કંઈ) સહસ્રાંશુ નથી, મરુત નથી કે યમ પણ નથી, અષ્ટાપદ પર્વત (પણ) નથી. હું તો વરુણ જ છું. (૫૫)

देवाधिष्ठितै रत्नैर्यदि दर्पोऽस्य दुर्मतेः । तदायातु हरिष्यामि तद्दर्पं चिरसंचितम् ॥५६॥

જો દેવાધિષ્ઠિત રત્નોથી એ દુર્બુદ્ધિ (રાવણ)ને અભિમાન હોય તો આવવા દો, ચિરકાળથી એકઠું કરાયેલ તેનું અભિમાન હું ઉતારી દઈશ. (૫૬)

इत्युक्त्वा रावणः क्रुद्धः समरायाभ्यषेणयत् । अरौत्सीत्तत्पुरं चाब्धिवेलेव तटपर्वतम् ॥५७॥

એ પ્રમાણેનાં વચનથી ક્રોધ પામેલ રાવણે યુદ્ધ માટે સેના સાથે પ્રયાણ કર્યું, અને સમુદ્રની ભરતી જેમ કાંઠે રહેલ પર્વતને ઘેરી લે, તેમ તેના નગરને તેણે ઘેરી લીધું. (૫૭)

पुरान्निःसृत्य वरुणो रणायारुणलोचनः । राजीवपुंडरीकाद्यैर्वृतः पुत्रैरयुध्यत ॥५८॥

નગરમાંથી બહાર નીકળીને યુદ્ધ માટે રક્ત નેત્રવાળો, રાજીવ અને પુંડરીક વગેરે પુત્રોથી પરિવરેલ વરુણ યુદ્ધ કરવા લાગ્યો. (૫૮)

तस्मिन् महति संग्रामे वीरैर्वरुणसूनुभिः । योधयित्वा च बद्ध्वा च निन्याते खरदूषणौ ॥५९॥

તે મહાયુદ્ધમાં પરાક્રમી વરુણના પુત્રો વડે યુદ્ધ કરીને અને બાંધીને ખર અને દૂષણ લઈ જવાયા. (૫૯)

अभज्यत ततः सैन्यं राक्षसानामशेषतः । कृतार्थमानी वरुणोऽप्यविशन्नगरीं निजाम् ॥६०॥

તેથી રાક્ષસોનું સૈન્ય સંપૂર્ણપણે ભાંગી પડયું (અને) પોતાને કૃતાર્થ માનતા વરુણે પણ પોતાની નગરીમાં પ્રવેશ કર્યો. (૬૦)

विद्याधरेन्द्रानाह्वातुं प्राहिणोद्रावणोऽपि हि । दूतान् प्रत्येकमप्यद्य भवते प्रेषितस्त्वहम् ॥६१॥

રાવણે પણ દરેક વિદ્યાધર રાજાઓને બોલાવવા માટે દૂતોને મોકલ્યા છે (અને) હું પણ આજે આપને માટે મોકલાયો છું. (૬૧)

प्रह्लादोऽथ दशास्याय साहायककृते स्वयम् । यावच्चचाल तावत्तमुवाच पवनञ्जयः ॥६२॥

હવે જેટલામાં પ્રહ્લાદ જાતે રાવણને સહાય કરવા માટે જાય છે તેટલામાં પવનંજયે તેને કહ્યું, (૬૨)

इहैव तिष्ठ तात त्वं दशग्रीवमनोरथम् । पूरयिष्याम्यहमपि तवास्मि तनयो ननु ॥६३॥

હે પિતાજી ! આપ અહીં જ રહો, હું રાવણના મનોરથ પૂર્ણ કરીશ, હું પણ આપનો જ પુત્ર છું. (૬૩)

इत्युदीर्य सनिर्बन्धं पितरं चानुमान्य सः । लोकं चाशेषमाभाष्य चचाल पवनञ्जयः ॥६४॥

એ પ્રમાણે આગ્રહપૂર્વક પિતાને કહીને, (તેમની) અનુમતિ મેળવી સમસ્ત લોકને કહીને તે પવનંજય જવા લાગ્યો. (૬૪)

श्रुत्वाञ्जना जनमुखात् पत्युर्यात्रामथोत्सुका । देवीव व्योमशिखरात् प्रासादादवरुह्य च ॥६५॥
तमीक्षितुमवष्टभ्य स्तम्भं पाञ्चालिकेव सा । निर्निमेषेक्षणा तस्थावस्वास्थ्यमथिताशया ॥६६॥

હવે લોકમુખેથી સ્વામિની (યુદ્ધ) યાત્રા સાંભળીને ઉત્કંઠાવાળી (તે) ગગનશિખરથી દેવીની જેમ મહેલમાંથી

ઊતરીને તેને જોવા માટે અપલક નેત્રવાળી (અને) અસ્વસ્થતાથી વલોવાઈ ગયેલ ચિત્તવાળી તે સ્તંભનો ટેકો લઈ પૂતળીની જેમ ઉભી રહી. (૬૫-૬૬)

द्वारस्तम्भनिषण्णाङ्गीं प्रतिपच्चन्द्रवत्कृशाम् । लुलितालकसंछन्नललाटां निर्विलेपनाम् ॥६७॥
नितम्बन्यस्तविस्रस्तश्लथलम्बिभुजालताम् । ताम्बूलरागरहितधूसराधरपल्लवाम् ॥६८॥
बाष्पाम्बुक्षालितमुखीमुन्मुखां पुरतः स्थिताम् । अञ्जनां व्यञ्जनदृशं ददर्श पवनो व्रजन् ॥६९॥

દ્વારના સ્તંભના આધારે રહેલ અંગવાળી, પ્રતિપદાના (એકમના) ચંદ્ર જેવી કૃશ, વિખરાયેલા કેશ વડે ઢંકાઈ ગયેલ કપાળવાળી, વિલેપન રહિત, નિતંબ ઉપર મુકાયેલ હોવાથી ખસી ગયેલ ઢીલી લટકતી ભૂજા રૂપી લતાવાળી, તાંબુલના રંગ વિનાના હોવાથી ધૂસરા (ફિક્કા) અધર રૂપી પલ્લવવાળી, અશ્રુજળથી ધોવાયેલ મુખવાળી, ઊંચા મુખવાળી, અંજન વિનાના નેત્રવાળી, આગળ ઊભી રહેલ અંજનસુંદરીને પવનંજયે (યુદ્ધે) જતાં જોઈ. (૬૭-૬૮-૬૯)

तां निध्यायन्निदं दध्यौ सद्यः प्रह्लादनन्दनः । अहो निर्ह्रीत्वमेतस्या निर्भीत्वमपि दुर्धियः ॥७०॥

તેણીને જોતાં (જ) પ્રહ્‌લાદપુત્ર (પવનંજય) તરત એમ વિચારવા લાગ્યો, અહો ! દુષ્ટબુદ્ધિવાળી આ (સ્ત્રી)નું નિર્લજ્જપણું અને નિર્ભીકપણું પણ (ગજબનું) છે. (૭૦)

अथवा ज्ञातमेतस्या दौर्मनस्यं पुरापि हि । उदूढा तु मया पित्रोराज्ञालङ्घनभीरुणा ॥७१॥

અથવા એણીનું દુર્મનપણું પહેલાં પણ જણાયું જ હતું, પરંતુ માત-પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં ડરપોક એવા મારા વડે તે પરણાઈ છે. (૭૧)

पतित्वा पादयोस्तस्य साप्यूचे रचिताञ्जलिः । त्वया संभाषितः सर्वोऽप्यहं तु न मनागपि ।।७२।।

રચી છે અંજલિ જેણે એવી તે પણ તેનાં ચરણોમાં પડીને બોલી (કે) તમારા વડે સર્વ પણ સારી રીતે બોલાવાયા, પણ હું તો જરા પણ બોલાવાઈ નહિ. (૭૨)

विज्ञप्यसे तथापि त्वं विस्मार्या न ह्यहं त्वया । पुनरागमनेनाशु पन्थानः सन्तु ते शिवाः ।।७३।।

તોપણ હું તમને વિનંતિ કરું છું કે તમે મને ભૂલશો નહિ. વળી જલદીથી પાછા આવવા વડે તમારો માર્ગ કલ્યાણકારી હોજો. (૭૩)

इति ब्रुवाणां तां दीनामहीनचरितामपि । ययाववगणय्यैव जयाय पवनञ्जयः ।।७४।।

એ પ્રમાણે બોલતી, શુદ્ધ આચરણવાળી, દીન એવી પણ તેણીની અવગણના કરીને જ પવનંજય વિજય માટે ચાલ્યો ગયો. (૭૪)

पत्यवज्ञावियोगार्त्ता गत्वान्तर्वेश्म भूतले । वारिभिन्नतला सिन्धुतटीव निपपात सा ।।७५।।

પતિના તિરસ્કાર અને વિયોગ વડે પીડાયેલી તે ગૃહની અંદર જઈને પાણીથી ભેદાયેલ તળિયાવાળા નદીકાંઠાની જેમ પૃથ્વીતલ ઉપર પડી. (૭૫)

पवमानवदुत्पत्य तदा प्रह्लादनन्दनः । जगाम मानससरस्युवास च निशामुखे ॥७६॥

ત્યારે પ્રહ્‌લાદપુત્ર (પવનંજય) વાયુ જેમ ઊડીને માનસ સરોવરે ગયો અને રાત્રિના આરંભકાળે (ત્યાં) નિવાસ કર્યો. (૭૬)

विकृत्य तत्र प्रासादमध्यास्त पवनञ्जयः । विद्याधराणां विद्यैव सर्वसिद्धिषु कामधुक् ॥७७॥

પવનંજય ત્યાં મહેલ બનાવીને (તેમાં) રહ્યો. (કેમ કે) "વિદ્યાધરોને વિદ્યા જ સર્વસિદ્ધિઓમાં ઇષ્ટ આપનાર છે." (૭૭)

तत्र पर्यङ्कमारूढः सरःपरिसरावनौ । आर्तां प्रियवियोगेन चक्रवाकीं ददर्श सः ॥७८॥

ત્યાં સરોવર નજીકની ભૂમિ ઉપર પલંગમાં આરૂઢ થયેલ તેણે પ્રિયના વિયોગથી પીડાયેલી ચક્રવાકીને જોઈ. (૭૮)

पूर्वोपात्तामभुञ्जानां मृणाललतिकामपि । तप्यमानां हिमेनापि क्वथितेनेव वारिणा ॥७९॥

दूयमानां ज्योत्स्नयापि वह्न्यर्चिश्छटयेव ताम् । क्रन्दन्तीं करुणं प्रेक्ष्य स एवं पर्यचिन्तयत् ॥८०॥

પૂર્વે ગ્રહણ કરેલ મૃણાલની લતાને પણ ન ખાતી, ઉકાળેલાની જેમ શીતળ પાણી વડે પણ સંતાપ પામતી, અગ્નિશિખાના તેજની જેમ ચાંદનીથી પણ દુઃખ પામતી કરુણ રીતે રડતી તેણીને જોઈ તે એ પ્રમાણે વિચારવા લાગ્યો : (૭૯–૮૦)

सकलं वासरं पत्या रमन्ते चक्रवाकिकाः । न सोढुमीशते नक्तमपि तद्विरहं पुनः ॥८१॥

ચક્રવાકીઓ આખો દિવસ પતિ સાથે ક્રીડા કરે છે છતાં રાત્રિકાળે પણ તેના વિરહને સહન કરવા સમર્થ નથી. (૮૧)

उद्वाहतोऽपि या त्यक्ता भाषिता या न जातुचित् । आगच्छतोऽप्यवज्ञाता परनारीव या मया ॥८२॥
आक्रान्ता दुःखभारेण पर्वतेनेव मूलतः । अदृष्टमत्सङ्गसुखा सा कथं हा भविष्यति ॥८३॥

અરે! વિવાહ (ના દિવસ)થી જ જે ત્યજાઈ છે. જે કયારેય બોલાવાઈ નથી, આવતાં પણ મારા વડે જે પરસ્ત્રીની જેમ તિરસ્કાર કરાઈ છે, (વળી) પર્વતની જેમ દુઃખના સમૂહ વડે મૂળથી દબાયેલી, મારા સમાગમના સુખને જેણે જોયું નથી એવી તે શી રીતે (રહેતી) હશે? (૮૨–૮૩)

धिङ्धिङ् ममाविवेकेन म्रियते सा तपस्विनी । तद्धत्यापातकेनाहं क्व गमिष्यामि दुर्मुखः ॥८४॥

ધિક્ ધિક્ મારા અવિવેકથી તે બિચારી મરે છે. તેની હત્યાના પાપથી દુષ્ટ મુખવાળો હું કયાં જઈશ? (૮૪)

इति चिन्तितमात्मीयमाख्यत्प्रहसिताय सः । स्वदुःखाख्यानपात्रं हि नापरः सुहृदं विना ॥८५॥

એ પ્રમાણે પોતાનો વિચાર તેણે પ્રહસિતને કહી બતાવ્યો, કેમ કે પોતાના દુઃખને કહેવાનું સ્થાન મિત્ર વિના બીજો (કોઈ) નથી.' (૮૫)

प्रोचे प्रहसितोऽप्येवं साध्वज्ञासीश्चिरादपि । नूनं विपद्यते साद्य सारसीव वियोगतः ॥८६॥

પ્રહસિત પણ એમ બોલ્યો કે લાંબા કાળે પણ (એ) જાણ્યું (તે) સારું થયું. (કેમ કે) વિયોગથી સારસી પક્ષિણીની જેમ તે આજે ચોક્કસ મરી જશે. (૮૬)

आश्वासयितुमद्यापि सखे सा तव युज्यते । प्रियोक्त्या तामनुज्ञाप्य स्वार्थाय पुनरापतेः ॥८७॥

હે મિત્ર! હજુ પણ તે તારે આશ્વાસન આપવા યોગ્ય છે. પ્રિય વચનથી તેની રજા મેળવીને તારા કાર્ય માટે ફરી (અહીં) આવજે. (૮૭)

हृदेव सुहृदा तेन भावसंवादिनेरितः । ययावञ्जनसुन्दर्या वेश्मन्युत्पत्यमारुतः ॥८८॥

હૃદયની જેમ મનોભાવને કહેનાર તે મિત્ર વડે પ્રેરણા કરાયેલ પવનંજય ઊડીને (આકાશમાર્ગે) અંજનસુંદરીના મહેલે ગયો. (૮૮)

किञ्चित्तिरोहितस्तस्थौ द्वार्येव पवनञ्जयः । अग्रे भूत्वा प्रहसितः प्राविशच्च तदोकसि ॥८९॥

પવનંજય દ્વારમાં જ કંઈક ગુપ્ત ઊભો રહ્યો અને પ્રહસિતે આગળ થઈને તેના ગૃહમાં પ્રવેશ કર્યો. (૮૯)

वेल्लन्तीमधिपर्यङ्कं तोयेऽल्पे शफरीमिव । पीडचमानां ज्योत्स्नयापि हिमेनेव सरोजिनीम् ॥९०॥

अन्तर्हृदयसन्तापप्रस्फुटद्धारमौक्तिकाम् । उन्मुक्तदीर्घनिःश्वासतरलालकमालिकाम् ॥९१॥

अधिनिषण्णानिःस्रस्तदोर्लग्नमणिकंकणाम् । वसन्ततिलकासख्याश्वास्यमानां मुहुर्मुहुः ॥९२॥

शून्यदत्तदृशं शून्यचित्तां काष्ठमयीमिव । ईक्षाञ्चक्रे प्रहसितस्तत्र चाञ्जनसुन्दरीम् ॥९३॥

ત્યાં અલ્પ જળમાં માછલીની જેમ પલંગ ઉપર તરફડતી, હિમ વડે કમલિનીની જેમ ચાંદની વડે પણ પીડા કરાતી, હૃદયની અંદરના સંતાપ વડે તૂટી જતા હારનાં મોતીઓવાળી, મુકાયેલ દીર્ઘ નિસાસાઓ વડે ચંચળ (બની જતી) કેશની શ્રેણીઓવાળી, પ્રથમ ઉપર રાખેલ (અને) પછી સરી ગયેલ હાથ ઉપર ધારણ કરેલાં મણિકંકણોવાળી, વસંતતિલકા સખી વડે વારંવાર આશ્વાસન અપાતી, શૂન્યપણે નાખેલ (અપાયેલ) દૃષ્ટિવાળી, શૂન્ય ચિત્તવાળી, જાણે કાષ્ઠની બનેલી ન હોય તેવી અંજનસુંદરીને પ્રહસિતે જોઈ. (૯૦-૯૧-૯૨-૯૩)

**अकस्माद् व्यन्तर इव को नामेह समाययौ । इति भीतापि सा धैर्यमवलम्ब्येदमब्रवीत् ॥९४॥**

વ્યંતરની જેમ અકસ્માત્ અહીં કોણ આવ્યું ? એમ ભય પામેલી છતાં ધૈર્યનું અવલંબન લઈ તે એમ બોલી: (૯૪)

**अहो कस्त्वमिहायासीः परपुंसाथवा त्वया । अलं ज्ञातेन मेह स्थाः परनारीनिकेतने ॥९५॥**

અરે! તું કોણ અહીં આવ્યો છે? અથવા પરપુરુષ એવા તને ઓળખવા વડે સર્યું. તમે અહીં પરસ્ત્રીના ઘરમાં ન રહો. (૯૫)

**वसन्ततिलके दोष्णा विधृत्यैनं बहिः क्षिप । क्षपाकरविशुद्धास्मि नैनं दृष्टुमपि क्षमा ॥९६॥**

હે વસન્તતિલકા! આને તું હાથે પકડીને બહાર કાઢ, (કેમ કે) ચંદ્ર સમાન્ વિશુદ્ધ હું એને જોવાય સમર્થ નથી. (૯૬)

**पवनञ्जयमुज्झित्वामुष्मिन् मम निकेतने । न प्रवेशाधिकारोऽस्ति कस्यापि किमुदीक्षसे ॥९७॥**

(હે સખી!) તું શું જોઈ રહી છે? આ મારા સ્થાનમાં પવનંજયને છોડીને (બીજા) કોઈ નેય પ્રવેશ કરવાનો અધિકાર નથી. (૯૭)

नत्वा प्रहसितोऽवादीदिष्ट्या स्वामिनि वर्धसे । चिरादायातसोत्कण्ठपवनञ्जयसंगमात् ॥९८॥

પ્રહસિત નમસ્કાર કરીને બોલ્યો, 'હે સ્વામિની? ભાગ્યયોગથી લાંબા કાળે આવેલ ઉત્કંઠાવાળા પવનંજયના સમાગમથી આપ વૃદ્ધિ પામો. (૯૮)

तस्य मित्रं प्रहसितो मन्मथस्येव माधवः । अग्रेसरोऽहमायातोऽन्वायातं विद्धि च प्रियम् ॥९९॥

કામદેવના મિત્ર વસંતની જેમ તેનો મિત્ર હું પ્રહસિત આગળ આવ્યો છું અને (મારી) પાછળ પ્રિયને આવેલા જ જાણો.' (૯૯)

अञ्जनापि जगादैवं हसितां विधिनैव माम् । मा हसीस्त्वं प्रहसित क्षणोऽयं न हि नर्मणः ॥१००॥

અંજના પણ એ પ્રમાણે બોલી (કે) હે પ્રહસિત! વિધિ વડે હાંસી જ કરાયેલ મારી તમે હાંસી ન કરો, કેમ કે આ સમય મશ્કરીનો નથી. (૧૦૦)

अथवा नैष दोषस्ते दोषो मत्पूर्वकर्मणाम् । कुलीनस्तादृशो भर्ता त्यजेन्मां कथमन्यथा ॥१०१॥

અથવા તમારો દોષ નથી. દોષ મારા પૂર્વકર્મોનો છે. અન્યથા તેના જેવો કુળવાન પતિ મને કેમ તજે? (૧૦૧)

पाणिग्रहात्प्रभृत्येव मुक्तायाः स्वामिना मम । द्वाविंशतिःसमा जग्मुर्जीवाम्यद्यापि पापिनी ॥१०२॥

સ્વામી વડે પાણિગ્રહણના સમયથી જ ત્યજાયેલ મને બાવીશ વર્ષ થઈ ગયાં, હજુ સુધી હું પાપિણી જીવું છું. (૧૦૨)

अथ संक्रान्ततद्दुःखप्राग्भारपवनञ्जयः । अन्तः प्रविश्य व्याहार्षीद्बाष्पगद्गदवागिदम् ॥१०३॥

હવે સંક્રાન્ત થયેલ તેણીના દુઃખની અતિશયતાવાળો પવનંજય અંદર પ્રવેશીને અશ્રુ વડે ગદ્દગદ્ વાણીવાળો (થયો) છતો આ પ્રમાણે બોલ્યો : (૧૦૩)

निर्दोषा दोषमारोप्य त्वमुद्वाहात्प्रभृत्यपि । अज्ञातास्यविज्ञेन मयका विज्ञमानिना ॥१०४॥

'વિવાહ સમયથી જ દોષનું આરોપણ કરીને નિર્દોષ એવી તું પોતાને જ્ઞાની માનનાર અજ્ઞાની એવા મારા વડે તિરસ્કાર કરાઈ છે. (૧૦૪)

मद्दोषादीदृशीमागा दुःसहां दुर्दशां प्रिये । मृत्युं प्राप्तापि मद्भाग्यैः स्तोकान्मुक्तासि मृत्युना ॥१०५॥

હે પ્રિયા ! મારી ભૂલથી આવી દુઃસહ દુર્દશા તું પામી છે. અને મૃત્યુને પ્રાપ્ત કરેલ પણ તું મારા ભાગ્યથી મૃત્યુ વડે થોડાથી મુકાઈ છે.' (૧૦૫)

इत्युक्तवन्तं सा नाथमुपलक्ष्य त्रपावती । पर्यंकेषामवष्टभ्याभ्युत्तस्थौ विनमन्मुखा ॥१०६॥

આ પ્રમાણે બોલી રહેલા સ્વામીને ઓળખી લજ્જાશીલ તે પલંગની ઈસનો ટેકો લઈ નમી જતા મુખવાળી છતી સન્મુખ ઊભી રહી. (૧૦૬)

लतां हस्तीव हस्तेन दोष्णा वलयितेन ताम् । आददानोऽधिपर्यङ्कं न्यषदत् पवनञ्जयः ॥१०७॥

હાથી સૂંઢ વડે જેમ લતાને (તેમ) વલયાકારે થયેલ બાહુ વડે તેણીને ગ્રહણ કરતો પવનંજય પલંગ ઉપર બેઠો. (૧૦૭)

भूयस्तां पवनोऽवोचन्मयातिक्षुद्रबुद्धिना । निरागाः खेदितासि त्वं तत्सहस्व प्रिये मम ॥१०८॥

ફરી પવનંજયે તેણીને કહ્યું (કે), 'અતિ ક્ષુદ્ર બુદ્ધિવાળા મારા વડે નિરપરાધી તું દુઃખી કરાઈ છે તેથી હે પ્રિયે! તું મને માફ કર.' (૧૦૮)

अवोचदञ्जनाप्येवं नाथ मा स्म ब्रवीरिदम् । सदैव तव दास्यस्मि क्षामणानुचिता मयि ॥१०९॥

અંજનાએ પણ એ પ્રમાણે કહ્યું, 'હે નાથ? તમે આવું ન બોલો, હું (તો) હંમેશાં તમારી દાસી જ છું. મારે વિષે ક્ષમાપના અનુચિત છે.' (૧૦૯)

निर्जगाम प्रहसितो वसन्ततिलकाप्यथ । रहःस्थयोर्हि दम्पत्योर्न छेकाः पार्श्ववर्तिनः ॥११०॥

હવે પ્રહસિત અને વસંતતિલકા (ત્યાંથી બહાર) નીકળી ગયાં કેમ કે **"પતિ-પત્ની એકાંતમાં રહ્યે છતે ચતુર પુરુષો પાસે રહેતા નથી."** (૧૧૦)

रेमाते तत्र च स्वैरमञ्जना पवनञ्जयौ । विरराम रसावेशाच्चैकयामेव यामिनी ॥१११॥

ત્યાં અંજના અને પવનંજય ઇચ્છા મુજબ ક્રીડા કરવા લાગ્યાં. (એમ) રસની આસક્તિથી જાણે રાત એક પહોરની ન હોય તેમ વ્યતીત થઈ. (૧૧૧)

प्रभातां रात्रिमालोक्य तामूचे पवनञ्जयः । जयाय कान्ते यास्यामि ज्ञास्यन्ति गुरवोऽन्यथा ॥११२॥

પ્રકાશમાન રાત્રિ જોઈને પવનંજયે તેણીને કહ્યું, 'હે પ્રિયા! હું (હવે) વિજય માટે જઈશ. અન્યથા વડિલો જાણી જશે. (૧૧૨)

**खेदं मातः परं कार्षीः सुखं तिष्ठ सखीवृता । दशास्यकृत्यं सम्पाद्य यावदायामि सुन्दरि ॥११३॥**

હે સુંદરી! હવે હું રાવણનું કાર્ય કરી જ્યાં સુધીમાં આવું છું (ત્યાં સુધી) તું ખેદ કરીશ નહિ અને સખીઓથી પરિવરેલી તું સુખપૂર્વક રહેજે.' (૧૧૩)

**साप्युवाचेति तत्कृत्यं दोष्मतः सिद्धमेव ते । कृतार्थः शीघ्रमागच्छेर्जीवन्तीं मां यदीच्छसि ॥११४॥**

તે પણ એ પ્રમાણે બોલી: 'બળવાન એવા તમારે તે કાર્ય સિદ્ધ થયેલું જ છે. (પરંતુ) જો મને જીવતી (જોવા) ઇચ્છો છો (તો) કૃતાર્થ થયેલા તમે તુરત પાછા પધારજો. (૧૧૪)

**अपरं च ऋतुस्नातास्म्यद्यैव यदि मे भवेत् । गर्भस्तत्त्वत्परोक्षेऽपवदेयुः पिशुना मयि ॥११५॥**

બીજું મેં આજે જ ઋતુસ્નાન કર્યું છે. જો મને ગર્ભ રહે તો તમારી ગેરહાજરીમાં દુર્જનો મારા વિષે ખરાબ વાતો કરશે.' (૧૧૫)

**पवनोऽप्याललापैवं शीघ्रमेष्यामि मानिनि । मय्यायाते कथं क्षुद्रावकाशो भविता त्वयि ॥११६॥**

પવનંજય પણ આ પ્રમાણે બોલ્યો: 'હે માનિની! હું તરત પાછો આવીશ. હું આવ્યે છતે તારે વિષે અધમ (પુરુષોને બોલવા)નો અવકાશ શી રીતે થશે?' (૧૧૬)

अथवा गृह्यतामेतन्मदागमनसूचकम् । मन्नामांकमंगुलीयं समये तत्प्रकाशयेः ॥११७॥
અથવા મારા આગમનને જણાવનાર, મારા નામથી અંકિત આ વીંટી તું ગ્રહણ કર. સમયે તે પ્રકાશિત કરજે. (૧૧૭)

अर्पयित्वांगुलीयं स्वमुत्पत्य पवनञ्जयः । जगाम मानससरस्तीरस्थे शिबिरे निजे ॥११८॥
પવનંજય પોતાની મુદ્રિકા આપીને આકાશમાર્ગે (ઊડીને) માનસ સરોવરના કાંઠે રહેલ પોતાની છાવણીમાં ગયો. (૧૧૮)

ततोऽपि सह सैन्येन नाकीव व्योमवर्त्मना । जगाम लंकानगरीं रावणं प्रणनाम च ॥११९॥
તે ત્યાંથી પણ સૈન્ય સાથે દેવની જેમ આકાશમાર્ગે લંકાપુરી ગયો અને રાવણને નમસ્કાર કર્યા. (૧૧૯)

रावणोऽपि प्रविश्याथ पातालं पृतनान्वितः । प्रययौ प्रतिवरुणं तरुणार्क इव त्विषा ॥१२०॥
કાંતિ વડે તરુણ સૂર્ય સમાન રાવણ પણ સેના સાથે પાતાલમાં પ્રવેશ કરીને વરુણ તરફ ગયો. (૧૨૦)

इतश्च तद्दिने गर्भं बभाराञ्जनसुन्दरी । विशेषसुन्दरीभूतसर्वावयवशालिनी ॥१२१॥
આ બાજુ વિશેષ સૌંદર્યવાળા થયેલ અવયવોથી શોભતી અજંનસુંદરીએ તે (જ) દિવસે ગર્ભને ધારણ કર્યો. (૧૨૧)

मुखमापाण्डुगण्डश्रि श्यामवक्त्रौ पयोधरौ । गतिं नितान्तमलसां नेत्रे च प्रसृतोज्ज्वले ॥१२२॥
गर्भलक्ष्माणि चान्यानि तस्या व्यक्तानि वर्ष्मणि । दृष्ट्वा केतुमती श्वश्रूः साधिक्षेपमदोऽवदत् ॥१२३॥

તેણીના શરીરમાં ફિક્કું મુખ, શોભાવાળા ગાલ, શ્યામ મુખવાળા પયોધર, અતિમંદ ગતિ, વિશાળ અને ઉજ્જવળ નેત્રો (આ) અને બીજાં સ્પષ્ટ ગર્ભનાં ચિહ્નો જોઈને કેતુમતી સાસુ અવજ્ઞાપૂર્વક આમ બોલી : (૧૨૨–૧૨૩)

हले किमिदमाचारीः कुलद्वयकलङ्ककृत् । देशान्तरगते पत्यौ पापे यदुदरिण्यभूः ॥१२४॥

'અરે પાપિણી ! પતિ દેશાન્તર ગયે છતે જે તું ગર્ભિણી થઈ છે (તો) બંને કુળને કલંકિત કરનારું આ તેં શું આચર્યું છે ? (૧૨૪)

स्वपुत्रे त्वदवज्ञायामज्ञाप्यज्ञानदोषिता । इयच्चिरं त्वमस्माभिर्न हि ज्ञातासि पांसुला ॥१२५॥

તારી અવજ્ઞામાં (હું) મારા પુત્રમાં અજ્ઞાનદોષયુક્તપણું જાણતી હતી, કેમ કે આટલા લાંબા કાળ સુધી તું વ્યભિચારિણી છે (એમ) અમે જાણ્યું ન હતું.' (૧૨૫)

एवं निर्भर्त्सिता श्वश्वा साश्रुरञ्जन सुन्दरी । पत्युरागमचिह्नं तदंगुलीयमदर्शयत् ॥१२६॥

એ પ્રમાણે સાસુ વડે તિરસ્કારાયેલ અંજનસુંદરીએ આંસુ સાથે પતિના આગમનના ચિહ્ન રૂપ તેની મુદ્રિકા દેખાડી. (૧૨૬)

सा लज्जानम्रमुख्येवं श्वश्वो भूयोऽप्यभर्त्स्यत । यस्तेऽग्रहीन्न नामापि कथं ते तेन संगमः ॥१२७॥

સાસુ વડે લજ્જાથી નીચા મુખવાળી તે ફરીથી પણ આ પ્રમાણે તિરસ્કાર કરાઈ (કે) 'તારું જે નામ પણ લેતો ન હતો તે (પવનંજય)ની સાથે તારો સમાગમ શી રીતે થાય ? (૧૨૭)

अंगुलीयकमात्रेण प्रतारयसि नः कथम् । प्रतारणाप्रकारान् हि बहूञानन्ति पांसुलाः ॥१२८॥

મુદ્રિકા માત્રથી તું અમને કેમ છેતરે છે ? કેમ કે વ્યભિચારિણીઓ છેતરવાના ઘણા પ્રકારો જાણતી હોય છે. (૧૨૮)

मद्गृहादद्य निर्गच्छ गच्छ स्वच्छन्दचारिणि । पितुर्वेश्मनि मात्र स्थाः स्थानमेतन्न हीदृशम् ॥१२९॥

હે સ્વચ્છંદાચારી ! તું મારા ઘરમાંથી આજે (જ) નીકળી જા, (અને) (તારા) બાપને ઘેર જા, અહીં ન રહે કેમ કે આ સ્થાન એવું નથી.' (૧૨૯)

तर्जयित्वाञ्जनामेवं नेतुं पितृनिकेतने । आदिक्षदारक्षनरान्निःकृपा राक्षसीव सा ॥१३०॥

એ પ્રમાણે અંજનાને તર્જના કરીને નિર્દય રાક્ષસી જેવી તેણીએ રક્ષક મનુષ્યોને (તેને તેના) પિતાને ઘેર લઈ જવા આદેશ કર્યો. (૧૩૦)

तां च ते यानमारोप्य वसन्ततिलकान्विताम् । महेन्द्रनगरोपान्ते नीत्वामुञ्चन्नुदश्रवः ॥१३१॥

વસંતતિલકા સાથે તેને વાહન (રથ)માં બેસાડીને મહેન્દ્રનગરની સમીપમાં લઈ જઈ અશ્રુ ઝરતાં (રડતાં) તેઓએ મૂકી દીધી. (૧૩૧)

तां मातृवन्नमस्कृत्य क्षमयित्वा च ते ययुः । स्वामिवत्स्वाम्यपत्येऽपि सेवकाः समवृत्तयः ॥१३२॥

માતાની જેમ તેણીને નમસ્કાર કરીને ક્ષમાપના કરી તે ચાલ્યા ગયા. **" સેવકો સ્વામીની જેમ સ્વામીના સંતાન ઉપર પણ સમવૃત્તિવાળા હોય છે."** (૧૩૨)

तद्दुःखदुःखित इव तदा चास्तमगाद्रविः । सन्तः सतां न विपदं विलोकयितुमीश्वराः ॥१३३॥

જાણે તેણીના દુઃખથી દુઃખી થયેલ (ન હોય તેમ) સૂર્ય (પણ) તે વખતે અસ્ત થયો. **"સજ્જનો સત્પુરુષોની આપત્તિ જોઈ શકવા સમર્થ નથી."** (૧૩૩)

घूकानां घोरघूत्कारैः फेत्कारैः फेरुयोषिताम् । क्रन्दितैर्वृकवृन्दानां श्वाविधां विविधैः स्वनैः ॥१३४॥
तुमुलैः पिंगलानां च संगीतैरिव रक्षसाम् । स्फुटत्कर्णेव सा कष्टं तां जाग्रत्यनयन्निशाम् ॥१३५॥

ઘુવડોના ભયંકર ઘૂત્કારોથી, શિયાળણીઓના ફેત્કારોથી, વરુઓના સમૂહના આક્રંદનોથી, શાહુડીઓના વિધવિધ અવાજોથી અને રાક્ષસોના સંગીત જેવા નોળિયાઓનાં કોલાહલવાળાં યુદ્ધોથી જાણે ફૂટી જતા કર્ણવાળી (ન હોય તેમ) તેણીએ તે રાત્રિ જાગતાં કષ્ટપૂર્વક પસાર કરી. (૧૩૪–૧૩૫)

प्रातरुत्थाय सा दीना शालीनेव ह्रिया शनैः । ययौ पितृगृहद्वारे भिक्षुकीवापरिच्छदा ॥१३६॥

પ્રાતઃકાળે ઊઠીને નિર્લજ્જની જેમ તે બિચારી ભિક્ષુકિણીની જેમ પરિવાર વિનાની (અંજના) લજ્જાથી ધીમે ધીમે પિતાના ગૃહદ્વારે ગઈ. (૧૩૬)

दृष्ट्वा ससंभ्रमस्तां च प्रतीहारोऽनुयुज्य च । अवस्थां तादृशीं सख्याख्यातां राज्ञे व्यजिज्ञपत् ॥१३७॥

તેણીને જોઈને સંભ્રમ સહિત દ્વારપાળે પૂછીને સખી વડે કહેવાયેલી તેવી અવસ્થા રાજાને જણાવી. (૧૩૭)

लज्जानतश्यामसुखो राजाप्येवमचिन्तयत् । अचिन्त्यं चरितं स्त्रीणां ही विपाको विधेरिव ॥१३८॥

લજ્જા વડે અવનત અને શ્યામ મુખવાળો રાજા પણ એ પ્રમાણે ચિંતવવા લાગ્યો: ખરેખર વિધિના વિપાકની જેમ સ્ત્રીઓનું આચરણ (પણ) અચિન્ત્ય છે. (૧૩૮)

इयं कुलकलंकाय कुलटा गृहमागता । अञ्जनाञ्जनलेशोऽपि दूषयत्यंशुकं शुचि ॥१३९॥

કુલને કલંક લગાડવા આ કુલટા અંજના ઘરે આવી છે. (કેમ કે) અંજનનો અંશ પણ સ્વચ્છ વસ્ત્રને દૂષિત કરે (જ) છે. (૧૩૯)

इति चिन्ताप्रपन्नं तमप्रसन्नीभवन्मुखः । प्रसन्नकीर्तिस्तनयो नयनिष्ठोऽब्रवीदिति ॥१४०॥

આમ ચિંતામાં પડી ગયેલ તેમને અપ્રસન્ન થતા મુખવાળો, નીતિવાન પુત્ર પ્રસન્નકીર્તિ આ પ્રમાણે કહેવા લાગ્યો : (૧૪૦)

द्रुतं निर्वास्यतामेषा दूषितं ह्यनया कुलम् । अहिदष्टांगुलिः किं न छिद्यते बुद्धिशालिना ॥१४१॥

'આને તરત બહાર કાઢો, કેમ કે એણે કુલને દૂષિત કર્યું છે. બુદ્ધિશાળી વડે સર્પદંશ કરાયેલ આંગળી શું છેદાતી નથી?' (૧૪૧)

अथावोचन् महोत्साहो नाम मंत्रीति भूपतिम् । श्वश्रूदुःखे दुहितॄणां शरणं शरणं पितुः ॥१४२॥

એ વખતે મહોત્સાહ નામે મંત્રી રાજાને કહેવા લાગ્યો: 'સાસુ તરફથી દુઃખમાં પુત્રીઓને પિતાનું શરણ (જ) શરણરૂપ છે. (૧૪૨)

किञ्च केतुमती श्वश्रूर्निर्दोषामप्यमूं प्रभो । निर्वासयेदपि क्रूरा दोषमुत्पाद्य कञ्चन ॥१४३॥

હે પ્રભુ! વળી નિર્દય કેતુમતી સાસુએ નિર્દોષ એવી પણ આ (અંજના)ને કોઈ દોષ ઊભો કરીને પણ કાઢી મૂકી હોય! (૧૪૩)

व्यक्तिर्यावद्भवेद्दोषादोषयोस्तावदत्र हि । प्रच्छन्नं पाल्यतामेषा स्वपुत्रीति कृपां कुरु ॥१४४॥

(તેથી) જ્યાં સુધી દોષ–નિર્દોષની સ્પષ્ટતા (ન) થાય ત્યાં સુધી આ આપની પુત્રી અહીં જ ગુપ્ત રીતે રક્ષણ કરાય એવી કૃપા કરો.' (૧૧૪)

राजापीत्यवदच्छ्वश्रूः सर्वत्र भवतीदृशा। ईदृशं चरितं तु स्याद् वधूनां न हि कुत्रचित् ॥१४५॥

રાજા પણ એમ બોલ્યો: 'સાસુ સર્વ ઠેકાણે આવી હોય છે, પણ વધૂઓનું આવું આચરણ ક્યાંય હોય નહિ. (૧૪૫)

किञ्च संशृणमहेऽग्रेऽपि द्वेष्येयं पवनस्य यत् । गर्भः सम्भाव्यतेऽमुष्याः पवनादेव तत्कथम् ॥१४६॥

વળી આગળ પણ સાંભળ્યું હતું કે આ પવનંજયને દ્વેષના વિષય રૂપ છે તો પવનંજયથી જ આને ગર્ભ શી રીતે સંભવી શકે? (૧૪૬)

सर्वथा दोषवत्येषा साधु निर्वासिता तया । निर्वास्यतामितोऽपि द्राक् पश्यामस्तन्मुखं न हि ॥१४७॥

સર્વ રીતે દોષવાળી આ તે (સાસુ) વડે યોગ્ય રીતે કાઢી મુકાયેલ છે. (અને) અહીંથી પણ તરત કાઢી મૂકો કે (જેથી) તેણીના મુખને આપણે જોઈએ નહિ.' (૧૪૭)

इत्थं राजाज्ञया द्वाःस्थो निरवासयदञ्जनाम् । जनैरपि कृताक्रन्दैर्दीनास्यैः कष्टमीक्षिताम् ॥१४८॥

આવી રાજાજ્ઞાથી દીનમુખે આક્રંદન કરી રહેલા લોકોથી પણ કષ્ટપૂર્વક જોવાયેલી અંજનાને દ્વારપાળે કાઢી મૂકી .(૧૪૮)

क्षुधिता तृषिता श्रान्ता निःश्वसन्त्यश्रुवर्षिणी । दर्भविद्धपदासृग्भी रञ्जयन्ती महीतलम् ॥१४९॥

पदे पदे प्रस्खलन्ती विश्राम्यन्ती तरौ तरौ । सह सख्याञ्जनाचालीद्रोदयन्ती दिशोऽपि हि ॥१५०॥

ભૂખી, તરસી, થાકી ગયેલી, નિશાસા મૂકતી, અશ્રુ ઝરતી, દર્ભથી વિંધાયેલ પગના લોહીથી પૃથ્વીતળને રંગતી, પગલે પગલે સ્ખલના પામતી, તરુએ તરુએ વિશ્રામ લેતી, ખરેખર દિશાઓને પણ રડાવતી અંજના સખી સાથે ચાલી નીકળી. (૧૪૯–૧૫૦)

यत्र यत्र पुरे ग्रामे सागच्छत्तत्र तत्र च । पूर्वायातनृपपुंभिर्निषेधान्नासदत् स्थितिम् ॥१५१॥

જે જે નગર અને ગામમાં તે ગઈ ત્યાં ત્યાં પૂર્વે આવી ગયેલ રાજપુરુષો વડે નિષેધ કરવાથી સ્થિરતા પામી શકી નહિ. (૧૫૧)

पर्यटन्ती तु सा प्राप कामप्येकां महाटवीम् । गिरिकुञ्जे तरोर्मूले निषद्य विललाप च ॥१५२॥

ચારે તરફ ભટકતી તે કોઈ એક મહા અટવીમાં આવી પહોંચી અને ગિરિકુંજમાં વૃક્ષતલે બેસી વિલાપ કરવા લાગી. (૧૫૨)

अहो मे मन्दभाग्याया गुरूणामविचारतः । अग्रे दण्डोऽभवत्पश्चादपराधविवेचनम् ॥१५३॥

અરે .... મંદ ભાગ્યવાળી મારે વડિલોના સત્ય નિર્ણયના અભાવે પહેલાં દંડ થયો (અને) પછી અપરાધનું વિવેચન થયું. (૧૫૩)

साधु केतुमति कुलकलंको रक्षितस्त्वया । त्वयापि सम्बन्धिभयात्तात साधु विचारितम् ॥१५४॥

હે કેતુમતી (સાસુ) ! તારા વડે કુલમાં કલંક સારી રીતે રક્ષણ કરાયું. (વળી) હે પિતાજી તમારા વડે સંબંધીઓના ભયથી સારો વિચાર કરાયો. (૧૫૪)

दुःखितानां हि नारीणां माताश्वासनकारणम् । पतिच्छंदजुषा मातस्त्वयाप्यहमुपेक्षिता ॥१५५॥

દુઃખી સ્ત્રીઓને માતા જ આશ્વાસનનું સાધન છે (છતાં) હે માતા ! પતિની ઇચ્છાને અનુસરનારી તારા વડે પણ હું ઉપેક્ષા કરાઈ ? (૧૫૫)

भ्रातर्दोषोऽपि नास्त्येव ताते जीवति ते ननु । नाथ त्वयि च दूरस्थे जज्ञे सर्वोऽप्यरिर्मम ॥१५६॥

હે ભાઈ ! પિતા જીવતે છતે તારોય દોષ નથી જ. હે નાથ ! તમે દૂર થયે છતે બધાં જ મારા શત્રુ થયાં છે. (૧૫૬)

सर्वथा स्त्री विना नाथं मैकाहमपि जीवतु । यथाहमेका जीवामि मन्दभाग्यशिरोमणिः ॥१५७॥

સર્વથા સ્વામી વિના સ્ત્રી એક દિવસ પણ ન જીવો (કે) જેમ મંદ ભાગ્યશિરોમણિ હું એક જીવું છું. (૧૫૭)

विलपन्त्यञ्जना सख्या निन्ये संबोध्य चाग्रतः । ददर्शान्तर्गुहं ध्यानस्थं चामितगतिं मुनिम् ॥१५८॥

(આ રીતે) વિલાપ કરતી અંજના સખી વડે સમજાવીને આગળ લઈ જવાઈ, (ત્યાં) ગુફાની અંદર ધ્યાનમાં રહેલ અમિતગતિ મુનિને જોયા. (૧૫૮)

चारणश्रमणं तं च प्रणम्य विनयेन ते । निषेदतुः पुरो भूमौ सोऽपि ध्यानमपारयत् ॥१५९॥

તે બંને તે ચારણમુનિને નમસ્કાર કરીને વિનયપૂર્વક ભૂમિ ઉપર સન્મુખ બેઠી (એટલે) તેમણે (મુનિરાજે) પણ ધ્યાન પૂર્ણ કર્યું (૧૫૯)

मनश्चिन्तितकल्याणमहारामैकसारणिम् । धर्मलाभाशिषं सोऽदात्करमुन्नम्य दक्षिणम् ॥१६०॥

તેમણે જમણો હાથ ઊંચો કરીને મનમાં ચિંતવેલ કલ્યાણ રૂપ મહાઉદ્યાનની નીક સમાન 'ધર્મલાભ' (રૂપ) આશિષ આપી. (૧૬૦)

नमस्कृत्य पुनर्भक्त्या वसन्ततिलका तु सा । सर्वमप्यञ्जनादुःखमाचख्यौ मूलतोऽपि हि ॥१६१॥

ફરી પણ તે વસંતતિલકાએ ભક્તિપૂર્વક નમસ્કાર કરીને અંજનાનું દુઃખ બધુંય મૂળથી જ કહી બતાવ્યું. (૧૬૧)

कोऽस्या गर्भेऽभवत्केन कर्मणा चेदृशीं दशाम् । संप्राप्तैषेति तत्सख्या पृष्टः स मुनिरब्रवीत् ॥१६२॥

આના ગર્ભમાં કોણ (ઉત્પન્ન) થયેલ છે? અને આ કયા કર્મ (ના ઉદય)થી આવી અવસ્થા પામી એમ તે (અંજના)ની સખી વડે પુછાયેલ તે મુનિ બોલ્યા: (૧૬૨)

अस्यैव जम्बूद्वीपस्य क्षेत्रे भरतनामनि । मन्दरे नगरे नाम्ना प्रियनंदीत्यभूद्वणिक् ॥१६३॥

"આ જ જંબૂદ્વીપના ભરત નામના ક્ષેત્રમાં મંદરનગરમાં પ્રિયનંદી એ નામે વણિક હતો." (૧૬૩)

जयानाम्न्यां च जायायां तस्याजायत नन्दनः । दमयन्तः प्रियदमः कलानां निधिरिंदुवत् ॥१६४॥

તેને જયા નામે પત્ની દ્વારા (ઇન્દ્રિયોનું) દમન છે પ્રિય જેને એવો ચંદ્ર જેવો કલાનો ભંડાર દમયંત (નામે) પુત્ર થયો. (૧૬૪)

क्रीडन् सोऽन्येद्युरुद्याने स्वाध्यायध्यानतत्परान् । ददर्श साधूंस्तेभ्यश्च धर्मं शुश्राव शुद्धधीः ॥१६५॥

એક વખત ઉદ્યાનમાં ક્રીડા કરતાં તેણે સ્વાધ્યાય અને ધ્યાનમાં તત્પર એવા સાધુઓને જોયા અને તેમની પાસેથી શુદ્ધ બુદ્ધિવાળા (તેણે) ધર્મ સાંભળ્યો. (૧૬૫)

सम्यक्त्वं नियमांश्चाथ जग्राह विविधानसौ । यथोचितं च साधुभ्यो ददौ दानमनिन्दितम् ॥१६६॥

એથી એણે સમ્યક્ત્વ અને વિવિધ પ્રકારના નિયમો ગ્રહણ કર્યા અને સાધુઓને અનિંદિતપણે યથાયોગ્ય દાન આપવા લાગ્યો. (૧૬૬)

तपः संयमनिष्ठोऽसौ विपद्य क्रमयोगतः । अभूत्कल्पे द्वितीयस्मिन्नमरः परमर्द्धिकः ॥१६७॥

તપ અને સંયમમાં લીન એવો આ (દમયંત) ક્રમયોગે મરીને બીજા દેવલોકમાં પરમ ઋદ્ધિવાળો દેવ થયો. (૧૬૭)

च्युत्वा ततो जम्बूद्वीपे मृगांकनगरेशितुः । प्रियंगुलक्ष्म्यां पुत्रोऽभूद्धरिचन्द्रमहीपतेः ॥१६८॥

ત્યાંથી ચ્યવીને જંબૂદ્વીપમાં મૃગાંકનગરના સ્વામી હરિચન્દ્ર રાજાને પ્રિયંગુલક્ષ્મી (રાણી) દ્વારા પુત્ર થયો. (૧૬૮)

सिंहचन्द्र इति ख्यातो जैनं धर्मं प्रपद्य सः । विपद्य क्रमयोगाच्च देवभूश्त्वमुपेयिवान् ॥१६९॥

સિંહ ચંદ્ર એ (નામે) ખ્યાતિ પામેલ તે જૈન ધર્મ સ્વીકારી ક્રમયોગે મૃત્યુ પામી દેવલોકમાં ગયો. (૧૬૯)

च्युत्वा चात्रैव वैताढ्ये नगरे वारुणेऽभवत् । सुकण्ठराजकनकोदर्योस्तुक् सिंहवाहनः ॥१७०॥

(ત્યાંથી) ચ્યવીને અહીં જ વૈતાઢ્ય ઉપર વારુણ (નામના) નગરમાં સુકંઠ રાજા અને કનકોદરીનો સિંહવાહન (નામે) પુત્ર થયો. (૧૭૦)

भुक्त्वा स सुचिरं राज्यं तीर्थे श्रीविमलप्रभोः । लक्ष्मीधरमुनेः पादमूले व्रतमुपाददे ॥१७१॥

અતિ દીર્ઘકાળ રાજ્ય ભોગવીને તેણે શ્રી વિમલપ્રભુના શાસનમાં શ્રી લક્ષ્મીધર મુનિના ચરણતળે વ્રત સ્વીકાર્યું. (૧૭૧)

दुस्तपं स तपस्तप्त्वा मृत्वाभूल्लान्तके सुरः । च्युत्वा ततोऽस्यास्त्वत्सख्या उदरे समवातरत् ॥१७२॥

તે દુષ્કર તપ કરી મૃત્યુ પામી લાંતક (દેવલોક)માં દેવ થયો. ત્યાંથી ચ્યવીને આ તારી સખી (અંજના)ના ઉદરમાં અવતર્યો છે. (૧૭૨)

गुणानामालयश्चायं दोष्मान् विद्याधरेश्वरः । पुत्रश्चरमदेहोऽस्या अनवद्यो भविष्यति ॥१७३॥

આ (અંજના)નો આ પુત્ર ગુણોનું સ્થાન, પરાક્રમી, પાપ રહિત (અને) ચરમશરીરી વિદ્યાધર રાજા થશે. (૧૭૩)

अन्यच्च कनकपुरे नगरेऽभून्नरेश्वरः। नामतः कनकरथो महारथशिरोमणिः ॥१७४॥
વળી કનકપુર નગરમાં મહારથીઓમાં શિરોમણિ કનક રથ નામે રાજા હતો. (૧૭૪)

पत्न्यौ तस्य च कनकोदरी लक्ष्मीवतीति च। अत्यन्तश्राविका तत्र लक्ष्मीवत्यभवत् सदा ॥१७५॥
તેને કનકોદરી અને લક્ષ્મીવતી એમ બે સ્ત્રીઓ હતી, તેમાં લક્ષ્મીવતી હંમેશાં અત્યંત (શ્રદ્ધાળુ) શ્રાવિકા હતી. (૧૭૫)

गृहचैत्ये रत्नमयं जिनबिम्बं विधाय सा। अपूजयदवंदिष्ट प्रत्यहं कालयोर्द्वयोः ॥१७६॥
તેણી ઘરમંદિરમાં રત્નમય જિનબિંબ ભરાવીને હંમેશાં ઉભયકાળે પૂજન કરતી હતી અને વંદન કરતી હતી. (૧૭૬)

मात्सर्यात्कनकोदर्या हृत्वार्हत्प्रतिमा तु सा। चिक्षिपेऽवकरस्यान्तरपवित्रे हताशया ॥१७७॥
પરંતુ ઈર્ષ્યાભાવથી હતાશ થયેલ કનકોદરીએ તે જિનપ્રતિમા હરી લઈ અપવિત્ર કચરા (ઉકરડા)માં નાખી દીધી. (૧૭૭)

जयश्रीर्नाम गणिनी विहरन्त्यागता तदा। तद्दृष्ट्वा तामुवाचैवमकार्षीः किमिदं शुभे ॥१७८॥
જયશ્રી નામે સાધ્વીજી વિહાર કરતાં (ત્યાં) આવ્યાં ત્યારે તે જોઈ તે (કનકોદરી)ને એમ કહ્યું, 'હે શુભે! તેં આ શું કર્યું?' (૧૭૮)

भगवत्प्रतिमामत्र प्रक्षिपन्त्या त्वया कृतः। अनेकभवदुःखानामात्मायं हन्त भाजनम् ॥१७९॥

ખેદની વાત છે કે 'અરિહંત પ્રતિમા અહીં નાખી દેતાં તારા વડે આત્મા અનેક ભવમાં દુઃખોનું સ્થાન કરાયો છે.' (૧૭૯)

इत्युक्ता सानुतापा सा गृहीत्वा प्रतिमां ततः। प्रमृज्य क्षमयित्वा च यथास्थानं न्यवेशयत् ॥१८०॥

એ પ્રમાણે કહેવાયેલ પશ્ચાત્તાપથી યુક્ત તેણીએ ત્યાંથી પ્રતિમાજીને ગ્રહણ કરી, શુદ્ધ કરી અને ક્ષમાપના કરીને યોગ્ય સ્થાને પધરાવ્યા. (૧૮૦)

तदादि सम्यक्त्वधरा जैनं धर्मं प्रपाल्य च। काले विपद्य सौधर्मे कल्पे सा देव्यजायत ॥१८१॥

ત્યારથી સમ્યકત્વધારિણી તે જૈન ધર્મનું પાલન કરી કાળે મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં દેવી થઈ. (૧૮૧)

च्युत्वा ततो महेन्द्रस्याभूत्सुतेयं सखी तव। अस्यास्तदर्हदर्चाया दुःस्थानक्षेपजं फलम् ॥१८२॥

ત્યાંથી ચ્યવી આ તારી સખી મહેન્દ્ર (રાજા)ની પુત્રી થઈ છે. આને અરિહંત પ્રતિમાને દુઃસ્થાનમાં નાખવાથી પ્રાપ્ત થયેલ તે (અશુભ) ફળ છે. (૧૮૨)

अस्यास्तस्मिन्भवे जामिस्त्वमभूस्तस्य कर्मणः। अनुमन्त्री च तत्पाकमनुभुङ्क्षेऽनया सह ॥१८३॥

તે ભવમાં તે કાર્યને અનુમોદન આપનારી તું તેણીની બહેન હતી (તેથી) તે (કર્મ)ના વિપાકને તેણીની સાથે તું ભોગવે છે. (૧૮૩)

भुक्तप्रायमिदं चास्यास्तस्य दुःकर्मणः फलम् । गृह्यतां जिनधर्मस्तच्छुभोदर्को भवे भवे ॥१८४॥

તે દુષ્ટ કર્મનું આ ફળ આને લગભગ ભોગવાઈ ગયું છે તેથી (હવે) ભવોભવમાં સારા પરિણામ (ફળ)વાળો જિનધર્મ ગ્રહણ કરો. (૧૮૪)

आयातो मातुलोऽकस्मादेतां नेता स्ववेश्मनि । मेलकश्चाचिरात्पत्या सहैतस्या भविष्यति ॥१८५॥

અકસ્માત્ આવી ચડેલ મામા આ (અંજના)ને પોતાને ઘેર લઈ જશે, અને આનો પતિ સાથે મેળાપ (પણ) જલદીથી થશે.' (૧૮૫)

एवमुक्त्वार्हते धर्मे स्थापयित्वा च ते उभे । समुत्पपात च नभसा स मुनीन्द्रः खगेन्द्रवत् ॥१८६॥

એ પ્રમાણે કહીને તે બંનેને આર્હત ધર્મમાં સ્થિર કરીને તે મુનીન્દ્ર વિદ્યાધરપતિની જેમ આકાશમાર્ગે ચાલ્યા ગયા. (૧૮૬)

अथ पुच्छच्छटाच्छोटैः स्फोटयन्तमिवावनिम् । बूत्कारपूर्वदिक्कुञ्जं कुञ्जरासृक्करालितम् ॥१८७॥
दीपायमाननयनं वज्रकन्दाभदंष्ट्रिकम् । क्रकचक्रूरदशनं ज्वालासोदरकेसरम् ॥१८८॥
लोहांकुशोपमनखं शिलासदृगुरःस्थलम् । पञ्चाननयुवानं ते समायान्तमपश्यताम् ॥१८९॥

ત્યાર બાદ તે બંનેએ વારંવાર પુચ્છના પછાડવા વડે જાણે પૃથ્વીને ફોડી નાખતો ન હોય તેવા બૂત્કારોથી પૂરી દીધાં છે દિશાઓનાં કુંજો જેણે એવા, હાથીઓના લોહી વડે વિકરાળ, દીપક જેવાં (દેદીપ્યમાન) નયનોવાળા,

વજ્રના કંદ સમાન દાઢોવાળા, કરવત જેવા ક્રૂર (તીક્ષ્ણ) દાંતોવાળા, (અગ્નિ) જ્વાળા જેવી કેશવાળીવાળા, લોહાન અંકુશ સમાન નખવાળા, શિલા સમાન ઉરઃસ્થળવાળા એવા યુવાન સિંહને સામે આવતો જોયો. (૧૮૭-૧૮૮-૧૮૯)

ततो वेपथुमत्यौ ते विविक्षू इव भूतलम् । कांदिशीके हरिणिके इव यावदतिष्ठताम् ॥१९०॥

मणिचूलाभिधस्तावद् गन्धर्वस्तद्गुहाधिपः । विकृत्य शारभं रूपं तं पञ्चास्यमनाशयत् ॥१९१॥

તેથી કંપતાં તે બંને જાણે પૃથ્વીતળમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળાં (ન હોય તેમ) ભયભીત હરણીની જેમ જેટલામાં સ્થિર થયાં તેટલામાં તે ગુફાના સ્વામી મણિચૂલ નામે ગંધર્વે અષ્ટાપદનું રૂપ વિકુર્વી તે સિંહનો નાશ કર્યો. (૧૯૦-૧૯૧)

संहृत्य शारभं रूपं स्वं रूपं प्रतिपद्य च । तयोः प्रमोदाय जगौ सप्रियोऽर्हद्गुणस्तुतिम् ॥१९२॥

(ત્યાર બાદ) અષ્ટાપદના રૂપને સંહરીને અને પોતાના રૂપને પ્રાપ્ત કરી તે બંનેના આનંદ માટે (પોતાની) પત્ની સાથે (તે) અર્હદ્ગુણની સ્તુતિ ગાવા લાગ્યો. (૧૯૨)

तेन चामुक्तसान्निध्ये गुहायां तत्र सुस्थिते । मुनिसुव्रतदेवार्चां स्थापयित्वार्चतः स्म ते ॥१९३॥

(તેથી) તેની સાથે નહિ મુકાયેલ નિકટતાવાળાં તે બંને તે ગુફામાં સારી રીતે રહ્યાં અને મુનિસુવ્રત પ્રભુની પ્રતિમા સ્થાપન કરી પૂજવા લાગ્યાં. (૧૯૩)

अन्येद्युः सुषुवे तत्र सिंही सिंहमिवोत्कटम् । कुलिशांकुशचक्रांकपादं तनयमञ्जना ॥१९४॥

ત્યાં એક દિવસ સિંહણ જેમ સિંહને (જન્મ આપે તેમ) ચરણમાં વજ્ર, અંકુશ અને ચક્રના ચિહ્નવાળા પરાક્રમી પુત્રને અંજનાએ જન્મ આપ્યો. (૧૯૪)

तस्याश्च सूतिकर्माणि वसन्ततिलकाकरोत् । स्वयं समाहृतैर्हर्षवशादेधोजलादिभिः ॥१९५॥

વસંતતિલકાએ હર્ષના વશથી જાતે લાવેલ બળતણ-જલ વગેરેથી તેણીનું પ્રસૂતિકાર્ય કર્યું. (૧૯૫)

आरोप्य सुतमुत्सङ्गे दुःखिताञ्जनसुन्दरी । उदश्रुवदनारोदीद्रोदयन्तीव तां गुहाम् ॥१९६॥

(તે વખતે) પુત્રને ઉત્સંગમાં ધારણ કરી અશ્રુ ઝરતા મુખવાળી, દુઃખિત અંજનાસુંદરી તે ગુફાને જાણે રડાવતી (ન હોય તેમ) રડી પડી : (૨૯૬)

महात्मन्नत्र विपिने तव जातस्य कीदृशम् । जन्मोत्सवं करोम्येषा वराकी पुण्यवर्जिता ॥१९७॥

"હે મહાત્મા ! આ જંગલમાં જન્મેલા તમારો આ પુણ્યહીન ગરીબડી હું કેવો જન્મોત્સવ કરું ?" (૧૯૭)

एवं तां रुदतीं प्रेक्ष्य समुपेत्य च खेचरः । प्रतिसूर्यो मधुरगीरपृच्छद् दुःखकारणम् ॥१९८॥

આ પ્રમાણે તેને રડતી જોઈને પાસે આવી મધુરવાણીવાળા પ્રતિસૂર્ય વિદ્યાધરે દુઃખનું કારણ પૂછયું. (૧૯૮)

अथाविवाहादापुत्रजन्माचख्यावशेषतः । अञ्जनाया दुःखहेतुं बाष्पायितमुखी सखी ॥१९९॥

એથી અશ્રુપૂર્ણ મુખવાળી સખી (વસંતતિલકા)એ અંજનાના વિવાહથી પુત્રજન્મ સુધીનું સંપૂર્ણ દુઃખનું કારણ કહી બતાવ્યું. (૧૯૯)

सद्यो रुदन् सोऽप्यवादीदहं हनुपुरेश्वरः । एषोऽस्मि सुन्दरीमाला कुक्षिभूश्चित्रभानुजः ॥२००॥
भ्राता मानसवेगाख्यस्त्वज्जनन्याश्च बालिके। दिष्ट्या त्वां दृष्टवानस्मि जीवन्तीमाश्वसिह्यतः ॥२०१॥

તરત જ રડતાં (રડતાં) તે પણ બોલ્યો (કે) "આ હું સુંદરીમાલાની કુક્ષિમાં ઉત્પન્ન થયેલો ચિત્રભાનુનો પુત્ર હનુપુરનગરનો રાજા છું અને હે બાલિકા! માનસવેગા નામે તારી માતાનો ભાઈ છું. ભાગ્યથી તને જીવતી જોઈ છે એથી (હવે) ધીરજ ધર." (૨૦૦–૨૦૧)

तं मातुलं विदित्वा साप्यरोदीदधिकाधिकम् । पुनर्नवीभवेत्प्रायो दुःखमिष्टावलोकनात् ॥२०२॥

તેને મામો જાણી તે પણ અધિક અધિક રડવા લાગી. **'પ્રાયઃ ઇષ્ટજનને જોવાથી દુઃખ ફરી (ફરી) નવું (તાજું) થાય.'** (૨૦૨)

रुदन्तीं वारयित्वा तां प्रतिसूर्यः सहागतम् । सूनोर्जन्मादि पप्रच्छ दैवज्ञमथ सोऽवदत् ॥२०३

તેણીને રડતી રોકીને પ્રતિસૂર્યે સાથે આવેલા નૈમિત્તિકને પુત્રના જન્માદિ પૂછ્યાં–એથી તે (દૈવજ્ઞ) બોલ્યો : (૨૦૩)

भाव्यवश्यं महाराजो भवे चात्रैव सेत्स्यति । शुभग्रहबले लग्ने जातोऽयं पुण्यभाक् शिशुः ॥२०४॥

શુભ ગ્રહોથી બળવાન લગ્નમાં જન્મેલો આ પુણ્યશાળી બાળક અવશ્ય મહારાજા થશે અને આ ભવમાં જ મોક્ષે જશે. (૨૦૪)

तथाहि सुतिथिरियं चैत्रस्य बहुलाष्टमी । नक्षत्रं श्रवणं स्वामी वासरस्य विभावसुः ॥२०५॥

आदित्यो वर्त्तते मेषे भवनं तुङ्गमाश्रितः । चन्द्रमा मकरे मध्ये भवने समवस्थितः ॥२०६॥
लोहिताङ्गो वृषे मध्ये मध्ये मीने विधोः सुतः । कुलीरे धिषणोऽत्युच्चैरध्यास्य भवनं स्थितः ॥२०७॥
मीने दैत्यगुरुस्तुङ्गस्तस्मिन्नेव शनैश्चरः । मानलग्नोदये ब्रह्मयोगे सर्वमिदं शुभम् ॥२०८॥

તે આ પ્રમાણે : ચૈત્ર માસની આ કૃષ્ણાષ્ટમી ઉત્તમ તિથિ છે. શ્રવણ નક્ષત્ર છે. દિવસનો સ્વામી સૂર્ય છે. ઉચ્ચ ભવનમાં રહેલ સૂર્ય મેષ (રાશિ)માં વર્તે છે, ચંદ્રમા મકર (રાશિ)માં મધ્યભવનમાં રહેલ છે. મંગળ વૃષભ (રાશિ)માં મધ્યમાં (અને) ચંદ્રનો પુત્ર (બુધ ગ્રહ) મીન (રાશિ)માં મધ્યમાં (રહેલ છે) (અને) બૃહસ્પતિ કર્ક રાશિમાં અતિ ઉચ્ચ ભવનનો આશ્રય કરીને રહ્યો છે. દૈત્ય ગુરુ (શુક્ર) મીન રાશિમાં ઉચ્ચ છે. અને તે (મીન)માં જ મીન લગ્નોદયે બ્રહ્મયોગમાં શનિ (રહેલ) છે. આ બધું શુભ છે. (૨૦૫ થી ૨૦૮)

प्रतिसूर्योऽथ यामेयीं ससखीं सात्मजां च ताम् । विमानवरमारोप्य प्रतस्थे स्वपुरं प्रति ॥२०९॥

હવે પ્રતિસૂર્યે સખી અને પુત્ર સહિત તે ભાણેજી (અંજના) ને શ્રેષ્ઠ વિમાનમાં બેસાડીને પોતાના નગર પ્રતિ પ્રયાણ કર્યું. (૨૦૯)

विमाने लम्बमानोच्चरत्नप्रालम्बकिङ्किणीः । जिघृक्षुर्मातुरुत्संगादुत्पपाताथ बालकः ॥२१०॥

હવે વિમાનમાં ઝૂલતાં ઉચ્ચ રત્નોની લટકતી ઘૂઘરીઓને ગ્રહણ કરવામાં તત્પર બાળકે માતાના ખોળામાંથી કૂદકો માર્યો. (૨૧૦)

पपात च गिरेर्मूर्ध्नि व्योम्नः पविरिव च्युतः। तत्पातनिर्घातवशात् स गिरिः कणशोऽभवत् ॥२११॥
અને આકાશમાંથી વજ્રની જેમ (તે) પર્વતના શિખર ઉપર પડ્યો. તેના પડવાના આઘાતવશથી તે પર્વત ચૂરેચૂરા થઈ ગયો. (૨૧૧)

आजघ्ने हृदयं सद्यः पाणिनाञ्जनसुन्दरी। दरीरपि प्रतिरवैः रोदयन्ती रुरोद च ॥२१२॥
તરત જ અંજનસુંદરી હાથ વડે છાતી કૂટવા લાગી અને પ્રતિશબ્દોથી ગુફાઓને પણ રડાવતી તે રડવા લાગી. (૨૧૨)

प्रतिसूर्योऽनुपत्याशु भागिनेय्यास्तमर्भकम्। अक्षताङ्गमुपादायार्पयन्नष्टनिधानवत् ॥२१३॥
તરત પ્રતિસૂર્યે પાછળ જઈ ભાણેજીના અક્ષતઅંગવાળા તે પુત્રને ગ્રહણ કરી નાશ પામેલ નિધાનની જેમ અર્પણ કર્યો. (૨૧૩)

प्रतिसूर्यो विमानेन मनोवेगेन तद्युतः। ययौ पुरे हनुरुहे सद्यः कृतमहोत्सवे ॥२१४॥
મનની સમાન વેગવાળા વિમાનથી તેઓ સાથે પ્રતિસૂર્ય તરત કરાયો છે મહોત્સવ જેમાં એવા હનુરુહ-નગરમાં ગયો. (૨૧૪)

नीत्वा चोत्तारयामास स्ववेश्मन्यंजनां मुदा। कुलदेवीमिवायातां तच्छुद्धान्तोऽप्यपूजयत् ॥२१५॥
અને પોતાના ઘેર લઈ જઈ આનંદથી અંજનાને ઉતારો આપ્યો. તેના અંતઃપુરે પણ આવેલી તેની કુલ-દેવતાની જેમ પૂજા કરી. (૨૧૫)

पुरे हनुरुहे यस्माज्जातमात्रोऽयमाययौ। तत् स्नोर्मातुलश्चक्रेऽभिधानं हनुमानिति ॥२१६॥

જે કારણથી આ (બાળક) જન્મતાં જ હનુરુહ નગરમાં આવ્યો તેથી મામાએ પુત્રનું 'હનુમાન' એવું નામ રાખ્યું. (૨૧૬)

यच्छैलश्चूर्णितोऽनेन पतितेन विमानतः। ततः श्रीशैल इत्याख्यां तस्यान्यामपि सोऽकरोत् ॥२१७॥

(વળી) જે કારણથી વિમાનમાંથી પડેલ આના વડે પર્વત (પણ) ચૂરેચૂરા કરાયો તેથી તેણે તેનું 'શ્રીશૈલ' એવું બીજું પણ નામ રાખ્યું. (૨૧૭)

हनुमानप्यवर्धिष्ट तत्रक्रीडन् यथासुखम्। राजहंसार्भक इव मानसाम्भोजिनीवने ॥२१८॥

ત્યાં માનસ (સરોવર)ના કમલિની વનમાં રાજહંસના શિશુની જેમ સુખ પ્રમાણે ક્રીડા કરતો હનુમાન પણ મોટો થવા લાગ્યો. (૨૧૮)

दोषोऽध्यारोपितः श्वश्र्वा कथं नामोत्तरिष्यति। सदैव चिन्तयाताम्यदन्तःशल्येव चाञ्जना ॥२१९॥

સાસુ વડે આરોપણ કરાયેલ દોષ (આળ) શી રીતે ઊતરશે (એમ) ચિંતા વડે અંજના હંમેશાં જ અંદર રહેલ શલ્યવાળાની જેમ દુઃખી થતી હતી. (૨૧૯)

इतश्च पवनः सन्धिं विधाय खरदूषणौ। वरुणान्मोचयामास तोषयामास रावणम् ॥२२०॥

આ બાજુ પવનંજયે સંધિ કરી વરુણ પાસેથી ખર અને દૂષણને છોડાવ્યા અને રાવણને સંતુષ્ટ કર્યો. (૨૨૦)

ततश्च रावणो लंकां जगाम सपरिग्रहः । पवनोऽपि तमापृच्छय स्वमेव पुरमाययौ ॥२२१॥

ત્યાર બાદ રાવણ પરિજન સાથે લંકા તરફ ગયો અને પવનંજય પણ તેની રજા લઈને પોતાના જ નગરે આવ્યો. (૨૨૧)

प्रणम्य पितरौ तत्राञ्जनावासगृहं ययौ । तच्चानञ्जनमद्राक्षीद् गतज्योत्स्नमिवोडुपम् ॥२२२॥

ત્યાં માતા-પિતાને નમસ્કાર કરી અંજનાના વાસઘરે ગયો. (પણ) જ્યોત્સ્ના રહિત ચન્દ્રની જેમ તે (વાસઘર)ને અંજના વિનાનું જોયું. (૨૨૨)

क्वाञ्जना सा नयनयोरमृताञ्जनदर्शना । मत्प्रेयसीति तत्रस्थामेकां पप्रच्छ च स्त्रियम् ॥२२३॥

નેત્રોને અમૃતના અંજન સમાન દર્શન છે જેણીનું એવી તે મારી પ્રિયા અંજના ક્યાં છે? એ પ્રમાણે ત્યાં રહેલ એક સ્ત્રીને તેણે પૂછ્યું. (૨૨૩)

सोप्याख्यत्त्वयि यात्रायां गतेऽहस्सु कियत्स्वपि । निर्वासिता केतुमत्या गर्भसंभवदोषतः ॥२२४॥

તેણીએ પણ કહ્યું (કે) તમે (યુદ્ધ) યાત્રાએ ગયે છતે કેટલાક દિવસે ગર્ભ સંભવના દોષથી કેતુમતી (માતા) વડે (તે) કાઢી મુકાયેલ છે. (૨૨૪)

महेन्द्रनगरासन्ने सा नीत्वारक्षपूरुषैः । अरण्ये मुमुचे पापैर्हरिणीव भयाकुला ॥२२५॥

(અને) ભય વ્યાકુળ હરિણીની જેમ તેણીને પાપી રક્ષકપુરુષો મહેન્દ્ર નગરની નજીક લઈ જઈ જંગલમાં મૂકી આવ્યા છે. (૨૨૫)

इति श्रुत्वाथ पवनो ययौ पवनरंहसा । पारापत इव प्रेयस्युत्कः श्वशुरपत्तनम् ॥२२६॥
એમ સાંભળી પારેવાની જેમ પ્રેયસી (ને મળવા)માં ઉત્સાહવાળો પવનંજય પવન (સમાન) વેગથી સાસરાના નગરે ગયો. (૨૨૬)

प्रियामपश्यंस्तत्रापि पप्रच्छैकां स योषितम् । इहाञ्जना प्रेयसी मे किमायाताथवा न हि ॥२२७॥
ત્યાં પણ પ્રિયાને ન જોતાં તેણે એક સ્ત્રીને પૂછ્યું : "મારી પત્ની અંજના શું અહીં આવી છે કે નહિ ?" (૨૨૭)

साचख्याविह सायासीद्वसन्ततिलकान्विता । परं निर्वासिता पित्रोत्पन्नदौःशील्यदोषतः ॥२२८॥
તે બોલી : "વસંતતિલકા સાથે તે અહીં આવી હતી, પરંતુ ઉત્પન્ન થયેલ દુઃશીલપણાના દોષથી પિતા વડે (તે) કાઢી મુકાઈ છે." (૨૨૮)

पविनेवाहतस्तेन वचसा पवनञ्जयः । प्रियामन्वेष्टुमभ्राम्यद् भृशं शैलवनादिषु ॥२२९॥
વજ્ર સમાન તે વચન વડે હણાયેલ પવનંજય પ્રિયાને શોધવા પર્વત–વન વગેરેમાં ઘણું ભમ્યો. (૨૨૯)

तत्प्रवृत्तिं न च प्राप शापभ्रष्ट इवामरः । विषण्णः स जगादैवं मित्रं प्रहसितं निजम् ॥२३०॥
(છતાં) તેણીના સમાચાર તે મેળવી શક્યો નહિ. (તેથી) શાપ–ભ્રષ્ટ દેવની જેમ ખેદ પામેલ તેણે પોતાના મિત્ર પ્રહસિતને આ પ્રમાણે કહ્યું : (૨૩૦)

सखे गत्वा शंस पित्रोर्भ्राम्यतापि महीमिमाम् । मयाद्य यावदालोकि न क्वाप्यञ्जनसुन्दरी ॥२३१॥

"હે મિત્ર ! જઈને માતા-પિતાને કહેજે (કે) આ પૃથ્વી ઉપર ભમતાં પણ મારા વડે આજ સુધી અંજનસુંદરી ક્યાંય જોવાઈ નથી. (૨૩૧)

पुनर्गवेषयिष्यामि तामरण्ये तपस्विनीम् । द्रक्ष्यामि चेत्साधु तर्हि नो चेद्वेक्ष्यामि पावकम् ॥२३२॥

ફરી પણ તે બિચારીની જંગલમાં શોધ કરીશ. જો જોઈશ તો સારું છે. જો નહિ (જોઉં) તો અગ્નિમાં પ્રવેશ કરીશ. (૨૩૨)

एवमुक्तः प्रहसितो गत्वादित्यपुरे द्रुतम् । प्रह्लादकेतुमत्योस्तत् कथयामास वाचिकम् ॥२३३॥

એ પ્રમાણે કહેવાયેલ પ્રહસિતે તરત જ સૂર્યપુર જઈને પ્રહ્લાદ અને કેતુમતીને તે સમાચાર કહ્યા. (૨૩૩)

श्रुत्वा केतुमती तच्च ग्राव्णेव हृदये हता । मूर्च्छिता न्यपतद्भूमौ संज्ञां लब्ध्वेत्युवाच च ॥२३४॥

તે સાંભળી જાણે પથ્થર વડે છાતીમાં પ્રહાર કરાયેલ (ન હોય તેમ) મૂર્ચ્છા પામેલ કેતુમતી ભૂમિ ઉપર પડી અને સંજ્ઞા મેળવીને આ પ્રમાણે બોલી : (૨૩૪)

स किं त्वया प्रहसित व्यापत्तौ कृतनिश्चयः । प्रियमित्रं वने मुक्त एकाकी कठिनाशयः ॥२३५॥

"હે પ્રહસિત ! મરવામાં કરાયેલ નિર્ણયવાળો, કઠોર અભિપ્રાયવાળો તે પ્રિય મિત્ર તારા વડે વનમાં એકલો કેમ મુકાયો ?" (૨૩૫)

अथवा किं मया सापि निर्दोषा परमार्थतः । अविमृष्य विधायिन्या पापिन्या निरवास्यत ॥२३६॥

અથવા અવિચાર્યું કરનાર પાપિણી (એવી) મારા વડે વાસ્તવિક રીતે નિર્દોષ એવી તે પણ કેમ કાઢી મુકાઈ? (૨૩૬)

लब्धं मयात्रैव साध्व्या दोषारोपणजं फलम् । अत्युग्रपुण्यपापानामिहैव ह्याप्यते फलम् ।।२३७।।

મારા વડે સાધ્વી (સ્ત્રી)ને દોષારોપણથી ઉત્પન્ન થયેલ ફળ અહીં જ મેળવાયું, કેમ કે **અતિ ઉગ્ર પુણ્ય-પાપોનું ફળ અહીં જ મેળવાય છે.** (૨૩૭)

एवं रुदन्तीं प्रह्लादस्तां निवार्य कथंचन । चचाल सबलः सूनुमन्वेष्टुं स इवाञ्जनाम् ।।२३८।।

એ પ્રમાણે રુદન કરતી તેણીને મુશ્કેલીથી રોકીને તે (પવનંજય) જેમ અંજનાને (તેમ) પ્રહ્લાદ લશ્કર સાથે પુત્રને શોધવા ચાલ્યો. (૨૩૮)

सर्वविद्याधरेन्द्राणामाप्तानां चान्तिके नरान् । अञ्जनापवनान्वेषहेतवे प्रजिघाय सः ।।२३९।।

(વળી) અંજના અને પવનંજયને શોધવા માટે તેણે સર્વ વિદ્યાધર રાજાઓ અને આપ્તજનો પાસે માણસો મોકલ્યા. (૨૩૯)

सह विद्याधरैः सूनुं स्नुषां चालोकयन् स्वयम् । प्रादुर्भूतत्वरो भ्राम्यन् सोऽगाद्भूतवनं वनम् ।।२४०।।

વિદ્યાધરો સાથે પોતે પુત્ર અને પુત્રવધૂને જોતાં ઉત્પન્ન થયેલ ત્વરાવાળો તે ભમતો (ભમતો) ભૂતવન (નામે) વનમાં ગયો. (૨૪૦)

पवनोऽत्रान्तरे तत्र विरचय्य चितां वने । ज्वलनं ज्वालयामास प्रह्लादस्तं ददर्श च ॥२४१॥

અહીં તે વનમાં પવનંજય ચિતા રચી અગ્નિ પ્રગટાવતો હતો અને (તે જ વખતે) પ્રહ્લાદે તેને જોયો. (૨૪૧)

स्थितश्चोपचितं पवनः प्रोचे हे वनदेवताः । विद्याधरेन्द्रप्रह्लादकेतुमत्योः सुतोऽस्म्यहम् ॥२४२॥

ચિતા પાસે ઊભો રહી પવનંજય બોલતો હતો : "હે વનદેવતાઓ ! વિદ્યાધરરાજ પ્રહ્લાદ અને કેતુમતીનો હું પુત્ર છું. (૨૪૨)

महासत्यञ्जना नाम पत्नी मे सा च दुर्धिया । निर्दोषापि मयोद्वाहात्प्रभृत्यपि हि खेदिता ॥२४३॥

અંજના નામે મારે મહાસતી પત્ની હતી. દુર્બુદ્ધિ એવા મારા વડે નિર્દોષ એવી પણ તે વિવાહથી આરંભી દુઃખી જ કરાઈ છે. (૨૪૩)

तां परित्यज्य यात्रायां चलितः स्वामिकार्यतः । दैवाज्ज्ञात्वा तामदोषामुत्पत्य पुनरागमम् ॥२४४॥

તેણીને તજીને સ્વામીના કાર્ય માટે હું યુદ્ધયાત્રાએ જતો, દૈવયોગે તેને નિર્દોષ જાણી ઊડીને (આકાશમાર્ગે) હું પાછો આવ્યો. (૨૪૪)

रमयित्वा च तां स्वैरमभिज्ञानं समर्प्य च । पितृभ्यामपरिज्ञातः पुनः कटकमापतम् ॥२४५॥

અને ઇચ્છાનુજબ તેણીને ક્રીડા કરાવી, નિશાની આપીને માતા-પિતાથી અજ્ઞાત (હું) ફરી સૈન્ય પાસે આવ્યો. (૨૪૫)

जातगर्भा च सा कान्ता मद्दोषाद्दोषशंकिभिः । निर्वासिता मे गुरुभिः क्वाप्यस्तीति न बुध्यते ॥२४६॥

ગર્ભધારણ કરેલ તે પત્ની મારા દોષની શંકા કરનારા મારા વડિલોથી કાઢી મુકાઈ, (જે) ક્યાં છે એ જણાતું નથી. (૨૪૬)

**साग्रेऽधुना च निर्दोषा संप्राप्ता दारुणां दशाम् । ममैवाज्ञानदोषेण धिग्धिक् पतिमपण्डितम् ॥२४७॥**

મારા જ અજ્ઞાનદોષથી પહેલાં અને હમણાં (પણ) દોષ રહિત તે દારુણ દશાને પામી. અપંડિત (મૂર્ખ) પતિ (એવા મને) ધિક્કાર હો, ધિક્કાર હો. (૨૪૭)

**मया भ्रान्त्वाखिलां पृथ्वीं सम्यङ्मार्गयतापि हि । न साप्ता मन्दभाग्येन रत्नं रत्नाकरे यथा ॥२४८॥**

મંદ ભાગી વડે સમુદ્રમાં જેમ રત્ન (તેમ) મારા વડે સમસ્ત પૃથ્વી ઉપર ભમીને સમ્યગ્ રીતે શોધ કરવા છતાં પણ ખરેખર તે પ્રાપ્ત કરાઈ નથી. (૨૪૮)

**तदद्य स्वां तनुमिमां जुहोम्यत्र हुताशने । जीवतो मे यावज्जीवं दुःसहो विरहानलः ॥२४९॥**

જીવતા એવા મારે વિરહ રૂપ અગ્નિ યાવજ્જીવ દુઃસહ છે. તેથી આજે મારા આ શરીરને અહીં અગ્નિમાં હોમી દઉં છું. (૨૪૯)

**यदि पश्यथ मे कान्तां ज्ञापयध्वं तदा ह्यदः । त्वद्वियोगात्तव पतिः प्रविवेश हुताशने ॥२५०॥**

જો તમે મારી પ્રિયાને જુઓ તો આ જણાવજો કે તારા વિયોગથી તારો પતિ અગ્નિમાં પ્રવેશ્યો છે." (૨૫૦)

**इत्युक्त्वा तत्र चित्यायां दीप्यमाने हविर्भुजि । झंपां प्रदातुं पवनः प्रोत्पपात नभस्तले ॥२५१॥**

એમ કહી તે ચિતામાં અગ્નિ પ્રજ્વલિત થયે છતે ઝંપલાવવા માટે પવનંજયે ગગનતળે કૂદકો માર્યો. (૨૫૧)

श्रुततद्वचनो वेगात् प्रह्लादोऽप्यतिसंभ्रमी । वक्षःस्थलोपपीडं तं स्वबाहुभ्यामधारयत् ॥२५२॥

તેનું વચન શ્રવણ કરેલ, અતિસંભ્રવાળા પ્રહ્લાદે પણ વેગથી છાતી સાથે દબાવીને તેને પોતાના બે હાથ વડે પકડી રાખ્યો. (૨૫૨)

मृत्योः प्रियवियोगार्तिप्रतीकारस्य सम्प्रति । को विघ्नोऽयं ममेत्युच्चैरुवाच पवनञ्जयः ॥२५३॥

"પ્રિય (પત્ની)ના વિયોગની પીડા સામે ઉપાય રૂપ મૃત્યુમાં અત્યારે મને આ કોણ વિઘ્ન રૂપ છે," એમ પવનંજય બોલ્યો. (૨૫૩)

प्रह्लादोऽप्यब्रवीत्साश्रुरेष पापोऽस्मि ते पिता । निर्दोषाया यः स्नुषाया निर्वासनमुपैक्षत ॥२५४॥

(આંખમાં) આંસુ સાથે પ્રહ્લાદ પણ બોલ્યો (કે) 'જેણે નિર્દોષ પુત્રવધૂને કાઢી મૂકવાની ઉપેક્ષા કરી તે આ તારો પાપી પિતા છે. (૨૫૪)

अविमृश्य कृतं तावत्त्वन्मात्रैवैकमादितः । द्वितीयं मा कृथास्त्वं तु स्थिरीभव सुधीरसि ॥२५५॥

એક તો તારી માતાએ પહેલાં જ વગર વિચાર્યું કર્યું છે, પણ તું બીજું ન કર, સ્થિર થા, તું બુદ્ધિમાન છે. (૨૫૫)

स्नुषान्वेषणहेतोश्चादिष्टाः सन्ति सहस्रशः । विद्याधरा मया वत्सागमयस्व तदागतम् ॥२५६॥

પુત્રવધૂને શોધવા માટે મારા વડે હજારો વિદ્યાધરો આદેશ કરાયા છે. હે વત્સ ! તેમના આગમનની રાહ જો.' (૨૫૬)

अत्रान्तरे तत्प्रहिताः केऽपि विद्याधरोत्तमाः । गवेषयन्तः पवनाञ्जने हनुपुरं ययुः ॥२५७॥

એ અરસામાં તેમના વડે મોકલાયેલ કેટલાક ઉત્તમ વિદ્યાધરો પવનંજય અને અંજનાને શોધતાં હનુપુર (નગરમાં) ગયા. (૨૫૭)

प्रतिसूर्याञ्जनयोस्तेऽञ्जनाविरहदुःखतः । पवनस्याग्निप्रवेशप्रतिज्ञामाचचक्षिरे ॥२५८॥

તેઓએ પ્રતિસૂર્ય અને અંજનાને અંજનાના વિરહ દુઃખથી પવનંજયની અગ્નિ પ્રવેશની પ્રતિજ્ઞા કહી. (૨૫૮)

दुःश्रवं तद्वचः श्रुत्वा पीत्वा विषमिवाञ्जना । हा हतास्मीति जल्पन्ती पपात भुवि मूर्च्छिता ॥२५९॥

દુઃખે સાંભળી શકાય એવું તે વચન સાંભળીને જાણે વિષપાન (ન) કર્યું હોય (તેમ) 'હા....હું હણાઈ છુ'' એમ બોલતી મૂર્છા પામેલ તે પૃથ્વી ઉપર પડી. (૨૫૯)

आसिक्ता चन्दनाम्भोभिस्तालवृन्तैश्च वीजिता । लब्धसंज्ञा समुत्थाय सा रुरोदेति दीनगीः ॥२६०॥

ચંદનજળથી સિંચન કરાયેલી અને વીંઝણાઓથી વીંઝાયેલ સંજ્ઞા પ્રાપ્ત કરેલ દીનવાણીવાળી તે આ પ્રમાણે રુદન કરવા લાગી : (૨૬૦)

प्रतिव्रताः पतिशोकात् प्रविशन्ति हुताशने । तासां विना हि भर्तारं दुःखाय खलु जीवितम् ॥२६१॥

પતિવ્રતા (સ્ત્રી)ઓ પતિશોકથી અગ્નિમાં પ્રવેશ કરે છે કેમ કે પતિ વિના તેઓનું જીવન ખરેખર દુઃખ માટે (થાય છે.) (૨૬૧)

नारीसहस्रभोक्तॄणां भर्तॄणां श्रीमतां पुनः । क्षणिकः प्रेयसीशोकस्तत्कुतोऽग्निप्रवेशनम् ॥२६२॥

વળી હજારો સ્ત્રીઓને ભોગવનાર શ્રીમંત પતિઓને પત્નીશોક ક્ષણિક (હોય છે) તો અગ્નિમાં પ્રવેશ કયા કારણે ? (૨૬૨)

विपरीतमिदं जज्ञे त्वयि वह्निप्रवेशिनि । विरहेऽपि मयि पुनर्हा जीवन्त्यामियच्चिरम् ॥२६३॥

તમે અગ્નિમાં પ્રવેશ કરનાર હોવા છતાં અને વિરહ હોવા છતાંય હું આટલા કાળ સુધી જીવતી હોવા છતાં આ વિપરીત (જ) થયું. (૨૬૩)

महासत्त्वस्य तस्याल्पसत्त्वायाश्च ममान्तरम् । उपलब्धमिदं नीलकाचयोरिव सम्प्रति ॥२६४॥

નીલમણિ અને કાચની જેમ અત્યારે મહાસત્ત્વશાલી તેમનું અને અલ્પ સત્ત્વશાળી મારું આ અંતર જણાયું. (૨૬૪)

न मे श्वसुरयोर्दोषः पित्रोर्न चाप्ययम् । ममैव मन्दभाग्यायाः कर्मदोषोऽयमीदृशः ॥२६५॥

મારા સાસુ-સસરાનો દોષ નથી (મારાં) માતા-પિતાનો પણ આ (દોષ) નથી. મંદભાગ્યવાળી એવી મારા કર્મનો જ આ આવો દોષ છે. (૨૬૫)

रुदन्तीं बोधयित्वा तां प्रतिसूर्यः सनन्दनाम् । विमानवरमारोप्य पवनान्वेषणे ययौ ॥२६६॥

પ્રતિસૂર્ય રડતી એવી તેણીને સમજાવી, પુત્ર સહિત શ્રેષ્ઠ વિમાનમાં આરોહણ કરાવી પવનંજયને શોધવા ચાલી નીકળ્યો. (૨૬૬)

सा भ्राम्यन् प्राप तत्रैव वने भूतवनाभिधे । दूरादपि प्रहसितेनेक्षांचक्रे च साश्रुणा ॥२६७॥

તે ભમતાં (ભમતાં) તે જ ભૂતવન નામે વનમાં આવ્યો અને દૂરથી જ અશ્રુ સાથે પ્રહસિત વડે (પ્રતિસૂર્ય) જોવાયો. (૨૬૭)

साञ्जनं तं समायान्तमारात् प्रहसितः स तु । आख्यत्प्रह्लादपवनञ्जययोर्जयपूर्वकम् ॥२६८॥

તે પ્રહસિતે પણ જય જયકારપૂર્વક પ્રહ્લાદ અને પવનંજયને અંજના સાથે દૂરથી આવતો તે કહ્યો (બતાવ્યો). (૨૬૮)

ततो विमानादुत्तीर्य प्रतिसूर्योऽञ्जनापि च । प्रह्लादं नेमतुर्दूराद्भक्त्या भून्यस्तमस्तकौ ॥२६९॥

ત્યાર બાદ વિમાનમાંથી ઊતરી દૂરથી ભક્તિપૂર્વક પૃથ્વી ઉપર સ્થાપન કરેલ મસ્તકવાળાં પ્રતિસૂર્ય અને અંજનાએ પણ પ્રહ્લાદને નમસ્કાર કર્યા. (૨૬૯)

प्रतिसूर्यं परिष्वज्य पौत्रमङ्के निवेश्य च । प्रह्लादो जातसंह्लादो जगादैवं ससंभ्रमः ॥२७०॥

પ્રતિસૂર્યને ભેટીને પૌત્રને ઉત્સંગમાં બેસાડી આહ્લાદ પામેલ પ્રહ્લાદ આદરપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યો : (૨૭૦)

मज्जन्तं व्यसनाम्भोधौ मामद्य सकुटुम्बकम् । समुद्धरंस्त्वमेवासि बन्धुः सम्बन्धिनां धुरि ॥२७१॥

આજે દુઃખ રૂપ સમુદ્રમાં કુટુંબસહિત ડૂબતા મારો ઉદ્ધાર કરતો તું જ સંબંધીઓમાં અગ્રગણ્ય બંધુ છે. (૨૭૧)

मद्वंशपर्वभूतेयं शाखासन्तानकारणम् । स्नुषा त्यक्ता विनादोषं साध्वियं रक्षिता त्वया २७२ ॥

મારા વંશના પર્વ રૂપ, શાખા રૂપ સંતતિના કારણભૂત આ પુત્રવધૂ દોષ વિના ત્યાગ કરાઈ (અને) તારા વડે આ સારી રીતે રક્ષણ કરાઈ. (૨૭૨)

सद्यो व्यसनवेलाया न्यवर्तत पयोधिवत् । प्रशान्तशोकज्वलनो मुदितः पवनोऽपि हि ॥२७३॥

શાંત થયેલ શોકાગ્નિવાળો (અને) ખુશ થયેલ પવનંજય પણ તરત જ સમુદ્રની જેમ દુઃખરૂપ વેલા (ભરતી)થી નિવૃત્ત થયો. (૨૭૩)

**विद्यासामर्थ्यतस्तत्र सर्वविद्याधरेश्वराः । महान्तमुत्सवं चक्रुरानन्दाब्धिनिशाकरम् ॥२७४॥**

ત્યાં સર્વ વિદ્યાધર રાજાઓએ વિદ્યાના બળથી આનંદ રૂપ સાગરને ચન્દ્રસમાન મોટો ઉત્સવ કર્યો. (૨૭૪)

**पुरं हनुरुहं जग्मुस्ततः सर्वेऽपि ते मुदा । विमानैर्विदधानाः स्वैर्दिवं ज्योतिष्मतीमिव ॥२७५॥**

ત્યાર બાદ તે સર્વેય પોતાનાં વિમાનોથી જાણે આકાશને પ્રકાશવાન (ન) કરતા (હોય તેમ) આનંદથી હનુરુહ નગરે ગયા. (૨૭૫)

**महेन्द्रोऽप्याययौ तत्र समं मानसवेगया । सा च केतुमती देवी सर्वेऽप्यन्ये च बान्धवाः ॥२७६॥**

ત્યાં માનસવેગાની સાથે મહેન્દ્ર પણ આવ્યો, તે કેતુમતી દેવી અને બીજા બધા ભાઈઓ પણ (આવ્યા.) (૨૭૬)

**विद्याधरेन्द्रैर्विदधे मिथः सम्बन्धिबन्धुभिः । पूर्वोत्सवादप्यधिकस्तत्रापि हि महोत्सवः ॥२७७॥**

ત્યાં પણ અરસપરસ સંબંધવાળા અને બંધુ એવા વિદ્યાધર રાજાઓ વડે પહેલાંના ઉત્સવ કરતાં પણ અધિક મહોત્સવ કરાયો. (૨૭૭)

**ततश्चान्योन्यमापृच्छय सर्वे स्वं स्वं पुरं ययुः । तत्रैव पवनस्तस्थावञ्जनाहनुमद्युतः ॥२७८॥**

ત્યાર બાદ એકબીજાની રજા લઈ સર્વ પોતપોતાના નગરે ગયા (અને) પવનંજય અંજના તથા હનુમાન સાથે ત્યાં જ રહ્યો. (૨૭૮)

हनुमान् ववृधे तत्र पितुः सह मनोरथैः । कलाश्च जगृहे सर्वा विद्याश्च समसाधयत् ॥२७९॥

ત્યાં પિતાના મનોરથો સાથે હનુમાન મોટો થયો. (તેણે) સર્વ કળાઓ ગ્રહણ કરી અને (સર્વ) વિદ્યાઓ સમ્યગ્ રીતે સિદ્ધ કરી. (૨૭૯)

नागराजायतभुजः शस्त्रशास्त्रविचक्षणः । क्रमाच्च यौवनं प्राप हनुमान् भानुमांस्त्विषा ॥२८०॥

નાગરાજ જેવી લાંબી ભુજાવાળો, શસ્ત્રો અને શાસ્ત્રોમાં વિચક્ષણ, કાંતિ વડે સૂર્ય સમાન હનુમાન અનુક્રમે યૌવન પામ્યો. (૨૮૦)

इतश्चामर्षणग्रष्ठो रावणः सन्धिदूषणम् । उत्पाद्य वरुणं जेतुं प्रतस्थे स्थेमपर्वतः ॥२८१॥

આ બાજુ ક્રોધીઓમાં શ્રેષ્ઠ અને નિશ્ચલતામાં પર્વત સમાન રાવણે સંધિમાં દૂષણ ઉત્પન્ન કરી વરુણને જીતવા માટે પ્રયાણ કર્યું. (૨૮૧)

दूताहूतास्ततश्चेयुः सर्वे विद्याधरेश्वराः । कटकं तस्य कुर्वन्तो वैताढ्यकटकोपमम् ॥२८२॥

તેથી દૂતો વડે બોલાવાયેલ સર્વ વિદ્યાધર રાજાઓ તેના સૈન્યને વૈતાઢ્ય પર્વતના મધ્યભાગ જેવું કરતા (તેની સાથે) ચાલી નીકળ્યા. (૨૮૨)

पवनप्रतिसूर्यौ तौ तत्र यावत्प्रचेलतुः । इत्यूचे हनुमांस्तावदवष्टम्भैकसानुमान् ॥२८३॥

ત્યાં જેટલામાં તે પવનંજય અને પ્રતિસૂર્ય ચાલવા લાગ્યા તેટલામાં અવષ્ટંભ (આધાર) માટે એક પર્વત સમાન હનુમાને આ પ્રમાણે કહ્યું : (૨૮૩)

इहैव तिष्ठतं तातौ जेष्याम्यहमपि द्विषः । प्रहरेद्बाहुना को हि तीक्ष्णे प्रहरणे सति ।२८४॥

"હે તાત ! (આપ) બંને અહીં જ રહો, હું જ શત્રુઓને જીતીશ કેમ કે તીક્ષ્ણ શસ્ત્ર (પાસે) હોવા છતાં હાથ વડે કોણ પ્રહાર કરે ? (૨૮૪)

बालत्वान्नानुकम्प्योऽस्मि यद्युष्मत्कुलजन्मनाम् । पौरुषावसरे प्राप्ते न प्रमाणं वयः खलु ॥२८५॥

હું બાળક હોવાથી અનુકંપા કરવા યોગ્ય નથી, કેમ કે આપણા કુલમાં જન્મ પામેલાઓને પુરુષાર્થનો અવસર પ્રાપ્ત થયે છતે વય પ્રમાણભૂત નથી." (૨૮૫)

एवं तावतिनिर्बन्धात् प्रतीक्षापृच्छय चोच्चकैः । ताभ्यां च चुम्बितो मूर्ध्नि कृतप्रस्थानमंगलः ॥२८६॥

महासामन्तसेनानीसेनाशतसमावृतः । प्रययौ रावणस्कन्धावारे दुर्वारविक्रमः ॥२८७॥

એ પ્રમાણે અતિ આગ્રહથી તે બંનેને રોકીને ઊંચેથી રજા માગીને તે બંને વડે મસ્તક પર ચુંબન કરાયેલ, કરાયેલ પ્રસ્થાન મંગલવાળો, સેંકડો મહાસામન્તો, સેનાનાયકો અને સેનાથી વીંટળાયેલ, દુર્નિવાર પરાક્રમવાળો (તે હનુમાન) રાવણની છાવણીમાં ગયો. (૨૮૬–૨૮૭)

हनुमन्तं समायातं दृष्ट्वा जयमिव स्वयम् । प्रणमंतं मुदा स्वाङ्के निदधे दशकन्धरः ॥२८८॥

જાણે વિજય (જ ન હોય તેવા) આવતા હનુમાનને જોઈને નમસ્કાર કરતા (તે)ને રાવણે જાતે આનંદથી પોતાના ઉત્સંગમાં સ્થાપન કર્યો. (૨૮૮)

अभ्यर्णे वरुणपुर्यास्तस्थौ युद्धाय रावणः । वरुणो वारुणेयाश्च दोष्मन्तो निर्ययुः शतम् ॥२८९॥

રાવણ યુદ્ધ માટે વરુણની નગરી પાસે (આવી) ઊભો રહ્યો. (એથી) વરુણ અને પરાક્રમી વરુણના સો પુત્રો (નગરમાંથી) નીકળ્યા. (૨૮૯)

अभ्येत्य योधयामासू रावणं वरुणात्मजाः । सुग्रीवाद्यैः समं वीरैर्युयुधे वरुणोऽपि हि ॥२९०॥

વરુણપુત્રોએ સન્મુખ જઈને રાવણને યુદ્ધ કરવા પ્રેરણા કરી (અને) વરુણ પણ સુગ્રીવાદિ વીરો સાથે યુદ્ધ કરવા લાગ્યો. (૨૯૦)

महौजसो वारुणयोऽरुणाक्षा दशकन्धरम् । जात्यश्वान इव क्रोडं खेदयामासुराहवे ॥२९१॥

જાતિવંત શ્વાન જેમ ડુક્કરને (તેમ) લાલનેત્રવાળા મહાપરાક્રમી વરુણપુત્રો યુદ્ધમાં રાવણને થકવવા લાગ્યા. (૨૯૧)

अत्रान्तरे च हनुमान् दारुणो वरुणात्मजान् । कुञ्जरान्केशरीवत्यायोधयत्क्रोधदुर्धरः ॥२९२॥

અહીં વચમાં જ સિંહ જેમ હાથીઓ તરફ (જાય તેમ) ક્રોધથી દુર્ધર (અને) ભયંકર એવા હનુમાને વરુણપુત્રો તરફ જઈને યુદ્ધ કરવા હાકલ કરી. (૨૯૨)

विद्यासामर्थ्यतोऽस्तम्भनाद्वारुणींस्तान् बबन्ध च । पशूनिव क्रुधा रक्तहनुको हनुमानथ ॥२९३॥

ક્રોધથી રક્ત હડપચીવાળા હનુમાને વિદ્યાબળથી તે વરુણપુત્રોને થંભાવી દીધા અને પશુઓની જેમ બાંધી લીધા. (૨૯૩)

तान्दृष्ट्वा वरुणः क्रुद्धोऽभ्यधाविष्ट हनूमते । सुग्रीवप्रभृतीन् धुन्वन्दन्ती मार्गतरूनिव ॥२९४॥

તેમને (બંધાયેલા) જોઈને માર્ગમાં (રહેલ) વૃક્ષોને જેમ હાથી (તેમ) સુગ્રીવ વગેરેને કંપાવતો, ક્રોધ પામેલ વરુણ હનુમાન તરફ દોડયો. (૨૯૪)

रावणोऽप्यापतन्तं तं नदीरयमिवाचलः । अन्तरा स्खलयामास वर्षन् विशिखघोरणीम् ॥२९५॥

નદીના વેગને પર્વતની જેમ આવતાં તેને બાણશ્રેણીની વૃષ્ટિ કરતા રાવણે વચમાં જ સ્ખલિત કર્યો. (૨૯૫)

वृषभो वृषभेणेव कुञ्जरेणेव कुञ्जरः । वरुणो रावणेनोच्चैः क्रोधान्धो युयुधे चिरम् ॥२९६॥

જેમ વૃષભ વૃષભ સાથે, હાથી હાથી સાથે (તેમ) ક્રોધાન્ધ વરુણે રાવણ સાથે દીર્ઘકાળ ઉચ્ચ રીતે યુદ્ધ કર્યું. (૨૯૬)

सर्वौजसाकुलीकृत्य वरुणं रावणश्छली । उत्पत्येन्द्रमिवाबध्नात् सर्वत्र बलवच्छलम् ॥२९७॥

સર્વ શક્તિ વડે આકુળ–વ્યાકુળ કરીને છલ જાણનાર રાવણે કૂદકો મારીને ઇંદ્રની જેમ વરુણને બાંધી લીધો. "સર્વસ્થળે છળ બળવાન છે." (૨૯૭)

ततो जयजयारावैर्मुखरीकृतदिङ्मुखः । स्कन्धावारं पृथुस्कंधो जगाम दशकन्धरः ॥२९८॥

તેથી 'જય–જય' શબ્દોથી જેણે દિશાઓનાં મુખ વાચાળ કર્યાં છે એવો વિશાળ સ્કંધવાળો રાવણ છાવણીમાં ગયો. (૨૯૮)

रावणो वरुणं तत्र सह पुत्रैर्वशंवदम् । मुमोच प्रणिपातान्तः प्रकोपो हि महात्मनाम् २९९॥

ત્યાં પુત્રો સાથે 'હું તને આધીન છું' એમ બોલતા વરુણને રાવણે છોડી મૂકયો. કેમ કે **'મહાત્માઓનો કોપ પ્રણિપાત સુધી હોય છે.'** (૨૯૯)

पुत्रीं सत्यवतीं नाम वरुणोऽदाद्धनूमते । दृष्टसारः स्वयं हीदृग्जामाता दुर्लभः खलु ॥३००॥

વરુણે સત્યવતી નામે પુત્રી હનુમંતને આપી કેમ કે જાતે જોયેલ સારવાળો આવો જમાઈ દુર્લભ જ હોય છે. (૩૦૦)

लङ्कायां रावणोऽथागाददत्त च हनूमते । हृष्टश्चन्द्रणखापुत्रीमनङ्गकुसुमाभिधाम् ॥३०१॥

હવે રાવણ લંકામાં આવ્યો અને ખુશ થયેલ તેણે હનુમાનને અનંગકુસુમ નામે ચન્દ્રનખાની પુત્રી આપી. (૩૦૧)

सुग्रीवेण पद्मरागा नलेन हरिमालिनी । अन्यैः सहस्रसङ्ख्याश्च तस्मै दत्ताः स्वकाः सुताः ॥३०२॥

સુગ્રીવ વડે પદ્મરાગા, નળ વડે હરિમાલિની અને બીજાઓ વડે હજારો પોતાની પુત્રીઓ તે (હનુમંત) ને અપાઈ. (૩૦૨)

श्लिष्टा दृढं दशमुखेन मुदा विसृष्टो दोष्मानथो हनुपुरे हनुमाञ्जगाम ।
अन्येऽपि वानरपतिप्रमुखाः प्रजग्मुर्विद्याधरा निजनिजं नगरं प्रहृष्टाः ॥३०३॥

રાવણ વડે ગાઢ આલિંગન કરી આનંદથી વિદાય કરાયેલ બળવંત હનુમાન હનુપુર નગરે ગયો, અને વાનરપતિ વગેરે ખુશ થયેલ બીજા પણ વિદ્યાધરો પોતપોતાના નગરે ગયા. (૩૦૩)

**ત્રીજો સર્ગ સમાપ્ત**

# ચોથો સર્ગ

इतश्च मिथिलापुर्यां हरिवंशे महीपतिः । आसीद्वासवकेत्वाख्यो विपुला तस्य च प्रिया ॥१॥

આ બાજુ **મિથિલા** નગરીમાં હરિવંશમાં **વાસવકેતુ** નામે રાજા હતો તેને **વિપુલા** (નામે) પત્ની હતી. (૧)

तयोः सूनुरनूनश्रीर्बभूव भुवि विश्रुतः । प्रजानां जनक इव जनको नाम पार्थिवः ॥२॥

તેમનો સંપૂર્ણ સમૃદ્ધિવાન, પૃથ્વી ઉપર વિખ્યાત (અને) પ્રજાઓને પિતૃતુલ્ય **જનક** નામે પુત્ર રાજા થયો. (૨)

इतश्च पुर्ययोध्यायामृषभस्वामिराज्यतः । इक्ष्वाकुवंशान्तर्भूतादित्यवंशेषु राजसु ॥३॥

यातेषु केषुचिन्मोक्षं स्वर्गं यातेषु केषुचित् । सङ्ख्यातीतेषु विंशस्यार्हतस्तीर्थे प्रसर्पति ॥४॥

बभूव विजयो राजा हिमचूला च तत्प्रिया । तयोरभूतां द्वौ पुत्रौ वज्रबाहुपुरन्दरौ ॥५॥

આ બાજુ **અયોધ્યા નગરીમાં** શ્રી ઋષભસ્વામીના શાસનથી ઇક્ષ્વાકુવંશની અંતર્ગત સૂર્યવંશમાં (થયેલ) અસંખ્ય રાજાઓમાં કેટલાક મોક્ષ ગયે છતે (અને) કોઈ સ્વર્ગે ગયે છતે શ્રી વીશમા તીર્થંકરનું શાસન પ્રવર્તતે છતે **વિજય** (નામે) રાજા થયો, તેને **હિમચૂલા** (નામે) પત્ની હતી. તેમને **વજ્રબાહુ** અને **પુરંદર** (એ નામે) બે પુત્ર થયા. (૩-૪-૫)

इतश्चाभून्नागपुरे पुरे राजेभवाहनः । चूडामणिश्च तत्पत्नी तत्पुत्री च मनोरमा ॥६॥

આ બાજુ નાગપુર (નામે) નગરમાં **ઈભિવાહન** (નામે) રાજા હતો. તેને **ચૂડામણિ** નામે પત્ની હતી અને તેમને **મનોરમા** (નામે) પુત્રી થઈ. (૬)

**गत्वोद्यद्यौवनां वज्रबाहुः परिणिनाय ताम् । महेन महता श्वेतमरीचिरिव रोहिणिम् ॥७॥**

ચંદ્ર જેમ રોહિણીને (તેમ) વજ્રબાહુ (ત્યાં) જઈને ઊગતા યૌવનવાળી તેણીને મોટા મહોત્સવપૂર્વક પરણ્યો. (૭)

**भक्त्या च श्यालेनोदयसुन्दरेणानुगामिना । मनोरमामथादाय प्रतस्थे स्वपुराय सः ॥८॥**

હવે મનોરમાને લઈને તેણે ભક્તિપૂર્વક અનુસરતા (સાથે આવતા) **ઉદયસુંદર** (નામે) સાળા સાથે પોતાના નગર તરફ પ્રયાણ કર્યું. (૮)

**स गच्छन्नन्तरापश्यत्तपस्तेजोभिरीश्वरम् । वसन्ताद्रिस्थमुदयाचलस्थमिव भास्करम् ॥९॥**
**मोक्षाध्वमीक्षकमिवोत्पश्यमातापनापरम् । गुणसागरनामानं तपस्यन्तं महामुनिम् ॥१०॥**

જતાં તેણે વચમાં તપ-તેજ વડે ઐશ્વર્યવાન્, ઉદયાચલ ઉપર રહેલ સૂર્યની જેમ વસંત પર્વત ઉપર રહેલ, જાણે મોક્ષમાર્ગને જોનાર (ન) હોય (તેમ) ઊંચે જોતાં, આતાપનામાં લીન, તપશ્ચર્યા કરતા **ગુણસાગર** નામે મહા-મુનિને જોયા. (૯–૧૦)

**मयूर इव जीमूतं तं दृष्ट्वा जातसम्मदः । कुमार इदमाह स्म धृत्वा सपदि वाहनम् ॥११॥**

મેઘને (જોઈને) જેમ મયૂર (તેમ) તે (મહામુનિ)ને જોઈને હર્ષ પામેલ કુમાર તત્કાળ વાહન ઊભું રાખી આ (પ્રમાણે) બોલ્યો. (૧૧)

अहो महात्मा कोऽप्येष वन्द्य एव महामुनिः। चिन्तामणिरिव मया दृष्टः पुण्येन भूयसा ॥१२॥

અહો! ચિંતામણિ રત્ન સમાન આ કોઈ વંદન કરવા યોગ્ય મહામુનિ મહાત્મા મારા વડે અતિઘણા પુણ્યથી જ જોવાયા છે. (૧૨)

उवाच चैवमुदयसुन्दरोऽथ कुमार किम्। आदित्ससे परिव्रज्यां सोऽवदच्चित्तमस्ति मे ॥१३॥

હવે ઉદયસુંદર આ પ્રમાણે બોલ્યો (કે) હે કુમાર! શું સંયમ ગ્રહણ કરવા ઇચ્છો છો? તે (કુમાર) બોલ્યો (કે) મારું મન છે. (૧૩)

उदयो नर्मणा भूयः प्रोचे यद्यस्ति ते मनः। तदद्य मा विलम्बस्व सहायोऽहमपीह ते ॥१४॥

ઉદયસુંદરે ફરી મશ્કરીથી કહ્યું: જો તમારું મન છે તો આજે વિલંબ ન કરો. અહીં હું પણ તેમને સહાયક છું. (૧૪)

कुमारो व्याजहारैवं मर्यादामिव वारिधिः। मा त्याक्षीः स्वामिमां सन्धां सोऽप्योमेवेत्यभाषत ॥१५॥

કુમાર એ પ્રમાણે બોલ્યો (કે) જેમ સમુદ્ર મર્યાદાને (ન ત્યજે તેમ) તમારી આ પ્રતિજ્ઞા ત્યજશો નહિ, તેણે પણ 'ભલે' એ પ્રમાણે જ કહ્યું (૧૫)

कुमारो वाहनान्मोहादिवोत्तीर्यारुरोह तम् । वसन्तशैलमुदयसुन्दरादिभिरावृतः ॥१६॥

ઉદયસુંદર વગેરેથી પરિવરેલો કુમાર જાણે મોહ ઉપરથી (ઊતરતો ન હોય ! તેમ) વાહન ઉપરથી ઊતરીને તે વસંતગિરિ ઉપર ચઢયો. (૧૬)

वज्रबाहुमथावादीदिभवाहननन्दनः । स्वामिन् मा प्रव्राजीरद्य धिग्मे नर्माभिभाषणम् ॥१७॥

હવે ઇભવાહનનો પુત્ર (ઉદયસુંદર) વજ્રબાહુને કહેવા લાગ્યો (કે) હે સ્વામી ! તમે આજે (અત્યારે) સંયમ ગ્રહણ ન કરો. મારા હાસ્યવચનને ધિક્કાર હો. (૧૭)

नर्मोक्तिरावयोरासीत् को दोषस्तद्व्यतिक्रमे । नर्मोक्तिर्न हि सत्यैव प्रायो धवलगीतवत् ॥१८॥

હાસ્યોક્તિ આપણા બંનેની હતી (તેથી) તેનું ઉલ્લંઘન કરવામાં શું દોષ છે ? કેમ કે પ્રાયઃ ધવળ ગીતની જેમ ઉપહાસ્ય વચન સત્ય નથી જ. (૧૮)

भविष्यसि सहायस्त्वं व्यसनेष्वखिलेष्वपि । इत्यकाण्डेऽपि मा भाङ्क्षीरस्मत्कुलमनोरथान् ॥१९॥

તમે (અમને) દરેક આપત્તિઓમાં પણ સહાયકારી થશો. એથી અકાળે પણ અમારા કુલના મનોરથોને ભાંગી ન નાખો. (૧૯)

इदमद्यापि माङ्गल्यं तव हस्तेऽस्ति कङ्कणम् । तद्विवाहफलं भोगान् सहसा कथमुज्झसि ॥२०॥

હજુ પણ તમારા હાથે આ મંગલિક કંકણ છે તેથી વિવાહના ફળ રૂપ ભોગોને એકદમ કેમ તજો છો ? (૨૦)

सांसारिकसुखास्वादवञ्चितेयं मनोरमा । जीविष्यति कथं नाथ त्वया तृणवदुज्झिता ॥२१॥

હે નાથ! તારા વડે તણખલા જેમ ત્યજાયેલી, સાંસારિક સુખના આસ્વાદથી ઠગાયેલ આ મનોરમા શી રીતે જીવી શકશે? (૨૧)

वज्रबाहुकुमारोऽथ जगादोदयसुन्दरम् । सुन्दरं मर्त्यजन्मद्रोः फलं चारित्रलक्षणम् ॥२२॥

હવે વંજબાહુ કુમારે ઉદયસુંદરને કહ્યું (કે) મનુષ્ય જન્મ રૂપ વૃક્ષનું આ ચારિત્રસ્વરૂપ સુંદર ફળ છે. (૨૨)

नर्मोक्तिरपि तेऽस्मासु बभूव परमार्थसात् । शुक्तिषु स्वातिजीमूतवारि मौक्तिकसादिव ॥२३॥

છીપોમાં (પડેલ) સ્વાતિનક્ષત્રના મેઘનું જળ જેમ સાક્ષાત્ મોતી (થાય તેમ) તમારું હાસ્યવચન પણ અમારામાં પ્રગટ પરમાર્થ રૂપ થયું. (૨૩)

त्वत्स्वसा च कुलीना चेत्तत्प्रव्रज्यां ग्रहीष्यति । नो चेदस्याः शिवः पन्था भोगैः पुनरलं मम ॥२४॥

તમારી બહેન જો કુલીન હશે તો સંયમ ગ્રહણ કરશે. જો (કુલીન) ન હોય તો એનો માર્ગ કલ્યાણ રૂપ હો. પરંતુ મારે ભોગો વડે સર્યું. (૨૪)

तद्व्रतायानुमन्यस्व मां त्वमप्यनुयाहि नः । कुलधर्मः क्षत्रियाणां स्वसन्धापालनं खलु ॥२५॥

તેથી સંયમ માટે મને સમ્મતિ આપો, (અને) તમે અમને પણ અનુસરો, કેમ કે "પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવું (એ) ક્ષત્રિયોનો કુલધર્મ છે." (૨૫)

उदयं प्रतिबोध्यैवं वज्रबाहुरुपाययौ । सागरं गुणरत्नानां महर्षिं गुणसागरम् ॥२६॥

એ પ્રમાણે ઉદયસુંદરને પ્રતિબોધીને વજ્રબાહુ ગુણરૂપી રત્નોના સાગર મહર્ષિ ગુણસાગર પાસે આવ્યા. (૨૬)

तत्पादान्ते वज्रबाहुः परिव्रज्यामुपाददे । उदयो मनोरमाथ कुमाराः पञ्चविंशतिः ॥२७॥

તેમનાં ચરણમાં વજ્રબાહુએ સંયમ ગ્રહણ કર્યું અને ઉદયસુંદર, મનોરમા (તથા) પચીશ કુમારોએ (પણ સંયમ ગ્રહણ કર્યું). (૨૭)

वज्रबाहुं प्रव्रजितं श्रुत्वा विजयभूपतिः । वरं बालोऽप्यसौ नाहमिति वैराग्यमासदत् ॥२८॥

વજ્રબાહુને પ્રવ્રજિત થયેલ સાંભળીને વિજયરાજા 'આ બાળક શ્રેષ્ઠ છે પણ હું નહિ' એમ વૈરાગ્યને પામ્યો. (૨૮)

ततश्च विजयः पुत्रं राज्ये न्यस्य पुरन्दरम् । निर्वाणमोहस्य मुनेः पार्श्वे व्रतमुपाददे ॥२९॥

અને તેથી વિજયરાજાએ રાજ્ય ઉપર પુરંદર (નામે નાના) પુત્રને સ્થાપન કરી નિર્વાણમોહ મુનિ આગળ વ્રતને ગ્રાહણ કર્યું. (૨૯)

पुरन्दरोऽपि स्वे राज्ये पृथिवीकुक्षिजं सुतम् । न्यस्य कीर्त्तिधरं क्षेमङ्करर्ष्यन्तेऽभवद्यतिः ॥३०॥

પુરંદર પણ પૃથ્વી રાણીની કુક્ષિથી ઉત્પન્ન થયેલ કીર્તિધર (નામે) પુત્રને પોતાના રાજ્ય ઉપર બેસારી ક્ષેમંકર ઋષિ પાસે સંયમી થયો. (૩૦)

अथ कीर्त्तिधरो राजाभुङ्क्त वैषयिकं सुखम् । सहदेव्या समं पत्न्या पौलोम्येव पुरन्दरः ॥३१॥

હવે ઇંદ્ર જેમ ઇંદ્રાણી સાથે (તેમ) કીર્તિધર રાજા સહદેવી (નામે) પત્ની સાથે વિષયો સંબંધી સુખ ભોગવતો હતો. (૩૧)

**प्रविव्रजिषुरन्येद्युः स मन्त्रिभिरभण्यत । तवानुत्पन्नपुत्रस्य न व्रतदानमर्हति ॥३२॥**

એકદા વ્રતગ્રહણ કરવાની ઇચ્છાવાળો તે (કીર્તિધર )મંત્રીઓ વડે કહેવાયો (કે) પુત્ર રહિત તમારે વ્રત ગ્રહણ કરવું યોગ્ય નથી. (૩૨)

**त्वय्यपुत्रे व्रतभाजि निर्नाथेयं वसुन्धरा । तत्प्रतीक्षस्व यावत्ते स्वामिन्नुत्पद्यते सुतः ॥३३॥**

તમે અપુત્રિયા વ્રતધર થયે છતે આ પૃથ્વી અનાથ (થઈ જશે) તેથી હે સ્વામી ! જ્યાં સુધી તમને પુત્ર (ન) થાય (ત્યાં સુધી) રાહ જુઓ. (૩૩)

**ततः कीर्तिधरस्यापि तथैव गृहवासिनः । काले गच्छत्यभूत्पुत्रः सहदेव्यां सुकोशलः ॥३४॥**

તેથી તે રીતે જ ઘરમાં રહેતા કીર્તિધરને પણ (કેટલોક) કાળ ગયે છતે સહદેવી દ્વારા સુકોશલ (નામે) પુત્ર થયો. (૩૪)

**ज्ञात्वा जातमिमं बालं पतिर्मे प्रव्रजिष्यति । सहदेवीति बुध्ध्या तं जातमात्रमगोपयत् ॥३५॥**

'આ બાળકને' જન્મ પામેલ જાણી મારો પતિ પ્રવ્રજ્યા લેશે એવી બુદ્ધિથી સહદેવીએ જન્મ પામતાં જ તેને છુપાવી દીધો. (૩૫)

विवेद मेदिनीनाथस्तं गुप्तमपि बालकम् । प्राप्तोदयं हि तरणिं तिरोधातुं क ईश्वरः ॥३६॥

ગુપ્ત રાખેલ પણ તે બાળકને રાજા જાણી ગયો કેમ કે ઉદયપ્રાપ્ત સૂર્યને છુપાવવા કોણ સમર્થ છે? (૩૬)

राजाथ स्वार्थकुशलो राज्ये न्यस्य सुकोशलम् । सूरेर्विजयसेनस्य पादान्ते व्रतमाददे ॥३७॥

હવે પોતાના કાર્યમાં કુશળ રાજાએ સુકોશલને રાજ્ય ઉપર સ્થાપીને વિજયસેનસૂરિનાં ચરણોમાં વ્રત ગ્રહણ કર્યું. (૩૭)

तप्यमानस्तपस्तीव्रं सहमानः परीषहान् । स्वगुर्वनुज्ञयैकाकिविहारेणान्यतो ययौ ॥३८॥

ઉગ્ર તપ કરતા (અને) પરીષહોને સહન કરતા તે પોતાના ગુરુની સમ્મતિથી એકાકી વિહાર વડે બીજી બાજુ ગયા. (૩૮)

साकेतमन्यदा मासोपवासी पारणेच्छया । स आजगाम भिक्षार्थं मध्याह्ने तत्र चाभ्रमत् ॥३९॥

એક વાર માસોપવાસી તે પારણાની ઇચ્છાથી અયોધ્યામાં આવ્યા અને ત્યાં મધ્યાહ્નકાળે ભિક્ષા માટે ભમતા હતા. (૩૯)

सौधाग्रस्था सहदेवी तं च दृष्ट्वेत्यचिन्तयत् । पत्यौ प्रव्रजितेऽमुष्मिन् पतिहीना पुराभवम् ॥४०॥

મહેલના અગ્રભાગે રહેલ સહદેવી તેમને જોઈને એમ વિચારવા લાગી (કે) પૂર્વે આ પતિ પ્રવ્રજિત થયે છતે હું ભર્તા રહિત થઈ. (૪૦)

वत्सः सुकोशलोऽप्यद्य दृष्ट्वैनं प्रव्रजेद्यदि । तदा पुत्रोऽपि मे न स्यान्निर्वीरा स्यां ततः परम् ॥४१॥

જો આજે એમને જોઈને પુત્ર સુકોશલ પણ સંયમ લે-ત્યારે મારે પુત્ર પણ ન રહે (અને) તે પછી હું પતિ અને પુત્ર રહિત થઈ જઉં. (૪૧)

**तस्मान्निरपराधोऽपि भर्तापि व्रतधार्यपि । निर्वास्यो नगरात्सूनो राज्यस्थेमचिकीर्षया ॥४२॥**

તેથી પુત્રના રાજ્યની સ્થિરતા કરવાની ઇચ્છાથી નિરપરાધી, સ્વામી (અને) વ્રતધારી (હોવા છતાં) પણ (તે) નગરમાંથી કાઢી મૂકવા યોગ્ય છે. (૪૨)

**इत्यन्यलिङ्गिभिः सार्धं तं राज्ञा निरवासयत् । लोभाभिभूतमनसां विवेकः स्यात् कियच्चिरम् ॥४३॥**

એથી અન્ય વેશધારીઓ સાથે તેમને રાણીએ (નગરમાંથી) બહાર કાઢ્યા. '**લોભથી પરાજિત મનવાળાઓને વિવેક કેટલો લાંબો હોય ?** (૪૩)

**धात्री सुकोशलस्याथ स्वामिनं व्रतधारिणम् । पुरान्निर्वासितं ज्ञात्वा रोदिति स्म निरर्गलम् ॥४४॥**

હવે સુકોશલની ધાવમાતા વ્રતધારી સ્વામીને નગરમાંથી બહાર કઢાયેલ જાણીને છૂટે મુખે રડવા લાગી. (૪૪)

**किं रोदिषीति पप्रच्छ सुकोशलनृपोऽपि ताम् । कथयामास साप्येवमक्षरैः शोकगद्गदैः ॥४५॥**

સુકોશલ રાજાએ પણ તેણીને પૂછ્યું (કે) આમ શા માટે રડો છો ? તે પણ શોકથી ગદ્ગદિત અક્ષરોથી કહેવા લાગી : (૪૫)

**राज्ये त्वां बालकं न्यस्य तत्र कीर्त्तिधरः पिता । प्राव्राजीत् सोऽद्य भिक्षार्थं प्राविक्षदिह पत्तने ॥४६॥**

'તમારા પિતા કીર્તિધર બાળક એવા તમને રાજ્ય ઉપર સ્થાપન કરી પ્રવ્રજિત થયા. તે આજે ભિક્ષા માટે અહીં નગરમાં પધાર્યા હતા. (૪૬)

तद्दर्शनात्त्वाप्यद्य व्रतग्रहणशङ्कया । निर्वासितः स ते मात्रा दुःखेनानेन रोदिमि ॥४७॥

આજે તેમને જોવાથી તમે પણ વ્રત ગ્રહણ કરશો એવી શંકાથી તમારી માતા વડે તે કાઢી મુકાયા—આ દુઃખથી હું રડું છું.' (૪૭)

सुकोशलोऽपि तच्छ्रुत्वा गत्वा च पितुरन्तिके । बध्धाञ्जलिर्विरक्तात्मा तस्माद्व्रतमयाचत ॥४८॥

તે સાંભળી વૈરાગી આત્માવાળા સુકોશલે પણ પિતા પાસે જઈને રચેલ અંજલિવાળા (તેણે) તેમની પાસે વ્રતની યાચના કરી. (૪૮)

चित्रमाला च तत्पत्नी गुर्व्यैत्य सह मन्त्रिभिः । उवाचास्वामिकं स्वामिन्न राज्यं त्यक्तुमर्हसि ॥४९॥

ચિત્રમાલા (નામે) તેની ગર્ભિણી પત્નીએ મંત્રીઓ સાથે આવીને કહ્યું : 'હે સ્વામિન્ ! સ્વામી વગરનું રાજ્ય તજવું યોગ્ય નથી.' (૪૯)

राजाप्यवोचद्गर्भस्थोऽपि हि सूनुर्मया तव । राज्येऽभिषिक्तो भाविन्यप्युपचारो हि भूतवत् ॥५०॥

રાજાએ પણ કહ્યું કે ગર્ભમાં રહેલો પણ તારો પુત્ર મારા વડે રાજ્ય ઉપર અભિષેક કરાયો છે કેમ કે ભવિષ્યકાળમાં પણ ભૂતકાળ જેવો ઉપચાર થાય છે. (૫૦)

इत्युक्त्वा सकलं लोकं सम्भाष्य पितुरन्तिके । सुकोशलः प्रवव्राज तपस्तेपे च दुस्तपम् ॥५१॥

એ પ્રમાણે કહીને સર્વ લોક સાથે વાતચીત કરી સુકોશલે પિતાની પાસે પ્રવ્રજ્યા લીધી અને અતિકઠોર તપ કરવા લાગ્યા. (૫૧)

निर्ममौ निःकषायौ तौं पितापुत्रौ महामुनी । विजह्रतुर्युतावेव पावयन्तौ महीतलम् ॥५२॥

મમતા રહિત અને કષાયવર્જિત તે બંને પિતા-પુત્ર મહામુનિઓ પૃથ્વીતળને પાવન કરતા સાથે જ વિહાર કરતા હતા. (૫૨)

तनयस्य वियोगेन खेदभाक् सहदेव्यपि । आर्त्तध्यानपरा मृत्वा व्याघ्रयभूद्गिरिगह्वरे ॥५३॥

પુત્રના વિયોગથી ખેદને ભજનારી આર્તધ્યાનમાં લીન સહદેવી પણ મરીને પર્વતની ગુફામાં વાઘણ થઈ. (૫૩)

इतश्च तौ कीर्तिधरसुकोशलमहामुनी । प्रावृट्कालचतुर्मासीमत्येतुं दान्तमानसौ ॥५४॥

निःस्पृहौ स्वशरीरेऽपि स्वाध्यायध्यानतत्परौ । गिरेर्गुहायामेकस्य तस्थतुः सुस्थिताकृती ॥५५॥

આ બાજુ મનનું દમન કર્યું છે જેણે એવા, સ્વશરીરમાં પણ સ્પૃહા વિનાના, સ્વાધ્યાય અને ધ્યાનમાં તત્પર તે કીર્તિધર અને સુકોશલ મહામુનિ વર્ષાકાળનું ચાતુર્માસ વ્યતીત કરવા પર્વતની ગુફામાં સ્થિર આકૃતિવાળા (થઈને) રહ્યા. (૫૪-૫૫)

सम्प्राप्ते कार्तिके मासि प्रयान्तौ पारणाय तौ । दृष्टौ मार्गे तया व्याघ्र्या यमदूत्येव दुष्टया ॥५६॥

કાર્તિક માસ આવ્યે છતે પારણા માટે પ્રયાણ કરતા તે બંને માર્ગમાં યમદૂતી જેવી તે દુષ્ટ વાઘણ વડે જોવાયા. (૫૬)

सा व्याघ्री शीघ्रमभितो दधावे स्फारितानना । दूरादभ्यागमस्तुल्यो दुर्हृदां सुहृदामपि ॥५७॥

તત્કાળ તે વાઘણ મુખ ફાડી સન્મુખ દોડી. શત્રુઓનું અને મિત્રોનું પણ દૂરથી આગમન સમાન હોય છે. (૫૭)

आपतन्त्यामपि व्याघ्र्यां तौ क्षमाश्रमणोत्तमौ । धर्मध्यानं प्रपेदानौ कायोत्सर्गेण तस्थतुः ॥५८॥

વાઘણ અચાનક આવતે છતે પણ ક્ષમાશ્રમણોમાં ઉત્તમ તે બંને ધર્મધ્યાનને પ્રાપ્ત કરતા કાયોત્સર્ગ વડે સ્થિર થયા. (૫૮)

सा तु व्याघ्री विद्युदिव पपातादौ सुकोशले । दूरापातप्रहारेण पृथ्व्यां च तमपातयत् ॥५९॥

તે વાઘણ તો વીજળીની જેમ પહેલાં સુકોશલ ઉપર પડી. અને દૂરથી ધસી આવવાથી (કરાયેલ) પ્રહાર વડે તેમને પૃથ્વી ઉપર પાડી નાખ્યા. (૫૯)

चटच्चटिति तच्चर्म दारं दारं नरवांकुशैः । पापा सापादतृप्ताश्रं वारीव मरुपान्थिका ॥६०॥

નખો રૂપી અંકુશથી તેમની ચામડી ચટ ચટ એમ ફાડી ફાડીને અતૃપ્ત એવી તે પાપિણી મારવાડની મુસાફર સ્ત્રી જેમ પાણી (પીએ તેમ) લોહી પીવા લાગી. (૬૦)

त्रोटयित्वा त्रोटयित्वा त्रटत्त्रटिति सा रदैः । जग्रसे मांसमपि हि वालुङ्कमिव रङ्किका ॥६१॥

ગરીબ સ્ત્રી જેમ વાલુંક (એક જાતની કાકડી) ને (ખાય તેમ) તે દાંતો વડે ત્રટ ત્રટ એ પ્રમાણે માંસને પણ તોડી તોડીને ખાવા લાગી. (૬૧)

दन्तयन्त्रातिथीचक्रे कर्कशाकीकसान्यपि । कटत्कटिति कुर्वन्ती सेक्षूनिव मतङ्गजी ॥६२॥

હાથણી જેમ શેરડીને તેમ કટ કટ એ પ્રમાણે કરતાં તે કર્કશાએ હાડકાંઓને પણ દાંત રૂપી યંત્રના અતિથિ બનાવ્યા. (૬૨)

कर्मक्षयसहायेयमिति मम्लौ मुनिर्न सः । विशेषतस्त्वभूदुच्चावचरोमाञ्चकञ्चुकः ॥६३॥

આ કર્મક્ષય કરવામાં સહાયરૂપ છે એમ (વિચારી) તે મુનિ ગ્લાનિ ન પામ્યા, પરંતુ વિશેષપણે અનેક પ્રકારે રોમાંચ કંચુકવાળા થયા. (૬૩)

व्याघ्र्यैवं खाद्यमानोऽपि शुक्लध्यानमुपेयिवान् । तत्कालोत्केवलो मोक्षं सुकोशलमुनिर्ययौ ॥६४॥

વાઘણ વડે આ પ્રમાણે ભક્ષણ કરાતાં પણ (તે) શુકલધ્યાનને પામ્યા અને તત્કાળ ઉત્પન્ન થયું છે કેવલજ્ઞાન જેમને એવા સુકોશલમુનિ મોક્ષે ગયા. (૬૪)

मुनिः कार्तिधरः सोऽपि समुत्पादितकेवलः । क्रमादासादयामास सुखाद्वैतास्पदं पदम् ॥६५॥

(તે જ રીતે) અનુક્રમે કેવળજ્ઞાનને પામેલ તે કીર્તિધર મુનિ પણ અદ્વૈત સુખના સ્થાન રૂપ (પરમ) પદને પામ્યા. (૬૫)

इतश्च चित्रमालापि सुकोशलनृपप्रिया । हिरण्यगर्भं सुषुवे नन्दनं कुलनन्दनम् ॥६६॥

આ બાજુ સુકોશલ રાજાની પત્ની ચિત્રમાલાએ પણ કુલને આનંદિત કરનાર હિરણ્યગર્ભ (નામે) પુત્રને જન્મ આપ્યો. (૬૬)

आगर्भवासनृपतेस्तस्य प्राप्तस्य यौवनम् । सधर्मचारिण्यभवन्मृगनेत्रा मृगावती ॥६७॥

ગર્ભવાસથી જ નૃપતિ બનેલ, યૌવનને પ્રાપ્ત કરેલ તેને હરિણી સમાન નેત્રવાળી મૃગાવતી (નામે) પત્ની હતી. (૬૭)

राज्ञो हिरण्यगर्भस्य मृगावत्यामजायत । तनयो नघुषो नाम वपुषा स इवापरः ॥६८॥

હિરણ્યગર્ભ રાજાને મૃગાવતી દ્વારા શરીર વડે જાણે બીજો તે (હિરણ્યગર્ભ જ ન હોય તેવો) નઘુષ નામે પુત્ર થયો. (૬૮)

हिरण्यगर्भः स्वेऽपश्यन्मौलौ पलितमन्यदा । तृतीयवयसः सत्यङ्काराभमुपसर्पतः ॥६९॥

એક વાર હિરણ્યગર્ભે પોતાના મસ્તક ઉપર નજીક આવતી ત્રીજી (વૃદ્ધ) વયના બહાના (દૂત) સમાન પળિયા-(ધોળા વાળ)ને જોયો. (૬૯)

तदैव जातवैराग्यः स राजा नघुषं सुतम् । स्वे राज्ये न्यस्य विमलमुन्यंते व्रतमग्रहीत् ॥७०॥

તે જ વખતે વૈરાગ્ય પામેલ તે રાજાએ પુત્ર નઘુષને પોતાના રાજ્ય ઉપર સ્થાપન કરી વિમલ મુનિ પાસે વ્રતને ગ્રહણ કર્યું. (૭૦)

नघुषस्य नृसिंहस्य सिंहिका नाम पत्न्यभूत् । तया च रममाणः स पैतृकं राज्यमन्वशात् ॥७१॥

પુરુષસિંહ નઘુષને સિંહિકા નામે પત્ની હતી, અને તેની સાથે ક્રીડા કરતો તે પિતાનું રાજ્ય ચલાવતો હતો. (૭૧)

उत्तरापथभूपालान्नघुषो जेतुमन्यदा । जगाम सिंहिकां देवीं निजराज्ये मुमोच च ॥७२॥

એક વાર નઘુષ રાજા ઉત્તરાપથના રાજાઓને જીતવા માટે ગયો અને પોતાના રાજ્ય ઉપર સિંહિકાને સ્થાપન કરી. (૭૨)

नास्तीह नघुष इति दक्षिणापथभूभुजः । तदायोध्यां रुरुधिरे छलनिष्ठा हि वैरिणः ॥७३॥

અહીં નઘુષ નથી એમ (વિચારી) તે વખતે દક્ષિણાપથના રાજાઓએ અયોધ્યાને ઘેરી લીધી, કેમ કે શત્રુઓ છળમાં નિષ્ઠાવાળા હોય છે. (૭૩)

तथा च सिंहिका देवी पुंवत्तानभ्यषेणयत् । जिगायानाशयच्चाशु किं सिंही हन्ति न द्विपान् ॥७४॥

તેમ જ સિંહિકા દેવી પુરુષની જેમ સેના સાથે તેઓની સામે ગઈ, જીત મેળવી અને (તેઓને) તુરત નસાડી મૂકયા. શું સિંહણ હાથીઓને હણતી નથી ? (૭૪)

जित्वोत्तरापथं राजा नघुषश्चागतोऽन्यदा । शुश्राव च जयोदन्तं पत्न्या दध्याविदं च सः ॥७५॥

અન્ય કાળે ઉત્તરાપથને જીતીને નઘુષ આવ્યો તેમ જ પત્ની દ્વારા વિજયના સમાચાર સાંભળ્યા. અને તે આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો: (૭૫)

स्पष्टधार्ष्ट्यमिदं कर्म दुष्करं मादृशामपि । महाकुलप्रसूतानां महिलानां न युज्यते ॥७६॥

આ (તો) પ્રગટ ધૃષ્ટતા છે (કેમ કે) મારા જેવાઓને પણ (આ) કાર્ય દુષ્કર છે. મોટા કુળમાં જન્મેલ સ્ત્રીઓને (આ) યોગ્ય નથી. (૭૬)

तन्नूनमसती सेयं सत्यो हि पतिदेवताः । पतिसेवां विना नान्यज्जानते क्वेदृशं पुनः ॥७७॥

તેથી ચોક્કસ તે આ કુલટા છે કેમ કે સતીઓ પતિ (એ જ) દેવવાળી હોય છે. પતિસેવા વિના બીજું જાણતી નથી. (તો) આવું વળી ક્યાં (કરે)? (૭૭)

इति चेतसि निश्चित्य सिंहिकां प्रेयसीमपि । राजा परिजहाराशु न्यगितप्रतिमामिव ॥७८॥

એ પ્રમાણે ચિત્તમાં નિશ્ચય કરીને તરત જ ખંડિત પ્રતિમાની જેમ સિંહિકા પ્રિયાનો ત્યાગ કર્યો. (૭૮)

नघुषस्यान्यदा दाहज्वरः समुदपद्यत । दुष्टारिवन्न चाशाम्यदुपचारशतैरपि ॥७९॥

એક વાર નઘુષને દાહજ્વર ઉત્પન્ન થયો (જે) દુષ્ટ શત્રુ જેમ સેંકડો ઉપચારોથી પણ શાન્ત થયો નહિ. (૭૯)

स्वसतीत्वं ज्ञापनाय भर्तुरर्त्तिच्छिदेऽपि च । तत्समीपं तदेयाय तोयमादाय सिंहिका ॥८०॥

ત્યારે સિંહિકા પોતાના સતીત્વને જણાવવા અને સ્વામિની પીડાને છેદવા પાણી લઈને તેની પાસે ગઈ. (૮૦)

सा सत्यश्रावणं चक्रे त्वां विना नाथ चेन्मया । पुमान्नैक्षि कदाप्यन्यो ज्वरस्तदपयातु ते ॥८१॥

તેણે સત્ય સંભળાવ્યું (કે) હે નાથ! જો મારા વડે તમારા સિવાય બીજો પુરુષ ક્યારે પણ જોવાયો ન હોય તો તમારો દાહજ્વર દૂર થાય. (૮૧)

ततश्च साम्भसा तेनाभिषिषेच निजं पतिम् । तदैव स ज्वरोन्मुक्तः सुधाधौत इवाभवत् ॥८२॥

ત્યાર બાદ તેણીએ જળ વડે પોતાના સ્વામીને અભિષેક કર્યો. અને તરત જ જાણે અમૃતથી સિંચન કરાયો (ન) હોય (તેમ) જ્વરથી મુક્ત થયો. (૮૨)

सिंहिकाया उपरिष्टात् पुष्पवृष्टिं सुरा व्यधुः । राजापि बहु मेने तां ततः प्रभृति पूर्ववत् ॥८३॥

સિંહિકા ઉપર દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી (અને) ત્યારથી રાજા પણ પૂર્વની જેમ તેણીને બહુમાન આપવા લાગ્યો. (૮૩)

काले गच्छति जज्ञे च नघुषस्य महीपतेः । सिंहिकायां महादेव्यां सोदासो नाम नन्दनः ॥८४॥

(કેટલોક) કાળ ગયે છતે નઘુષ મહારાજાને સિંહિકા મહારાણીથી સોદાસ નામે પુત્ર થયો. (૮૪)

सोदासे राज्यमारोप्यापरेद्युर्नघुषो नृपः । एकमौपयिकं सिद्धेः परिव्रज्यामुपाददे ॥८५॥

એક દિવસ સોદાસ ઉપર રાજ્યભાર આરોપીને નઘુષ રાજાએ સિદ્ધિના એક ઉપાય રૂપ સંયમ સ્વીકાર્યો. (૮૫)

सोदासनृपते राज्येऽर्हतामष्टाहिकोत्सवे । मन्त्रिणो घोषयामासुरमारिं पूर्वराज्यवत् ॥८६॥

સોદાસ ભૂપતિના રાજ્યમાં પ્રભુના અષ્ટાહ્નિકા મહોત્સવમાં મંત્રીઓએ પૂર્વના રાજ્યની જેમ અમારિ ઘોષણા કરાવી. (૮૬)

सोदासमपि ते प्रोचुरर्हदष्टाह्निकोत्सवे । नाखादि मांसं त्वत्पूर्वैः खादीस्त्वमपि मा स्म तत् ॥८७॥

તેઓએ સોદાસને પણ કહ્યું (કે) તમારા પૂર્વજોએ પ્રભુના અષ્ટાહ્નિકા ઉત્સવમાં માંસ ખાધું નથી તેથી તમે પણ ખાશો નહિ. (૮૭)

सोदासोऽप्यवदत्सूदं सदा मांसादनप्रियः । प्रच्छन्नं मांसमादेयं त्वयावश्यमतः परम् ॥८८॥

પણ હંમેશાં માંસભક્ષણપ્રિય સોદાસે રસોઇયાને કહ્યું (કે) હવે પછી તારે ગુપ્તપણે માંસ અવશ્ય લાવવું. (૮૮)

सूदोऽप्यमार्यां घुष्टायां मांसं न प्राय कुत्रचित् । न ह्यसत्प्राप्यते क्वापि केनाप्याकाशपुष्पवत् ॥ ८९ ॥

પણ રસોઇયો અમારિ ઘોષણા કરાયે છતે ક્યાંયથી માંસ મેળવી શક્યો નહિ, કેમ કે 'આકાશ' પુષ્પની જેમ અસત્ (વસ્તુ) કોઈ વડે ક્યાંય પ્રાપ્ત કરાતી નથી. (૮૯)

मांसाप्राप्तिरित इतो राजाज्ञा बाधते च माम् । किं करोमीति विमृशन् सूदोऽपश्यन्मृतार्भकम् ॥ ९० ॥

આ બાજુ માંસ મળતું નથી અને આ બાજુ મને રાજાજ્ઞા પીડા કરે છે, હું શું કરું ? એમ વિચારતા રસોઇયાએ મરેલા બાળકને જોયું. (૯૦)

मृतार्भकस्य तस्यैवादाय मांसं स वल्लवः । संस्कृत्य तैस्तैर्विज्ञानैः सोदासाय ददौ तदा ॥ ९१ ॥

તે મૃત બાળકના જ માંસને ગ્રહણ કરી તે તે વિજ્ઞાનો વડે સંસ્કાર કરી તે રસોઇયાએ તે વખતે સોદાસને આપ્યું. (૯૧)

**सोदासोऽपि हि तन्मांसमश्नन्नेवमवर्णयत् । अहो अमुष्य मांसस्य कोऽप्यतिप्रीणको रसः ॥ ९२ ॥**

ખરેખર સોદાસ પણ તે માંસ ખાતાં આ પ્રમાણે વર્ણન કરવા લાગ્યો: અહો! આ માંસનો રસ કોઈ અતિ આનંદકારક છે. (૯૨)

**सूपकारं च पप्रच्छ जन्मापूर्वमिदं मम । कस्य जीवविशेषस्य मांसमाख्याहि सर्वथा ॥ ९३ ॥**

તેણે રસોઇયાને પૂછ્યું: 'આ મારે જન્મમાં પહેલી વાર છે (તો) (આ) કયા જીવવિશેષનું માંસ (છે તે તું મને) બધી રીતે કહે.' (૯૩)

**नृमांसमिति सोऽप्याख्यद्राजावोचदतः परम् । अद्येव दद्याः संस्कृत्य प्रत्यहं नृपलं मम ॥ ९४ ॥**

તે પણ બોલ્યો કે 'મનુષ્યનું માંસ છે.' એથી રાજાએ કહ્યું (કે) હવે પછી (તારે) આજની જેમ હંમેશાં મને માનવમાંસ સંસ્કાર કરી (સુધારી)ને આપવું. (૯૪)

**डिम्भान् सूदोऽप्यथाहार्षीत्तदर्थं प्रत्यहं पुरे । न हि भीराज्ञया राज्ञामन्यायकरणेऽपि हि ॥ ९५ ॥**

હવે તેને માટે રસોઇયો પણ હંમેશ નગરમાં બાળકોનું હરણ કરવા લાગ્યો. કેમ કે "અન્યાય કરવા છતાં પણ રાજાઓની આજ્ઞા હોવાથી ભય હોતો નથી." (૯૫)

इति दारुणकर्माणं नृपं विज्ञाय मन्त्रिणः । धृत्वात्यजन्नरण्यान्तर्गृहोत्पन्नमिवोरगम् ॥ ९६ ॥

રાજાને આ પ્રમાણે ભયંકર કાર્યો (કરવા)વાળો જાણીને મંત્રીઓએ ઘરમાં ઉત્પન્ન થયેલ સર્પની જેમ પકડીને જંગલમાં ત્યજી દીધો. (૯૬)

तैश्च सोदाससूः सिंहरथो राज्येऽभ्यषिच्यत । सोदासोऽप्याट वसुधां मांसं खादन्निरर्गलः ॥ ९७ ॥

તેઓ વડે સોદાસપુત્ર સિંહરથનો રાજ્ય ઉપર અભિષેક કરાયો. સોદાસ પણ બંધન રહિત, માંસ ભક્ષણ કરતો પૃથ્વી ઉપર ભટકવા લાગ્યો. (૯૭)

सोदासेनापि चान्येद्युर्भ्रमता दक्षिणापथे । महर्षिः कोऽपि ददृशे सोऽथ धर्ममपृच्छ्यत ॥ ९८ ॥

એક વાર દક્ષિણાપથમાં ભમતા સોદાસ વડે કોઈ મહર્ષિ જોવાયા અને (સોદાસ વડે) તે (મહર્ષિ) ધર્મ (નું સ્વરૂપ) પુછાયા. (૯૮)

बोधार्ह इति तं ज्ञात्वा जगौ तस्मै महामुनिः । मद्यमांसपरीहारप्रधानं धर्ममार्हतम् ॥ ९९ ॥

તે 'બોધને યોગ્ય છે એમ' જાણીને મહામુનિએ મદ્ય અને માંસના ત્યાગની પ્રધાનતાવાળો આર્હતધર્મ તેને કહ્યો. (૯૯)

सोदासोऽपि हि तं धर्ममाकर्ण्य चकितोऽभवत् । प्रसन्नहृदयो भूत्वा श्रावकः परमोऽभवत् ॥ १०० ॥

ખરેખર સોદાસ પણ તે ધર્મ સાંભળીને ચકિત થઈ ગયો (અને) પ્રસન્ન હૃદયવાળો થઈને પરમ શ્રાવક થયો. (૧૦૦)

इतो महापुरपुरे कोऽप्यपुत्रो नृपो मृतः । पञ्चदिव्याभिषिक्तोऽथ सोदासस्तत्र राडभूत् ॥ १०१ ॥

આ બાજુ મહાપુરનગરમાં કોઈ પુત્ર રહિત રાજા મરણ પામ્યો. એથી પંચદિવ્ય વડે અભિષેક કરાયેલ સોદાસ ત્યાં રાજા થયો. (૧૦૧)

सोदासः प्राहिणोद्दूतमथ सिंहरथं प्रति । सोदासस्य कुरुष्वाज्ञामिति दूतोऽप्युवाच तम् ॥ १०२ ॥

હવે સોદાસે સિંહરથ પ્રતિ દૂત મોકલ્યો અને દૂતે પણ તેને તમે 'સોદાસની આજ્ઞા (માન્ય) કરો' એ પ્રમાણે કહ્યું. (૧૦૨)

दूतः सिंहरथेनोच्चैस्तिरस्कृत्य विसृज्यत । आगत्याख्यच्च सोदासभूभुजे स यथातथम् ॥ १०३ ॥

સિંહરથ વડે દૂત ઊંચેથી તિરસ્કાર કરીને વિસર્જન કરાયો અને તેણે આવીને સોદાસ રાજાને સત્ય કહી બતાવ્યું. (૧૦૩)

सोदासोऽथ सिंहरथं सोऽपि सोदासपार्थिवम् । अभ्यषेणयतां योद्धुं युयुधाते च तौ मिथः ॥ १०४ ॥

હવે સોદાસ સિંહરથ પ્રતિ અને તે પણ સોદાસ રાજા પ્રતિ યુદ્ધ માટે સેના સાથે ગયો અને તે બંને પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. (૧૦૪)

सोदासोऽपि सिंहरथं जित्वा जग्राह पाणिना । तस्मै राज्यद्वयं चादात्प्रवव्राज स्वयं पुनः ॥ १०५ ॥

સોદાસે પણ સિંહરથને જીતીને હાથ વડે પકડી તેને બંને રાજ્ય આપ્યાં અને પોતે વળી સંયમ ગ્રહણ કર્યું. (૧૦૫)

सूनुः सिंहरथस्याभूद्राजा ब्रह्मरथस्ततः । चतुर्मुखस्ततो हेमरथः शतरथस्ततः ॥ १०६ ॥

ત્યાર બાદ સિંહરથનો પુત્ર બ્રહ્મરથ રાજા થયો. ત્યાર બાદ ચતુર્મુખ, ત્યાર બાદ હેમરથ (અને તે પછી) શતરથ (રાજા થયો.) (૧૦૬)

अथोदयपृथुर्वारिरथ इन्दुरथस्ततः । आदित्यरथमान्धातृवीरसेनास्ततः क्रमात् ॥ १०७ ॥

હવે ત્યાર બાદ ઉદયપૃથુ, વારિરથ (અને) ઇન્દુરથ (રાજા થયા). ત્યાર બાદ અનુક્રમે આદિત્યરથ, માંધાતા અને વીરસેન (રાજા થયા.) (૧૦૭)

प्रतिमन्युनृपस्तस्मात्प्रतिबन्धुनृपस्ततः । रविमन्युनृपस्तस्माद्वसन्ततिलकस्ततः ॥ १०८ ॥

તે પછી પ્રતિમન્યુ રાજા, ત્યાર બાદ પ્રતિબંધુ રાજા, તે પછી રવિમન્યુ રાજા (અને) ત્યાર બાદ વસંતતિલક રાજા થયો. (૧૦૮)

कुबेरदत्तोऽथ कुंथुशरभद्विरदाः क्रमात् । ततश्च सिंहदशनो हिरण्यकशिपुस्ततः ॥ १०९ ॥

તે પછી કુબેરદત્ત, કુંથુ, શરભ, દ્વિરદ, સિંહદશન અને ત્યાર બાદ હિરણ્યકશિપુ અનુક્રમે થયા. (૧૦૯)

पुञ्जस्थलः ककुस्थोऽथ रघुरेवं नृपेषु तु । केषुचिन्मोक्षमाप्तेषु स्वर्गमाप्तेषु केषुचित् ॥ ११० ॥

अनरण्यो नाम राजा शरण्यः शरणार्थिनाम् । आनृण्यकृत्प्रणयिनामभूत्साकेतपत्तने ॥ १११ ॥

(ત્યાર બાદ) પુંજસ્થળ, કકુસ્થ અને રઘુ થયા. એ પ્રમાણે રાજાઓમાં કેટલાક મોક્ષે ગયે છતે અને કેટલાક

સ્વર્ગે ગયે છતે અયોધ્યાનગરમાં શરણાર્થીઓને શરણયોગ્ય (અને) સ્નેહીઓને ઋણમુક્ત કરનાર અનરણ્ય નામે રાજા થયો. (૧૧૦-૧૧૧)

तस्याभूतामुभौ पुत्रौ पृथ्वीदेव्याश्च कुक्षिजौ । एकोऽनन्तरथो नाम्ना तथा दशरथोऽपरः ॥ ११२ ॥

તેને પૃથ્વીદેવીની કુક્ષિથી ઉત્પન્ન થયેલ એક અનંતરથ અને બીજો દશરથ નામે બે પુત્રો થયા. (૧૧૨)

इतोऽनरण्यस्य सुहृत्सहस्रकिरणो नृपः । रावणेन जितो युद्धे वैराग्याद् व्रतमाददे ॥ ११३ ॥

આ બાજુ અનરણ્યના મિત્ર (અને) યુદ્ધમાં રાવણ વડે જિતાયેલ સહસ્રકિરણ રાજાએ વૈરાગ્યથી વ્રત ગ્રહણ કર્યું. (૧૧૩)

तत्सख्यादनरण्योऽपि श्रियं न्यस्य लघौ सुते । मासजातेऽनन्तरथसहितो व्रतमाददे ॥ ११४ ॥

તેની મિત્રતાથી મહિનાના થયેલ નાના પુત્ર (દશરથ)ને વિષે (રાજ્ય) લક્ષ્મી સ્થાપન કરી અનન્તરથ સહિત અનરણ્યે પણ સંયમનો સ્વીકાર કર્યો. (૧૧૪)

अनरण्योऽगमन्मोक्षमथानन्तरथो मुनिः । तप्यमानस्तपस्तीव्रं विजहार वसुन्धराम् ॥ ११५ ॥

અનરણ્ય મોક્ષે ગયા. હવે અનંતરથ મુનિ ઉગ્ર તપ કરતા પૃથ્વી પર વિચરવા લાગ્યા. (૧૧૫)

राज्यभृत्क्षीरकण्ठोऽपि राजा दशरथः पुनः । वयसा विक्रमेणैव वृद्धिमासादयत् क्रमात् ॥ ११६ ॥

રાજ્ય ધારણ કરનાર બાળક છતાં પણ રાજા દશરથ વય અને પરાક્રમ સાથે જ અનુક્રમે વૃદ્ધિને પામ્યો. (૧૧૬)

राजा राजसु सोऽराजद् द्विजराज इवोडुषु । ग्रहेष्विव ग्रहराजः सुमेरुः पर्वतेष्विव ॥ ११७ ॥

જેમ નક્ષત્રોમાં ચંદ્ર, જેમ ગ્રહોમાં સૂર્ય (અને) જેમ પર્વતોમાં મેરુ (તેમ) રાજાઓમાં રાજા એવો તે શોભવા લાગ્યો. (૧૧૭)

तत्र स्वामिनि लोकस्य परचक्रादिसम्भवः । अदृष्टपूर्व एवासीत् खपुष्पवदुपद्रवः ॥ ११८ ॥

તે (દશરથ) સ્વામી હોતે છતે લોકને પરચક્ર વગેરેથી ઉત્પન્ન થયેલ ઉપદ્રવ આકાશપુષ્પની જેમ અદૃષ્ટપૂર્વ જ હતો. (૧૧૮)

स वित्ताभरणादीनि यथेच्छं ददर्थिनाम् । कल्पद्रुमाणां मद्याङ्गादीनामेकादशोभवत् ॥ ११९ ॥

અર્થિજનોને ઈચ્છા મુજબ ધન–આભરણ વગેરે આપતો તે મદ્યાંગ વગેરે (દશ) કલ્પવૃક્ષોમાં અગિયારમું (કલ્પવૃક્ષ) થયો. (૧૧૯)

निजवंशक्रमायातं तत्साम्राज्यमिवानघम् । स दधावार्हतं धर्मं सर्वदाप्यप्रमद्वरः ॥ १२० ॥

પોતાના વંશના ક્રમે આવેલ તેના સામ્રાજ્ય જેમ આર્હતધર્મને પણ હંમેશાં અપ્રમાદીઓમાં શ્રેષ્ઠ એવો તે કરતો હતો. (૧૨૦)

दभ्रस्थलपुरेशस्य सुकोशलमहीपतेः । कन्यां पवित्रामम्रृतप्रभाकुक्षिसमुद्भवाम् ॥ १२१ ॥

नाम्नापराजितां चारुरूपलावण्यशालिनीम् । उदुवाह स भूपालो जयश्रियमिवाहवे ॥ १२२ ॥

તે (દશરથ) રાજા યુદ્ધમાં વિજયલક્ષ્મીની જેમ દર્ભસ્થલ નગરના સ્વામી સુકોશલ રાજાની અમૃતપ્રભા-(રાણી)ની કુક્ષિથી ઉત્પન્ન થયેલ, સુંદર રૂપ અને લાવણ્યવાળી અપરાજિતા નામે પવિત્ર કન્યાને પરણ્યો. (૧૨૧-૧૨૨)

सुबन्धुतिलकस्याथ पुरे कमलसंकुले। मित्रादेवीकुक्षिजातां कैकेयीमादिनामतः ॥ १२३ ॥
मित्राभूः सुशीला चेति सुमित्रेत्यपराभिधाम्। पर्यणैषीद्दशरथः शशाङ्क इव रोहिणीम् ॥ १२४ ॥

ત્યાર બાદ ચંદ્ર જેમ રોહિણીને (તેમ) દશરથ કમલસંકુલ નગરમાં સુબંધુતિલકની મિત્રાદેવી (રાણી)ની કુક્ષિથી ઉત્પન્ન થયેલી મિત્રાભૂ, સુશીલા અને સુમિત્રા એવાં બીજાં નામવાળી મૂળનામથી કૈકેયી (નામે કન્યા)ને પરણ્યો. (૧૨૩-૧૨૪)

पुण्यलावण्यसौन्दर्यवर्याङ्गीसुप्रभाभिधाम्। अन्यामप्युपयेमे स राजपुत्रीमनिन्दिताम् ॥ १२५ ॥

(વળી) પવિત્ર લાવણ્ય અને સૌંદર્ય વડે ઉત્તમ અંગવાળી સુપ્રભા નામે બીજી પણ અનિંદિત રાજપુત્રીને તે પરણ્યો. (૧૨૫)

सुखं वैषयिकं ताभिर्बुभुजे भूभुजां वरः। अबाधमानो धर्मार्थौ स विवेकशिरोमणिः ॥ १२६ ॥

રાજાઓમાં શ્રેષ્ઠ અને વિવેકમાં અગ્રગણ્ય એવો તે ધર્મ-અર્થને બાધા કર્યા વિના તેઓ સાથે વિષયસંબંધી સુખ ભોગવતો હતો. (૧૨૬)

इतश्च भरतस्यार्धं भुञ्जानो दशकन्धरः। सभायामास्थितोऽपृच्छदिति नैमित्तिकोत्तमम् ॥ १२७ ॥

આ બાજુ અર્ધ ભરતક્ષેત્રને ભોગવતા, સભામાં બેઠેલા રાવણે ઉત્તમ નૈમિત્તિકને આ પ્રમાણે પૂછયું: (૧૨૭)

**अमरा अपि नाम्नैवामरा न परमार्थतः । भाव्यवश्यं तु सर्वस्य मृत्युः संसारवर्त्तिनः ॥ १२८ ॥**

દેવતાઓ પણ નામથી જ 'અમર' છે પરમાર્થથી નહિ, (કેમ કે) સંસારવર્તી સર્વનું પણ મૃત્યુ અવશ્ય થનાર છે. (૧૨૮)

**तत्किं मे स्वपरीणामाद्विपत्तिः परतोऽथवा । तन्ममाचक्ष्व निःशङ्कमाप्ता हि स्फुटभाषिणः ॥ १२९ ॥**

તો મારું મૃત્યુ શું સ્વપરિણામથી છે કે બીજાથી ? તે મને તું નિઃશંકપણે કહે, કેમ કે "આપ્ત પુરુષો સ્પષ્ટ કહેનારા હોય છે." (૧૨૯)

**सोऽप्याचख्यौ भविष्यन्त्या जानक्याः कारणेन ते । भविष्यतो दशरथपुत्रान्मृत्युर्भविष्यति ॥ १३० ॥**

તેણે પણ કહ્યું (કે) થનારી જાનકી (જનકપુત્રી)ના કારણે થનાર દશરથના પુત્ર (રામ) થી તારું મૃત્યુ થશે. (૧૩૦)

**बिभीषणो बभाषेऽथ यद्प्यस्य सदा ऋतम् । वचस्तथापि ह्यनृतीकरिष्यामि तदाश्वहम् ॥ १३१ ॥**

હવે બિભીષણ બોલ્યો: 'જોકે આનું વચન હંમેશાં સત્ય હોય છે, તોપણ હું તેને જલદી અસત્ય જેવું કરી દઈશ. (૧૩૧)

**जनकं दशरथं च कन्यातनययोस्तयोः । अनर्थयोर्बीजभूतं हनिष्याम्यस्तु नः शिवम् ॥ १३२ ॥**

અનિષ્ટ રૂપ તે કન્યા અને પુત્રના બીજ રૂપ (તેમના પિતા) જનક અને દશરથને હું હણીશ (જેથી) આપણું કલ્યાણ થાય. (૧૩૨)

उत्पत्तिरेव हि तयोर्निषिद्धा बीजनाशतः । वचो नैमित्तिकस्यातो मिथ्यैव हि भविष्यति ॥ १३३ ॥

કેમ કે બીજ ( રૂપજનક–દશરથ )ના નાશથી તે બંનેની ઉત્પત્તિ જ અટકી ગઈ, એથી નૈમિત્તિકનું વચન અસત્ય જ થશે. (૧૩૩)

आमेत्युक्तो रावणेन स्ववेश्मागाद्विभीषणः । तत्रस्थो नारदस्तच्च श्रुत्वा दशरथं ययौ ॥ १३४ ॥

રાવણ વડે 'બહુ સારું' એ પ્રમાણે કહેવાયેલ બિભીષણ પોતાના ઘેર ગયા અને ત્યાં રહેલ નારદ તે સાંભળી દશરથ પાસે ગયા. (૧૩૪)

तं देवर्षिं दशरथोऽभ्युत्तस्थौ दूरतोऽपि हि । नमस्कृत्यासयामास गुरुवद्गौरवेण च ॥ १३५ ॥

દશરથ દૂરથી જ તે દેવર્ષિની સન્મુખ ગયો, અને નમસ્કાર કરીને ગુરુની જેમ ગૌરવપૂર્વક બેસાડયા. (૧૩૫)

त्वमायासीः कुतः स्थानात्पृष्टस्तेनेति नारदः । आख्यत्पूर्वविदेहेषु गतोऽहं पुण्डरीकिणीम् ॥ १३६ ॥

श्रीसीमंधरनाथस्य द्रष्टुं निष्क्रमणोत्सवम् । सुरासुरकृतं तं च दृष्ट्वा मेरुमगामहम् ॥ १३७ ॥

તમે કયા સ્થાનેથી પધાર્યા છો એ પ્રમાણે તેના વડે પુછાયેલ નારદજીએ કહ્યું (કે) હું પૂર્વ મહાવિદેહમાં પુંડરિકિણી (નગરી)માં શ્રી સીમંધર પ્રભુના સંયમ મહોત્સવને જોવા ગયો હતો અને દેવ–દાનવોથી કરાયેલ તે (ઉત્સવ) જોઈ હું મેરુ ઉપર ગયો હતો. (૧૩૬–૧૩૭)

तत्राभिवन्द्य तीर्थेशान् लंकायां गतवानहम् । तस्यां शान्तिगृहे शान्तिं नत्वागां रावणालयम् ॥ १३८ ॥

ત્યાં શ્રી તીર્થંકરોને વંદન કરી હું લંકામાં ગયો, ત્યાં શાંતિ ઘરમાં શ્રી શાંતિનાથને નમસ્કાર કરી રાવણની સભામાં ગયો. (૧૩૮)

**रावणस्य वधस्तत्र जानक्यर्थे त्वदात्मजात् । नैमित्तिकेन केनापि कथ्यमानः श्रुतो मया ॥ १३९ ॥**

ત્યાં જનકપુત્રી નિમિત્તે તમારા પુત્રથી રાવણનો વધ કોઈ નિમિત્તજ્ઞ વડે કહેવાતો મારા વડે સંભળાયો. (૧૩૯)

**श्रुत्वा विभीषणस्तच्च हन्तुं त्वां जनकं तथा । कृतप्रतिज्ञो न चिरादिहैष्यति महाभुजः ॥ १४० ॥**

તે સાંભળી તમને તથા જનકને હણવા માટે કરાયેલ પ્રતિજ્ઞાવાળો મહાપરાક્રમી બિભીષણ થોડા કાળમાં અહીં આવશે. (૧૪૦)

**एतत्सर्वं परिज्ञाय लंकापुर्याः ससंभ्रमः । साधर्मिक इति प्रीत्या तव शंसितुमागमम् ॥ १४१ ॥**

એ સર્વ જાણીને '(તમે) સાધર્મિક છો' એવા સ્નેહથી લંકાનગરીમાંથી સંભ્રમપૂર્વક તમને કહેવા માટે હું આવ્યો છું. (૧૪૧)

**तच्छ्रुत्वा भूभुजाभ्यर्च्य विसृष्टो नारदो द्रुतम् । तथैव कथयामास जनकायापि भूभुजे ॥ १४२ ॥**

તે સાંભળી રાજા વડે પૂજા કરીને તરત વિદાય કરાયેલ નારદે જનક રાજાને પણ તે જ પ્રમાણે કહ્યું. (૧૪૨)

**मन्त्रिणां तत्समाख्याय राजा राज्यं समर्प्य च । निर्ययौ योगविदिव चिकीर्षुः कालवञ्चनाम् ॥ १४३ ॥**

તે (વાત) મંત્રીઓને કહીને રાજ્ય અપર્ણ કરીને કાળવંચના કરવાની ઈચ્છાવાળો રાજા યોગીની જેમ નીકળી ગયો. (૧૪૩)

मूर्तिं दाशरथीं लेप्यमयीमन्तर्नृपालयम् । न्यधुश्च मन्त्रिणो ध्वान्ते विद्विषन्मोहहेतवे ॥ १४४ ॥
મંત્રીઓએ શત્રુને ભ્રમમાં નાખવાના હેતુથી દશરથની લેપ્યમય મૂર્તિ (કરાવીને) રાજ્યસભામાં અંધકારમાં સ્થાપન કરી. (૧૪૪)

जनकोऽपि तथा चक्रे तथा तन्मन्त्रिणोऽपि हि । तौ त्वलक्षौ दशरथजनकौ भ्रमतुर्महीम् ॥ १४५ ॥
જનકે પણ તેમ કર્યું. તેના મંત્રીઓએ પણ તે પ્રમાણે જ કર્યું. (અને) તે બંને દશરથ અને જનક અજાણ-પણે પૃથ્વી ઉપર ફરવા લાગ્યા. (૧૪૫)

बिभीषणश्च संरभादेत्य सन्तमसेऽसिना । लेपमय्या दशरथमूर्त्तेश्चिच्छेद मस्तकम् ॥ १४६ ॥
બિભીષણે વેગથી (કોપથી) આવીને ગાઢ અંધકારમાં ખડ્ગ વડે લેપમયી દશરથની મૂર્તિનું મસ્તક છેદી નાખ્યું. (૧૪૬)

जज्ञे कलकलस्तत्रे नगरे सकलेऽपि हि । आक्रन्दध्वनिरुत्तस्थावन्तरन्तःपुरं महान् ॥ १४७ ॥
ત્યાં આખાય નગરમાં કોલાહલ થયો; અને અંતઃપુરમાં મહા આક્રન્દ ધ્વનિ થયો (ઊઠયો). (૧૪૭)

सन्नह्य समधावन्त सामन्ताः सांगरक्षकाः । विदधुर्मृतकार्याणि गूढमन्त्राश्च मन्त्रिणः ॥ १४८ ॥
અંગરક્ષક સહિત સામન્તો સજ્જ થઈ દોડયા, અ ગુપ્ત રહસ્યવાળા મંત્રીઓએ મૃત કાર્યો કર્યાં. (૧૪૮)

मृतं दशरथं ज्ञात्वा ययौ लंकां बिभीषणः । अकि. ञ्चत्करमेकं तु नावधीन्मिथिलेश्वरम् ॥ १४९ ॥

દશરથને મરેલ જાણી બિભીષણ લંકા ગયો, પણ એકલા મિથિલાપતિને કંઈ ન કરી શકે તેવા (જાણીને) હણ્યા નહિ. (૧૪૯)

**मिथश्च मैथिलैक्ष्वाकौ भ्राम्यन्तौ मिलिताबुभौ । एकावस्थौ सुहृदौ तावुत्तरापथमीयतुः ॥ १५० ॥**

ભમતાં મિથિલા અને ઈક્ષ્વાકુ વંશના રાજા એવા બંને અરસપરસ મળ્યા (અને) એક અવસ્થાવાળા તે બંને મિત્રો ઉત્તરાપથ તરફ ગયા. (૧૫૦)

**राज्ञः शुभमतेस्तत्र पुरे कौतुकमंगले । दुहितुः कैकेयीनाम्न्याः पृथ्वीश्रीकुक्षिजन्मनः ॥ १५१ ॥**
**द्रोणमेघसोदराया द्वासप्ततिकलानिधेः । तौ स्वयंवरमाकर्ण्य तन्मण्डपमुपेयतुः ॥ १५२ ॥**

ત્યાં કૌતુકમંગલ નગરમાં શુભમતિ રાજાની પુત્રી, પૃથ્વીશ્રીની કુક્ષિથી જન્મ પામેલી, બોંતેર કલાના નિધિ રૂપ કૈકેયીનામે દ્રોણમેઘની બહેનના સ્વયંવરને સાંભળી તે બંને (સ્વયંવર) મંડપમાં ગયા. (૧૫૧–૧૫૨)

**हरिवाहणमुख्यानां तौ मध्ये पृथिवीभुजाम् । हंसाविवाधिपाथोजमधिमञ्चं निषेदतुः ॥ १५३ ॥**

હરિવાહન વગેરે રાજાઓની મધ્યમાં તે બંને કમળ ઉપર હંસની જેમ મંચ ઉપર બેઠા. (૧૫૩)

**कैकेयी कन्यकारत्नं रत्नालंकारभूषिता । साक्षाल्लक्ष्मीरिवाभ्यागात्तं स्वयंवरमण्डपम् ॥ १५४ ॥**

કન્યાઓમાં રત્નસમાન, રત્નના અલંકારોથી ભૂષિત જાણે સાક્ષાત્ લક્ષ્મી (ન હોય તેવી) કૈકેયી તે સ્વયંવર મંડપમાં આવી. (૧૫૪)

दत्तहस्ता प्रतीहार्या पश्यन्ती सा नृपान्क्रमात् । नक्षत्राणीन्दुलेखेव व्यतिचक्राम भूयसः ॥ १५५ ॥

પ્રતીહારિણી વડે હાથનો (ટેકો) અપાયેલી અનુક્રમે રાજાઓને જોતી ચંદ્રલેખા જેમ નક્ષત્રોને (તેમ) તે ઘણા (રાજાઓ)ને ઉલ્લંઘી ગઈ. (૧૫૫)

क्रमेण सा दशरथं प्राप गंगेव सागरम् । तस्थौ तत्रैव निर्मुक्तनांगरा नौरिवाम्भसि ॥ १५६ ॥

ગંગા જેમ સાગર પાસે (તેમ) તે અનુક્રમે દશરથ પાસે ગઈ (અને) ત્યાં જ પાણીમાં નંખાયેલ લંગરવાળી નાવડીની જેમ ઊભી રહી. (૧૫૬)

सद्यो रोमाञ्चिततनुः कैकेय्यतनुसम्मुदा । तत्राक्षिपद्वरमालां निजां भुजलतामिव ॥ १५७ ॥

તરત જ રોમાંચિત શરીરવાળી કૈકેયીએ અતિ હર્ષથી પોતાની ભુજલતા જેમ તે (ના કંઠ)માં વરમાળા આરોપણ કરી. (૧૫૭)

हरिवाहणमुख्याश्च नृपा न्यक्कृतमानिनः । मानिनो जज्वलुः क्रोधाज्ज्वलज्ज्वलनसन्निभाः ॥ १५८ ॥

અને પોતાને તિરસ્કૃત માનતા હરિવાહન વગેરે અભિમાની રાજાઓ કોપથી પ્રજ્વલિત અગ્નિ સમાન પ્રજળી ગયા. (૧૫૮)

अयं वराक एकाकी वव्रे कर्पटिकोऽनया । आच्छिद्यमानामस्माभिरिमिकां त्रास्यते कथम् ॥ १५९ ॥

આ (કૈકેયી) વડે આ ગરીબ (અને) એકાકી એવો કાપડી (ભિક્ષુક) પસંદ કરાયો છે. (પણ) અમારા વડે ખૂંચવી લેવાતી એનું (આ) શી રીતે રક્ષણ કરશે? (૧૫૯)

साटोपमिति जल्पन्तोऽनल्पं स्वशिबिरेषु ते । गत्वा संवर्मयामासुः सर्वे सर्वात्मनापि हि ॥ १६० ॥

આ પ્રમાણે અત્યંત ગર્વપૂર્વક બોલતા તેઓ પોતપોતાની છાવણીઓમાં જઈને સર્વે સર્વપ્રકારે તૈયાર થવા લાગ્યા. (૧૬૦)

महीपतिः शुभमतिः पक्षे दशरथस्य सः । सन्ननाह महोत्साहः सेनया चतुरंगया: ॥ १६१ ॥

દશરથના પક્ષમાં મહા ઉત્સાહવાળા તે મહારાજા શુભમતિ ચતુરંગ સેના સાથે તૈયાર ગયા.થઈ (૧૬૧)

कुरु प्रिये सारथित्वं यथा मथ्नाम्यमून् द्विषः । इत्यवोचत कैकेयीं तदैकाकी हि राघवः ॥ १६२ ॥

તે સમયે 'હે પ્રિયા! તું (એવું) સારથિપણું કર કે જેમાં આ શત્રુઓનો હું નાશ કરું.' એ પ્રમાણે રઘુના વંશજ એકાકીય (દશરથે) કૈકેયીને કહ્યું. (૧૬૨)

कैकेयी रश्मिमादायाध्यारुरोह महारथम् । द्वासप्ततावपि कलास्वभिज्ञा सा हि धीमती ॥ १६३ ॥

કૈયી (ઘોડાની) રાશ ગ્રહણ કરી મહારથ ઉપર આરુઢ થઈ કેમ કે બુદ્ધિમતી એવી તે બોંતેરેય કળાઓમાં નિપુણ હતી. (૧૬૩)

धन्वी निषंगी सन्नाही राजा दशरथोऽपि तम् । अध्यास्त रथमेकोऽपि तृणवद्गणयन् परान् ॥ १६४ ॥

એકલો (છતાં) પણ શત્રુઓને તણખલા સમાન ગણતો, ધનુર્ધારી, ભાથાવાળો, કવચધારી રાજા દશરથ પણ તે રથમાં બેસી ગયો. (૧૬૪)

हरिवाहणमुख्यानां रथैर्निजरथं रयात् । प्रत्येकं युगपदिव त्वेका कैकेय्ययोजयत् ॥ १६५ ॥

એકીસાથે પ્રત્યેકની જેમ એક જ કૈકેયીએ વેગથી પોતાના રથને હરિવાહન વગેરેના રથો સાથે જોડી દેવા માંડ્યો. (૧૬૫)

शीघ्रवेधी दशरथोऽप्येकैकमपि तान् रथान् । अखण्डयदखण्डौजा आखण्डल इवापरः ॥ १६६ ॥

અખંડ સામર્થ્યવાન જાણે બીજો ઇંદ્ર (ન) હોય (તેવા) શીઘ્રવેધી દશરથે પણ એક એક પણ તે (દરેક) રથોને ખંડિત કરી દીધા. (૧૬૬)

इत्थं विद्रावयामास सर्वानपि सभूपतीन् । उपयेमे च कैकेयीं जगतीमिव जंगमाम् ॥ १६७ ॥

એ રીતે સર્વેય રાજાઓને તેણે નસાડી મૂકયા અને જંગમ જગતી (દુર્ગ) સમાન કૈકેયીને તે પરણ્યો. (૧૬૭)

उवाच च नवोढां तां राजा दशरथो रथी । वरं याचस्व देवि त्वत्सारथ्येनास्मि रञ्जितः ॥ १६८ ॥

તે નવોઢાને રથી દશરથ રાજાએ કહ્યું, 'હે દેવી! તારા સારાથિપણાથી હું પ્રસન્ન થયો છું. તું વરદાન માગ.' (૧૬૮)

याचिष्ये समये स्वामिन्न्यासीभूतोऽस्तु मे वरः । इत्यभाषत कैकेयी राजापि पत्यपादि तत् ॥ १६९ ॥

હે સ્વામી ? મારું વરદાન થાપણ રૂપ હો, હું (યોગ્ય) સમયે યાચીશ, એમ કૈકેયી બોલી. રાજાએ પણ તે સ્વીકાર્યું. (૧૬૯)

समं श्रियेव कैकेय्या परसैन्यैर्हठाकृतैः । असंख्यातपरीवारो राजा राजगृहं ययौ ॥ १७० ॥

બળાત્કારે ગ્રહણ કરાયેલ શત્રુસૈન્યોથી સંખ્યાતીત પરિવારવાળો રાજા (દશરથ) લક્ષ્મી સમાન કૈકેયી સાથે રાજગૃહ (નગરે) ગયો. (૧૭૦)

**जगाम राजा जनकोऽप्यात्मीयां नगरीमथ । समयज्ञा हि धीमन्तो न तिष्ठन्ति यथा तथा ॥ १७१ ॥**

હવે જનક રાજા પણ પોતાની નગરી તરફ ગયો. કેમ કે **'સમયને જાણનાર બુદ્ધિમાન પુરુષો જેમ તેમ રહેતા નથી.'** (યોગ્ય રીતે જ રહે છે.) (૧૭૧)

**राजा दशरथस्तत्र विजित्य मगधेश्वरम् । तत्रैवास्थान्न तु ययावयोध्यां शंकया तया ॥ १७२ ॥**

ત્યાં રાજા દશરથ મગધપતિને જીતીને ત્યાં જ રહ્યા, પણ તે (રાવણ)ની શંકાથી અયોધ્યા ગયા નહિ. (૧૭૨)

**तत्रापराजितामुख्यमन्तःपुरमिलापतिः । निजमानाययामास राज्यं सर्वत्र दोष्मताम् ॥ १७३ ॥**

ત્યાં રાજાએ અપરાજિતા છે મુખ્ય જેમાં એવું પોતાનું અંતઃપુર લવડાવ્યું. **"પરાક્રમીઓને સર્વસ્થળે રાજ્ય હોય છે."** (૧૭૩)

**राज्ञीभी रममाणोऽस्थात्पुरे तत्र चिरं नृपः । विशेषतः प्रीतये हि राज्ञां भूः स्वयमर्जिता ॥ १७४ ॥**

તે નગરમાં રાણીઓ સાથે ક્રીડા કરતો રાજા ચિરકાળ રહ્યો. કેમ કે **"પોતે મેળવેલ પૃથ્વી રાજાઓને વિશેષથી પ્રીતિ માટે થાય છે."** (૧૭૪)

**अथापराजितान्येद्युर्गजसिंहेन्दुभास्करान् । स्वप्नेऽपश्यन्निशाशेषे बलजन्माभिसूचकान् ॥ १७५ ॥**

હવે એક દિવસ અપરાજિતાએ રાત્રિના શેષભાગમાં સ્વપ્નમાં બળદેવના જન્મને સૂચવનાર હાથી, સિંહ, ચંદ્ર અને સૂર્યને જોયા. (૧૭૫)

**ब्रह्मलोकात्परिच्युत्य तदा देवो महर्द्धिकः । कुक्षाववातरत्तस्याः पुष्करिण्यां मरालवत् ॥ १७६ ॥**

તે વખતે પુષ્પકરિણીમાં હંસની જેમ (કોઈ) મહર્દ્ધિક દેવ બ્રહ્મલોકથી ચ્યવીને તેની કુક્ષિમાં અવતર્યો. (૧૭૬)

**नृपुण्डरीकं वर्णेन पुण्डरीकविडम्बिनम् । संपूर्णलक्षणं सूनुं सुषुवेऽथापराजिता ॥ १७७ ॥**

હવે અપરાજિતાએ મનુષ્યોમાં પુંડરીક સમાન (અને) વર્ણ વડે પુંડરીક (કમળ)નું અનુકરણ કરનાર, સંપૂર્ણ લક્ષણવાળા પુત્રને જન્મ આપ્યો. (૧૭૭)

**प्रथमापत्यरत्नस्य तस्यास्यकमलेक्षणात् । राकेन्दुदर्शनादब्धिरिवातिमुमुदे नृपः ॥ १७८ ॥**

પૂર્ણિમાના ચંદ્રના દર્શનથી જેમ સમુદ્ર તેમ તે પ્રથમ પુત્રરત્નના મુખકમળના દર્શનથી રાજા અતિ હર્ષ પામ્યો. (૧૭૮)

**नृपश्चिन्तामणिरिव ददौ दानं तदार्थिनाम् । लोकस्थितिरियं जाते नन्दने दानमक्षयम् ॥ १७९ ॥**

તે વખતે રાજાએ ચિંતામણિ રત્ન જેમ અર્થિજનોને દાન આપ્યું. 'પુત્ર જન્મ થયે છતે (અપાતું) દાન અક્ષય (થાય છે) આ લોકમર્યાદા છે. (૧૭૯)

**महान्तमुत्सवं चक्रुस्तदा लोकास्तथा स्वयम् । यथाभूवन्नतिमुदो राज्ञो दशरथादपि ॥ १८० ॥**

તે વખતે લોકોએ તેવી રીતે મોટો ઉત્સવ કર્યો (કે) જેમ રાજા દશરથ કરતાં પણ પોતે અતિ આનંદ પામ્યા હતા (એમ જણાઈ આવ્યું). (૧૮૦)

नृपौकसि सनाथानि दुर्वापुष्पफलादिभिः । निन्युः कल्याणपात्राणि पूर्णपात्राणि नागराः ॥ १८१ ॥

નગરજનો રાજમહેલમાં દુર્વા, પુષ્પ અને ફલ વગેરેથી યુક્ત કલ્યાણપાત્ર રૂપ પૂર્ણપાત્રો લઈ જતા હતા. (૧૮૧)

सर्वत्र कलगीतानि सर्वत्र घुसृणच्छटाः । सर्वत्र तोरणश्रेण्यो व्यधीयन्त तदा पुरि ॥ १८२ ॥

તે વખતે નગરમાં સર્વ સ્થળે મનોહર ગીતો (ગવાતાં હતાં), સર્વ ઠેકાણે કેસરનાં છાંટણાં (અને) સર્વ સ્થાને તોરણોની પંક્તિઓ કરાતી હતી. (૧૮૨)

अचिन्तितोपनीतानि प्राभृतानि महीभृताम् । तदा राज्ञे समाजग्मुस्तस्य सूनोः प्रभावतः ॥ १८३ ॥

તે વખતે તે પુત્રના પ્રભાવથી રાજાઓનાં અણધાર્યાં સમીપ સ્થાપન કરાયેલ ભેટણાં રાજાને પ્રાપ્ત થયાં. (૧૮૩)

पद्मानिवासपद्मस्य पद्म इत्यभिधां नृपः । सूनोस्तस्याकरोत् सोऽभूत्प्रथितो राम इत्यपि ॥ १८४ ॥

રાજાએ લક્ષ્મીના નિવાસ માટે પદ્મ સમાન તે પુત્રનું 'પદ્મ' એવું નામ રાખ્યું. તે 'રામ' એ (નામે) પણ પ્રસિદ્ધ થયા. (૧૮૪)

गजसिंहार्कचन्द्राग्निश्रीसमुद्रान्निशात्यये । स्वप्नेऽपश्यत् सुमित्रापि विष्णुजन्माभिसूचकान् ॥ १८५ ॥

સુમિત્રાએ પણ રાત્રિના અંતે સ્વપ્નમાં વિષ્ણુ (વાસુદેવ)ના જન્મને સૂચવનાર હાથી, સિંહ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, લક્ષ્મી અને સમુદ્ર જોયાં. (૧૮૫)

देवलोकात्परिच्युत्य त्रिदशः परमर्द्धिकः । तदा देव्याः सुमित्राया उदरे समवातरत् ॥ १८६ ॥
તે વખતે દેવલોકથી ચ્યવીને (કોઈ) પરમ ઋદ્ધિવાન દેવ સુમિત્રા દેવીના ઉદરમાં અવતર્યો. (૧૮૬)

समये प्रावृडम्भोद्वर्णं सम्पूर्णलक्षणम् । सुमित्रापि जगन्मित्रं पुत्ररत्नमजीजनत् ॥ १८७ ॥
સમય થયે છતે સુમિત્રાએ પણ વર્ષાકાળના મેઘસમાન વર્ણવાળા, સંપૂર્ણ લક્ષણવાળા જગતને મિત્ર સમાન પુત્રરત્નને જન્મ આપ્યો. (૧૮૭)

पुरचैत्येषु सर्वेषु श्रीमतामर्हतां तदा । विशेषेणाष्टधा पूजां स्नात्रपूर्वं व्यधान्नृपः ॥ १८८ ॥
તે સમયે રાજાએ નગરનાં સર્વ ચૈત્યોમાં શ્રીમદ્ અર્હન્તોની સ્નાત્રપૂર્વક વિશેષ રીતે અષ્ટપ્રકારે પૂજા કરી. (૧૮૮)

नृपतिर्मोचयामास धृतान्बन्दिरिपूनपि । को वा न जीवति सुखं पुरुषोत्तमजन्मनि ॥ १८९ ॥
રાજાએ પકડેલ કેદીઓ અને શત્રુઓને પણ મુક્ત કરાવ્યા. "ઉત્તમ પુરુષોનો જન્મ હોતે છતે કોણ સુખે ન જીવે ?" (૧૮૯)

सोच्छ्वासः सप्रजो राजा न केवलमभूत्तदा । वसुमत्यपि देवी द्रागुच्छ्वासं प्रत्यपद्यत ॥ १९० ॥
તે સમયે કેવળ પ્રજા સહિત રાજા ઉચ્છ્વાસયુક્ત ન હતા. પૃથ્વી દેવી પણ તુરત ઉચ્છ્વાસને પામી. (૧૯૦)

रामजन्मनि भूपालो यथाकृत महोत्सवम् । तथा तमधिकं चक्रे हर्षे को नाम तृप्यति ॥ १९१ ॥

રાજાએ રામના જન્મ સમયે જે રીતે મહોત્સવ કર્યો હતો તે રીતે તે (મહોત્સવ)ને અધિક કર્યો. ખરેખર હર્ષમાં કોણ તૃપ્તિ પામે? (૧૯૧)

नाम नारायण इति विदधे तस्य पार्थिवः । स लक्ष्मण इति ख्यातोऽपरनाम्ना च भुव्यभूत् ॥ १९२ ॥

રાજાએ તેનું 'નારાયણ' એવું નામ રાખ્યું. અને પૃથ્વી ઉપર તે 'લક્ષ્મણ' એવા બીજા નામે પ્રસિદ્ધ થયો. (૧૯૨)

तौ द्वावपि पितुः कूर्चकचाकर्षणशिक्षकम् । विशिष्टं प्रापतुर्बाल्यं क्रमेण क्षीरपायिणौ ॥ १९३ ॥

સ્તનપાન કરનાર તે બંનેય અનુક્રમે પિતાને દાઢી (મૂછ)ના વાળને ખેંચવાની શિક્ષા કરનાર વિશિષ્ટ બાળભાવને પામ્યા. (૧૯૩)

धात्रीभिर्लाल्यमानौ तावपश्यत्परया मुदा । मुहुर्मुहुर्महीपालः स्वदोर्दण्डाविवापरौ ॥ १९४ ॥

ધાવમાતાઓ વડે લાલનપાલન કરાતા તે બંનેને મહારાજા (દશરથ) જાણે પોતાના બીજા બે ભુજાદંડ (ન) હોય (તેમ) વારંવાર અતિ આનંદથી જોતા હતા. (૧૯૪)

सञ्चेरतुः सदस्यानामंकादंकं महीभुजाम् । तेषामङ्गेषु वर्षन्तौ तौ स्पर्शेन सुधामिव ॥ १९५ ॥

સ્પર્શ વડે જાણે તેઓનાં અંગોમાં વૃષ્ટિ કરતા (ન) હોય તેમ બંને સભામાં બેસનાર મહારાજાઓના અંકમાંથી ઉત્સંગમાં સંચાર કરતા હતા. (૧૯૫)

क्रमेण तौ वर्धमानौ नीलपीताम्बरौ सदा । विजह्रतुः पादपातैः कम्पयन्तौ महीतलम् ॥ १९६ ॥

અનુક્રમે વૃદ્ધિ પામતા નીલ અને પીત વસ્ત્રધારી તે બંને હંમેશાં ચરણાઘાત વડે પૃથ્વીતળને કંપાવતા વિહરતા હતા. (૧૯૬)

कलयामासतुस्तौ तु क्रमेण सकलाः कलाः । साक्षीकृतकलाचार्यौ पुण्यराशी इवांगिनौ ॥ १९७ ॥

મૂર્તિમાન પુણ્યરાશિ જેવા (અને) સાક્ષીભૂત કરાયા છે કલાચાર્ય જેમના વડે એવા તે બંનેએ અનુક્રમે સઘળી કળાઓ પ્રાપ્ત કરી. (૧૯૭)

लीलामुष्टिप्रहारेण हिमकर्परलीलया । दलयामासतुस्तौ च गिरीनपि महौजसौ ॥ १९८ ॥

લીલામાત્રમાં મુષ્ટિપ્રહાર વડે મહાપરાક્રમી તે બન્ને બરફના ટુકડાની લીલાથી પર્વતોને પણ ચૂર્ણ કરી નાખતા હતા. (૧૯૮)

श्रमस्थानेऽपि हि तयोरधिज्यीकृतचापयोः । चकम्पे तपनोऽप्युच्चैस्तस्थौ वेधाभिशंकया ॥ १९९ ॥

કસરતશાળામાં પણ તે બંને ધનુષને પણછ ચડાવતે છતે સૂર્ય કંપી ઊઠયો (અને) વેધના ભયથી ઊંચે (જઈને) રહ્યો. (૧૯૯)

तृणाय मन्यमानौ तौ दोःस्थाम्नापि द्विषां बलम् । कौतुकायेव मेनाते शास्त्रकौशलमात्मनः ॥ २०० ॥

બાહુબળથી પણ શત્રુઓના બળને તૃણ સમાન ગણતા તે બંને પોતાની શસ્ત્રકુશળતાને કૌતુક માટે જ માનતા હતા. (૨૦૦)

शस्त्रास्त्रकौशलेनोच्चैर्दोः स्थाम्ना च तयोर्नृपः । अपि देवासुरादीनां स्वमजय्यममन्यत ॥ २०१ ॥

તે બંનેના શસ્ત્ર–અસ્ત્રની કુશળતા વડે અને ઉચ્ચ પ્રકારના બાહુબળ વડે રાજા પોતાને દેવો અને અસુરોથી પણ અજેય માનતો હતો. (૨૦૧)

अन्यदा धैर्यमालम्ब्य विक्रमेण कुमारयोः । इक्ष्वाकूणां राजधानीमयोध्यां नृपतिर्ययौ ॥ २०२ ॥

અન્યદા બંને કુમારોના પરાક્રમથી ધૈર્યનું અવલંબન કરી રાજા (દશરથ) ઇક્ષ્વાકુઓની રાજધાની અયોધ્યામાં ગયો. (૨૦૨)

अभ्रात्यय इवादित्यो दुर्दशातिक्रमे भृशम् । द्योतमानः प्रतापेन महीं दशरथोऽन्वशात् ॥ २०३ ॥

વાદળ દૂર થયે છતે (જેમ) સૂર્ય (તેમ) દુર્દશાનું ઉલ્લંઘન કરતે છતે પ્રતાપ વડે અત્યંત પ્રકાશતો દશરથ પૃથ્વી ઉપર રાજ્ય કરવા લાગ્યો. (૨૦૩)

तत्रापरेद्युः कैकेयी शुभस्वप्नाभिसूचितम् । असूत भरतं नाम सुतं भरतभूषणम् ॥ २०४ ॥

ત્યાં અન્યદા કૈકેયીએ શુભ સ્વપ્નથી સૂચિત, ભરતક્ષેત્રના ભૂષણ રૂપ ભરત નામે પુત્રને જન્મ આપ્યો. (૨૦૪)

शत्रुघ्नमभिधानेन शत्रुघ्नभुजविक्रमम् । अजीजनत्सुप्रभापि नंदनं कुलनन्दनम् ॥ २०५ ॥

સુપ્રભાએ પણ શત્રુને હણી નાખનાર બાહુના પરાક્રમવાળા, કુળને આનંદિત કરનાર 'શત્રુઘ્ન' નામે પુત્રને જન્મ આપ્યો. (૨૦૫)

स्नेहाद्भरतशत्रुघ्नाववियुक्तौ दिवानिशम् । बलदेववासुदेवावभातामपराविव ॥ २०६ ॥

સ્નેહથી હંમેશ વિયોગ વિનાના ભરત અને શત્રુઘ્ન બીજા બળદેવ અને વાસુદેવ જેવા લાગતા હતા. (૨૦૬)

रेजे राजा दशरथश्चतुर्भिरपि तैः सुतैः । गजदन्ताकृतिनगैरिव मेरुमहीधरः ॥ २०७ ॥

રાજા દશરથ તે ચારેય પુત્રો વડે ગજદંતની આકૃતિવાળા પર્વતો વડે જેમ મેરુપર્વત (શોભે તેમ) શોભતો હતો. (૨૦૭)

इतश्च जम्बूद्वीपेऽस्मिन् क्षेत्रे चात्रैव भारते । दारुग्रामे वसुभूतिरिति नाम्नाभवद्द्विजः ॥ २०८ ॥

આ બાજુ આ જંબૂદ્વીપમાં અને આ જ ભરત ક્ષેત્રમાં 'દારુ' ગામે 'વસુભૂતિ' એ નામે બ્રાહ્મણ હતો. (૨૦૮)

पत्न्यां तस्यानुकोशायामतिभूतिरभूत्सुतः । अतिभूतेरपि पत्नी बभूव सरसाभिधा ॥२०९॥

તેને 'અનુકોશા' (નામે) સ્ત્રી દ્વારા 'અતિભૂતિ' (નામે) પુત્ર થયો. (તે) અતિભૂતિને પણ 'સરસા' નામે પત્ની હતી. (૨૦૯)

कयाननाम्ना विप्रेण जातरागेण सैकदा । अपजह्रे छलेनाशु किं न कुर्यात्स्मरातुरः ॥ २१० ॥

એક વખત રાગ પેદા થયેલ 'કયાન' નામે બ્રાહ્મણ વડે છળથી તે (સરસા) અપહરણ કરાઈ. '**કામાતુર માનવ શું ન કરે?**'' (૨૧૦)

तामन्वेष्टुं महीमाटातिभूतिर्भूतवद्भृशम् । सुतस्नुषार्थेऽनुकोशावसुभूती च चेरतुः ॥ २११ ॥

તેણીને શોધવા અતિભૂતિ ભૂતની જેમ પૃથ્વી ઉપર ખૂબ ભમ્યો. અનુકોશા અને વસુભૂતિ (પણ) પુત્ર (ને) શોધવા માટે ભમવા લાગ્યાં. (૨૧૧)

**सुतस्नुषे अपश्यन्तौ पर्यटन्तावथान्यदा । एकं ददृशतुः साधुं ववन्दाते च भक्तितः ॥ २१२ ॥**

પુત્ર અને પુત્રવધૂને ન જોતાં ભમતાં (તે બંનેએ) અન્યદા એક સાધુને જોયા અને ભક્તિપૂર્વક વંદન કર્યું. (૨૧૨)

**श्रुतधर्मौ च तत्पार्श्वे तौ द्वौ जगृहतुर्व्रतम् । गुर्वादिष्टानुकोशागादार्यिकां कमलश्रियम् ॥ २१३ ॥**

તેમની પાસે ધર્મ સાંભળેલ તે બંનેએ વ્રત ગ્રહણ કર્યું (અને) ગુરુ વડે આદેશ કરાયેલ અનુકોશા 'કમળશ્રી' સાધ્વીજી પાસે ગયાં. (૨૧૩)

**तौ विपद्य च सौधर्मे कल्पे देवौ बभूवतुः । व्रते ह्येकाहमात्रेऽपि न स्वर्गादन्यतो गतिः ॥ २१४ ॥**

તે બંને કાળે કરી સૌધર્મ દેવલોકમાં દેવ થયાં, **'માત્ર એક દિવસનું વ્રત હોતે છતે સ્વર્ગ સિવાય બીજી ગતિ થતી નથી.''** (૨૧૪)

**वसुभूतिस्ततश्च्युत्वात्रैव वैताढ्यपर्वते । रथनूपुरनाथोऽभून्नाम्ना चन्द्रगतिर्नृपः ॥२१५॥**

ત્યાંથી ચ્યવી વસુભૂતિ આ જ વૈતાઢ્ય પર્વત ઉપર રથનૂપુર (નગર)ને। સ્વામી ચંદ્રગતિ નામે રાજા થયો. (૨૧૫)

**ततश्च्युत्वानुकोशापि तस्य विद्याधरप्रभोः । अभूत्पुष्पवती नाम भार्यार्यचरिता सती ॥ २१६ ॥**

અનુકોશા પણ ત્યાંથી ચ્યવી તે વિદ્યાધર રાજાની પવિત્ર આચરણવાળી પુષ્પવતી નામે સતી સ્ત્રી થઈ. (૨૧૬)

तदा च सापि सरसा कामपि प्रेक्ष्य संयताम् । प्रव्रज्य मृत्वा चैशाने देवी समुदपद्यत ॥ २१७ ॥

તે સમયે તે 'સરસા' પણ કોઈ સાધ્વીજીને જોઈ, પ્રવ્રજ્યા ગ્રહણ કરી મૃત્યુ પામી ઈશાન દેવલોકમાં દેવી થઈ. (૨૧૭)

सरसाविरहादार्तोऽतिभूतिश्च विपद्य सः । चिरं भ्रान्त्वा च संसारं हंसपोतः कदाप्यभूत् ॥ २१८ ॥

સરસાના વિરહથી પીડિત તે અતિભૂતિ મરણ પામી દીર્ઘકાળ સંસારમાં ભમી ક્યારેક હંસબાળ થયો. (૨૧૮)

भक्ष्यमाणोऽन्यदा श्येनेनोपसाधु पपात सः । कंठस्थासोर्नमस्कारं तस्य साधुर्ददौ च सः ॥ २१९ ॥

અન્યદા બાજપક્ષી વડે ભક્ષણ કરાતો તે (કોઈ) મુનિ પાસે પડ્યો અને કંઠે પ્રાણવાળા તેને તે સાધુએ નમસ્કાર (મહામંત્ર) આપ્યો. (૨૧૯)

विपन्नः स नमस्कारप्रभावेणातिभूयसा । दशवर्षसहस्रायुः किन्नरेषु सुरोऽभवत् ॥ २२० ॥

શ્રી નમસ્કાર મહામંત્રના અતિ મહાપ્રભાવથી મૃત્યુ પામેલ તે કિંનરોમાં દશ હજાર વર્ષના આયુવાળો દેવ થયો. (૨૨૦)

च्युत्वा पुरे विदग्धे स प्रकाशसिंहभूपतेः । सूतोऽभूत्प्रवरावल्यां पत्न्यां कुण्डलमण्डितः ॥ २२१ ॥

(ત્યાંથી) આવીને વિદગ્ધનગરમાં તે પ્રકાશસિંહ રાજાની પ્રવરાવલી પત્નીથી કુંડલમંડિત (નામે) પુત્ર થયો. (૨૨૧) 

भोगासक्तः कयानोऽपि चिरं भ्रान्त्वा भवाटवीम् । पुरे चक्रपुरे चक्रध्वजराजपुरोधसः ॥ २२२ ॥
धूमकेशाभिधानस्य स्वाहानाम्न्यामजायत । सूनुः सधर्मचारिण्यां नामधेयेन पिङ्गलः ॥ २२३ ॥

ભોગમાં આસકત કયાન પણ ભવવનમાં ચિરકાળ ભમીને ચક્રપુર નગરમાં 'ધૂમકેશ' નામે 'ચક્રધ્વજ' રાજાના પુરોહિતની 'સ્વાહા' નામે પત્નીથી 'પિંગલ' નામે પુત્ર થયો. (૨૨૨-૨૨૩)

राज्ञश्चक्रध्वजस्यातिसुंदरीनामया सह । पुत्र्या पपाठैकगुरोरन्तिके स तु पिङ्गलः ॥ २२४ ॥

તે પિંગલ ચક્રધ્વજ રાજાની અતિસુંદરી નામે પુત્રીની સાથે એક ગુરુ પાસે અભ્યાસ કરતો હતો. (૨૨૪)

कालेन गच्छता जाते त्वनुरागे परस्परम् । तां छलात् पिंगलो हृत्वा विदग्धनगरे ययौ ॥ २२५ ॥

જતે કાળે અરસપરસ અનુરાગ ઉત્પન્ન થયે છતે છળથી પિંગલ તેણીનું હરણ કરી વિદગ્ધનગરે ગયો. (૨૨૫)

विज्ञानरहितस्तत्र तृणकाष्ठादिविक्रयात् । आत्मानमजिजीवत्स निर्गुणस्योचितं ह्यदः ॥ २२६ ॥

ત્યાં વિજ્ઞાનરહિત તે તૃણ-કાષ્ઠાદિ વેચવા વડે પોતાનું જીવન ચલાવતો હતો. ખરેખર 'નિર્ગુણ' (પુરુષ)ને આ (જ) યોગ્ય છે. (૨૨૬)

तां चातिसुंदरीं तत्राद्राक्षीत् कुण्डलमण्डितः । अन्योऽन्यमनुरागश्च तत्कालमभवत्तयोः ॥ २२७ ॥

તે સમયે કુંડલમંડિતે ત્યાં તે અતિસુંદરીને જોઈ. તત્કાળ તે બંનેને અરસપરસ અનુરાગ ઉત્પન્ન થયો. (૨૨૭)

अपजह्रे च तां राजपुत्रः कुंडलमण्डितः । पितुर्भिया दुर्गदेशे पल्लीं कृत्वा च संस्थितः ॥ २२८ ॥

રાજપુત્ર કુંડલમંડિતે તેણીનું અપહરણ કર્યું અને પિતાના ભયથી દુર્ગમ દેશમાં 'પલ્લી' કરીને રહ્યો. (૨૨૮)

विरहाच्चातिसुंदर्या उन्मत्त इव पिंगल :। क्ष्मां भ्रमन्नेकदाचार्यमार्यगुप्ताख्यमैक्षत ॥ २२९ ॥

અતિસુંદરીના વિરહથી ઉન્મત્ત જેમ પૃથ્વી ઉપર ભમતા પિંગલે એકદા આર્યગુપ્ત નામે આચાર્યને જોયા. (૨૨૯)

श्रुत्वा धर्मं च तत्पार्श्वे व्रतं जग्राह पिंगल :। परं प्रेमातिसुंदर्या न मुमोच कदाचन ॥२३०॥

તેમની પાસે ધર્મ સાંભળીને પિંગલે વ્રત ગ્રહણ કર્યું, પરંતુ અતિસુંદરી ઉપરનો પ્રેમ (તે) ક્યારેય ત્યજી શક્યો નહિ. (૨૩૦)

पल्लीस्थितो दशरथभुवं कुण्डलमण्डितः। सर्वदा लुंटयामास सारमेय इवच्छलात् ॥ २३१ ॥

પલ્લીમાં રહેલો કુંડલમંડિત શ્વાનની જેમ છળથી હંમેશાં દશરથ રાજાની ભૂમિને લૂંટવા લાગ્યો. (૨૩૧)

सामन्तो बालचन्द्राख्यास्ततो दशरथाज्ञया। प्रदाय सौप्तिकं बध्ध्वा तमानैषीत्तदन्तिके ॥२३२॥

તેથી દશરથની આજ્ઞાથી બાલચંદ્ર નામે સામંત રાત્રિયુદ્ધ કરીને બાંધીને તેને (દશરથ)ની પાસે લાવ્યો. (૨૩૨)

कालेन तं दशरथोऽमुचत्कुंडलमंडितम्। कोपः शाम्यति महतां दीने क्षीणे ह्यरावपि ॥२३३॥

(કેટલેક) કાળે દશરથે તે કુંડલમંડિતને છોડી મૂક્યો, કેમ કે શત્રુ દીનક્ષીણ થયે છતે મોટાઓનો કોપ શાંત થાય છે. (૨૩૩)

पितृराज्याय स भ्राम्यन्महीं कुंडलमंडितः। मुनिचन्द्रान्मुनेर्धर्ममाकर्ण्य श्रावकोऽभवत् ॥२३४॥

પિતાના રાજ્ય માટે પૃથ્વી ઉપર ભમતાં તે કુંડલમંડિત મુનિચંદ્ર મુનિ પાસેથી ધર્મ સાંભળીને શ્રાવક થયો. (૨૩૪)

राज्येच्छुरेव मृत्वा स मिथिलायां महापुरि । गर्भे जनकभार्याया विदेहायाः सुतोऽभवत् ॥२३५॥

રાજ્યની ઇચ્છાવાળો જ તે મૃત્યુ પામી મિથિલા મહાનગરીમાં જનકપત્ની વિદેહાના ગર્ભમાં પુત્ર થયો. (૨૩૫)

सरसापि भवं भ्रान्त्वा पुरोहितसुताभवत् । नाम्ना वेगवती तत्र प्रव्रज्य च विपद्य च ॥२३६॥

ब्रह्मलोकेऽगमच्च्युत्वा विदेहायास्तदोदरे । कुंडलमण्डितजीवयुग्मत्वेन सुताभवत् ॥२३७॥

સરસા પણ ભવભ્રમણ કરી વેગવતી નામે પુરોહિત પુત્રી થઈ ત્યાં પ્રવ્રજ્યા લઈ મૃત્યુ પામી બ્રહ્મલોકે ગઈ. (ત્યાંથી) ચ્યવી તે સમયે વિદેહાની કુક્ષિમાં કુંડલમંડિતના જીવના યુગ્મપણાથી પુત્રી થઈ. (૨૩૬-૨૩૭)

विदेहा समयेऽसूत युगपत्पुत्रकन्यके । मृत्वा तदा पिंगलर्षिः सौधर्मे त्रिदशोऽभवत् ॥२३८॥

વિદેહાએ સમય થયે છતે એકીસાથે પુત્ર-પુત્રીને જન્મ આપ્યો. તે કાળે પિંગલ ઋષિ મૃત્યુ પામી સૌધર્મ કલ્પમાં દેવ થયા. (૨૩૮)

प्राग्जन्मावधिनापश्यद् द्विषं कुंडलमंडितम् । तदा जनकपुत्रत्वेनोत्पन्नं स उदैक्षत ॥२३९॥

(ત્યાં) અવધિજ્ઞાન વડે પૂર્વભવ જોયો, તે સમયે તેણે વૈરી કુંડલમંડિતને જનક (રાજા)ના પુત્રપણા વડે ઉત્પન્ન થયેલો જોયો. (૨૩૯)

स प्राग्वैराज्जातरोषो जातमात्रं जहार तम् । दध्यौ च किं निहन्म्येनमास्फाल्याशु शिलातले ॥२४०॥

પૂર્વના વેરથી રોષ પામેલ તેણે તેને જન્મતાં જ હરી લીધો અને વિચારવા લાગ્યો (કે) શું આને શીઘ્ર શિલાતળ ઉપર અફળાવી મારી નાખું ? (૨૪૦)

अथवा यद्भवे पूर्वे दुःकर्माचरितं मया । फलं तस्यापि भूयस्सु भवेष्वन्वभवं चिरम् ॥२४१॥

અથવા પૂર્વે જે ભવમાં મારા વડે દુષ્ટ કાર્યનું આચરણ કરાયું તેનું ફળ પણ ઘણા ભવોમાં ચિરકાળ સુધી (મેં) અનુભવ્યું. (૨૪૧)

दैवाच्छ्रामण्यमासाद्य प्राप्तोऽहमियतीं भुवम् । हत्वा भ्रूणममूं भूयः स्यामनन्तभवः कथम् ॥२४२॥

દૈવયોગે શ્રમણપણું પામી આટલી ભૂમિકાને હું પામ્યો છું. (હવે) આ બાળકને હણીને ફરી અનંતભવ (ભમવા)વાળો હું કેમ થાઉં ? (૨૪૨)

इत्थं विमृश्य स सुरो भूषणैः कुंडलादिभि : । भूषयित्वा च तं बालं पतज्ज्योतिर्भ्रमप्रदम् ॥२४३॥
वैताढ्यदक्षिणश्रेणौ रथनूपुरपत्तने । शनकैर्नन्दनोद्याने तूलिकायामिवामुचत् ॥२४४॥

એ પ્રમાણે વિચાર કરી તે દેવે કુંડલ વગેરે આભૂષણોથી શણગારી પડતા જ્યોતિષના ભ્રમને આપતા તે બાળકને વૈતાઢ્યની દક્ષિણ શ્રેણિમાં રથનૂપુર નગરમાં નંદન ઉદ્યાનમાં ધીમેથી જેમ તળાઈમાં (મૂકે તેમ) મૂકી દીધો. (૨૪૩–૨૪૪)

किमेतदिति सम्भ्रान्तो दृष्ट्वा चन्द्रगतिश्च तम् । तन्निपातानुसारेण नंदनोपवनं ययौ ॥२४५॥

તેને જોઈને 'આ શું?' એમ સંભ્રમ પામેલ ચંદ્રગતિ તેના (આકાશમાંથી) પતનને અનુસારે નંદન ઉપવનમાં ગયો. (૨૪૫)

दर्दश तत्र तं बालं दिव्यालंकारभूषितम् । विद्याधरेन्द्रः सोऽपुत्रः पुत्रीयन्नाददे स्वयम् ॥२४६॥

ત્યાં દિવ્ય અલંકારોથી શોભિત તે બાળકને જોયો (અને) પુત્રને ઇચ્છતા પુત્રહીન તે વિદ્યાધર રાજાએ (તેને) જાતે ગ્રહણ કર્યો. (૨૪૬)

प्रेयस्याः पुष्पवत्याश्चार्पयामास तमर्भकम् । देव्यद्य सुषुवे पुत्रमिति चाघोषयत् पुरि ॥२४७॥

અને તે બાળક પત્ની પુષ્પવતીને અર્પણ કર્યો તેમ જ 'દેવીએ આજે પુત્રને જન્મ આપ્યો છે' એમ નગરમાં ઘોષણા કરાવી. (૨૪૭)

उच्चैर्जन्मोत्सवं तस्य राजा पौराश्च चक्रिरे । स भामंडल संबन्धान्नाम्ना भामंडलोऽभवत् ॥२४८॥

રાજા તથા નગરજનોએ તેનો ઉચ્ચ પ્રકારે જન્મોત્સવ કર્યો, (તેમ જ) ભામંડલના સંબંધથી તે નામથી (પણ) 'ભામંડલ' થયો. (૨૪૮)

पुष्पवती चन्द्रगत्योर्नेत्रकैरवचन्द्रमाः । स वर्धितुं प्रववृते खेचरीकरलालितः ॥२४९॥

પુષ્પવતી અને ચંદ્રગતિના નેત્રરૂપ કુમુદને (વિકસ્વર કરવા માટે) ચંદ્રમા સમાન, (અને) વિદ્યાધરીઓના હાથે લાડ લડાવાયેલ તે વૃદ્ધિ પામવા લાગ્યો. (૨૪૯)

इतश्चापहृते पुत्रे विदेहा करुणस्वरा । रुदती पातयामास बंधून् शोकमहार्णवे ॥२५०॥

આ બાજુ પુત્ર અપહરણ કરાયે છતે કરુણ સ્વરવાળી રડતી એવી વિદેહાએ સ્વજનોને શોક રૂપ મહાસાગરમાં નાખ્યા. (૨૫૦)

जनकोऽन्वेषयामास प्रेष्य प्रतिदिशं नरान् । तत्प्रवृत्तिं पुनः क्वापि न प्राप सुचिरादपि ॥२५१॥

જનક(રાજા)એ દરેક દિશામાં મનુષ્યો મોકલી શોધ કરાવી, પરંતુ અતિ દીર્ઘકાળે પણ ક્યાંય તેના સમાચાર મળ્યા નહિ. (૨૫૧)

अनेकगुणसस्यानां प्ररोहोऽत्रेति मैथिलः । दुहितुर्युग्मजातायाः सीतेति विदधेऽभिधाम् ॥२५२॥

આને વિષે અનેક ગુણ રૂપી ધાન્યની ઉત્પત્તિ છે, એ પ્રમાણે (જાણીને) જનક (રાજા)એ યુગલપણે જન્મેલ એવી પુત્રીનું સીતા એ પ્રમાણે નામ રાખ્યું. (૨૫૨)

कालने गच्छता शोकस्तयोर्मंदीबभूव च । शोको हर्षश्च संसारे नरमायाति याति च ॥२५३॥

કાળ જતા તે બંને (રાજા અને રાણી)નો શોક મંદ થયો. સંસારમાં માણસને શોક અને હર્ષ આવે છે. અને જાય છે. (૨૫૩)

सीता च ववृधे सार्धं रूपलावण्यसंपदा । इंदुलेखेव शनकैः कलापूर्णा बभूव च । ॥२५४॥

અને સીતા રૂપ તથા લાવણ્યની સંપદા સાથે વધવા લાગી. તેમ જ ચંદ્રની રેખાની માફક ધીરે ધીરે કલાઓમાં પૂર્ણ થઈ. (૨૫૪)

क्रमादुद्यौवना पुण्यलावण्यलहरी सरित् । सरित्पतितनूजेव सालक्षि कमलेक्षणा ॥२५५॥

અનુક્રમે યુવાવસ્થાને પામેલી, કમળ જેવા નેત્રવાળી (અને) પવિત્ર એવી લાવણ્યની લહરીઓ છે જેમાં એવી નદી સમાન એવી તે (સીતા) સમુદ્રની પુત્રી (લક્ષ્મી) જેવી દેખાતી હતી. (૨૫૫)

अनुरूपो वरः कोस्या भवितेति दिवानिशम् । अचिंतयत्तज्जनको जनकः पृथ्वीपतिः ॥२५६॥

આનો યોગ્ય વર કોણ હશે ? એ પ્રમાણે તેનો (સતીનો) પિતા જનક રાજા રાતદિવસ વિચાર કરવા લાગ્યો. (૨૫૬)

राज्ञां कुमारान् प्रत्येकं स वीक्ष्य चरचक्षुषा । व्यचारयन्महार्त्यैर्न कोऽपि रुरुचे पुनः ॥२५७॥

દરેક રાજકુમારોને ચપળ એવા ચર પુરુષો રૂપી નેત્રથી જોઈને પ્રધાનોની સાથે તેણે વિચારણા કરી પણ કોઈ (તેને) ગમ્યો નહિ. (૨૫૭)

तदार्धबर्बरैरातरंगतमादिपार्थिवैः । दैत्यकल्पैरनल्पैर्भूर्जनकस्योपदुद्रुवे ॥२५८॥

તે વખતે અર્ધબર્બર દેશના રાક્ષસ સમાન આતરંગતમ વગેરે ઘણા રાજાઓ વડે જનક (રાજા)ની પૃથ્વી ઉપદ્રવ કરાવા લાગી. (૨૫૮)

तेषां रोधाय कल्पांतवार्धिवारामिवाक्षमः । दूतं दशरथाहूत्यै प्राहिणोन्मिथिलेश्वरः । ॥२५९॥

પ્રલયકાળના સમુદ્રના પાણી સરખા તેમને અટકાવવાને અસમર્થ એવા જનક રાજાએ દશરથ (રાજા)ને બોલાવવા દૂત મોકલ્યો. (૨૫૯)

ऐक्ष्वाको दूतमायातं तमाहूय ससंभ्रमम् । सप्रसादं निषाद्याग्रे जगादैवं महामनाः ॥२६०॥

મહામનવાળા ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા એવા (દશરથ રાજા) એ આવેલા તે દૂતને જલદી બોલાવીને મહેરબાની-પૂર્વક આગળ બેસાડીને આ પ્રમાણે કહ્યું : (૨૬૦)

तस्यास्मत्सुहृदो दूरस्थितस्यापि त्वदागमात् । मन्ये सौहार्दमद्वैतं मर्यादाविव वारिधेः ॥२६१॥

"તારા આગમનથી હું માનું છું કે દૂર રહેલા એવા પણ અમારા તે મિત્રને જેમ સમુદ્રને ચંદ્રને વિષે (તેમ) મારે વિષે અભેદ મિત્રતા છે. (૨૬૧)

कच्चिद्राष्ट्रे पुरे गोत्रे सैन्ये स्वांगेऽन्यतोऽपि च । कुशलं मिथिलाभर्तुर्ब्रूह्यागमनकारणम् ॥२६२॥

મિથિલા નગરીના રાજા (જનક) ના રાષ્ટ્રમાં, નગરમાં, ગોત્રમાં, સૈન્યમાં, પોતાના શરીરને વિષે અને બીજે (સ્થળે) પણ કુશળ છે? (હવે) આવવાનું કારણ તું બોલ." (૨૬૨)

दूतोऽप्यवादीन्मद्भर्तुः सत्स्वप्याप्तेष्वनेकशः । सुहृद्धृदयमात्मा वा त्वमेवाऽसि महाभुज ॥२६३॥

દૂતે પણ કહ્યું કે મારા સ્વામીને અનેક આપ્ત પુરુષો હોતે છતે હે મહાભુજાવાળા (તેમનો) મિત્રના હૃદયવાળો અથવા (તેમનો) આત્મા તું જ છે. (૨૬૩)

जनकस्य सुखैर्दुखैर्यत्सदा गृह्यसे ततः । विधुरेऽद्य स्मृतस्तेन त्वं यथा कुलदेवता ॥२६४॥

જે કારણથી જનક (રાજા)ને સુખે (અથવા) દુઃખે તું ગ્રહણ (સ્મરણ) કરાય છે, તેથી આજે વિધુર અવસ્થામાં તેના વડે કુલદેવની માફક તું સ્મરણ કરાયો છે. (૨૬૪)

**वैताढ्याद्रेर्दक्षिणतः कैलासस्योत्तरेण च । संत्यनार्या जनपदा भूयांसो भीषणप्रजाः ॥२६५॥**

વૈતાઢ્યપર્વતની દક્ષિણે અને કૈલાસ (પર્વત)ની ઉત્તરે ભીષણ પ્રજાવાળા ઘણા અનાર્ય દેશો છે. (૨૬૫)

**तेष्वर्धबर्बरो नाम देशो बर्बरकुलवत् । विद्यते दारुणाचारैर्नरैरत्यंतदारुणः ॥ २६६ ॥**

તેઓ (દેશો)ને વિષે મુર્ખાઓના કુલવાળો, ખરાબ આચારવાળા માણસોથી અતિ ભયંકર એવો અર્ધબર્બર નામનો દેશ છે. (૨૬૬)

**मयूरमालनगरे तस्य देशस्य भूषणे । आतरंगतमो नाम म्लेच्छाराजोऽस्ति दारुणः ॥ २६७ ॥**

તે દેશના આભૂષણભૂત મયૂરમાલ (નામના) નગરમાં આતરંગતમ નામનો જુલમી એવો મ્લેચ્છ રાજા છે. (૨૬૭)

**शुकमंकनकांबोजप्रभृतीन् विषयानपि । भुंजते तनयास्तस्य नृपीभूय सहस्रशः ॥ २६८ ॥**

તેના હજારો પ્રમાણ પુત્રો રાજા થઈને શુક, મંક, નક અને અંબોજ વગેરે દેશોને ભોગવી રહ્યા છે. (૨૬૮)

**इदानीमातरंगस्तैः परितः परिवारितः । अक्षय्याक्षौहिणीनाथैरभांक्षीज्जनकक्षितिम् ॥ २६९ ॥**

હમણાં અક્ષય એવી અક્ષૌહિણી સેનાના પતિ એવા તે (રાજા)ઓથી સર્વબાજુએ પરિવરેલા એવા આતરંગે (રાજાએ) જનક (રાજા)ની પૃથ્વીને ખેદાનમેદાન કરી મૂકી છે. (૨૬૯) ॥ २६९ ॥

प्रतिस्थानं च चैत्यानि बभञ्जुस्ते दुराशयाः । तेषां ह्याजन्म संपद्भ्योऽप्यभीष्टो धर्मविप्लवः ॥ २७० ॥

દુષ્ટ આશયવાળા એવા તેઓએ દરેક સ્થાનો અને મંદિરોને તોડી નાખ્યાં છે. (ખરેખર) તેઓને જન્મથી આરંભીને સંપત્તિથી પણ ધર્મનો નાશ (વધારે) પ્રિય છે. (૨૭૦)

अनारतमभीष्टस्य धर्मस्य जनकस्य च । तत्कुरुष्व परित्राणं प्राणभूतस्तयोरसि ॥ २७१ ॥

તેથી પ્રિય એવા ધર્મનું અને જનક (રાજા)નું તું સદા રક્ષણ કર. (ખરેખર) તે બન્નેનો તું પ્રાણભૂત છે. (૨૭૧)

आकर्ण्यैवं दशरथो यात्राभेरीमवादयत् । संतः सतां परित्राणे विलंबन्ते न जातुचित् ॥ २७२ ॥

એ પ્રમાણે સાંભળીને દશરથે યાત્રાની ભેરી વગડાવી. (ખરેખર) સજ્જન પુરુષો સજ્જનોની રક્ષામાં ક્યારેય પણ વિલંબ કરતા નથી. (૨૭૨)

रामोऽथोचे दशरथं म्लेच्छोच्छेदाय चेत्स्वयम् । तातो यास्यति तद्रामः सानुजः किं करिष्यति ॥ २७३ ॥

હવે રામે દશરથ (રાજા)ને કહ્યું કે મ્લેચ્છોને છેદવા (જિતવા) જો પિતાજી સ્વયં જશે તો નાના ભાઈ સહિત રામ શું કરશે ? (૨૭૩)

पुत्रस्नेहाच्च तातेनाक्षमो वा तर्कितोऽस्म्यहम् । आभरताज्जन्मसिद्धं नन्विक्ष्वाकुषु पौरुषम् ॥ २७४ ॥

અથવા પિતાજી વડે પુત્રના સ્નેહથી હું અસમર્થ સમજાયો છું. પરંતુ ભરતથી આરંભીને ઇક્ષ્વાકુ વંશમાં પુરુષપણું જન્મસિદ્ધ છે. (૨૭૪)

प्रसीद विरम म्लेच्छानुच्छेत्तुं मां समादिश । अचिराच्छ्रोष्यसि स्वामिञ्जयवार्तां स्वजन्मनः ॥ २७५ ॥

તમે મહેરબાની કરો. (આપ) અટકી જાઓ. મ્લેચ્છોને છેદવા માટે મને આદેશ આપો. હે સ્વામિન્ ! પુત્રના જયના સમાચાર તમે જલદી સાંભળશો. (૨૭૫)

इत्थं कथंचिद्राजानमनुज्ञाप्य सहानुजः । सेनापरिवृतो रामो जगाम मिथिलापुरीम् ॥ २७६ ॥

એ પ્રમાણે કોઈ પણ રીતે રાજાની અનુજ્ઞા મેળવીને સેનાથી પરિવરેલો રામ નાના ભાઈ સહિત મિથિલા નગરી તરફ ચાલ્યો. (૨૭૬)

चमूरुद्वीपिशार्दूलसिंहानिव महावने । पुरीपरिसरेऽद्राक्षीद्रामो म्लेच्छमहाभटान् ॥ २७७ ॥

રામે નગરીની સમીપે મહાન વનમાં (રહેતા) મૃગલા, હાથીઓ, વાઘો અને સિંહ જેવા મ્લેચ્છ એવા (તે) મહાન સુભટોને જોયા. (૨૭૭)

रणकण्डूलदोर्दण्डा म्लेच्छास्ते जितकाशिनः । रामं द्रुतमुपद्रोतुं प्रावर्तन्त महौजसः ॥ २७८ ॥

મહા તેજસ્વી જય વડે કરીને શોભતા અને ભુજદંડમાં યુદ્ધની ખણજવાળા એવા તે મ્લેચ્છો રામને તુરત ઉપદ્રવ કરવા લાગ્યા. (૨૭૮)

युगपद्रामसैन्यं तैरस्त्रैरंधीकृतं क्षणात् । महावातैरिवोद्भ्रान्तैर्जगदुत्क्षिप्तरेणुभिः ॥ २७९ ॥

ઊંચે ભમનાર એવા મહા પવન વડે ઊંચે ફેંકાયેલ રજકણો દ્વારા જેમ જગત તેમ તેઓ વડે શસ્ત્રો દ્વારા એકીસાથે રામનું સૈન્ય ક્ષણ વારમાં આંધળું કરાયું. (૨૭૯)

जितमानिषु सैन्येषु परेषु जयमानिषु । मृतमानिनि जनके लोके संहृतमानिनि ॥ २८० ॥
रामो हसितमानी स्वमधिज्यं विदधे धनुः । अवादयच्च तन्मौर्वीं रणनाटकडिंडिमम् ॥ २८१ ॥

સૈન્ય પોતાને જિતાયેલું માનતે છતે, શત્રુઓ પોતાનો જય માનતે છતે, જનક (રાજા) પોતાને મરાયેલો માનતે છતે અને લોક પોતાનો સંહાર માનતે છતે હાસ્યને માનનાર એવા રામે દોરી જેના ઉપર ચડાવેલ છે, તેવું પોતાનું ધનુષ્ય ધારણ કર્યું (અને) યુદ્ધરૂપી નાટકની ડિંડિમ સમાન તેની દોરીને વગાડવા લાગ્યો. (૨૮૦-૨૮૧)

भूभंगमप्यकुर्वाणो गीर्वाण इव भूगतः । रामस्तान्कोटिशोऽप्यस्त्रैर्विव्याध व्याधवन्मृगान् ॥ २८२ ॥
अयं वराको जनकस्तत्सैन्यं मशकोपमम् । तत्साहाय्यागतं सैन्यं दैन्यभागादितोऽप्यभूत् ॥ २८३ ॥
अरे कुत इमे बाणाश्छादयन्तो नभस्तलम् । पक्षिराजा इवायान्तीत्यन्योन्यमभिभाषिणः ॥ २८४ ॥
आतरंगादयो म्लेच्छाधिपाः कुपितविस्मिताः । वर्षन्तोऽस्त्राणि युगपत्प्रतिरामं ढुढौकिरे ॥ २८५ ॥

શિકારી જેમ મૃગલાઓને (હણે) તેમ ભ્રૂકુટીના ભંગને પણ નહીં કરતા પૃથ્વી ઉપર રહેલા દેવ સમાન એવા શસ્ત્રો વડે ક્રોડો પ્રમાણ તેઓને હણ્યા. આ જનક રાજા ગરીબ છે. તેનું સૈન્ય મશકની ઉપમા સમાન છે. (અને) તેની સહાય માટે આવેલું સૈન્ય તો પ્રથમથી જ દીનતાને ભજનારું હતું. અરે આકાશતલને ઢાંકતાં એવાં આ બાણો

ગરુડની માફક કયાંથી આવે છે? એ પ્રમાણે અરસપરસ કહેતા ગુસ્સે થયેલા અને આશ્ચર્ય પામેલા એવા આતરંગ વગેરે મ્લેચ્છ રાજાઓ શસ્ત્રોને વર્ષાવતા રામ તરફ એકીસાથે કૂદી પડયા. (૨૮૨–૨૮૩–૨૮૪–૨૮૫)

**दूरापाती दृढाघाती शीघ्रवेधी च राघवः । तान् म्लेच्छान् हेलयाभाङ्क्षीच्छरभः कुंजरानिव ॥ २८६ ॥**

અષ્ટાપદ પશુ જેમ હાથીઓને તેમ દૂરથી આવી પડતા, દૃઢ રીતે આઘાત કરનાર, શીઘ્રતાથી વેધનાર એવા (રામે) રાઘવે તે મ્લેચ્છોને અપમાનથી ભગાડી મૂકયા. (૨૮૬)

**म्लेच्छाः प्रणश्य ते जग्मुः काका इव दिशो दिशि । बभूव स्वस्थो जनको जनैर्जानपदैः समम् ॥ २८७ ॥**

તે મ્લેચ્છો નાસીને કાગડાની માફક દશે દિશામાં ચાલ્યા ગયા. (ત્યાર બાદ) દેશના માણસો સાથે જનક રાજા સ્વસ્થ થયો. (૨૮૭)

**हृष्टोऽथ स्वसुतां सीतां रामाय जनको ददौ । द्वयं रामागमात्तस्य वरप्राप्तिर्जयोऽप्यभूत् ॥ २८८ ॥**

હવે ખુશી થયેલા જનક રાજાએ પોતાની પુત્રી સીતાને રામને આપી. રામના આગમનથી તેને (જનક રાજાને) વરની પ્રાપ્તિ અને જય એમ બન્ને પણ થયાં. (૨૮૮)

**तदा च जानकीरूपं जनादाकर्ण्य नारदः । तत्रागात्कौतुकाद्द्रष्टुं कन्यावेश्म विवेश च ॥ २८९ ॥**

અને તે વખતે સીતાના રૂપને માણસો પાસેથી સાંભળીને કૌતુકથી જોવાને માટે નારદ ત્યાં ગયા અને કન્યા-ગૃહમાં પ્રવેશ કર્યો. (૨૮૯)

पिंगकेशं पिंगनेत्रं तुंदिलं छत्रिकाधरम् । दंडपाणिं सकौपीनमपीनांगं स्फुरच्छिरवम् ॥ २९० ॥
भीषणं नारदं प्रेक्ष्य भीता सीता सवेपथुः । हा मातरित्यारटन्ती गर्भागारान्तरेऽविशत् ॥ २९१ ॥

પીળા કેશવાળા, પીળા નેત્રવાળા, મોટા પેટવાળા, છત્રીને ધારણ કરનારા, હાથમાં દંડવાળા, લંગોટીવાળા, કૃશ અંગવાળા અને સ્ફુરાયમાન શિખાવાળા એવા ભીષણ નારદને જોઈને ભય પામેલી અને ધ્રુજારી સહિત હા, માતા ! એ પ્રમાણે શબ્દ કરતી સીતા ઘરના મધ્ય ભાગમાં ચાલી ગઈ. (૨૯૦–૨૯૧)

कण्ठे शिखायां बाहौश्च धृत्वा तुमुलकारिभिः । दासिकाद्वारपालाद्यै रुरुधे नारदस्ततः ॥ २९२ ॥

શોરબકોર કરનાર એવી દાસીઓ અને દ્વારપાલો વગેરે વડે ગળેથી, ચોટીથી અને બન્ને હાથથી પકડીને ત્યાંથી નારદ અટકાવાયા. (૨૯૨)

तेषां कलकलादेयुः शस्त्रिणो राजपूरुषाः । यमदूता इव क्रुध्धा हतैनमिति भाषिणः ॥ २९३ ॥

તેમના કોલાહલથી યમ (રાજા)ના દૂતની જેમ ગુસ્સે થયેલા (અને) આને હણો એ પ્રમાણે બોલનાર શસ્ત્રધારી રાજપુરુષો (ત્યાં) આવ્યા. (૨૯૩)

क्षुभितो नारदस्तेभ्यः स्वं विमोच्य कथंचन । ययावुत्पत्य वैताढ्यं तत्र चैवमचिन्तयत् ॥ २९४ ॥

ભયભીત થયેલા નારદ તેમની પાસેથી પોતાને કોઈ પણ રીતે છોડાવી ઊડીને વૈતાઢ્ય પર્વત ઉપર ગયા અને ત્યાં આ પ્રમાણે વિચારવા લાગ્યા : (૨૯૪)

व्याघ्रीभ्य इव गौर्जीवन् दासीभ्यो निरगामहम् । दिष्टया प्राप्तोऽस्मि वैताढ्यं बहुविद्याधरेश्वरम् ॥ २९५ ॥

વાઘણો પાસેથી જેમ જીવતો બળદ (છૂટે) તેમ ભાગ્યયોગથી દાસીઓ પાસેથી હું છૂટી નીકળ્યો છું (અને) ઘણા ધનવાન વિદ્યાધરો છે જેના ઉપર એવો વૈતાઢ્ય પર્વત પામ્યો છું. (૨૯૫)

अस्तीह दक्षिणश्रेणौ चन्द्रगत्यात्मजो युवा । भामण्डलो नाम दोष्मानाखण्डलपराक्रमः ॥ २९६ ॥

અહીં (વૈતાઢ્યની) દક્ષિણ શ્રેણિએ ઇંદ્ર જેવો પરાક્રમી અને ભુજાવાળો ચંદ્રગતિનો ભામંડલ નામનો યુવાન પુત્ર છે. (૨૯૬)

पटे लिखित्वा तत्सीतां दर्शयाम्यस्य येन ताम् । हठादपहरत्येष कृते प्रतिकरोम्यदः ॥ २९७ ॥

તેથી પટ ઉપર સીતાનું આલેખન કરીને એને (ભામંડલને) હું બતાવું જેથી એ બળાત્કારે તેણીનું (સીતાનું) અપહરણ કરશે, માટે આ (તેનો) હું બદલો લઉં. (૨૯૭)

तथैव नारदः कृत्वा सीतारूपमदर्शयत् । भामण्डलकुमारस्यादृष्टपूर्वं जगत्त्रये ॥ २९८ ॥

નારદે તે પ્રમાણે કરીને ત્રણે જગતમાં પૂર્વે નહીં જોયેલ એવું સીતાનું રૂપ ભામંડલકુમારને બતાવ્યું (૨૯૮)

सद्यो भामण्डलो भूतेनेवाक्रामि मनोभुवा । लेभे न जातुचिन्निद्रां विन्ध्याकृष्ट इव द्विपः ॥ २९९ ॥

તરત જ ભામંડલ ભૂતની માફક કામદેવ વડે વ્યાપ્ત થયો (અને) વિંધ્યાચલ (પર્વત) ઉપરથી લાવેલા હાથીની માફક ક્યારેય પણ નિદ્રા ન પામ્યો. (૨૯૯)

बुभुजे न हि भोज्यानि पेयान्यपि पपौ न सः । अवतस्थे च मौनेन योगीव ध्यानतत्परः ॥ ३०० ॥

તેણે (ભામંડલે) ભોજન ખાધું નહીં, પાણી પણ પીધું નહીં અને ધ્યાનમાં તત્પર એવા યોગીની માફક મૌન-પૂર્વક રહ્યો. (૩૦૦)

तं तथा विधुरं प्रेक्ष्यावोचच्चन्द्रगतिर्नृपः । किमाधिर्बाधते कोऽपि त्वामथ व्याधिरुद्धतः ॥ ३०१ ॥

તે પ્રમાણે તેને દુઃખી જોઈને ચંદ્રગતિ રાજાએ કહ્યું શું તને કોઈ પણ માનસિક પીડા બાધ કરે છે અથવા ઉદ્ધત એવો (કોઈ) વ્યાધિ ? (બાધ કરે છે ?) (૩૦૧)

किमाज्ञाखण्डनं केनाऽप्यकारि भवतोऽथवा । अन्यद्वा ब्रूहि हे वत्स यत्ते दुःखस्य कारणम् ॥ ३०२ ॥

અથવા તો શું કોઈના વડે પણ તારી આજ્ઞાનું ખંડન કરાયું છે. અથવા બીજું કંઈ છે ? હે પુત્ર ! તારા દુઃખનું જે કારણ હોય (તે) તું કહે. (૩૦૨)

भामण्लडकुमारोऽभूद्धिया द्वेधाप्यवाङ्मुखः । गुरूणां तादृगाख्यातुं कुलीनाः कथमीशते ॥ ३०३ ॥

ભામંડલ કુમાર લજ્જાથી બે પ્રકારે નીચા મુખવાળો થયો (કેમ કે) વડીલોને તેવું કહેવાને કુલીન (માણસો) કેવી રીતે સમર્થ હોય ? (૩૦૩)

उचुर्वयस्या अथ भामण्डलस्यार्तिकारणम् । कामनां नारदानीतपटालिखितयोषिति ॥ ३०४ ॥

હવે નારદે લાવેલ પટને વિષે આલેખન કરાયેલ સ્ત્રી વિષેની ઇચ્છા (તે) ભામંડલના દુઃખનું કારણ છે, (એ પ્રમાણે) મિત્રોએ કહ્યું. (૩૦૪)

वेश्मन्यानीय भक्त्याशु नारदं राजपुंगवः । का सा कस्यात्मजेत्यादि पप्रच्छ पटयोषितः ॥ ३०५ ॥

શ્રેષ્ઠ રાજાએ નારદને ભક્તિપૂર્વક ઘેર લાવીને તેણી કોણ છે ? કોની પુત્રી છે ? વગેરે પટમાં (આલેખાયેલ) સ્ત્રી વિષેના (સમાચાર) પૂછયા. (૩૦૫)

आचख्यौ नारदोऽप्येवं विदेहाजनकात्मजा । नामधेयेन सीता सा या मया दर्शिता पटे ॥ ३०६ ॥

નારદે પણ આ પ્રમાણે કહ્યું : 'તે સીતા નામે મિથિલાનગરીના જનક (રાજા)ની પુત્રી છે કે જે મારા વડે પટમાં બતાવાઈ છે. (૩૦૬)

यादृशी सास्ति रूपेण लिखितुं तादृशीं पुनः । नाभिज्ञोऽहं न चान्यो वा मूर्त्या लोकोत्तरैव सा ॥ ३०७ ॥

રૂપથી તેણી જેવી છે તેવી તો વળી આલેખવાને હું કાબેલ નથી. અથવા બીજો (પણ કોઈ) કાબેલ નથી. આકૃતિથી તે લોકોત્તર જ છે. (૩૦૭)

नामरीषु न नागीषु न गंधर्वीषु तादृशम् । सीताया यादृशं रूपं का कथा मानवीषु तु ॥ ३०८ ॥

સીતાનું જેવું રૂપ છે તેવું રૂપ દેવીઓને વિષે નથી, ભવનપતિ-દેવીઓને વિષે નથી, ગંધર્વ સ્ત્રીઓને વિષે નથી, તો માનવ સ્ત્રીઓને વિષે વાત શી ? (૩૦૮)

यादृग्रूपं यथावस्थं विकर्तुं नेश्वराः सुराः । नानुकर्तुं सुरनरा न च कर्तुं प्रजापतिः ॥ ३०९ ॥

યોગ્ય સ્થાને રહેલું જેવું તેણીનું રૂપ છે (તેવું રૂપ) વિકુરવાને દેવો સમર્થ નથી, અનુકરણ કરવાને દેવતા પુરુષો સમર્થ નથી અને કરવાને બ્રહ્મા સમર્થ નથી. (૩૦૯)

तस्या मधुरता काचिदाकृतौ वचनेऽपि च। कंठे च पाणिपादे च रक्तता काचिदुच्चकैः ॥ ३१० ॥

તેણીની આકૃતિમાં, વચનમાં અને કંઠમાં કોઈક મધુરતા રહેલી છે. અને હાથ-પગમાં કોઈ ઊંચા પ્રકારની લાલાશ રહેલી છે. (૩૧૦)

अथवा तां यथावस्थां यथा नालेखितुं क्षमः। नालं तथा वक्तुमपि वच्म्यतः परमार्थतः ॥ ३११ ॥

અથવા યથાયોગ્ય અવસ્થાવાળી તેણીને જેમ આલેખવાને હું સમર્થ નથી તેમ કહેવાને પણ સમર્થ નથી. આથી પરમાર્થથી હું કહું છું. (૩૧૧)

योग्या भामण्डलस्येति विचार्य मनसा मया। यथाप्रज्ञं समालिख्य दर्शितेयं पटे नृप ॥ ३१२ ॥

ભામંડલને યોગ્ય છે, એ પ્રમાણે મનથી વિચારીને હે રાજન્! મારા વડે બુદ્ધિ પ્રમાણે પટમાં આલેખાઈને આ (સીતા) બતાવાઈ છે.' (૩૧૨)

भविष्यति तवैवैषा पत्नी खिद्यस्व मा ततः। इत्याश्वास्य सुतं राजा व्यसृजन्नारदं मुनिम् ॥ ३१३ ॥

એ (સીતા) તારી પત્ની થશે જ તેથી તું ખેદ ન કર, એ પ્રમાણે પુત્રને આશ્વાસન આપીને રાજાએ નારદ મુનિને વિસર્જન કર્યા. (૩૧૩)

ततश्च चपलगतिं नाम विद्याधरं नृपः। इत्यादिदेश जनकमपहृत्यानय द्रुतम् ॥ ३१४ ॥

ત્યાર બાદ જનક (રાજા)નું અપહરણ કરીને જલદી લાવ એ પ્રમાણે રાજાએ ચપલગતિ નામના વિદ્યાધરને આજ્ઞા કરી (૩૧૪)

**रजन्यां जनकं हृत्वानुपलक्षित एव सः । समानीयार्पयामास राज्ञश्चन्द्रगतेरथ ॥ ३१५ ॥**

હવે ઓળખી જ ન શકાય એવા તેણે (ચપલગતિએ) રાત્રિને વિષે જનકનું હરણ કરીને લાવીને ચંદ્રગતિ રાજાને સોંપ્યો. (૩૧૫)

**जनकं बन्धुवत्स्नेहाद्रथनूपुरपार्थिवः । समाश्लिष्यासयित्वा च ससौहार्दमदोऽवदत् ॥ ३१६ ॥**

રથનૂપુરના રાજાએ જનક (રાજા)ને ભાઈની માફક સ્નેહથી ભેટીને અને બેસાડીને મિત્રતા સહિત આ કહ્યું : (૩૧૬)

**लोकोत्तरगुणा पुत्री तव सीतेति विद्यते । भामण्डलश्च मे सूनुरनूनो रूपसंपदा ॥ ३१७ ॥**

'લોકોત્તર ગુણોવાળી સીતા એ પ્રમાણે (નામવાળી) તારે પુત્રી છે અને રૂપની સંપત્તિથી અન્યૂન એવો ભામંડલ (નામે) મારે પુત્ર છે. (૩૧૭)

**द्वयोर्वधूवरत्वेन संयोगोऽस्तूचितोऽधुना । संबन्धादावयोश्चाऽपि मिथो भवतु सौहृदम् ॥ ३१८ ॥**

હમણાં (તે) બન્નેના વહુ અને વરપણાથી ઉચિત સંયોગ હો અને સંબંધથી આપણા બેની અરસપરસ મિત્રતા હો.' (૩૧૮)

इत्यूचे जनको दत्ता रामाय स्वसुता मया । कथमन्यस्य यच्छामि दीयन्ते कन्यकाः सकृत् ॥ ३१९ ॥

મારા વડે પોતાની પુત્રી રામને અપાઈ છે (તેથી) બીજાને કેવી રીતે આપું ? (ખરેખર) કન્યાઓ એક વખત અપાય છે. એ પ્રમાણે જનકે (રાજાએ) કહ્યું. (૩૧૯)

अथ चन्द्रगतिः प्रोचे स्नेहवृद्धिकृते मया । आनीय याचितोऽसि त्वं तां क्षमो हर्तुमप्यहम् ॥ ३२० ॥

હવે ચંદ્રગતિએ કહ્યું : 'તેણી (સીતા)નું હરણ કરવા માટે પણ હું સમર્થ છું (પણ) સ્નેહની વૃદ્ધિ માટે લાવીને તું મારા વડે મંગાયો છે. (૩૨૦)

यद्यपि स्वसुता सीता त्वया रामाय कल्पिता । तथापि नः पराजित्य रामस्तां परिणेष्यति ॥ ३२१ ॥

જોકે પોતાની પુત્રી સીતા તારા વડે રામને કલ્પાયેલી છે, તોપણ રામ અમોને હરાવીને તેણીને પરણી શકશે. (૩૨૧)

वज्रावर्तार्णवावर्ते धनुषी देवताज्ञया । सदा यक्षसहस्राधिष्ठिते दुःसहतेजसी ॥ ३२२ ॥

દેવની આજ્ઞાથી હંમેશાં હજારો યક્ષથી અધિષ્ઠિત (અને) દુઃખે સહન કરી શકાય તેવા તેજવાળાં વજ્રાવર્ત અને અર્ણવાવર્ત (નામે) બે ધનુષ્ય છે. (૩૨૨)

पूज्ये ते नः सदा गोत्रदेवतावन्निकेतने । कृते भविष्यतो रामशार्ङ्गिणोस्तद्गृहाण ते ॥ ३२३ ॥

અમારા ઘરમાં તે બન્ને (ધનુષ્ય) હમેશાં ગોત્રદેવતાની માફક પૂજ્ય છે (અને) ભવિષ્યના બળદેવ અને વાસુદેવને માટે છે. તેથી તે બન્ને તું ગ્રહણ કર. (૩૨૩)

आभ्यामारोपयत्येकमपि दाशरथिः स चेत् । वयं जितास्तदा तेन स उद्वहतु ते सुताम् ॥ ३२४ ॥

આ બન્નેમાંથી એકને પણ જો દશરથનો તે પુત્ર ચડાવે તો તેના વડે અમો જિતાશું (પછી) તે ભલે તારી પુત્રીને પરણે.' (૩૨૪)

प्रतिज्ञामित्यनुग्राह्य बलादपि हि मैथिलम् । मिथिलायामनैषीच्च चापे ते च सनंदनः ॥ ३२५ ॥

ખરેખર હઠથી પણ એ પ્રમાણે પ્રતિજ્ઞા ગ્રહણ કરાવીને પુત્ર સહિત તે (ચંદ્રગતિ રાજા) જનક રાજાને અને તે બન્ને ધનુષ્યને મિથિલાનગરીમાં લઈ ગયો. (૨૩૫)

मुमोच जनकं राजौकसि चन्द्रगतिर्नृपः । स्वयं तु सपरीवारोऽवात्सीत्पुर्या बहिर्भुवि ॥ ३२६ ॥

ચંદ્રગતિ રાજાએ જનકને રાજમહેલમાં મૂક્યો પણ પરિવાર સહિત પોતે નગરીની બહાર ભૂમિ ઉપર રહ્યો. (૩૨૬)

आचख्यौ जनकस्तच्च वृत्तं निशि तदैव हि । महादेव्या विदेहायाः सद्यो हृदयशल्यदम् ॥ ३२७ ॥

જનકે રાત્રે તે જ વખતે હૃદયને દુઃખ આપનાર તે હકીકત તુરત જ મહાદેવી વિદેહાને કહી. (૩૨૭)

विदेहाऽपि रुरोदैवं रे दैवात्यंतनिर्घृण । पुत्रं हृत्वा न मे तृप्तः पुत्रीमपि हरिष्यसि ॥ ३२८ ॥

અતિ નિષ્ઠુર એવા હે દૈવ! મારા પુત્રનું હરણ કરીને તું તૃપ્ત ન થયો. પુત્રીનું પણ હરણ કરીશ! એ પ્રમાણે વિદેહા પણ રુદન કરવા લાગી. (૩૨૮)

स्वेच्छयैव वरादानं लोके न हि परेच्छया । परेच्छया वरादानं दैवादापतितं मम ॥ ३२९ ॥

ખરેખર લોકમાં પોતાની ઇચ્છાથી વર મેળવાય છે પરની ઇચ્છાથી નહીં. મારે ભાગ્યયોગે પરની ઇચ્છાથી વર મેળવવાનું આવી પડ્યું છે. (૩૨૯)

परेच्छया प्रतिज्ञातं कोदण्डारोपणं यदि । कुर्यान्न रामोऽन्यः कुर्यात्तदानिष्टो वरो भवेत् ॥ ३३० ॥

પરની ઈચ્છાથી પ્રતિજ્ઞા કરાયેલ એવા ધનુષનું આરોપણ જો રામ નહીં કરે (અને) બીજો કોઈ કરશે તો અનિષ્ટ વર થશે. (૩૩૦)

अथेत्थं जनकोऽवोचन्मा भैषीरेष राघवः । दृष्टसारो मया देवि लतावत्तस्य तद्धनुः ॥ ३३१ ॥

હવે જનકે આ પ્રમાણે કહ્યું : 'હે દેવી ! તું ડર નહીં. આ રામ મારા વડે જોવાયેલા સત્ત્વવાળો છે. તેને તે ધનુષ વેલડી સમાન છે.' (૩૩૧)

विदेहामिति संबोध्य प्रभाते जनकोऽमुचत् । अर्चित्वा चापरत्ने ते मण्डपे मंचमण्डिते ॥ ३३२ ॥

એ પ્રમાણે વિદેહાને સંબોધીને સવારમાં જનકે તે ધનુષ રત્નને પૂજીને શોભિત એવા મંડપ ઉપર મૂક્યા. (૩૩૨)

सीतास्वयंवरायाऽथ विद्याधरनरेश्वराः । तत्रैत्य जनकाहूता अधिमंचमुपाविशन् ॥ ३३३ ॥

હવે સીતાના સ્વયંવર માટે જનકે (રાજાએ) બોલાવેલા વિદ્યાધર રાજાઓ ત્યાં આવીને મંચ ઉપર બેઠા. (૩૩૩)

ततः सखीपरिवृता दिव्यालंकारधारिणी । भूचारिणीव त्रिदशी तत्रोपेयाय जानकी ॥ ३३४ ॥

ત્યાર બાદ દિવ્ય અલંકાર ધારણ કરેલી, પૃથ્વી ઉપર ચાલનારી, દેવી સમાન સખીઓથી પરીવરેલી સીતા ત્યાં ગઈ. (૩૩૪)

**तत्र कृत्वा धनुःपूजां रामं मनसि कृत्य च । अतिष्ठज्जानकी तत्र जननेत्रसुधासरित् ॥ ३३५ ॥**

ત્યાં ધનુષની પૂજા કરીને અને રામને મનમાં રાખીને માણસોના નયનને અમૃતની સરિતા સમાન એવી સીતા ત્યાં ઊભી રહી. (૩૩૫)

**नारदोदितसंवादिसीतारूपेक्षणात्तदा । भामण्डलकुमारस्य मारोऽभून्मारकात्मकः ॥ ३३६ ॥**

તે વખતે નારદે કહેલાને કહેનાર એવા સીતાના રૂપને જોવાથી ભામંડલકુમારને મારનાર સ્વરૂપ એવો કામદેવ (પ્રગટ) થયો. (૩૩૬)

**अथोचे जनकद्वाःस्थो भो भोः सर्वेऽपि खेचराः । महीचराश्च राजानो जनकोऽयं वदत्यदः ॥ ३३७ ॥**

ત્યાર બાદ જનકના દ્વારપાલે કહ્યું, 'અરે અરે સર્વે વિદ્યાધરો અને પૃથ્વીચર રાજાઓ ! એ જનક આ કહે છે. (૩૩૭)

**आरोपयति यः कश्चिदनयोश्चापदण्डयोः । अप्येकतरमद्यैव स उद्वहतु नः सुताम् ॥ ३३८ ॥**

આ બે ધનુષદંડમાંના એકને પણ જે કોઈ ચઢાવશે તે આજે જ અમારી પુત્રીને ભલે પરણે.' (૩૩૮)

**एकैकशोऽथ दोष्मन्तः खेचरा भुभुजोऽपि च । उपधन्वं समाजग्मुस्तदारोपणकाम्यया ॥ ३३९ ॥**

ત્યાર બાદ તે (ધનુષ)ને ચઢાવવાની ઇચ્છાથી ભુજાવાન એક એક વિદ્યાધરો અને રાજાઓ પણ ધનુષની સમીપમાં આવ્યા. (૩૩૯)

**वेष्टिते पन्नगै रौद्रैश्चापे ने तीव्रतेजसी । नालं बभूवुस्ते स्प्रष्टुमप्यादातुं तु का कथा ॥ ३४० ॥**

ભયંકર સર્પોથી વીંટળાયેલ (અને) તીવ્ર તેજવાળા તે બે ધનુષ્યને સ્પર્શવાને પણ તેઓ સમર્થ ન થયા તો લેવાની તો વાત જ શી ? (૩૪૦)

**धनुःस्फुलिंगज्वालाभिर्निर्यान्तीभिरनेकशः । प्लुष्यमाणा निववृत्येयुस्तेऽन्यतोऽधोमुखा ह्रिया ॥ ३४१ ॥**

નીકળતી એવી ધનુષ્યના તણખાઓની જ્વાલાથી અનેક પ્રમાણ બળાતા એવા તેઓ લજ્જાથી નીચા મુખવાળા છતાં (ત્યાંથી) પાછા ફરીને બીજે સ્થળે ચાલ્યા ગયા. (૩૪૧)

**अथ दाशरथी रामश्चलत्काञ्चनकुण्डलः । गजेन्द्रलीलागमनश्चापोपान्तमुपासरत् ॥ ३४२ ॥**

હવે ચપળ એવા સુવર્ણના કુંડલવાળો અને શ્રેષ્ઠ એવા હાથીની ગતિ સમાન ગતિવાળો દશરથનો પુત્ર રામ ધનુષની સમીપે ગયો. (૩૪૨)

**वीक्ष्यमाणः सोपहासं चन्द्रगत्यादिभिर्नृपैः । जनकेन च साशङ्कं निःशंको लक्ष्मणाग्रजः ॥ ३४३ ॥**

**वज्रमिव वज्रपाणिर्वज्रावर्तं महाधनुः । शान्तोरगानलं सद्यः परिपस्पर्श पाणिना ॥ ३४४ ॥**

ચંદ્રગતિ વગેરે રાજાઓ વડે મશ્કરીપૂર્વક અને જનક વડે આશંકા સહિત જોવાતા એવા લક્ષ્મણના મોટા ભાઈએ

(રામે) ઇંદ્ર જેમ વજ્રને તેમ શાંત સર્પ અને અગ્નિવાળા એવા વજ્રાવર્ત (નામના) મહાન ધનુષ્યને હાથ વડે તુરત સ્પર્શ કર્યો. (૩૪૩–૩૪૪)

स्थापयित्वाऽध्ययःपीठं नमयित्वा च नेत्रवत् । अधिज्यं विदधे धन्वं तद्रामो धन्विनां वरः ॥ ३४५ ॥

ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ એવા રામે તે ધનુષ્યને લોખંડની પીઠ ઉપર સ્થાપીને અને નેતરની માફક નમાવીને દોરી ઉપર ચઢાણ કર્યું. (૩૪૫)

आकर्णान्तं तदाकृष्य रोदःकुक्षिंभरिध्वनि । धनुरास्फालयामास स्वयशःपटहोपमम् ॥ ३४६ ॥

તે વખતે કાનના અંત સુધી ખેંચીને આકાશના પેટને પૂરી દેનાર અવાજવાળા (અને) પોતાના યશના પટહની ઉપમાવાળા તે ધનુષ્યને હલાવ્યું. (૩૪૬)

स्वयंवरस्रजं रामे स्वयं चिक्षेप मैथिली । चापाच्चोत्तारयामास रामभद्रोऽपि शिंजिनीम् ॥ ३४७ ॥

સીતાએ પોતે સ્વયંવરમાળા રામ (ના કંઠને) વિષે સ્થાપન કરી, અને ભદ્ર એવા રામે ધનુષ ઉપરથી દોરી ઉતારી. (૩૪૭)

लक्ष्मणोऽप्यर्णवावर्तं कार्मुकं रामशासनात् । अधिज्यं विदधे सद्यः प्रेक्षितो विस्मितैर्जनैः ॥ ३४८ ॥

આશ્ચર્ય પામેલા માણસોથી જોવાયેલા લક્ષ્મણે પણ રામની આજ્ઞાથી અર્ણવાવર્ત (નામના) ધનુષ્યને તુરત જ દોરી ઉપર ધારણ કર્યું. (૩૪૮)

आस्फालयच्च तन्नादबधरीकृतदिङ्मुखम् । उत्तार्य मौर्वीं सौमित्रः पुनः स्थाने मुमोच च ॥ ३४९ ॥

દોરી ઉતારીને (અને) અવાજથી બધીર કર્યું છે) દિશાઓનું મુખ જેને એવા હલાવાતા તે (ધનુષ્ય)ને લક્ષ્મણે (સુમિત્રાના પુત્રે) સ્થાન ઉપર ફરી મૂક્યું. (૩૪૯)

ददुः सौमित्रये विद्याधराश्चकितविस्मिताः । अष्टादश निजाः कन्याः सुरकन्या इवाद्भुताः ॥३५० ॥

ભય પામેલ અને આશ્ચર્ય પામેલ વિદ્યાધરોએ સુરકન્યા જેવી અદ્ભુત એવી પોતાની અઢાર કન્યાઓ લક્ષ્મણને આપી. (૩૫૦)

विलक्षाश्चन्द्रगत्याद्यास्ताम्यद्भामण्डलान्विताः । विद्याधरेन्द्राः प्रययुः पुरं निजनिजं ततः ॥ ३५१ ॥

તેથી દુઃખી થતા ભામંડલ સહિત વિલક્ષ થયેલા ચંદ્રગતિ વગેરે વિદ્યાધર ઇંદ્રો પોતપોતાના નગર તરફ ગયા. (૩૫૧)

अथ मैथिलसंदेशादागाद्दशरथो द्रुतम् । महोत्सवेन जज्ञे च विवाहो रामसीतयोः ॥ ३५२ ॥

હવે જનક રાજાના સંદેશાથી (રાજા) દશરથ તરત આવ્યા અને મહોત્સવપૂર્વક રામ–સીતાનો વિવાહ થયો. (૩૫૨)

तदा च जनकभ्राता कनकोऽपि निजां सुताम् । भरताय ददौ भद्रां सुप्रभाकुक्षिसंभवाम् ॥ ३५३ ॥

અને તે સમયે જનક (રાજાના) ભાઈ કનકે પણ પોતાની સુપ્રભાના ઉદરથી ઉત્પન્ન થયેલી ભદ્રા (નામની) પુત્રી ભરતને આપી. (૩૫૩)

**समं सुतैः स्नुषाभिश्च राजा दशरथोऽपि हि । ययावयोध्यां नगरीं नागरैः प्रकृतोत्सवाम् ॥ ३५४ ॥**

રાજા દશરથ પણ પુત્રો અને પુત્રવધૂઓની સાથે નગરજનો વડે કરાયેલ ઉત્સવવાળી અયોધ્યા નગરીમાં ગયો. (૩૫૪)

**अपरेद्युर्दशरथो राजा चैत्यमहोत्सवम् । ऋद्ध्या महत्या विदधे शान्तिस्नात्रं चकार च ॥ ३५५ ॥**

એકદા દશરથ રાજાએ મહા ઋદ્ધિથી ચૈત્ય મહોત્સવ અને શાંતિસ્નાત્ર કર્યું. (૩૫૫)

**स्नानांभः सौविदल्लेन महिष्यै प्रथमं तदा । पश्चात्त्वपरपत्नीभ्यो दासीभिः प्राहिणोन्नृपः ॥ ३५६ ॥**

તે સમયે રાજાએ પ્રથમ કંચુકી સાથે પટ્ટરાણીને અને પછીથી દાસીઓ સાથે અન્ય પત્નીઓને સ્નાત્ર-જળ મોકલ્યું. (૩૫૬)

**यौवनाच्छीघ्रगामिन्यो दास्यः प्रथममेव ताः । राज्ञीनामार्पयन् स्नानपयस्ताश्च ववंदिरे ॥ ३५७ ॥**

યુવાનીથી શીઘ્રગતિવાળી તે દાસીઓએ સ્નાત્ર-જળ પહેલાં જ તે રાણીઓને આપ્યું અને તેઓએ (તેને) વંદન કર્યું. (૩૫૭)

**वृद्धत्वात्सौविदल्ले तु शनिवन्मन्दगामिनि । असंप्राप्तस्नानजला महादेवीत्यचिंतयत् ॥ ३५८ ॥**

પરંતુ વૃદ્ધ હોવાથી શનિની જેમ કંચુકી મંદગતિવાળો હોતે છતે સ્નાત્ર-જળ નહિ પ્રાપ્ત કરેલ પટ્ટરાણી આ પ્રમાણે વિચાર કરવા લાગી : (૩૫૮)

सर्वासामेव राज्ञीनां जिनेन्द्रस्नानवारिणा। प्रसादो विदधे राज्ञा महिष्या अपि मे न हि॥ ३५९॥

રાજા વડે બધી જ રાણીઓને અરિહંત પ્રભુના સ્નાત્ર-જળ (મોકલવા) વડે પ્રસાદ કરાયો, પરંતુ પટ્ટરાણી હોવા છતાં મને નહિ! (૩૫૯)

तत्कृतं मन्दभाग्याया जीवितेनाऽयतो मम। ध्वस्ते माने हि दुःखाय जीवितं मरणादपि॥ ३६०॥

તેથી મંદ ભાગ્યવાળી એવી મારે હવે જીવવા વડે સર્યું, કેમ કે માન નષ્ટ થયે છતે જીવન મરણ કરતાંય દુઃખ માટે થાય છે. (૩૬૦)

विमृश्येति प्रविश्यांतर्मरणे कृतनिश्चया। वस्त्रेणोद्बद्धुमात्मानमारेमे सा मनस्विनी॥ ३६१॥

એ પ્રમાણે અંતરમાં વિચાર કરી મરવા માટે કરાયેલ નિશ્ચયવાળી તે મનસ્વિનીએ વસ્ત્ર વડે ગળે ફાંસો ખાવાનો આરંભ કર્યો. (૩૬૧)

तदैवागान्नरेन्द्रस्तां तदवस्थां ददर्श च। तन्मृत्युभीतः स्वोत्संगे निवेश्यैवमुवाच च॥ ३६२॥

તે જ સમયે રાજા (ત્યાં) આવ્યો અને તેણીને તે અવસ્થાવાળી જોઈ. તેના મૃત્યુથી ભય પામેલ (રાજાએ) પોતાના ઉત્સંગમાં બેસાડી આ પ્રમાણે કહ્યું : (૩૬૨)

कुतोऽपमानादारब्धं दुःसाहसमिदं त्वया। किं नाम दैवाद्विदधे मया काऽप्यवमानना ॥ ३६३॥

તારા વડે કયા અપમાનથી આ દુઃસાહસ આરંભાયું છે? શું દૈવયોગથી મારાથી (જ) કંઈ અપમાન કરાયું છે? (૩૬૩)

सापि गद्गदवागूचे जिनस्नानपयः पृथक्। सर्वासां प्रैषि राज्ञीनां भवता न पुनर्मम ॥ ३६४॥

ગદ્ગદિત વાણીવાળી તે પણ બોલી (કે) આપના વડે સર્વ રાણીઓને જુદું જુદું અર્હંતપ્રભુનું સ્નાત્રજળ મોકલાયું, પરંતુ મને નહિ. (૩૬૪)

इत्यवोचत सा यावत्तावदागाच्च कंचुकी। राज्ञार्हत्स्नात्रवारीदं प्रस्थापितमिति ब्रुवन् ॥ ३६५॥

જેટલામાં તે (રાણી) એ પ્રમાણે બોલતી હતી તેટલામાં આ જિનેશ્વરદેવનું સ્નાત્રજળ રાજા વડે આપને મોકલાયું છે એમ બોલતો કંચુકી (ત્યાં) આવ્યો. (૩૬૫)

सोऽभ्यसिंचच्च तां मूर्ध्नि तेन पुण्येन वारिणा। विलंबेन किमागास्त्वं राज्ञा चैवमपृच्छयत ॥ ३६६॥

તેણે તે પુણ્ય જળ વડે તેણીના મસ્તક ઉપર અભિષેક કર્યો અને તું વિલંબથી કેમ આવ્યો? એમ રાજા વડે પુછાયું. (૩૬૬)

कंचुक्यपि जगादैवं वार्द्धकं मेऽपराध्यति। सर्वकार्याक्षमं स्वामिन्मां पश्य स्वयमप्यमुम् ॥ ३६७॥

કુંચુકી પણ આ પ્રમાણે બોલ્યો (કે) હે સ્વામિન્! સર્વ કાર્ય (કરવા)માં અસમર્થ એવું મારું વૃદ્ધત્વ અપરાધ કરે છે. (આપ) જાતે પણ આ મને જુઓ. (૩૬૭)

ततो मुमूर्षुमिव तं प्रस्खलन्तं पदे पदे । घण्टान्तर्लालिकालोलदशनं वलिभाजनम् ॥ ३६८ ॥
श्वेतसर्वांगरोमाणं भ्रूलोमच्छन्नलोचनम् । शुष्कमांसासृजं प्रादुर्भूतसर्वांगवेपथुम् ॥ ३६९ ॥
विलोक्याचिन्तयद्राजा स्मो यावन्नेदृशा वयम् । चतुर्थपुरुषार्थाय तावद्धि प्रयतामहे ॥ ३७० ॥

તેથી મરવા માટે આતુરની જેમ પગલે પગલે સ્ખલના પામતા ઘંટાની અંદર રહેલ લોલકની જેમ અસ્થિર દાંતવાળા, વળીના સ્થાનરૂપ, સર્વ અંગ ઉપર શ્વેત રુંવાટીવાળા, ભૃકુટીના કેશ વડે ઢંકાઈ ગયેલ નેત્રવાળા, સુકાઈ ગયેલ માંસ અને રુધિરવાળા અને સર્વ અંગે ઉત્પન્ન થયેલ કંપારીવાળા એવા તે (કંચુકી)ને જોઈને રાજા વિચાર કરવા લાગ્યો (કે) જ્યાં સુધી આપણે આવા છીએ નહિ ત્યાં સુધીમાં જ ચોથા (મોક્ષ) પુરુષાર્થ માટે પ્રયત્ન કરી લેવો જોઈએ. (૩૬૮–૩૬૯–૩૭૦)

एवं मनोरथो राजा विषयेभ्यः पराङ्मुखः । कमप्यनैषीत्समयं भवे वैराग्यतन्मयः ॥ ३७१ ॥

એવા મનોરથવાળા, વિષયોથી પરાઙ્મુખ (અને) વૈરાગ્યમાં તન્મય રાજાએ સંસારમાં કેટલોક સમય વ્યતીત કર્યો. (૩૭૧)

तस्यां नगर्यामन्येद्युश्चतुर्ज्ञानी महामुनिः । सत्यभूतिरिति संघप्रावृतः समवासरत् ॥ ३७२ ॥

અન્યદા તે નગરીમાં સત્યભૂતિ એવા (નામવાળા) સંઘથી વીંટળાયેલ ચાર જ્ઞાની મહામુનિ સમવસર્યા. ( ૩૭૨ )

सपुत्रादिपरीवारो राजा दशरथोऽपि तम् । गत्वा ववन्दे शुश्रूषुर्देशनां निषसाद च ॥ ३७३ ॥

પુત્રાદિ પરિવાર યુક્ત રાજા દશરથે પણ જઈને તેમને વંદન કર્યું અને દેશના સાંભળવાની ઇચ્છાવાળો (તે) (ત્યાં) બેઠો. ( ૩૭૩ )

तदानीमेव वैताढ्यगिरेश्चन्द्रगतिर्नृपः । सीताभिलाषसंतप्तभामण्डलसमन्वितः ॥ ३७४ ॥

विद्याधरेन्द्रैरन्वीतो रथावर्ताचलेऽर्हतः । वन्दित्वा विनिवृत्तः संस्तत्रायातो नभःस्थितः ॥ ३७५ ॥

તે જ સમયે વિદ્યાધર રાજાઓની સાથે રથાવર્ત પર્વત ઉપર અર્હન્તોને નમસ્કાર કરી પાછો ફરેલ, સીતાની અભિલાષાથી સંતપ્ત બનેલ ભામંડલથી યુક્ત વૈતાઢ્ય પર્વતનો રાજા ચંદ્રગતિ આકાશમાં રહ્યો છતો ત્યાં આવ્યો. ( ૩૭૪–૩૭૫ )

तं मुनिं समवसृतं वीक्षाञ्चक्रेऽवतीर्य च । ववन्देऽथाऽग्रतो धर्मं शुश्रूषुर्निषसाद च ॥ ३७६ ॥

તે મુનિને સમવસરેલા જોયા, નીચે ઊતરી વંદન કર્યું, અને ધર્મ સાંભળવાની ઇચ્છાવાળો તે આગળ બેઠો. ( ૩૭૬ )

सीताभिलाषजं तापं ज्ञात्वा भामण्डलस्य तु । सत्यभूतिः सत्यवादी सूरिः प्रस्तुत्य देशनाम् ॥ ३७७ ॥

चन्द्रगतिपुष्पवत्योः सभामण्डलसीतयोः । समाचख्यौ पूर्वभवास्तेषां पापान्निवृत्तये ॥ ३७८ ॥

સીતાના અભિલાષથી ઉત્પન્ન થયેલ ભામંડલના સંતાપને જાણીને સત્યાવાદી સત્યભૂતિ સૂરિએ દેશનાની પ્રસ્તાવના કરીને પાપથી અટકવા માટે તેઓને ભામંડલ અને સીતા સહિત ચંદ્રગતિ અને પુષ્પવતીના પૂર્વભવો કહ્યા. (૩૭૭–૩૭૮)

सीताभामण्डलयोश्च भवेऽस्मिन्युग्मजातताम् । भामण्डलापहारं च यथावदवदन्मुनिः ॥ ३७९ ॥

આ ભવમાં સીતા અને ભામંડલનું યુગ્મરૂપે જન્મપણું અને ભામંડલનું અપહરણ મુનિએ યથાર્થ રીતે કહી સંભળાવ્યું. ( ૩૭૯ )

भामण्डलकुमारोऽपि तदाकर्ण्य मुनेर्वचः । संजातजातिस्मरणो मूर्च्छितो न्यपतद्भुवि ॥ ३८० ॥

મુનિનું તે વચન સાંભળી જાતિસ્મરણ પ્રાપ્ત કરેલ કુમાર ભામંડલ પણ મૂર્ચ્છિત ( થયો છતો ) ભૂમિ ઉપર પડયો. ( ૩૮૦ )

भामण्डलो लब्धसंज्ञः कथितं सत्यभूतिना । स्वपूर्वभववृत्तान्तं शशंस स्वयमप्यथ ॥ ३८१ ॥

સંજ્ઞા પ્રાપ્ત કરેલ ભામંડલે સત્યભૂતિ મુનિ વડે કહેવાયેલ પોતાનું પૂર્વભવનું વૃત્તાન્ત જાતે પણ કહી સંભળાવ્યું. ( ૩૮૧ )

ययुः परमसंवेगं चन्द्रगत्यादयोऽप्यथ । स्वसेति सीतां च नमश्चक्रे भामंडलः सुधीः ॥ ३८२ ॥

એથી ચંદ્રગતિ વગેરે પરમ સંવેગ પામ્યા અને બુદ્ધિમાન ભામંડલે સીતાને બહેન છે એમ ( જાણી ) નસ્કાર કર્યા. ( ૩૮૨ )

**जातमात्रो योऽपजह्रे सोऽयं मम सहोदरः । इति हृष्टाशिषं तस्मै ददौ सीता महासती ॥ ३८३ ॥**

જન્મતાં જ જે અપહરણ કરાયો હતો તે આ મારો ભાઈ છે, એમ હર્ષિત થયેલ મહા સતી સીતાએ તેને આશીર્વાદ આપ્યા. ( ૩૮૩ )

**नमश्चकार रामं च ललाटस्पृष्टभूतलः । भामण्डलो विनयवान् सद्यः संजातसौहृदः ॥ ३८४ ॥**

તરત જ મિત્રપણું પ્રાપ્ત કરેલ, વિનયવાન અને લલાટ વડે પૃથ્વીતલને સ્પર્શ કરેલ ભામંડળે રામને નમસ્કાર કર્યા. ( ૩૮૪ )

**समं विदेहया देव्या जनकं भूपतिं ततः । तत्रानैषीच्चन्द्रगतिः प्रेष्य विद्याधरोत्तमान् ॥ ३८५ ॥**

ત્યાર બાદ ચંદ્રગતિએ ઉત્તમ વિદ્યાધરોને મોકલી વિદેહા મહારાણી સાથે જનક મહારાજાને ત્યાં તેડાવ્યા. (૩૮૫)

**जातमात्राऽपहारादिवृत्तांताख्यानपूर्वकम् । भामण्डलसुतस्तेऽसाविति तस्मै शशंस सः ॥ ३८६ ॥**

જન્મતાં જ ( થયેલ ) અપહરણ વગેરે વૃત્તાન્ત કહેવાપૂર્વક આ ભામંડલ તમારો પુત્ર છે એમ તેણે તે ( જનક )ને કહ્યું. (૩૮૬ )

**जहर्ष वचसा तेन स्तनितेनेव बर्हिणः । जनको जननी सा च विदेहा स्तन्यमक्षरत् ॥ ३८७ ॥**

મેઘગર્જના વડે મયૂરની જેમ તે વચનથી જનક હર્ષ પામ્યો અને તે માતા વિદેહાનાં ( તો ) સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યાં. ( ૩૮૭ )

भामण्डलो नमश्चक्रे पितरावुपलक्ष्य तौ। चुंब्यमानो मूर्ध्नि ताभ्यां स्नाप्यमानोऽश्रुवारिभिः ॥ ३८८ ॥

તે બન્ને વડે મસ્તક ઉપર ચુંબન કરાતા (અને) અશ્રુજળ વડે સ્નાન કરાતા ભામંડળે તેમને માતાપિતા તરીકે જાણીને નમસ્કાર કર્યા. (૩૮૮)

अथ चन्द्रगती राज्यं न्यस्य भामण्डले सुते। भयोद्विग्नः प्रवव्राज सत्यभूतिमुनेः पुरः ॥ ३८९ ॥

હવે સંસારથી ઉદ્વેગ પામેલ ચંદ્રગતિએ પુત્ર ભામંડળ ઉપર રાજ્ય (ભાર) નાખીને સત્યભૂતિ મુનિ આગળ સંયમ ગ્રહણ કર્યું. (૩૮૯)

सत्यभूतिं चन्द्रगतिं पितरावनरण्यजम्। सीतारामौ च नत्वागान्निजं भामण्डलः पुरम् ॥ ३९० ॥

સત્યભૂતિ, ચંદ્રગતિ, માતા-પિતા, અનરણ્યના પુત્ર (દશરથ) અને રામ-સીતાને નમસ્કાર કરી ભામંડળ પોતાના નગરે ગયો. (૩૯૦)

सत्यभूतिं महर्षिं तं नत्वा दशरथो नृपः। अपृच्छदात्मनः पूर्वभवानाख्यन्मुनिश्च सः ॥ ३९१ ॥

તે સત્યભૂતિ મહર્ષિને નમસ્કાર કરી રાજા દશરથે પોતાના પૂર્વભવો પૂછ્યા અને તે મુનિ (તે ભવો) કહેવા લાગ્યા. (૩૯૧)

सेनापुरे त्वं वणिजो भावनस्य महात्मनः। पत्न्यामभूद्दीपिकायामुपास्तिर्नाम कन्यका ॥ ३९२ ॥

સેનાપુર (નગર)માં ભાવન (નામે) મહાત્મા વણિકને દીપિકા (નામે) પત્ની દ્વારા તું ઉપાસ્તિ (નામે) પુત્રી હતી. (૩૯૨)

साधूनां प्रत्यनीका सा भूत्वा तत्र भवे चिरम्। परिबभ्राम कष्टात्तु तिर्यगादिषु योनिषु ॥ ३९३ ॥

તે ભવમાં સાધુઓનો દ્વેષ કરનારી થઈને તેણીએ લાંબા કાળ સુધી તિર્યંચાદિ યોનિઓમાં કષ્ટપૂર્વક ભ્રમણ કર્યું. (૩૯૩)

तज्जीवस्त्वं भवं भ्रान्त्वा पुरे चन्द्रपुरे ततः। धनस्याभूत्सुतः पत्न्यां सुंदर्यां वरुणाऽभिधः ॥ ३९४ ॥

તેણીનો જીવ તું ભવભ્રમણ કરી ત્યાર બાદ ચંદ્રપુર નગરમાં 'ધન'ની સુંદરી (નામે) પત્નીથી વરુણ નામે પુત્ર થયો. (૩૯૪)

तदोदारः प्रकृत्या त्वं साधुभ्यः श्रद्धयाधिकम्। निरंतरमदा दानं कालधर्ममथासदः ॥ ३९५ ॥

તે સમયે સ્વભાવથી ઉદાર એવો તું હમેશાં સાધુઓને શ્રદ્ધાપૂર્વક અધિક દાન આપતો હતો (એમ) તું કાળધર્મ પામ્યો. (૩૯૫)

द्वीपेऽथ धातकीखण्डे युग्म्युत्तरकुरुष्वभूः। मृत्वा चागा देवभूयं परिच्युत्य ततोऽपि हि ॥ ३९६ ॥

विजये पुष्कलावत्यां पुष्कलायां च पुर्यभूः। नंदिघोषनृपपृथ्वीदेव्योस्तुङ् नंदिवर्धनः ॥ ३९७ ॥

ત્યાર બાદ ધાતકીખંડ દ્વીપમાં ઉત્તરકુરુમાં યુગલિયો થયો. (ત્યાંથી) મરીને દેવપણું પામ્યો. ત્યાંથી પણ ચ્યવીને

પુષ્કલાવતી વિજયમાં પુષ્કલા નગરીમાં નંદિઘોષ રાજા અને પૃથ્વી રાણીનો નંદિવર્ધન (નામે) પુત્ર થયો. (૩૯૬–૩૯૭)

नंदिघोषः सुतं राज्ये न्यस्य त्वां नंदिवर्धनम् । यशोधरमुनेरात्तदीक्षो ग्रैवेयके ययौ ॥ ३९८ ॥

તને = નંદિવર્ધનને રાજ્ય ઉપર સ્થાપન કરી યશોધર મુનિ પાસે સંયમ ગ્રહણ કરેલ નંદિઘોષ ગ્રૈવેયકે ગયા. (૩૯૮)

श्रावकत्वं पालयित्वा त्वं मृत्वा नंदिवर्धनः । त्रिदशो ब्रह्मलोकेऽभूः परिच्युत्य ततोऽपि हि ॥ ३९९ ॥
प्रत्यग्विदेहे वैताढये चोत्तरश्रेणिभूषणे । पुरे शशिपुरे रत्नमालिनः खेचरेशितुः ॥ ४०० ॥
विद्युल्लताभिधानायां सधर्मिण्यां महाभुजः । सुनुः सूर्यंजय इति नाम्ना त्वं तनयोऽभवः ॥ ४०१ ॥

તું નંદિવર્ધન શ્રાવકપણું પાળી મરીને બ્રહ્મલોકમાં દેવ થયો. ત્યાંથી પણ ચ્યવીને પશ્ચિમ વિદેહમાં વૈતાઢચ (પર્વત) ઉપર ઉત્તર શ્રેણિના ભૂષણરૂપ શશિપુર નગરમાં ખેચરપતિ રત્નમાલિની વિદ્યુલ્લતા નામે પત્નીથી સૂર્યંજય એ નામે મહાપરાક્રમી પુત્ર થયો. (૩૯૯–૪૦૦–૪૦૧)

अन्यदा रत्नमाला स दृप्तं विद्याधरेश्वरम् । विजेतुं वज्रनयनं पुरं सिंहपुरे ययौ ॥ ४०२ ॥

અન્યદા તે રત્નમાલી ગાર્વિષ્ઠ વિદ્યાધર રાજા વજ્રનયનને જિતવા સિંહપુરનગરે ગયો. (૪૦૨)

स ज्वालयितुमारेभे पुरं सिंहपुरं ततः । सबालवृद्धं सस्त्रैणं सपशूपवनं हठात् ॥ ४०३ ॥

ત્યાર બાદ તેણે બળાત્કારે બાળકો-વૃદ્ધો (સહિત), સ્ત્રીઓ સહિત, પશુઓ અને ઉપવનો સહિત, સિંહપુર નગરને બાળવાનો આરંભ કર્યો. (૪૦૩)

अभिधानेनोपमन्योः पूर्वजन्मपुरोधसः । जीवो देवः सहस्रारात्तं तदैत्यैवमब्रवीत् ॥ ४०४ ॥

તે સમયે દેવ (બનેલ) ઉપમન્યુ નામે પૂર્વજન્મના પુરોહિતના જીવે સહસ્રાર (દેવલોક)માંથી આવીને તેને આ પ્રમાણે કહ્યું : (૪૦૪)

भो भो महानुभावैवं मा कृथाः पापमुत्कटम् । त्वं भूरिनन्दनो नाम राजाभूः पूर्वजन्मनि ॥ ४०५ ॥

'રે રે મહાનુભાવ! આવું ભયંકર પાપ તું ન કર. તું પૂર્વભવમાં ભૂરિનંદન નામે રાજા હતો. (૪૦૫)

तदा मांसनिवृत्तिं त्वं प्रत्यज्ञासीर्विवेकतः । पुरोहितेन तेनोपमन्युनोक्तश्च भग्नवान् ॥ ४०६ ॥

તે સમયે વિવેકથી તેં માંસ (ભોજન)થી અટકવાની પ્રતિજ્ઞા કરી હતી અને તે ઉપમન્યુ પુરોહિત વડે કહેવાયેલ તેં (પ્રતિજ્ઞાનો) ભંગ કર્યો હતો. (૪૦૬)

पुरोधाः सोऽन्यदा पुंसा स्कंदनाम्ना निपातितः । गजश्चाभूद्गृहीतश्च भूरिनंदनभूभुजा ॥ ४०७ ॥

અન્યદા સ્કંદ નામે પુરુષથી તે પુરોહિત મરાયો અને (મરીને) હાથી થયો. વળી ભૂરિનંદન રાજા વડે (તે હાથી) ગ્રહણ કરાયો. (૪૦૭)

हतश्चेभो रणे सोऽथ भूरिनंदनभूपतेः । गंधारायामभूत्पत्न्यां सूनुर्नाम्नारिसूदनः ॥ ४०८ ॥

હવે યુદ્ધમાં હણાયેલ તે હાથી ભૂરિનંદન રાજાની ગંધારી (નામે) પત્નીથી અરિસૂદન નામે પુત્ર થયો. (૪૦૮)

संजातजातिस्मरणः प्रव्रज्य च विपद्य च। सोऽहं देवः सहस्रारे कल्पे जातोऽस्मि विद्धि माम् ॥ ४०९ ॥

જાતિસ્મરણ પ્રાપ્ત કરેલ તે હું પ્રવ્રજ્યા ગ્રહણ કરી મૃત્યુ પામી સહસ્રાર દેવલોકમાં દેવ થયો છું. મને તું ઓળખ. (૪૦૯)

भूरिनन्दनराजोऽभूद्विपद्याऽजगरो वने। दग्धो दावेन सोऽयासीद् द्वितीयां नरकावनिम् ॥ ४१० ॥

(તે) ભૂરિનંદન રાજા મૃત્યુ પામી વનમાં અજગર થયો (તેમ જ) દાવાનલથી દગ્ધ થયેલ તે બીજી નરકે ગયો. (૪૧૦)

नरकेऽपि मया गत्वा स प्राक्स्नेहात्प्रबोधितः। तस्मादुद्धृत्य सोऽभूस्त्वं रत्नमालीह पार्थिवः ॥ ४११ ॥

પૂર્વસ્નેહથી નરકમાં જઈને પણ મારા વડે તે પ્રતિબોધ કરાયો. ત્યાંથી નીકળીને તે તું અહીં રત્નમાલી રાજા થયો છે. (૪૧૧)

मांसप्रत्याख्यानभंगं तदानीमिव संप्रति । अनंतदुःखोदर्कं तत्पुरदाहं स्म मा कृथाः ॥ ४१२ ॥

તે સમયની જેમ અત્યારે પણ માંસના પ્રત્યાખ્યાનના ભંગના પરિણામે અનંત દુઃખવાળો છે તેથી તું નગરદાહ ન કર.' (૪૧૨)

तदाकर्ण्य वचो युद्धाद्रत्नमाली न्यवर्तत । राज्ये न्यधत्त च कुलनंदनं सूर्यनंदनम् ॥ ४१३ ॥

તે વચન સાંભળી રત્નમાલી યુદ્ધથી નિવૃત્ત થયો અને સૂર્યંજયના પુત્ર કુલનંદનને રાજ્ય ઉપર સ્થાપન કર્યો. (૪૧૩)

सूर्यंजयेन पुत्रेण सहैव व्रतमाददे । तत्कालमेव तिलकसुंदराचार्यसंनिधौ ॥ ४१४ ॥

(અને) તે જ સમયે (તેણે) પુત્ર સૂર્યંજય સાથે જ તિલકસુંદર આચાર્ય પાસે વ્રત ગ્રહણ કર્યું. (૪૧૪)

द्वाप्यभूतां तौ मृत्वा महाशुक्रेऽमरोत्तमौ । सूर्यंजयस्ततश्च्युत्वा भोस्त्वं दशरथोऽभवः ॥ ४१५ ॥

તે બન્ને મૃત્યુ પામી મહાશુક્ર (દેવલોક)માં ઉત્તમ દેવ થયા. સૂર્યંજય ત્યાંથી ચ્યવીને હે (રાજન્!) તું દશરથ થયો છે. (૪૧૫)

प्रच्युत्य रत्नमाली तु जनकोऽयमजायत । अभूच्च्युत्वोपमन्युस्तु कनको जनकानुजः ॥४१६ ॥

વળી રત્નમાળી ચ્યવીને આ 'જનક' થયો છે. વળી ઉપમન્યુ ચ્યવીને જનકનો નાનો ભાઈ કનક થયો છે. (૪૧૬)

नंदिघोषः पिता यस्ते नंदिवर्धनजन्मनि । सोऽहं ग्रैवेयकाच्च्युत्वा सत्यभूतिरिहाऽभवम् ॥ ४१७ ॥

નંદિવર્ધનના ભવમાં તારો પિતા જે નંદિઘોષ તે હું ગ્રૈવેયકથી ચ્યવીને અહીં સત્યભૂતિ થયો છું. (૪૧૭)

तच्छ्रुत्वा जातसंवेगस्तं वन्दित्वानरण्यजः । प्रविव्रजिषुराधातुं रामे राज्यं गृहं ययौ ॥ ४१८ ॥

તે સાંભળી સંવેગ પામેલ પ્રવ્રજ્યાની ઇચ્છાવાળા દશરથ તેમને વંદન કરીને રામ ઉપર રાજ્ય (ભાર) સ્થાપન કરવા ઘેર ગયા. (૪૧૮)

अथ राज्ञीः सुतान्मन्त्रिमुख्यानाहूय पार्थिवः । आपप्रच्छे यथौचित्यं दत्तालापसुधारसः ॥ ४१९ ॥

હવે રાણીઓ, પુત્રો અને મુખ્ય મંત્રીઓને બોલાવી અમીરસ સમાન વાર્તાલાપ કરાયેલ રાજાએ ઔચિત્યને અનુસારે રજા માંગી (૪૧૯)

नत्वा बभाषे भरतोऽहं सर्वविरतिं प्रभो । त्वया सममुपादास्येऽवस्थास्ये त्वां विना न हि ॥ ४२० ॥

(ત્યારે) ભરત નમસ્કાર કરીને બોલ્યો કે હે સ્વામિન્! હું તમારી સાથે સંયમ ગ્રહણ કરીશ, કેમ કે તમારા વિના હું રહીશ નહિ. (૪૨૦)

ममाऽन्यथा हि द्वे कष्टे स्वामिन्नत्यन्तदुःसहे । एकं त्वत्पादविरहोऽपरं संसारतर्पणम् ॥ ४२१ ॥

કેમ કે અન્યથા હે પ્રભો! મને અત્યંત દુઃસહ (એવાં) બે કષ્ટો થશેઃ એક તમારાં ચરણોનો વિરહ (અને) બીજું સંસારનો તાપ. (૪૨૧)

तच्छ्रुत्वा चाऽथ कैकेयी निश्चितं भाव्यतः परम् । न पतिर्न च मे सूनुरिति ध्यात्वाऽब्रवीदिदम् ॥ ४२२ ॥

તે સાંભળી હવે પછી મારે ચોક્કસ પતિ અને પુત્ર રહેશે નહિ, એમ વિચારીને કૈકેયી આ (વચન) બોલી : (૪૨૨)

स्वामिन् स्मरसि योऽदत्तस्त्वया मह्यं स्वयं वरः । स्वयंवरोत्सवे तत्र तेन सारथ्यकर्मणा ॥४२३॥

હે સ્વામિન્! તે સ્વયંવર ઉત્સવમાં તે સારથીપણાના કાર્યથી તમારા વડે મને જાતે જે વરદાન અપાયું હતું (તે) યાદ છે? (૪૨૩)

तं प्रयच्छाधुना मह्यं नाथ सत्यप्रतिश्रव । प्रस्तरोत्कीर्णरेखेव प्रतिज्ञा हि महात्मनाम् ॥ ४२४ ॥

હે સત્ય પ્રતિજ્ઞાવાળા નાથ! હવે મને તે (વરદાન) આપો કેમ કે "**મહાત્માઓની પ્રતિજ્ઞા પાષાણમાં કોતરેલ રેખા સમાન હોય છે.**" (૪૨૪)

अथाऽवदद्दशरथः प्रतिपन्नं स्मराम्यहम् । याचस्व यन्ममाधीनं विना व्रतनिषेधनम् ॥ ४२५ ॥

હવે દશરથે કહ્યું (કે) સ્વીકારેલું મને યાદ છે (તેથી) વ્રતના નિષેધ સિવાય જે મારે આધીન છે (તે) માગ. (૪૨૫)

ततो ययाचे कैकेयी त्वं चेत्प्रव्रजसि स्वयम् । स्वामिन् विश्वंभरामेतां भरताय प्रयच्छ तत् ॥४२६॥

તેથી કૈકેયીએ યાચના કરી (કે) હે સ્વામિન્! જો તમો સંયમ સ્વીકારો છો તો આ પૃથ્વી જાતે ભરતને આપો. (૪૨૬)

अद्यैव गृह्यतामेषा मद्भूरित्यभिधाय ताम् । सलक्ष्मणं समाहूय रामं दशरथोऽवदत् ॥ ४२७ ॥

આ મારી પૃથ્વી આજે જ (ભરત વડે) ગ્રહણ કરાય એમ તેણીને કહીને લક્ષ્મણ સહિત રામને બોલાવીને દશરથે કહ્યું : (૪૨૭)

अस्याः सारथ्यतुष्टेन दत्तः पूर्वं मया वरः । सोऽयं भरतराज्येन कैकेय्या याचितोऽधुना ॥ ४२८ ॥

'આ કૈકેયીના સારથિપણાથી ખુશી થયેલ મારા વડે પહેલાં વરદાન અપાયેલ તે આ (વરદાન) કૈકેયી વડે હમણાં ભરતને રાજ્ય (આપવા) વડે મંગાયું છે.' (૪૨૮)

रामोऽपि हृष्टोऽभाषिष्ट मात्रेदं साधुयाचितम् । यन्मद्भ्रात्रे भरताय राज्यदानं महौजसे ॥ ४२९ ॥

હર્ષિત થયેલા રામે પણ કહ્યું કે જે મહા પરાક્રમી મારા ભાઈ ભરત માટે માતા વડે રાજ્ય આપવાની યાચના કરાઈ એ સારું (છે). (૪૨૯)

आपप्रच्छे प्रसादान्मामिदं तातस्तथाऽप्यदः । दुनोति मामविनयसूचनाकारणं जने ॥ ४३० ॥

પિતાજીએ મને પ્રસાદથી પૂછ્યું છે તોપણ લોકમાં અવિનય સૂચવવાના કારણભૂત આ મને દુઃખી કરે છે. (૪૩૦)

अप्येकबंदिने राज्यं तुष्टस्तातो ददात्वदः । निषेधेऽनुमतौ वा मे न स्वाम्यं पत्तिमानिनः ॥ ४३१ ॥

ખુશ થયેલ પિતાજી એક ચારણને પણ આ રાજ્ય આપે. સૈનિક માનતા મને (એના) નિષેધમાં કે અનુમતિમાં સ્વામિપણું નથી. (૪૩૧)

भरतोऽप्यहमेवास्मि निर्विशेषावुभौ तव । अतोऽभिषिच्यतां राज्ये भरतः परया मुदा ॥ ४३२ ॥

ભરત (છે એ) પણ હું જ છું. તમારે બંને સમાન છે. એથી પરમ આનંદથી રાજ્ય ઉપર ભરતનો અભિષેક કરાય. (૪૩૨)

इति रामवचः श्रुत्वा भूपतिः प्रातिविस्मितः । आदिक्षन्मन्त्रिणो यावद्भरतस्तावदब्रवीत् ॥ ४३३ ॥

આ પ્રમાણે રામનું વચન સાંભળી પ્રીતિથી વિસ્મિત થયેલા રાજાએ જેટલામાં મંત્રીઓને આદેશ કર્યો તેટલામાં ભરત બોલ્યો : (૪૩૩)

स्वामिन्सह व्रतादानमादावप्यर्थितं मया । तात तन्नाऽन्यथा कर्तुं कस्याऽपि वचसार्हसि ॥ ४३४ ॥

'હે સ્વામિન્ ! મારા વડે પહેલાં જ સાથે વ્રત ગ્રહણની યાચના કરાઈ હતી (તો) હે તાત ! કોઈનાય વચનથી તે અન્યથા કરવા યોગ્ય નથી.' (૪૩૪)

राजाऽप्युवाच मा वत्स मत्प्रतिज्ञां मुधा कुरु । वरो मया हि त्वन्मातुर्दत्तो न्यासीकृतश्चिरम् ॥ ४३५ ॥

રાજાએ પણ કહ્યું, 'હે વત્સ ! તું મારી પ્રતિજ્ઞા વ્યર્થ ન કર, કેમ કે તારી માતાને અપાયેલ વરદાન મારા વડે ચિરકાળ થાપણરૂપે કરાયું હતું. (૪૩૫)

सोऽद्य ते राज्यदानेन कैकेय्या याचितोऽनघ । आज्ञां मम च मातुश्च नान्यथा कर्तुमर्हसि ॥ ४३६ ॥

તે આજે તને રાજ્ય આપવા વડે કૈકેયી વડે મંગાયું છે (માટે) હે નિષ્પાપ ! મારી અને માતાની આજ્ઞા અન્યથા કરવા યોગ્ય નથી.' (૪૩૬)

रामो भरतमित्यूचे न ते गर्वोऽस्ति यद्यपि । तथाऽपि सत्यापयितुं तातं त्वं राज्यमुद्वह ॥ ४३७ ॥

રામે ભરતને એ પ્રમાણે કહ્યું : 'જોકે તને ગર્વ નથી તોપણ પિતાજી (ના વચન)ને સત્ય કરવા માટે તું રાજ્ય વહન કર.' (૪૩૭)

अथाश्रुभरित दृष्टिर्भरतो गद्गदाक्षरम् । पतित्वा पादयो राममित्युवाच कृतांजलिः ॥ ४३८ ॥

હવે અશ્રુપૂર્ણ લોચનવાળો, અંજલિ જોડેલ ભરત ચરણમાં પડીને ગદ્ગદિત અક્ષરે રામને આ પ્રમાણે કહેવા લાગ્યો : (૪૩૮)

तातपादार्यपादानां महेच्छानामदः खलु । उचितं ददतां राज्यमाददानस्य मे न तु ॥ ४३९ ॥

રાજ્યને આપતા મહેચ્છાવાળા પિતાજીને અને આપને એ ઉચિત છે. પરંતુ રાજ્યને ગ્રહણ કરતા મને (એ) ઉચિત નથી. (૪૩૯)

तातस्य सूनुः किं नाहं किं वा नार्यस्य चानुजः । सत्यं मातृमुखोऽस्म्येष गर्वमेवं करोति चेत् ॥ ४४० ॥

શું હું પિતાજીનો પુત્ર નથી ? કે શું આર્ય (આપ)નો નાનો ભાઈ નથી ? જો આ પ્રમાણે ગર્વ કરું (તો) આ હું ખરેખર માતામુખો થાઉં (છું) ? (૪૪૦)

रामो राजानमित्यूचे भरतो मयि सत्यसौ । राज्यं नादास्यते तस्माद्वनवासाय याम्यहम् ॥ ४४१ ॥

રામે રાજાને (એમ) કહ્યું (કે) હું હોતે છતે આ ભરત રાજ્ય ગ્રહણ કરશે નહિ તેથી હું વનવાસ માટે જાઉં છું. (૪૪૧)

इत्यनुज्ञाप्य राजानं रामो नत्वा च भक्तितः । भरते च रुदत्युच्चैर्निर्ययौ चापतूणवान् ॥ ४४२ ॥

એ પ્રમાણે જણાવીને ભક્તિપૂર્વક રાજાને નમસ્કાર કરીને ભરત મોટેથી રડતે છતે ધનુષ અને ભાથાવાળા રામ નીકળી ગયા. (૪૪૨)

वनवासाय गच्छन्तं दृष्ट्वा दशरथः सुतम् । भूयो भूयो ययौ मूर्च्छामतुच्छां स्नेहकातरः ॥ ४४३ ॥

વનવાસ માટે જતા પુત્રને જોઈને સ્નેહથી કાતર બનેલા દશરથ ફરી ફરી ગાઢ મૂર્ચ્છાને પામ્યા. (૪૪૩)

अथाऽपराजितां देवीं नत्वा रामोऽभ्यधादिति । मातर्यथाहं तनयो भरतोऽपि तथैव ते ॥ ४४४ ॥

હવે દેવી અપરાજિતાને નમસ્કાર કરીને રામે એ પ્રમાણે કહ્યું : 'હે માતા ! જેમ હું તેમ ભરત પણ તારો જ પુત્ર છે.' (૪૪૪)

स्वां सत्यापयितुं सन्धां तस्मै राज्यमदात्पिता । मयि सत्येष नादत्ते तद्गन्तव्यं मया वने ॥ ४४५ ॥

પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવા પિતાએ તેને રાજ્ય આપ્યું છે. (પણ) હું હોતે છતે એ ગ્રહણ કરતો નથી તેથી મારે વનમાં જવા યોગ્ય છે. (૪૪૫)

तद्दृशा भरतं पश्येः सविशेषप्रसादया । कदाचिदपि मा भूस्त्वं मद्वियोगेन कातरा ॥ ४४६ ॥

તેથી તું ભરતને સવિશેષ પ્રસાદવાળી દૃષ્ટિ વડે જોજે (અને) મારા વિયોગથી તું ક્યારે પણ ડરપોક થઈશ નહિ.' (૪૪૬)

तामाकर्ण्य गिरं देवी पपात भुवि मूर्च्छिता । चेटीभिश्चन्दनाम्भोभिः सिक्तोत्तस्थावुवाच च ॥ ४४७ ॥

તે વચન સાંભળીને મૂર્ચ્છિત બનેલ દેવી પૃથ્વી ઉપર પડી ગયાં, દાસીઓ વડે ચંદનજળથી સિંચન કરાયેલાં તે ઊભાં થયાં અને કહેવા લાગ્યાં : (૪૪૭)

आः केन जीवितास्म्येषा मूर्च्छा हि सुखमृत्यवे । सहिष्ये रामविरहदुःखं जीवन्त्यहं कथम् ॥ ४४८ ॥

ઓહ ! હું કોના વડે જીવાડાઈ? આ મૂર્છા જ સુખરૂપ મૃત્યુ માટે (થાઓ કેમ કે) જીવતી એવી હું રામના દુઃખને કેવી રીતે સહન કરીશ. (૪૪૮)

वनं व्रजिष्यति सुतः पतिश्च प्रव्रजिष्यति । श्रुत्वाऽप्येतन्न यद्दीर्णा कौशल्ये वज्रमय्यसि ॥ ४४९ ॥

પુત્ર વનમાં જશે અને પતિ પ્રવ્રજ્યા લેશે આ સાંભળીને પણ ફાટી ન પડી (તેથી) હે અપરાજિતા ! તું વજ્રની બનેલી છે. (૪૪૯)

रामो जगाद भूयोऽपि मातः पत्न्यसि मत् पितुः । ततः किमिदमारब्धं कातरस्त्रीजनोचितम् ॥ ४५० ॥

રામે ફરી પણ કહ્યું, 'હે માતા ! તું મારા પિતાની પત્ની છે તેથી ભીરુ સ્ત્રીજનને ઉચિત આ શું શરૂ કર્યું છે? (૪૫૦)

वनान्यटितुमेकाकी याति केसरिणीसुतः । स्वस्था तु केसरिण्यास्ते न ताम्यति मनागपि ॥ ४५१ ॥

સિંહણનો પુત્ર એકલો વનોમાં ભમવા જાય છે, પરંતુ સિંહણ સ્વસ્થ રહે છે, જરા પણ ખેદ પામતી નથી. (૪૫૧)

तातस्य ऋणमस्त्युच्चैः प्रतिपन्नवरो ह्ययम् । अत्र स्थिते च मय्यंब तस्यानृण्यं भवेत्कथम् ॥ ४५२ ॥

પિતાને ઋણ છે. અને આ ઉચ્ચપણે સ્વીકારેલ વરદાન છે. હે માતા ! હું અહીં રહ્યે છતે તેમને ઋણ રહિત-પણું શી રીતે થાય?' (૪૫૨)

इत्यादियुक्तिवचनैर्बोधयित्वापराजिताम् । तां नत्वाऽन्याश्च जननीर्निर्ययौ लक्ष्मणाग्रजः ॥ ४५३ ॥

ઇત્યાદિ યુક્તિ (પૂર્ણ) વચનો વડે અપરાજિતાને સમજાવી તેને અને અન્ય માતાઓને નમસ્કાર કરી લક્ષ્મણના મોટા ભાઈ રામ નીકળી ગયા. (૪૫૩)

**दूराद्दशरथं नत्वा सीतोपेत्यापराजिताम् । नत्वा चायाचतादेशं रामानुगमनं प्रति ॥ ४५४ ॥**

સીતાએ દૂરથી દશરથને નમસ્કાર કરી અપરાજિતા પાસે જઈને નમસ્કાર કરી રામની પાછળ જવાની આજ્ઞા માગી. (૪૫૪)

**ऊचेऽपराजिता देवी क्रोडमारोप्य जानकीम् । बालामिव स्नपयन्ती कवोष्णैर्नयनोदकैः ॥ ४५५ ॥**

સીતાને ઉત્સંગમાં બેસાડીને કંઈક ઉષ્ણ નેત્રજળ વડે બાલિકાની જેમ સ્નાન કરાવતી અપરાજિતા દેવી કહેવા લાગી : (૪૫૫)

**वत्से वत्सो रामभद्रो विनयी पित्रनुज्ञया । वनं प्रयाति तस्यैतन्नृसिंहस्य न दुष्करम् ॥ ४५६ ॥**

હે વત્સે ! વિનયી પુત્ર રામભદ્ર પિતાની આજ્ઞાથી વનમાં જાય છે એ તે પુરુષસિંહને દુષ્કર નથી. (૪૫૬)

**देवीव लालितासि त्वमाजन्मोत्तमवाहनैः । सहिष्यसे कथं वत्से पादचंक्रमणव्यथाम् ॥ ४५७ ॥**

(પરંતુ) જન્મથી જ ઉત્તમ વાહનો વડે પટ્ટરાણીની જેમ લાડ લડાવેલ તું હે વત્સે ! પગે ચાલવાની પીડાને શી રીતે સહન કરીશ ? (૪૫૭)

**तवाङ्गं सौकुमार्येण कमलोदरसोदरम् । क्लिष्टं तापादिना कुर्यात्क्लेशं दाशरथेरपि ॥ ४५८ ॥**

સુકુમાળપણાથી કમલના ઉદર સમાન, તાપ વગેરેથી પીડિત તારું અંગ રામને મહાદુઃખ ઉપજાવશે. (૪૫૮)

**स्वभर्तुरनुयानेनानिष्टकष्टागमेन च । न निषेधं न चानुज्ञां यान्त्यास्ते कर्तुमुत्सहे ॥ ४५९ ॥**

(તેથી) પોતાના પતિની પાછળ જવાથી અને અનિષ્ટ કષ્ટના આગમન (ની કલ્પના)થી જતી એવી તને નિષેધ કરવા કે અનુજ્ઞા આપવા ઉત્સાહ કરતી નથી. (૪૫૯)

**सीताऽप्युवाच निःशोका नमस्कृत्याऽपराजिताम् । दधती प्रातरुत्फुल्लसरोरुहमिवाननम् ॥ ४६० ॥**

શોક રહિત પ્રાતઃકાળના વિકસ્વર કમળ સમાન મુખને કરતી સીતા પણ અપરાજિતાને નમસ્કાર કરીને બોલી : (૪૬૦)

**अधित्वदस्तु मे भक्तिर्नित्यं क्षेमंकरा पथि । एषाहमनुयास्यामि रामं विद्युदिवाम्बुदम् ॥ ४६१ ॥**

તમારી ઉપર (ની) મારી ભક્તિ હંમેશાં માર્ગમાં કલ્યાણકારી હો. મેઘની પાછળ વિદ્યુતની જેમ આ હું રામની પાછળ જઈશ. (૪૬૧)

**इत्युक्त्वा त्वां पुनर्नत्वा निर्ययौ जनकात्मजा । आत्मानमात्मारामेव ध्यायन्ती लक्ष्मणाग्रजम् ॥ ४६२ ॥**

એ પ્રમાણે તેને કહીને પુનઃ નમસ્કાર કરીને યોગિની જેમ આત્માનું (તેમ) લક્ષ્મણના મોટા ભાઈ (રામ)નું ધ્યાન કરતી જનક પુત્રી (સીતા) (બહાર) નીકળ્યાં. (૪૬૨)

**अहोऽत्यन्तमनया पतिभक्त्याद्य जानकी । आद्योदाहरणं जज्ञे पतिदेवतयोषिताम् ॥ ४६३ ॥**

"અહો ! આ અત્યંત પતિભક્તિ વડે પતિને દેવ માનનારી સ્ત્રીઓમાં આજે સીતા આદ્ય ઉદાહરણ રૂપ થઈ." (૪૬૩)

कष्टादभीता सीतेयं सतीजनमतल्लिका । अहो शीलेन महता पुनाति स्वं कुलद्वयम् ॥ ४६४ ॥

'અહો ! કષ્ટથી ભય ન પામેલી, સતીઓમાં પ્રશંસા કરવા લાયક આ સીતા મહા શીયળ વડે પોતાનાં બન્ને કુળને પવિત્ર કરે છે.' (૪૬૪)

इति व्यावर्णयन्तीभिः शोकगद्गदया गिरा । पौरीभिः कथमप्यैक्षि सीता यान्ती वनं प्रति ॥ ४६५ ॥

એ પ્રમાણે શોકથી ગદ્ગદ વાણી વડે પ્રશંસા કરતી નગરાંગનાઓથી વન પ્રતિ જતી સીતા મહા કષ્ટે જોવાઈ. (૪૬૫)

रामं वनाय निर्यान्तं श्रुत्वा सपदि लक्ष्मणः । सद्यः संधुक्षितक्रोधवह्निर्दध्याविदं हृदि ॥ ४६६ ॥

રામને વનમાં જતાં સાંભળીને અતિ શીઘ્ર પ્રદીપ્ત થયો છે ક્રોધાગ્નિ જેનો એવા લક્ષ્મણ હૃદયમાં આમ વિચારવા લાગ્યા : (૪૬૬)

ऋजुस्तातः प्रकृत्याऽपि प्रकृत्यानृजवः स्त्रियः । इयच्चिरं वरं धृत्वा याचते साऽन्यथा कथम् ॥४६७॥

પિતાજી સ્વભાવથી જ સરળ છે, (જ્યારે) સ્ત્રીઓ સ્વભાવથી વક્ર હોય છે. અન્યથા આટલા લાંબા કાળ સુધી વરદાન રાખી મૂકીને તે (હવે) કેમ માગે છે ? (૪૬૭)

दत्तमेतावता राज्यं भरताय महीभुजा । अपनीतमृणं स्वस्य गता नश्च पितृणभीः ॥ ४६८ ॥

આટલાથી રાજા વડે ભરતને રાજ્ય અપાયું (અને) પોતાનું ઋણ દૂર કરાયું (અને) પિતૃઋણનો ભય નાશ પામ્યો. (૪૬૮)

निर्भयः साम्प्रतं हृत्वा भरतात्कुलपांसनात् । न्यस्यामि राज्यं किं रामे विरामाय निजक्रुधः ॥ ४६९ ॥

હવે નિર્ભય એવો હું મારા ક્રોધને શાંત કરવા કુલાધમ ભરત પાસેથી રાજ્ય હરી લઈ રામને અર્પણ કરીશ. (૪૬૯)

अथवासौ महासत्वस्तृणवद्राज्यमुज्झितम् । रामो नादास्यते दुःखं तातस्य तु भविष्यति ॥ ४७० ॥

અથવા મહત્ત્વશાળી આ રામ તૃણની જેમ ત્યજાયેલ રાજ્યને ગ્રહણ કરશે નહિ. (વળી) પિતાને પણ દુઃખ થશે. (૪૭૦)

तातस्य मा स्म भूद्दुःखं राजास्तु भरतोऽपि हि । अहं त्वनुगमिष्यामि रामपादान्पदातिवत् ॥ ४७१ ॥

પિતાજીને દુઃખ ન થાઓ (અને) ભરત જ (ભલે) રાજા થાઓ. હું તો પગપાળા સૈનિકની જેમ રામનાં ચરણોને અનુસરીશ. (૪૭૧)

एवं विचिन्त्य सौमित्रिर्नत्वापृच्छ्य च भूपतिम् । ययौ सुमित्रामाप्रष्टुं नत्वा चैवमवोचत ॥ ४७२ ॥

એ પ્રમાણે ચિંતવીને લક્ષ્મણ રાજાને નમસ્કાર કરી રજા માગીને સુમિત્રાની રજા લેવા ગયો અને નમસ્કાર કરી આ પ્રમાણે બોલ્યો : (૪૭૨)

गमिष्यति वनं रामोऽनुगमिष्यामि तं त्वहम् । मर्यादाब्धिं विना ह्यार्यं न स्थातुं लक्ष्मणः क्षमः ॥ ४७३ ॥

રામ વનમાં જશે તો હું તેમને અનુસરીશ કેમ કે (જેમ) સમુદ્ર વિના મર્યાદા (તેમ) આર્ય (રામ) વિના લક્ષ્મણ રહેવા સમર્થ નથી. (૪૭૩)

**कथंचिद्धैर्यमालम्ब्य सुमित्राऽप्यब्रवीदिदम् । साधु वत्सासि मे वत्सो ज्येष्ठं यदनुगच्छति ॥ ४७४ ॥**

મુશ્કેલીએ ધૈર્યનું અવલંબન લઈ સુમિત્રા પણ આ (પ્રમાણે) બોલી (કે) 'હે વત્સ! મારો પુત્ર જે મોટા (ભાઈ) ને અનુસરે છે (તે) સારું છે.' (૪૭૪)

**मां नमस्कृत्य वत्सोऽद्य रामभद्रश्चिरं गतः । अतिदूरे भवति ते मा विलम्बस्व वत्स तत् ॥ ४७५ ॥**

(પરંતુ) હે વત્સ! આજે મને નમસ્કાર કરી ક્યારનાય ગયેલ પુત્ર રામચંદ્ર તને અતિ દૂર થઈ જશે, માટે વિલંબ ન કર. (૪૭૫)

**इदं साध्वम्ब साध्वम्ब मदम्बासीत्युदीर्य ताम् । नत्वा च लक्ष्मणोऽगच्छत्प्रणन्तुमपराजिताम् ॥ ४७६ ॥**

હે માતા! આ ઉત્તમ છે, હે માતા! આ ઉત્તમ છે. (તમે જ) મારાં (ઉત્તમ) જનની છો એમ તેણીને કહીને નમસ્કાર કરી લક્ષ્મણ અપરાજિતાને નમસ્કાર કરવા ગયો (૪૭૬)

**तां नत्वोवाच सौमित्रिरार्य एकाक्यगाच्चिरम् । त्वामप्रष्टुमहं त्वागामार्यानुगमनोत्सुकः ॥ ४७७ ॥**

તેમને નમસ્કાર કરી લક્ષ્મણ બોલ્યો: આર્ય દીર્ઘકાળ થયાં એકલા ગયા છે. આર્યની પાછળ જવાને ઉત્સુક એવો હું તો તમારી રજા લેવા આવ્યો છું. (૪૭૭)

उदश्रुरूचे कौशल्या मन्दभाग्याऽस्मि हा हता। वत्स त्वमपि मां मुक्त्वा प्रस्थितोऽसि वनाय यत् ॥४७८॥

અશ્રુ ઝરતી કૌશલ્યા બોલી: 'હા મંદ ભાગ્યવાળી હું હણાઈ ગઈ, જે કારણથી હે વત્સ! તું પણ મને મૂકીને વનમાં જવા પ્રયાણ કરી રહ્યો છે. (૪૭૮)

त्वमेकोऽत्राऽवतिष्ठस्व मा प्रतिष्ठस्व लक्ष्मण। ममाश्वासकृते रामविरहार्दितचेतसः ॥ ४७९ ॥

હે લક્ષ્મણ! રામના વિરહથી પીડિત મનવાળી મને આશ્વાસન આપવા તું એક અહીં રહે, પ્રયાણ ન કર, (૪૭૯)

प्रत्यूचे लक्ष्मणोऽप्येवं माता रामस्य नन्वसि। मातः कृतमधैर्येणार्हेण सामान्ययोषिताम् ॥४८० ॥

લક્ષ્મણ પણ એ પ્રમાણે બોલ્યો: 'હે માતા! તમે ખરેખર રામનાં માતા છો. સામાન્ય સ્ત્રીઓને યોગ્ય અધૈર્ય વડે સર્યું'. (૪૮૦)

दूरे गच्छति मे बन्धुरनुयास्यामि तं द्रुतम्। तद्विघ्नं मा कृथा देवि रामनिघ्नः सदाप्यहम् ॥ ४८१ ॥

મારા ભાઈ દૂર જઈ રહ્યા છે. હું જલ્દી તેમની પાછળ જઈશ, તેથી હે દેવી! વિઘ્ન ન કરો (કેમ કે) હું સદાય રામને આધીન છું. (૪૮૧)

तामित्युक्त्वा च नत्वा च सौमित्रिरथ सत्वरम्। अनुधाव्यागमत्सीतारामौ कार्मुकतूणभृत् ॥ ४८२ ॥

તેણીને એ પ્રમાણે કહીને અને નમસ્કાર કરીને ધનુષ તથા ભાથાવાળો લક્ષ્મણ તરત પછવાડે દોડીને સીતા રામ પાસે ગયો. (૪૮૨)

त्रयोऽपि निर्ययुः पुर्या विकस्वरमुखाम्बुजाः । विलासोपवनायेव वनवासाय सोद्यमाः ॥ ४८३ ॥

વિલાસ માટે ઉપવનની જેમ વનવાસ માટે ઉદ્યમવાળા, વિકસ્વર મુખરૂપી કમળવાળા ત્રણેય નગરીમાંથી (બહાર) નીકળ્યાં. (૪૮૩)

प्राणैरिव विनिर्यद्भिर्मैथिलीरामलक्ष्मणैः । कष्टां नराश्च नार्यश्च नगर्यां लेभिरे दशाम् ॥ ४८४ ॥

પ્રાણ સમાન બહાર નીકળતાં સીતા, રામ અને લક્ષ્મણથી નગરમાં પુરુષો અને સ્ત્રીઓ કષ્ટકારી અવસ્થાને પામ્યાં. (૪૮૪)

वेगात्तानन्वधावन्तानुरागेण गरीयसा । नागराः क्रूरकैकेयीविध्योराक्रोशदायिनः ॥ ४८५ ॥

ક્રૂર કૈકેયી અને દૈવ ઉપર આક્રોશ કરતાં નગર જનો મોટા અનુરાગ વડે તેમની પાછળ ગયા. (૪૮૫)

बाष्पायमाणो राजापि सान्तःपुरपरिच्छदः । द्रुतमन्वसरद्राममाकृष्टः स्नेहरज्जुभिः ॥ ४८६ ॥

સ્નેહરૂપી રજ્જુથી ખેંચાયેલ અંતઃપુરના પરિવાર સાથે રૂદન કરતો રાજા પણ તરત રામની પાછળ ગયો. (૪૮૬)

द्रुतं राज्ञि जने चाऽपि रामभद्राऽनुगामिनि । नगर्ययोध्या समभूदुद्वसेव समन्ततः ॥ ४८७ ॥

શીઘ્ર રાજા અને લોક પણ રામચંદ્રજીની પાછળ જતે છતે અયોધ્યા નગરી ચારે બાજુથી જાણે નિર્જન બની ગઈ. (૪૮૭)

अथाऽवस्थाय काकुत्स्थः पितरं जननीरपि । न्यवर्तयत्कथमपि गिरा विनयसारया ॥ ४८८ ॥

હવે રામે ઊભા રહી પિતા અને માતાઓને પણ વિનય શ્રેષ્ઠ વાણી વડે મુશ્કેલીએ પાછા વાળ્યા. (૪૮૮)

तथा यथोचितालापैः पौरानपि विसृज्य सः । सीतासौमित्रिसहितस्त्वरितस्वरितं ययौ ॥ ४८९ ॥

તેમ જ યોગ્ય વાર્તાલાપો વડે નગરજનોને પણ વિસર્જન કરી સીતા અને લક્ષ્મણ સહિત તે અતિ ત્વરતાથી ચાલવા લાગ્યા. (૪૮૯)

ग्रामे ग्रामे ग्रामवृद्धैर्महेभ्यैश्च पुरे पुरे । प्रार्थ्यमानोऽप्यवस्थातुं काकुत्स्थो न ह्यवास्थितः ॥ ४९० ॥

ગામેગામ ગામના વૃદ્ધપુરુષોથી અને શહેરે શહેરે મહાશ્રેષ્ઠીઓથી રહેવા માટે પ્રાર્થના કરાતા પણ રામ કયાંય ન જ રોકાયા. (૪૯૦)

रतश्च भरतो राज्यं नाददे किं तु प्रत्युत । कैकेयीं स्वं च चुक्रोश स्वभ्रातृविरहासहः ॥ ४९१ ॥

આ બાજુ ભરતે રાજ્ય તો ગ્રહણ ન કર્યું. ઊલટું પોતાના ભાઈના વિરહને સહન ન કરી શકનાર તે કૈકેયી ઉપર અને પોતાની ઉપર આક્રોશ કરતો હતો. (૪૯૧)

परिव्रज्योत्सुको राजा सामन्तान्सचिवानपि । प्राहिणोद्राममानेतुं राज्याय सह लक्ष्मणम् ॥ ४९२ ॥

પ્રવ્રજ્યા માટે ઉત્સુક રાજાએ રાજ્યને માટે લક્ષ્મણ સાથે રામને લાવવા માટે સામંતો અને સચિવોને પણ મોકલ્યા. (૪૯૨)

पश्चिमायायिनं रामं प्रापुस्त्वरितमेव ते । निवृत्त्यै चाभ्यधुर्भक्त्या राजाज्ञाख्यानपूर्वकम् ॥ ४९३ ॥

તેઓ તરત જ પશ્ચિમ દિશામાં ગયેલ રામની પાસે ગયા અને પાછા ફરવા માટે રાજઆજ્ઞા કહેવાપૂર્વક ભક્તિથી કહ્યું. (૪૯૩)

तैर्दीनैः प्रार्थ्यमानोऽपि न न्यवर्तत राघवः । महतां हि प्रतिज्ञा तु न चलत्यद्रिपादवत् ॥ ४९४ ॥

દીન એવા તેઓ વડે પ્રાર્થના કરાતા પણ રામ પાછા ન ફર્યા. "ખરેખર મોટાઓની પ્રતિજ્ઞા પર્વત નજીકની ટેકરી જેમ ચલાયમાન થતી નથી." (૪૯૪)

विसृज्यमाना अपि ते राघवेण मुहुर्मुहुः । सहैव चेलुः सर्वेऽपि कृताशास्तन्निवर्तने ॥ ४९५ ॥

રામ વડે વારંવાર વિદાયમાન કરતા છતાંય તેમને (રામને) પાછા વાળવામાં આશા પામેલા તે સર્વ પણ સાથે જ ચાલવા લાગ્યા. (૪૯૫)

अथोग्रश्वापदपदं निर्मानुष्यां घनद्रुमाम् । पारियात्राटवीं प्रापुर्जानकीरामलक्ष्मणाः ॥ ४९६ ॥

હવે સીતા, રામ અને લક્ષ્મણ (અનુક્રમે) ક્રૂર હિંસક પશુઓના સ્થાનરૂપ, નિર્જન અને ગાઢ વૃક્ષોવાળા પારિયાત્ર પર્વતના જંગલમાં આવ્યાં. (૪૯૬)

अभिधानेन गम्भीरां गम्भीरावर्तभीषणाम् । पृथुप्रवाहां पथि ते समीक्षाञ्चक्रिरे नदीम् ॥ ४९७ ॥

તેઓએ માર્ગમાં ગંભીર ઘૂમરીઓ વડે ભયંકર, વિશાળ પ્રવાહવાળી 'ગંભીર' નામે નદી જોઈ. (૪૯૭)

तत्र स्थित्वावदद्रामः सामन्तादीनिदं वचः । इतः स्थानान्निवर्तध्वमध्वा कष्टो ह्यतः परम् ॥ ४९८ ॥

ત્યાં રહીને રામે સામંત વગેરેને આ વાત કહી (કે) આ સ્થાનેથી તમે પાછા ફરો કેમ કે આનાથી આગળ માર્ગ કષ્ટકારી છે. (૪૯૮)

अस्माकं कुशलोदन्तं गत्वा तातस्य शंसत । उपाध्वं भरतं मद्वत्तातवद्वाप्यतः परम् ॥ ४९९ ॥

જઈને પિતાજીને અમારા કુશળ સમાચાર કહેજો (તેમ જ) હવે પછી મારી જેમ કે પિતાજીની જેમ ભરતની પણ સેવા કરજો. (૪૯૯)

धिगस्मान्रामपादानामयोग्यानिति भूरिशः । ते रुदन्तो न्यवर्तन्त बाष्पाम्भःस्तिमितांशुकाः ॥ ५०० ॥

રામનાં ચરણોને અયોગ્ય એવા અમોને ધિક્કાર હો–એ પ્રમાણે અનેક વખત રુદન કરતા અશ્રુ-જળ વડે ભીંજાયેલ વસ્ત્રવાળા તેઓ પાછા ફર્યા. (૫૦૦)

उत्ततार ततो रामो दुस्तरां तां तरङ्गिणीम् । ससीतालक्ष्मणः सास्त्रैः प्रेक्षितस्तैस्तटस्थितैः ॥ ५०१ ॥

ત્યાર બાદ કિનારે રહેલા તેઓ વડે અશ્રુ સાથે જોવાયેલ સીતા અને લક્ષ્મણ સહિત રામ દુસ્તર એવી તે નદી ઊતરી ગયા. (૫૦૧)

रामेऽथ दृक्पथातीते सामन्ताद्याः कथञ्चन । अयोध्यानगरीमीयुस्तद्राज्ञे व्याचचक्षिरे ॥ ५०२ ॥

દષ્ટિપથમાંથી રામ દૂર થયે છતે સામંતો વગેરે મુશ્કેલીથી અયોધ્યા ગયા (અને) તે (વૃત્તાન્ત) રાજાને વિસ્તાર-પૂર્વક કહ્યો. (૫૦૨)

राजाऽप्युवाच भरतं नायातौं रामलक्ष्मणौ । राज्यं गृहाण मम तद्दीक्षाविघ्नाय मा स्म भूः ॥५०३॥

રાજાએ પણ ભરતને કહ્યું : "રામ-લક્ષ્મણ આવ્યા નથી, તેથી તું રાજ્ય ગ્રહણ કર અને મારી દીક્ષામાં વિઘ્ન-રૂપ ન થા." (૫૦૩)

भरतोऽप्यवदद्राज्यं नादास्येऽहं कथञ्चन । आनेष्ये तु स्वयं गत्वा प्रसाद्य निजमग्रजम् ॥ ५०४ ॥

ભરતે પણ કહ્યું (કે) "હું કોઈ રીતે રાજ્ય ગ્રહણ કરીશ નહિ. પરંતુ જાતે જઈ ને મારા મોટા ભાઈને પ્રસન્ન કરી હું પાછા લાવીશ." (૫૦૪)

आगात्तदा च कैकेयी राजानमिति चाब्रवीत् । भरताय त्वया राज्यं दत्तं सत्यप्रतिश्रव ॥ ५०५ ॥

તે સમયે કૈકેયી આવી અને રાજાને એ પ્રમાણે કહેવા લાગી (કે) હે સત્ય પ્રતિજ્ઞાવાન્ ! તમારા વડે ભરતને રાજ્ય અપાયું. (૫૦૫)

परमेष न गृह्णाति राज्यं ते विनयी सुतः । अन्यासां चास्य मातॄणां महद्दुःखं ममापि च ॥ ५०६ ॥

પરંતુ તમારો આ વિનયી પુત્ર રાજ્ય ગ્રહણ કરતો નથી અને આની બીજી માતાઓને તથા મને પણ મહા-દુઃખ થયું છે. (૫૦૬)

अविमृश्य विधायिन्या पापीयस्या मया कृतम् । सति त्वयि सपुत्रेऽपि हहा राज्यमराजकम् ॥ ५०७ ॥

અરે! વગર વિચાર્યું કરનારી અને અતિ પાપિણી એવી મારા વડે તમે પુત્રયુક્ત હોવા છતાં પણ રાજા વિનાનું રાજ્ય કરાયું. (૫૦૭)

**कौशल्यायाः सुमित्रायाः सुप्रभायाश्च दुःश्रवम् । रुदितं मम श्रुणवन्त्या हृदयं भवति द्विधा ॥ ५०८ ॥**

કૌશલ્યા, સુમિત્રા અને સુપ્રભાના દુઃશ્રાવ્ય રુદનને સાંભળતાં મારું હૃદય ફાટી પડે છે (દ્વિધા થાય છે). (૫૦૮)

**भरतेन समं गत्वा तौ वत्सौ रामलक्ष्मणौ । अनुनीय समानेष्याम्यनुजानीहि नाथ माम् ॥ ५०९ ॥**

હે નાથ! (તેથી) ભરત સાથે જઈને તે પુત્ર રામ–લક્ષ્મણને સમજાવીને પાછા લાવીશ. મને આજ્ઞા આપો. (૫૦૯)

**अथादिष्टा प्रहृष्टेन राज्ञा दशरथेन सा । ययौ सभरतामात्या प्रति रामं कृतत्वरा ॥ ५१० ॥**

હવે ખુશ થયેલા રાજા દશરથ વડે આજ્ઞા અપાયેલી, કરી છે ઉતાવળ જેણે એવી તે ભરત અને અમાત્યો સાથે રામ પ્રતિ ગઈ. (૫૧૦)

**कैकेयीभरतौ षड्भिः प्रापतुस्तद्वनं दिनैः । अपश्यतां द्रुमूले च जानकीरामलक्ष्मणान् ॥ ५११ ॥**

કૈકેયી અને ભરત છ દિવસે તે વને પહોંચ્યા અને વૃક્ષતળે સીતા, રામ અને લક્ષ્મણને જોયાં. (૫૧૧)

**रथादुत्तीर्य कैकेयी वत्स वत्सेति भाषिणी । प्रणमन्तं रामभद्रं चुचुम्बोपरि मूर्धनि ॥ ५१२ ॥**

રથમાંથી ઊતરીને હે પુત્ર! હે પુત્ર! એમ બોલતી કૈકેયી પ્રણામ કરતા રામભદ્રને મસ્તક ઉપર ચુંબન કરવા લાગી. (૫૧૨)

पादाब्जयोः प्रणमन्तौ वैदेहीलक्ष्मणावपि । आक्रम्योपरि बाहुभ्यां तारतारं रुरोद सा ॥ ५१३ ॥

ચરણકમળમાં પ્રણામ કરતાં સીતા અને લક્ષ્મણને પણ બાહુ વડે ઉપર દબાવીને અતિ ઊંચા સ્વરે તે (કૈકેયી) રડવા લાગી. (૫૧૩)

भरतोऽपि नमश्चक्रे रामपादावुदश्रुदृक् । प्रत्यपद्यत मूर्च्छां च मूर्च्छत्खेदमहाविषः ॥ ५१४ ॥

અશ્રુપૂર્ણ નેત્રવાળા ભરતે પણ રામનાં ચરણોને નમસ્કાર કર્યા અને વ્યાપ્ત થતા ખેદરૂપી મહાવિષવાળો તે મુર્છાને પામ્યો. (૫૧૪)

बोधितो रामभद्रेण विनयी भरतोऽवदत् । अभक्तमिव मां त्यक्त्वा कथमत्र त्वमागमः ॥ ५१५ ॥

રામભદ્ર વડે સમજાવાયેલ વિનયી ભરતે કહ્યું (કે) અભક્તની જેમ મને ત્યજીને તમે અહીં કેમ આવ્યા છો? (૫૧૫)

राज्यार्थी भरत इति मातृदोषेण योऽभवत् । ममापवादो हर तमात्मना सह मां नयन् ॥ ५१६ ॥

"ભરત રાજ્યનો અર્થી છે" એ પ્રમાણે માતાની ભૂલથી મારી જે અપકીર્તિ થઈ છે તે પોતાની સાથે મને લઈ જતા તમે દૂર કરો. (૫૧૬)

निवृत्य यद्वाऽयोध्यायां गत्वा राज्यश्रियं श्रय । कौलीनशल्यं मे भ्रातरेवमप्यपयास्यति ॥ ५१७ ॥

અથવા પાછા ફરી અયોધ્યામાં જઈ રાજ્યલક્ષ્મી ગ્રહણ કરો. હે ભાઈ! એમ (કરવાથી) પણ મારું કુલનાશક શલ્ય દૂર થશે (૫૧૭)

जगन्मित्रं हि सौमित्रिस्तवामात्यो भविष्यति । अयं जनः प्रतीहारः शत्रुघ्नस्त्वातपत्रभृत् ॥५१८ ॥

વળી જગતના મિત્ર રૂપ લક્ષ્મણ તમારા અમાત્ય થશે. આ માણસ (ભરત) પ્રતિહારી (અને) શત્રુઘ્ન છત્ર ધરનાર થશે. (૫૧૮)

एवं ब्रुवाणे भरते कैकेय्यप्यब्रवीदिदम् । कुरु भ्रातृवचो वत्स सदासि मातृवत्सलः ॥ ५१९ ॥

એ પ્રમાણે ભરત બોલતે છતે કૈકેયીએ પણ આ (જ) કહ્યું (કે) "હે વત્સ! તું માતૃવત્સલ છે (તેથી) ભાઈનું વચન કર (માન્ય રાખ). (૫૧૯)

अत्र न त्वत्पितुर्दोषो न दोषो भरतस्य च । कैकेय्या एव दोषोऽयं सुलभः स्त्रीस्वभावतः ॥ ५२० ॥

અહીં તારા પિતાનો દોષ નથી અને ભરતનો પણ દોષ નથી, (પરંતુ) (આ) કૈકેયીનો જ સ્ત્રીસ્વાભાવથી સુલભ આ દોષ (થયો) છે. (૫૨૦)

कौलटचवर्जा ये केऽपि दोषाः स्त्रीणां पृथक् पृथक् । ते सर्वे कृतसंस्थाना मयि दोषखनाविव ॥५२१ ॥

સ્ત્રીઓના દુરાચારને વર્જીને જે કોઈ જુદા જુદા દોષો છે. તે સર્વે દોષની ખાણ સમાન મારાથાં સમ્યગ્ રીતે વાસ કરાયા છે. (૫૨૧)

पत्युः सुतानां तन्मातृजनस्य च मया कृतम् । इदं दुःखाकारं कर्म तत्सहस्व सुतोऽसि यत् ॥ ५२२ ॥

મારા વડે પતિ, પુત્રો અને તેમની માતાઓને દુઃખની ખાણરૂપ કાર્ય કરાયું છે તે માફ કર, કારણ કે તું (પણ મારો) પુત્ર છે. (૫૨૨)

**इत्यादि साश्रु जल्पन्तीं तामूचे लक्ष्मणाग्रजः । तातस्य सूनुर्भूत्वाऽहं प्रतिज्ञातं त्यजामि किम् ॥५२३॥**

ઇત્યાદિ અશ્રુ સાથે બોલતી તેણીને રામે કહ્યું (કે) "(આવા) પિતાનો પુત્ર થઈ હું પ્રતિજ્ઞા કરાયેલ કેમ ત્યજી શકું ? (૫૨૩)

**तातेन दत्तमेतस्मै राज्यं ह्यनुमतं मया । अस्त्वन्यथा कथंकारं वाग्द्वयोर्जीवतोरपि ॥ ५२४ ॥**

પિતા વડે એને રાજ્ય અપાયું અને મારા વડે (એ) માન્ય કરાયું (તો) બંને જીવતાં છતાં પણ (એ) વચન કેમ અન્યથા થાય ? (૫૨૪)

**तदस्तु भरतो राजा द्वयोरपि निदेशतः । अस्याऽस्म्यहमनुल्लङ्घ्यो मम तात इवाम्बिके ॥ ५२५ ॥**

તેથી બંનેનાય આદેશથી ભરત રાજા થાઓ. હે માતા ! મારા પિતાની જેમ હું (પણ) એને અનુલ્લંઘ્ય છું. (૫૨૫)

**इत्युक्त्वोत्थाय काकुत्स्थः सीतानीतजलैः स्वयम् । राज्येऽभ्यषिञ्चद्भरतं सर्वसामन्तसाक्षिकम् ॥ ५२६ ॥**

એ પ્રમાણે કહીને ઊભા થઈને રામે જાતે (જ) સીતા વડે લવાયેલ જળથી સર્વ સામંતોની સાક્ષીએ ભરતને રાજ્યાભિષેક કર્યો. (૫૨૬)

**रामः प्रणम्य कैकेयीं सम्भाष्य भरतं तथा । विससर्ज प्रतस्थे च ककुभं दक्षिणां प्रति ॥ ५२७ ॥**

રામે કૈકેયીને પ્રણામ કરી તથા ભરતને બોલાવી વિદાય કર્યા અને દક્ષિણ દિશા તરફ પ્રયાણ કર્યું. (૫૨૭)

**ययावयोध्यां भरतस्तत्र चाऽखण्डशासनः । उरीचक्रे राज्यभारं पितुर्भ्रातुश्च शासनात् ॥५२८॥**

ભરત અયોધ્યામાં ગયો અને ત્યાં પિતા તથા ભાઈની આજ્ઞાથી અખંડિત આજ્ઞાવાળા તેણે રાજ્યનો ભાર સ્વીકાર્યો. (૫૨૮)

**महामुनेः सत्यभूतेः पार्श्वे दशरथोऽप्यथ । भूयसा परिवारेण समं दीक्षामुपाददे ॥५२९ ॥**

હવે દશરથે પણ મોટા પરિવાર સાથે સત્યભૂતિ મહામુનિ પાસે સંયમ ગ્રહણ કર્યું. (૫૨૯)

**स्वभ्रातृवनवासेन भरतः शल्यितो हृदि । अर्हत्पूजोद्यतोऽरक्षद्राज्यं यामिकवत्सुधीः ॥ ५३० ॥**

પોતાના ભાઈના વનવાસ વડે હૃદયમાં શલ્યવાળા (અને) અર્હન્તોની પૂજામાં તત્પર, સદ્બુદ્ધિવાન્ ભરતે પહેરગીરની જેમ રાજ્યનું રક્ષણ કર્યું. (૫૩૦)

**सौमित्रिमैथिलसुतासहितोऽथ रामो गच्छन्नतीत्य गिरिमध्वनि चित्रकूटम् ।**
**आसादयत्कतिपयैर्दिवसैरवन्तिदेशैकदेशमवनिस्थितदेवदेश्यः ॥५३१ ॥**

લક્ષ્મણ અને સીતા સાથે ગમન કરતા, પૃથ્વી ઉપર રહેલ દેવ સમાન રામ માર્ગમાં ચિત્રકૂટ પર્વતનું ઉલ્લંઘન કરી કેટલેક દિવસે અવંતિ દેશના એક વિભાગમાં પહોંચ્યા. (૫૩૧)

**ચોથો સર્ગ સમાપ્ત**

# પાંચમો સર્ગ

रामोऽथ विश्रमयितुं श्रान्तामध्वनि जानकीम् । वटस्य मूले न्यषदद्गुह्यकानामिवेश्वरः ॥ १ ॥
હવે માર્ગમાં થાકી ગયેલ સીતાને વિશ્રામ આપવા યક્ષોના સ્વામી (કુબેર)ની જેમ રામ વટ (વૃક્ષ) તળે બેઠા. (૧)

तं देशं सर्वतो वीक्ष्य रामः सौमित्रिमभ्यधात् । देशः कस्यापि भीत्यायमधुनैवोद्वसोऽभवत् ॥ २ ॥
તે દેશને ચારે બાજુથી જોઈને રામે લક્ષ્મણને કહ્યું: 'આ દેશ કોઈકિના ભયથી હમણાં જ ઉજ્જડ થયો છે. (૨)

अशुष्ककुल्यान्युद्यानानीक्षुवाटाश्च सेक्षवः । सान्नानि च खलान्याहुर्नूतनोद्वसतामिह ॥ ३ ॥
નહિ સુકાયેલ નહેરોવાળાં ઉદ્યાનો, ઇક્ષુદંડ સહિત ઇક્ષુના વાઢો તથા અન્ન સહિત ક્ષેત્રો અહીં નૂતન (તરતના) નિર્જનપણાને કહી રહ્યાં છે.' (૩)

तदा च रामः पप्रच्छ गच्छन्तं जनमेककम् । किमुच्चाल देशोऽयं क्व चासि चलितोऽनघ ॥ ४ ॥
તે સમયે રામે જતા એવા એક માણસને પૂછયું, 'હે ભદ્ર! આ દેશ ઉજ્જડ કેમ થયો છે? અને તું કયાં જઈ રહ્યો છે?' (૪)

सोऽप्यूचेऽवन्तिदेशेऽस्मि पूर्यवन्त्यां नरेश्वरः । अस्ति सिंहोदरो नाम सिंहवद्दुःसहो द्विषाम् ॥ ५ ॥

તે પણ કહેવા લાગ્યો : અવંતિ દેશમાં અવન્તી નગરીમાં શત્રુઓને સિંહની જેવો દુઃસહ સિંહોદર નામે રાજા છે. (૫)

तस्य च प्रतिबद्धोऽस्ति विषयेऽस्मिन्महामतिः । सामन्तो वज्रकर्णाख्यो दशाङ्गपुरनायकः ॥ ६ ॥

આ પ્રદેશમાં તેને આધીન દશાંગપુરનો નાયક વજ્રકર્ણ નામે મહાબુદ્ધિશાળી સામંત છે. (૬)

स पापर्द्ध्यां गतोऽन्येद्युर्वनमध्ये महामुनिम् । कायोत्सर्गस्थमैक्षिष्ट नामतः प्रीतिवर्धनम् ॥ ७ ॥

એકદા શિકારે ગયેલા તેણે વનમાં કાયોત્સર્ગમાં રહેલ પ્રીતિવર્ધન નામે મહામુનિને જોયા. (૭)

किं तिष्ठसि द्रुम इवाऽरण्येऽमुत्रेति तेन तु । अनुयुक्तो मुनिरात्महितार्थमिति सोऽवदत् ॥ ८ ॥

"આ અરણ્યમાં વૃક્ષની જેમ તમે કેમ રહ્યા છો?" એમ તેના વડે પુછાયેલ તે મુનિએ "આત્મહિત માટે" એમ ઉત્તર આપ્યો. (૮)

भूयोऽप्यूचे वज्रकर्णः खाद्यपेयादिवर्जिते । अत्र संपद्यतेऽरण्ये किं नामात्महितं तव ॥ ९ ॥

વજ્રકર્ણે ફરી પણ કહ્યું : "ખાદ્ય અને પેયથી રાહિત આ અરણ્યમાં તમારું આત્મહિત શું થાય છે?" (૯)

तं च योग्यं मुनिर्ज्ञात्वा धर्ममात्महितं जगौ । श्रावकत्वं सोऽपि सद्यः प्रपेदे तत्पुरः सुधीः ॥ १० ॥

યોગ્ય જાણી મુનિએ તેને આત્મહિકારી ધર્મ કહ્યો. સદ્બુદ્ધિશાળી તેણે તરત તેમની આગળ શ્રાવકપણું સ્વીકાર્યું. (૧૦)

विना च देवमर्हन्तं विना साधूंश्च नाऽपरम् । नंस्यामीति तदग्रे स जग्राहाऽभिग्रहं दृढम् ॥ ११ ॥

'અરિહંત દેવ વિના અને સાધુઓ વિના બીજા (કોઈ)ને હું નમસ્કાર કરીશ નહિ' એમ તેણે તેમની આગળ દૃઢ અભિગ્રહ ધારણ કર્યો. (૧૧)

ततश्च तं स वन्दित्वागाद्दशाङ्गपुरं पुरम् । पालयन् श्रावकत्वं च चिन्तयामासिवानिदम् ॥ १२ ॥

ત્યાર બાદ તે (વજ્રકર્ણ) તે (મુનિ)ને વંદન કરી દશાંગપુર ગયો અને શ્રાવકપણાનું પાલન કરતો તે આમ વિચારવા લાગ્યો : (૧૨)

नमस्कारो मया नाऽन्य इति तावदभिग्रहः । सिंहोदरश्च मे वैरी भविष्यत्यनमस्कृतः ॥ १३ ॥

"મારે અન્ય નમસ્કાર કરવા યોગ્ય નથી એમ અભિગ્રહ તો છે (પણ) નહિ નમન કરાયેલ સિંહોદર મારો વૈરી થશે." (૧૩)

एवं विमृश्योत्प्रतिभः स्वाङ्गुलीये मणीमयीम् । मुनिसुव्रतनाथस्य प्रतिमां संन्यवीविशत् ॥ १४ ॥

એ પ્રમાણે વિચારી બુદ્ધિશાળી તેણે પોતાની મુદ્રિકામાં શ્રીમુનિસુવ્રતસ્વામીની મણિ નિર્મિત પ્રતિમા સ્થાપન કરી. (૧૪)

तद्बिम्बं स्वाङ्गुलीयस्थं नमन् वंचयते स्म सः । सिंहोदरं नरपतिं मायोपायो बलीयसि ॥ १५ ॥

પોતાની મુદ્રિકામાં રહેલ તે બિંબને નમસ્કાર કરતો તે સિંહોદર રાજાને છેતરતો હતો. **"અતિ બલવાન (પુરુષ) પ્રતિ કપટ એ જ ઉપાય રૂપ છે."** (૧૫)

**तं वज्रकर्णवृत्तान्तं सिंहोदरमहीपतेः । आचचक्षे खलः कोऽपि खलाः सर्वंकषाः खलु ॥ १६ ॥**

તે વજ્રકર્ણનું વૃત્તાન્ત કોઈ ખલ પુરુષે સિંહોદર રાજાને કહ્યું. ખરેખર "ખલ પુરુષો સર્વનો નાશ કરનારા છે." (૧૬)

**सद्यः सिंहोदरोऽकुप्यन्महाहिरिव निःश्वसन् । वज्रकर्णाय तत्कोपं कोऽप्यागत्य शशंस च ॥ १७ ॥**

મોટા સર્પ જેમ નિઃશ્વાસ નાખતો સિંહોદર તત્કાળ કોપાયમાન થયો અને કોઈએ આવીને તેનો કોપ વજ્રકર્ણને કહ્યો. (૧૭)

**तस्य कोपो मयि कथं त्वया ज्ञात इति स्फुटम् । वज्रकर्णेन पृष्टः सन्नाचख्यौ स पुमानिति ॥ १८ ॥**

'તારા વડે મારી ઉપરનો તેનો ગુસ્સો શી રીતે જણાયો? એમ વજ્રકર્ણ વડે સ્પષ્ટ રીતે પુછાયો છતો તે પુરુષ કહેવા લાગ્યો. (૧૮)

**पुरे कुन्दपुरे श्राद्धः समुद्रसंगमो वणिक् । यमुना नाम तत्पत्नी विद्युदङ्गोऽस्मि तत्सुतः ॥ १९ ॥**

કુંદપુર નગરમાં સમુદ્ર સંગમ (નામે) વણિક શ્રાવક છે. યમુના નામે તેની પત્ની છે. હું વિદ્યુદંગ (નામે) તેમનો પુત્ર છું. (૧૯)

क्रमाच्च यौवनं प्राप्तो भाण्डमादाय चागमम् । उज्झयिन्यामहं पुर्यां क्रयविक्रयहेतवे ॥ २० ॥

અનુક્રમે યૌવનને પ્રાપ્ત કરેલ હું કરિયાણું લઈને ખરીદ–વેચાણ કરવા માટે ઉજ્જયિની ગયો હતો. (૨૦)

तत्र कामलतां नाम्नाऽपश्यं वेश्यां मृगीदृशम् । सद्यश्च कामबाणानामभूवमहमास्पदम् ॥ २१ ॥

ત્યાં કામલતા નામે મૃગનયની વેશ્યાને મેં જોઈ અને તત્કાળ હું કામબાણોનું સ્થાન થયો. (૨૧)

निशामेकां वसामीति तया कृतसमागमः । दृढं रागेण बद्धोऽहं मृगो वागुरया यथा ॥ २२ ॥

'એક રાત્રિ રહીશ' એમ (વિચારી) તેણીની સાથે સમાગમ કરેલ હું બંધન વડે મૃગલાની જેમ રાગ વડે દૃઢપણે બંધાઈ ગયો. (૨૨)

आजन्म कष्टेन धनं यन्मत्पित्रार्जितं बहु । तद्वशेन मया तत्तु षड्भिर्मासैर्विनाशितम् ॥ २३ ॥

મારા પિતા વડે જન્મથી આરંભી જે ઘણું ધન કષ્ટ વડે પ્રાપ્ત કરાયું હતું તે તેણીને આધીન એવા મારા વડે છ માસમાં વિનાશ કરાયું. (૨૩)

सिंहोदरमहिष्यायाः श्रीधराया ये हि कुण्डले । तादृशे देहि मह्यं त्वमित्यूचे सान्यदा तु माम् ॥ २४ ॥

અન્યદા તેણીએ મને એ પ્રમાણે કહ્યું કે "સિંહોદરની પટ્ટરાણી શ્રીધરાને જે બે કુંડલ છે તેવાં કુંડલ તું મને આપ." (૨૪)

न मेऽर्थः कश्चिदप्यस्ति ते एवापहराम्यहम् । इति रात्रौ साहसिकः खात्रेणागां नृपौकसि ॥ २५ ॥

'મારી પાસે કંઈ જ ધન નથી (તેથી) તે (કુંડલો) જ હરી લઉં' એમ (વિચારી) રાત્રે સાહસિક એવો હું ખાતર (પાડવા) વડે રાજાને ઘેર ગયો. (૨૫)

**सिंहोदरं श्रीधरेति पृच्छन्ती शुश्रुवे मया । नाथोद्विग्न इवेदानीं निद्रां न लभसे कथम् ॥ २६ ॥**

(તે સમયે) મારા વડે શ્રીધરા સિંહોદરને એમ પૂછતી સાંભળાઈ, 'હે નાથ! ઉદ્‌વેગીની જેમ હમણાં નિદ્રા કેમ લેતા નથી? (૨૬)

**सिंहोदरोऽवदद्देवि तावन्निद्रा कुतो मम । प्रमाणविमुखो यावद्वज्रकर्णो न मार्यते ॥ २७ ॥**

સિંહોદર બોલ્યો : 'હે દેવી! જ્યાં સુધી નમસ્કારથી વિમુખ બનેલ વજ્રકર્ણ મરાય નહિ ત્યાં સુધી મને નિદ્રા ક્યાંથી (આવે)'? (૨૭)

**अमुं प्रातर्हनिष्यामि ससुहृत्पुत्रबान्धवम् । यात्वियं रजनी तावद्विनिद्रस्याऽपि मे प्रिये ॥ २८ ॥**

હે પ્રિયે! નષ્ટ નિદ્રાવાળા મારે આ રાત્રિ (ભલે) જાય, પ્રાપ્તઃકાળે તો મિત્રો, પુત્રો અને બાંધવો સહિત એને હણીશ.' (૨૮)

**तदाकर्ण्य तवाख्यातुं त्यक्तकुण्डलचौरिकः । त्वां साधर्मिकवात्सल्यादिह त्वरितमागमम् ॥ २९ ॥**

તે સાંભળી કુંડલની ચોરી ત્યજી દીધેલ હું સાધર્મિક વત્સલ્યથી તમને કહેવા માટે શીઘ્ર અહીં તમારી પાસે આવ્યો છું. (૨૯)

वज्रकर्णस्तदाकर्ण्य पुरीं तृणकणाधिकाम् । सद्यो व्यधत्ताऽपश्यच्च परचक्ररजोऽम्बरे ॥ ३० ॥

તે સાંભળી વજ્રકર્ણે તત્કાળ નગરી ઘાસ અને અન્નથી અધિક કરી (ભરી દીધી) અને ગગનમાં શત્રુ સૈન્યની રજ જોઈ. (૩૦)

क्षणाच्चाऽवेष्टयत सिंहोदरेण प्रबलैर्बलैः । तद्दशाङ्गपुरं विष्वक् चन्दनद्रुरिवाहिभिः ॥ ३१

સર્પો વડે ચંદન વૃક્ષની જેમ પ્રબળ લશ્કરથી સિંહોદર વડે ક્ષણ માત્રમાં તે દશાંગપુર ચારે તરફથી ઘેરાઈ ગયું. (૩૧)

सिंहोदरोऽथ दूतेन वज्रकर्णमदोऽवदत् । प्रणाममायया मायिन् वञ्चितोऽस्मि त्वया चिरम् ॥ ३२ ॥

હવે સિંહોદરે દૂત દ્વારા વજ્રકર્ણને એ કહ્યું : 'હે કપટી ! તારા વડે પ્રમાણ ( કરવા )માં કપટથી હું દીર્ઘકાળ સુધી ઠગાયો છું. (૩૨)

विना तेनाङ्गुलीयेन मामागत्य नमस्कुरु । अन्यथा सकुटुम्बस्त्वं यमवेश्माद्य यास्यसि ॥ ३३ ॥

તે મુદ્રિકા વિના આવીને મને નમસ્કાર કર, અન્યથા કુટુંબ સહિત તું આજે યમના ઘેર જઈશ.' (૩૩)

प्रत्यूचे वज्रकर्णोऽपि मम ह्ययमभिग्रहः । विनाऽर्हन्तं विना साधुं प्रणमाम्यपरं न हि ॥ ३४ ॥

વજ્રકર્ણે પણ જવાબ આપ્યો કે, 'મારો આ અભિગ્રહ છે. અરિહંત વિના અને સાધુ વિના અન્યને હું નમસ્કાર કરતો નથી. (૩૪)

न पौरुषाऽभिमानोऽत्र किं तु धर्माभिमानिता । नमस्कारं विना सर्वं ममादत्स्व यथारुचि ॥ ३५ ॥

અહીં પુરુષાર્થનું અભિમાન નથી. પરંતુ ધર્મનું અભિમાનીપણું છે. નમસ્કાર વિના રુચિ અનુસાર મારું સર્વ ગ્રહણ કર. (૩૫)

धर्मद्वारं देहि मह्यं यथा धर्माय कुत्रचित् । अहमन्यत्र गच्छामि धर्म एवाऽस्तु मे धनम् ॥ ३६ ॥

મને તું ધર્મદ્વાર આપ જે રીતે હું ધર્મ માટે અન્ય સ્થળે ક્યાંક જઈ શકું. ધર્મ જ મારું ધન હો. (૩૬)

इत्युक्ते वज्रकर्णेन न हि तत्प्रत्यपादि सः । जातु धर्ममधर्मं वा गणयन्ति न मानिनः ॥ ३७ ॥

એ પ્રમાણે વજ્રકર્ણે કહ્યે છતે તેણે તે ન સ્વીકાર્યું. 'અભિમાની પુરુષો ક્યારેય ધર્મ અથવા અધર્મને ગણતા નથી.' (૩૭)

पुरं सवज्रकर्णं तद्रुद्ध्वा सिंहोदरो बहिः । स्थितोऽस्ति मुष्णन्देशश्च तद्भयादयमुद्वसः ॥ ३८ ॥

વજ્રકર્ણ સહિત તે નગરને ઘેરો નાખીને લૂંટફાટ કરતો સિંહોદર બહાર રહ્યો છે અને તેના ભયથી આ દેશ ઉજ્જડ (થયો) છે. (૩૮)

अहं च सकुटुम्बोऽपि नष्टोऽस्मिन् राजविग्रहे । दग्धान्यत्राऽद्य सौधानि जीर्णा सा च कुटी मम ॥ ३९ ॥

આ રાજયુદ્ધમાં કુટુંબ સહિત હું પણ નાસી ગયો. આજે અહીં મકાનો અને તે મારી જીર્ણ કુટીર બાળી નંખાયાં છે. (૩૯)

शून्येभ्य इभ्यवेश्मभ्यो वेश्मोपकरणान्यहम् । आनेतुं क्रूरगेहिन्या प्रेषितो यामि तन्मुखः ॥४०॥

શૂન્ય ધનાઢ્યોનાં ગૃહોમાંથી ગૃહસામગ્રી લાવવા માટે (મારી) ક્રૂર સ્ત્રી વડે મોકલાયેલ હું તેની સન્મુખ જઈ રહ્યો છું. (૪૦)

तस्या दुर्वचसोऽप्येतत्फलं शुभमभून्मम । यन्मया देवकल्पस्त्वं दृष्टो दैववशादसि ॥४१॥

તેણીના કષ્ટવચનનું પણ મને આ શુભ ફળ (પ્રાપ્ત) થયું (કે) જેથી દૈવવશાત્ મારા વડે દેવ સમાન તમે જોવાયા. (૪૧)

एवमुक्तवतस्तस्य दरिद्रस्य रघूद्वहः । रत्नस्वर्णमयं सूत्रमदत्त करुणानिधिः ॥४२॥

એ પ્રમાણે વાત કરતા તે દરિદ્રને કરુણાભંડાર રામે રત્ન સુવર્ણમય સૂત્ર આપ્યું. (૪૨)

तं विसृज्य ततो रामो दशाङ्गपुरमीयिवान् । चन्द्रप्रभं बहिश्चैत्ये नत्वा तत्राऽप्यवास्थित ॥४३॥

તેને વિદાય કરી ત્યાર બાદ રામ દશાંગપુર ગયા. (અને નગર) બહાર ચૈત્યમાં ચંદ્રપ્રભસ્વામીને નમસ્કાર કરી ત્યાં જ રહ્યા. (૪૩)

रामादेशेन सौमित्रिस्तत्प्रविश्य क्षणात्पुरम् । वज्रकर्णाऽन्तिकेऽगच्छदलक्ष्याणां ह्यसौ स्थितिः ॥४४॥

રામની આજ્ઞાથી લક્ષ્મણ ક્ષણમાત્રમાં તે નગરમાં પ્રવેશ કરીને વજ્રકર્ણ પાસે ગયા. **"અલક્ષ્ય (પુરુષો)ની સ્થિતિ આવી હોય છે."** (૪૪)

वज्रकर्णः सदाकारं ज्ञात्वा तं नरमुत्तमम् । ऊचे महाभाग भव भोजनाऽतिथ्यभाग् मम ॥ ४५ ॥

શ્રેષ્ઠ આકારવાળા તેને ઉત્તમ પુરુષ જાણીને વજ્રકર્ણે કહ્યું : 'મહાભાગ ! મારા ભોજન આતિથ્યને ભજનારા થાઓ.' (૪૫)

रामाऽनुजोऽप्यभिदधे सकलत्रो मम प्रभुः । स्थितोऽस्ति बहिरुद्याने तमादौ भोजयाम्यहम् ॥ ४६ ॥

રામના નાના ભાઈ (લક્ષ્મણ) પણ બોલ્યા : 'મારા સ્વામી પ્રિયા સહિત બહાર ઉદ્યાનમાં રહ્યા છે. તેમને હું પહેલાં ભોજન કરાવીશ.' (૪૬)

ततः सौमित्रिणा सार्धं वज्रकर्णो महीपतिः । भूयिष्ठव्यञ्जनं भोज्यमुपराममनाययत् ॥ ४७ ॥

તેથી લક્ષ્મણ સાથે વજ્રકર્ણ રાજાએ ઘણાં શાકવાળું ભોજન રામ પાસે મોકલાવ્યું. (૪૭)

भुक्तोत्तरे चाऽनुशिष्य रामेण प्रेषितो ययौ । लक्ष्मणोऽवन्तिनृपतिं जगादेति च सौष्ठवी ॥ ४८ ॥

ભોજન કર્યા બાદ રામ વડે શિખામણ આપી મોકલાયેલ લક્ષ્મણ અવન્તિપતિ પાસે ગયા. અને સૌંદર્યવાન તે આ પ્રમાણે બોલ્યા : (૪૮)

राजा दाशरथिर्दासीकृताशेषमहीपतिः । विरोधं वज्रकर्णेन भरतस्ते निषेधति ॥ ४९ ॥

સમસ્ત રાજાઓ જેણે સેવક બનાવ્યા છે તે દશરથ પુત્ર રાજા ભરત તમારા વજ્રકર્ણ સાથેના વિરોધને નિષેધે છે. (૪૯)

सिंहोदरोऽपि प्रत्यूचे भृत्यानां भरतोऽपि हि । भक्तानामेव कुरुते प्रसादं नाऽन्यथा पुनः ॥ ५० ॥

સિંહોદરે પણ ઉત્તર આપ્યો કે ભરત પણ ભક્તિમાન્ સેવક ઉપર જ પ્રસાદ કરે છે, પણ અન્યથા નહિ. (૫૦)

अयं पुनर्वज्रकर्णो मत्सामन्तो दुराशयः । न मां नमति तेनाऽस्य प्रसीदामि कथं वद ॥ ५१ ॥

વળી દુર્બુદ્ધિ આ મારો સામંત વજ્રકર્ણ મને નમસ્કાર કરતો નથી, તેથી હું એને શી રીતે પ્રસન્ન થાઉં? તું કહે! (૫૧)

भूयोऽपि लक्ष्मणोऽवोचन्नासावविनयो त्वयि । अस्याप्रणामसन्धा हि जज्ञे धर्माऽनुरोधतः ॥ ५२ ॥

લક્ષ્મણે ફરી પણ કહ્યું : 'આ તમારે વિષે અવિનયી નથી કેમ કે નમસ્કાર ન કરવાની પ્રતિજ્ઞા એને ધર્મના અનુરોધથી છે.' (૫૨)

मा कुप्यो वज्रकर्णोऽयं मान्यं भरतशासनम् । आसमुद्राऽन्तमेदिन्या भरतः शासिता यतः ॥ ५३ ॥

(એથી) આ વજ્રકર્ણ ઉપર કોપ કરવો યોગ્ય નથી, ભરતની આજ્ઞા માનવા યોગ્ય છે. કારણ કે સમુદ્રાન્ત પૃથ્વીના શાસનકર્તા ભરત છે. (૫૩)

क्रुद्धः सिंहोदरः स्माह को नाम भरतो नृपः । यो वज्रकर्णगृह्यः सन् वातुलो मां वदत्यदः ॥ ५४ ॥

ક્રોધ પામેલ સિંહોદર બોલ્યો : 'ભરત રાજા કોણ છે? જે વજ્રકર્ણનો પક્ષપાતી છતાં વાતુલ (થઈ) મને આ કહે છે.' (૫૪)

कोपारुणाक्षः सौमित्रिः स्फुरदोष्ठदलोऽवदत् । रे न जानासि भरतं ज्ञापयाम्येष मङ्क्षु तम् ॥ ५५ ॥

ક્રોધથી લાલ નેત્રવાળો (અને) સ્ફુરાયમાન ઓષ્ઠદલવાળો લક્ષ્મણ બોલ્યો : 'અરે ? તું ભરતને જાણતો નથી ? આ હું તને જણાવું. (૫૫)

उत्तिष्ठस्व युधे सर्वात्मना संवर्मितो भव । न भवस्येष गोधेव मद्भुजाशनिताडितः ॥ ५६ ॥

યુદ્ધ માટે તૈયાર થા (અને) સર્વ રીતે સજ્જ થા. 'ચંદનઘો'ની જેમ આ મારા ભુજારૂપ વજ્રથી તાડન કરાયો નથી.' (૫૬)

सिंहोदरः ससैन्योऽथ सौमित्रिं हन्तुमुद्यतः । बालः परिस्प्रष्टुमिव भस्मच्छन्नं हुताशनम् ॥ ५७ ॥

હવે રાખ વડે ઢંકાયેલા અગ્નિને સ્પર્શ કરવા માટે (તૈયાર થયેલ) બાળકની જેમ સૈન્ય સાથે સિંહોદર લક્ષ્મણને હણવા માટે તત્પર થયો. (૫૭)

लक्ष्मणोऽपि गजालानं भुजेनोन्मूल्य नालवत् । विद्विषस्ताडयामासोदस्तदण्ड इवान्तकः ॥ ५८ ॥

લક્ષ્મણ પણ ભુજા વડે (કમળના) નાળની જેમ હસ્તિના બંધન સ્તંભને ઉખેડીને ઊર્ધ્વ દંડવાળા યમરાજની જેમ શત્રુઓને મારવા લાગ્યો. (૫૮)

अथ सौमित्रिरुत्पत्य सिंहोदरमिभस्थितम् । तद्वाससा पशुमिवाऽबध्नात्कण्ठे महाभुजः ॥ ५९ ॥

હવે મહા પરાક્રમી સૌમિત્રિએ કૂદકો મારી હસ્તી ઉપર રહેલ સિંહોદરને તેના વસ્ત્ર વડે પશુની જેમ ગળેથી બાંધી લીધો. (૫૯)

**आश्चर्यं पश्यतां तत्र दशाङ्गपुरवासिनाम् । तं निन्ये गामिवाकृष्य लक्ष्मणो रामसंनिधौ ॥ ६० ॥**

ત્યાં દશાંગપુર વાસીઓ આશ્ચર્યને જોતે છતે લક્ષ્મણ તેને ગાયની જેમ ખેંચીને રામ પાસે લઈ ગયા. (૬૦)

**दृष्ट्वा सिंहोदरो रामं नत्वा चेदमभाषत । न ज्ञातस्त्वमिहायातो मया रघुकुलोद्वह ॥ ६१ ॥**

રામને જોઈને (અને) નમસ્કાર કરીને સિંહોદર એમ કહેવા લાગ્યો : 'હે! રઘુકુળનંદન ! મારા વડે અહીં આવેલ તમે જણાયા નહિ. (૬૧)

**यथवा किमिदं देव मत्परीक्षाकृते कृतम् । कृतं नः प्राणितेनाऽपि यूयं छलपरा यदि ॥ ६२ ॥**

અથવા હે દેવ! શું આ મારી પરીક્ષા માટે કર્યું હતું ? જો તમે માયાસક્ત (થશો તો) અમારા જીવવા વડે ય સર્યું. (૬૨)

**क्षमस्वाऽज्ञानदोषं मे यत्कर्तव्यं तदादिश । भृत्ये कोपः शिक्षामात्रकृते शिष्ये गुरोरिव ॥ ६३ ॥**

મારા અજ્ઞાન (થી થયેલ) દોષને માફ કરો (અને) જે કરવા યોગ્ય હોય તે ફરમાવો. શિષ્ય ઉપર ગુરુની જેમ સેવક ઉપર કોપ માત્ર શિક્ષા માટે (જ) (હોય છે. (૬૩)

**संधेहि वज्रकर्णेनेत्यादिशत्तं रघूद्वहः । सिंहोदरोऽपि तां वाचं तथेति प्रत्यपद्यत ॥ ६४ ॥**

'વજ્રકર્ણ સાથે સંધિ કર' એમ રામે તેને આદેશ કર્યો. સિંહોદરે પણ તે વચનનો 'તેમ હો' એમ સ્વીકાર કર્યો (૬૪)

**तत्राऽगाद्वज्रकर्णोऽपि रामभद्रस्य शासनात् । विनयेन पुरोभूय कृताञ्जलिरुवाच च ॥ ६५ ॥**

રામચંદ્રજીની આજ્ઞાથી વજ્રકર્ણ પણ ત્યાં આવ્યો અને વિનય વડે અંજલિ રચેલ તે સન્મુખ થઈને બોલ્યો. (૬૫)

**स्वामिनौ वृषभस्वामिवंशजौ रामशार्ङ्गिणौ । युवां दृष्टो मया दिष्टया किं तु ज्ञातौ चिरादिह ॥ ६६ ॥**

વૃષભસ્વામીના વંશમાં ઉત્પન્ન થયેલ હે સ્વામી બળદેવ અને વાસુદેવ! તમે મારા વડે ભાગ્યથી અહીં જોવાયા પરંતુ દીર્ઘકાળે ઓળખાયા. (૬૬)

**भरतार्धस्य सर्वस्य युवां नाथौ महाभुजौ । अहमन्ये च राजानो युवयोरेव किङ्कराः ॥ ६७ ॥**

અખિલ ભરતાર્ધના નાથ તમે મહાપરાક્રમી છો. હું અને બીજા રાજાઓ તમારા કિંકરો જ (છીએ). (૬૭)

**मुञ्चैनं मत्प्रभुं नाथ शाधि चैनमतः परम् । यथासौ सहते मेऽन्यप्रणामाभिग्रहं सदा ॥ ६८ ॥**

હે નાથ! મારા આ સ્વામીને છોડી મૂકો અને હવે પછી એને (એમ) શિક્ષા આપો '(કે) જેમ હંમેશાં આ મારા અન્યને પ્રણામના અભિગ્રહને સહી લે. (૬૮)

**विनाऽर्हन्तं विना साधुं नमस्यो नाऽपरो मया । इति ह्यभिग्रहोऽग्राहि महर्षेः प्रीतिवर्धनात् ॥ ६९ ॥**

અરિહંત વિના (અને) સાધુ વિના મારા વડે અન્ય નમસ્કાર કરવા યોગ્ય નથી, એમ મહર્ષિ પ્રીતિવર્ધન પાસેથી અભિગ્રહ ગ્રહણ કરાયો છે. (૬૯)

रामभ्रूसंज्ञया सिंहोदरस्तत्प्रत्यपद्यत । सौमित्रिणा विमुक्तः सन् वज्रकर्णं च सस्वजे ॥ ७० ॥

રામચંદ્રની ભ્રૂસંજ્ઞાથી સિંહોદરે તેનો સ્વીકાર કર્યો અને લક્ષ્મણ વડે મુક્ત કરાયો છતો તે વજ્રકર્ણને ભેટી પડ્યો. (૭૦)

सिंहोदरोऽपि परया प्रीत्या राघवसाक्षिकम् । राज्यार्धं वज्रकर्णाय सोदरायेव दत्तवान् ॥ ७१ ॥

સિંહોદરે પણ સહોદરની જેમ વજ્રકર્ણને પરમ સ્નેહથી રામની સાક્ષી સહિત અર્ધ રાજ્ય આપ્યું. (૭૧)

श्रीधराकुण्डले ते च याचित्वाऽवन्तिपार्थिवात् । अदत्त विद्युदङ्गाय दशाङ्गपुरपार्थिवः ॥ ७२ ॥

દશાંગપુરના સ્વામીએ અવંતિપતિ પાસેથી શ્રીધરાનાં તે બે કુંડલો માગીને વિદ્યુદંગને આપ્યાં. (૭૨)

सौमित्रये वज्रकर्णो ददावष्टौ स्वकन्यकाः । सिंहोदरः ससामन्तः पुनः कन्याशतत्रयम् ॥ ७३ ॥

વજ્રકર્ણે લક્ષ્મણને પોતાની આઠ પુત્રીઓ આપી ( અને ) સામંતો સહિત સિંહોદરે વળી ત્રણ સો કન્યાઓ આપી. (૭૩)

अथोचे लक्ष्मणः कन्याः पार्श्वे वः सन्तु सम्प्रति । भ्राता नो भरतो राज्ये यतः पित्रा निवेशितः ॥ ७४ ॥

હવે લક્ષ્મણે કહ્યું : 'હમણાં કન્યાઓ તમારી પાસે રહે કેમ કે હમણાં પિતા વડે અમારા ભાઈ ભરત સ્થાપન કરાયા છે. (૭૪)

समयेऽङ्गीकृतराज्यः परिणेष्यामि वः सुताः । इदानीं तु वयं गत्वा स्थास्यामो मलयाचले ॥ ७५ ॥

યોગ્ય સમયે રાજ્ય સ્વીકારેલ હું તમારી કન્યાઓને પરણીશ. હમણાં તો અમે મલયાચલ ઉપર જઈને રહીશું.' (૭૫)

**ओमित्युक्त्वा स्थितौ वज्रकर्णसिंहोदरौ नृपौ । विसृष्टौ रामभद्रेणेयतुर्निजनिजं पुरम् ॥७६॥**

'ભલે' એમ કહીને વજ્રકર્ણ અને સિંહોદર રાજા ઊભા રહ્યા (અને) રામચંદ્ર વડે વિદાય અપાયેલ તેઓ પોતપોતાના નગરે ગયા. (૭૬)

**रामस्तत्र निशां नीत्वा ससीतालक्ष्मणः प्रगे । गच्छन् क्रमेण संप्राप देशं कमपि निर्जलम् ॥७७॥**

સીતા અને લક્ષ્મણ સાથે રામે રાત્રિ ત્યાં રહી પ્રાતઃકાળે ગમન કરતાં અનુક્રમે કોઈ નિર્જળ દેશને પ્રાપ્ત કર્યો. (૭૭)

**पिपासितायां सीतायां विश्रान्तायां तरोस्तले । रामाज्ञयाऽथ सौमित्रिर्जलमानेतुमभ्यगात् ॥ ७८॥**

સીતા તૃષાતુર થયે છતે (અને) વૃક્ષ તળે વિશ્રામ લેતે છતે રામની આજ્ઞાથી લક્ષ્મણ જળ લઈ આવવા ગયા. (૭૮)

**गच्छन् सरो ददर्शैकमनेकाम्भोजमण्डितम् । दूरादानन्दजननं वयस्यमिव वल्लभम् ॥७९॥**

જતા એવા તેણે અનેક કમળોથી શોભિત, પ્રિય મિત્રની જેમ દૂરથી (જ) આનંદ ઉત્પન્ન કરનાર એક સરોવર જોયું. (૭૯)

**तदा च क्रीडितुं तत्रागात् कूबरपुराधिभूः । नृपः कल्याणमालाख्यः प्रेक्षाञ्चक्रे च लक्ष्मणम् ॥८०॥**

તે સમયે ત્યાં કલ્યાણમાલા નામે કૂબરપુરનો અધિપતિ રાજા ક્રીડા કરવા માટે આવ્યો અને તેણે લક્ષ્મણને જોયો. (૮૦)

**स कामबाणैः सद्योऽपि बिभिदे भिदुरात्मकैः । नत्वा लक्ष्मणमूचे च भव मे भोजनाऽतिथिः ॥८१॥**

તત્કાળ ભેદનશીલ કામબાણો વડે તે વિંધાઈ ગયો અને નમસ્કાર કરી લક્ષ્મણને કહેવા લાગ્યો : 'ભોજન માટે મારા અતિથિ થાઓ.' (૮૧)

**विकारं मान्मथं देहलक्षणानि च लक्ष्मणः । निरीक्ष्य दध्यौ नार्येषा पुंवेषा कारणेन तु ॥८२॥**

કામ સંબંધી વિકાર અને શરીરનાં લક્ષણોનું નિરીક્ષણ કરી લક્ષ્મણ વિચારવા લાગ્યા : 'આ સ્ત્રી છે, પરંતુ કારણે પુરુષવેષ ધારણ કરનારી છે. (૮૨)

**ध्यात्वेत्युवाच सौमित्रिः सभार्योऽस्ति मम प्रभुः । इतश्चादूरदेशेऽस्मिन् भुञ्जे तेन विना न हि ॥८३॥**

એમ વિચારી લક્ષ્મણ બોલ્યો : 'અહીંથી આ નજીકના પ્રદેશમાં પત્ની સહિત મારા સ્વામી છે. તેમના વિના હું જમતો નથી. (૮૩)

**तेन प्रधानपुरुषैर्भद्राकारैः प्रियंवदैः । तत्रानिन्ये समभ्यर्थ्य ससीतोऽपि रघूद्वहः ॥८४॥**

તેથી ભદ્ર આકારવાળા, પ્રિય બોલનારા પ્રધાન પુરુષો વડે સમ્યગ્ રીતે અભ્યર્થના કરી સીતા સહિત રઘુ પણ ત્યાં બોલાવાયા (લવાયા). (૮૪)

**सोऽनमस्यद्राममभद्रं भद्रधीर्मैथिलीमपि । तयोः कृते पटकुटीं तत्कालं च न्यवेशयत् ॥८५॥**

ભદ્ર બુદ્ધિવાન્ તે (કૂબરપતિ) રામચંદ્ર (અને) સીતાને પણ નમ્યા અને તેમને માટે તત્કાળ વસ્ત્રઘરની રચના કરી. (૮૫)

**तत्र रामं कृतस्नानभोजनं स उपाययौ । सहैकमन्त्रिणा युक्तः स्त्रीवेशो निःपरिच्छदः ॥८६॥**

ત્યાં એક મંત્રીથી યુક્ત સ્ત્રી વેષધારી, પરિવાર સહિત તે સ્નાન-ભોજન કરેલ રામ પાસે આવી. (૮૬)

**लज्जानतमुखीं तां च निजगादेति राघवः । भद्रपुरुषवेषेण स्त्रीभावं निह्नुषे कुतः ॥८७॥**

લજ્જા વડે નમ્ર મુખવાળી તેણીને રામે આ પ્રમાણે કહ્યું : 'હે ભદ્ર ! પુરુષ વડે તું સ્ત્રીપણું શાથી છુપાવે છે ?' (૮૭)

**ऊचेऽथ कूबरपतिः कूबरेऽस्मिन्महापुरे। वालिखिल्यो नाम राजा पृथ्वीनामास्य तु प्रिया ॥८८॥**

હવે કૂબરપતિ કહેવા લાગ્યો : આ કૂબર (નામે) મહાનગરમાં વાલિખિલ્ય નામે રાજા અને પૃથ્વી નામે એને પત્ની છે. (૮૮)

**आपन्नसत्वा सा जज्ञेऽन्येद्युर्म्लेच्छैर्महाभटैः। अवस्कन्दागतैर्निन्ये वालिखिल्यो नियम्य सः॥८९॥**

અન્યદા તે ગર્ભ ધારણ કરનારી થઈ (ત્યારે) યુદ્ધ માટે આવેલા મ્લેચ્છ મહા સુભટો વડે તે વાલિખિલ્ય (રાજા) બાંધીને લઈ જવાયો. (૮૯)

**पश्चाच्च पृथिवी देवी तनयां मामसूत सा। पुत्रोऽजनीति चाघोषि सचिवेन सुबुद्धिना॥९०॥**

પછી તે પૃથિવી દેવીએ મને પુત્રી રૂપે જન્મ આપ્યો અને સુબુદ્ધિ મંત્રી વડે 'પુત્ર જન્મ થયો છે' એમ ઘોષણા કરાઈ. (૯૦)

**तज्ज्ञापितः पुत्रजन्म प्रभुः सिंहोदरोऽवदत्। तत्र राजाऽस्तु बालोऽयं वालिखिल्यागमावधि॥९१॥**

તેથી પુત્ર-જન્મને જણાવાયેલા સિંહોદર નૃપતિએ કહ્યું, 'ત્યાં વાલિખિલ્યના આગમન સુધી આ બાળક (જ) રાજા હો.' (૯૧)

**क्रमेण वर्धमानाहं मूलात्पुंवेषधारिणी। मातृमन्त्रिजनं मुक्त्वाऽपरैरनुपलक्षिता॥९२॥**

મૂળથી પુરુષવેષ ધારણ કરનારી અનુક્રમે વૃદ્ધિ પામતી હું માતા અને મંત્રીને મૂકી અન્ય વડે ઓળખાઈ જ નથી. (૯૨)

**राज्यं करोमि कल्याणमालाख्या प्रथिता सती। मन्त्रिणां मन्त्रसामर्थ्यात्स्यादलीकेऽपि सत्यता॥९३॥**

કલ્યાણમાળા નામે ખ્યાતિ પામ્યા છતાં હું રાજ્ય કરું છું. "મંત્રીઓના સામર્થ્યથી અસત્યમાં સત્યપણું થાય છે." (૯૩)

म्लेच्छानां भूरि यच्छामि द्रविणं पितृमुक्तये । द्रव्यमेते तु गृह्णन्ति मुञ्चन्ति पितरं न तु ॥९४॥

પિતાની મુક્તિ માટે હું મ્લેચ્છોને ઘણું દાન આપું છું અને (લોકો) દ્રવ્યને તો ગ્રહણ કરે છે, પરંતુ પિતાજીને છોડતા નથી. (૯૪)

तत्प्रसीदत मे तातं तेभ्यो मोचयताधुना । सिंहोदरान्मोचितः प्राग्वज्रकर्णो नृपो यथा ॥९५॥

તેથી હવે (આપ) પ્રસન્ન થાઓ (અને) પહેલાં જેમ સિંહોદર પાસેથી વજ્રકર્ણ રાજા મુક્ત કરાયા (તેમ) તેઓ (મ્લેચ્છો) પાસેથી મારા પિતાને છોડાવો. (૯૫)

रामोऽप्युवाच पुंवेषैव स्वराज्यं प्रशासती । यावद्गत्वा मोचयामो म्लेच्छेभ्यः पितरं तव ॥९६॥

રામે પણ કહ્યું, 'જ્યાં સુધી મ્લેચ્છો પાસેથી તારા પિતાને જઈને અમે છોડાવીએ (નહિ) ત્યાં સુધી પુરુષવેષધારી તું જ સ્વરાજ્યનું શાસન કરતી રહેજે.' (૯૬)

महाप्रसाद इत्यूचे सा स्त्री पुंवेषधारिणी । ऊचे सुबुद्धिमन्त्री तु लक्ष्मणोऽस्या वरोऽस्त्विति ॥९७॥

પુરુષવેષ ધારણ કરનારી તે 'મોટી મહેરબાની' એ પ્રમાણે બોલી, પરંતુ 'લક્ષ્મણ એણીનો પતિ હો' એમ સુબુદ્ધિ મંત્રીએ કહ્યું. (૯૭)

राघवोऽप्यब्रवीत्तातादेशाद्देशान्तरं वयम् । यास्यामोऽथ निवृत्तेषु लक्ष्मणः परिणेष्यति ॥९८॥

રામે પણ કહ્યું, 'પિતાના આદેશથી અમે દેશાંતર જઈએ છીએ. એથી પાછા ફર્યે છતે લક્ષ્મણ (એને) પરણશે. (૯૮)

**प्रतिपद्येति काकुत्स्थस्तस्थौ तत्र दिनत्रयम् । निशाशेषे सुप्तजने ससीतालक्ष्मणो ययौ ॥९९॥**

એ પ્રમાણે સ્વીકાર કરી રામ ત્યાં ત્રણ દિવસ રહ્યા (અને) રાત્રિના શેષ ભાગમાં (પાછલે પહોરે) માણસો સૂતેલા હોતે છતે સીતા–લક્ષ્મણ સહિત તે ચાલી નીકળ્યા. (૯૯)

**साऽपि प्रातरपश्यन्ती जानकीरामलक्ष्मणान् । विमनाः स्वं पुरमगाच्चक्रे राज्यं तथैव तु ॥१००॥**

પ્રાતઃકાળે સીતા, રામ અને લક્ષ્મણને નહિ જોતી તે વિલખા મનવાળી (થઈ) પોતાના નગરમાં ગઈ અને તે જ પ્રમાણે રાજ્ય કરવા લાગી. (૧૦૦)

**प्राप क्रमेण रामोऽपि नर्मदामुत्ततार च । पथिकैर्वार्यमणोऽपि विन्ध्याटव्यां विवेश च ॥१०१॥**

રામ પણ અનુક્રમે નર્મદાએ પહોંચ્યા, (એને) ઉતાર્યા અને પાન્થજનો વડે નિવારાયા છતાં પણ વિંધ્યાટવીમાં પ્રવેશ્યા. (૧૦૧)

**तत्रादौ दक्षिणदिशि कण्टकिद्रुस्थितो ध्वंक्षः । ररास विरसं क्षीरद्रुस्थोऽन्यो मधुरं पुनः ॥१०२॥**

ત્યાં પહેલાં દક્ષિણ દિશામાં કંટકી વૃક્ષ ઉપર રહેલ કાગડે કઠોર અવાજ કર્યો. (પછી) વળી ક્ષીર વૃક્ષ ઉપર રહેલ બીજા (પક્ષી)એ મધુર (અવાજ) કર્યો. (૧૦૨)

न विषादो न वा हर्षोऽभूद्रामस्य तथाऽपि हि। शकुनं चाशकुनं च गणयन्ति हि दुर्बलाः ॥१०३॥
તોપણ રામને ખેદ કે હર્ષ ન થયો કેમ કે દુર્બળ પુરુષો (જ) શુકન-અપશુકન ગણે છે. (૧૦૩)

गच्छन् ददर्श चागच्छन्म्लेच्छसैन्यमुदायुधम्। असंख्येभरथाश्वीयं देशघाताय निर्गतम् ॥१०४॥
જતા એવા તેમણે ઊંચાં આયુધોવાળું, અસંખ્ય હાથીઓ, રથો અને ઘોડાઓવાળું ચાલ્યું આવતું મ્લેચ્છોનું સૈન્ય દેશના નાશ માટે નીકળેલું જોયું. (૧૦૪)

युवा सेनापतिस्तत्र दृष्ट्वा सीतां स्मरातुरः। स्वच्छन्दवृत्तिः स्वान्म्लेच्छानुच्चकैरेवमादिशत् ॥१०५॥
ત્યાં સીતાને જોઈ કામાતુર (થયેલ) સ્વચ્છંદ વૃત્તિવાળા યુવાન સેનાનાયકે પોતાના મ્લેચ્છોને ઊંચેથી એમ હુકમ કર્યો. (૧૦૫)

अरे रे पथिकावेतौ नाशयित्वा विनाश्य वा। एतां वरस्त्रियं हृत्वा समानयत मत्कृते ॥१०६॥
અરે....રે....આ બંને મુસાફરોને હાંકી કાઢી અથવા મારી નાખી આ શ્રેષ્ઠ સ્ત્રીનું હરણ કરી મારા માટે લઈ આવો : (૧૦૬)

इत्युक्ताः सह तेनैवाधावन्त प्रति राघवम्। प्रहरन्तः शरप्रासप्रायैः प्रहरणैः शितैः ॥१०७॥
એ પ્રમાણે કહેવાયેલા, બાણ અને પ્રાસ બહુલ તીક્ષ્ણ શસ્ત્રોથી પ્રહાર કરતા તેઓ તે (સેનાપતિ)ની સાથે જ રામ સન્મુખ દોડ્યા. (૧૦૭)

उवाच लक्ष्मणो रामं तिष्ठार्येह सहार्यया । अमून् शुन इव म्लेच्छान् यावद्विद्रावयाम्यहम् ॥ १०८ ॥

લક્ષ્મણે રામને કહ્યું, 'હે આર્ય! આર્યા સાથે તમે અહીં રહો, જેટલામાં કૂતરા સમાન આ મ્લેચ્છોને હું હાંકી કાઢું. (૧૦૮)

इत्युक्त्वा लक्ष्मणोऽधिज्यं कृत्वा धनुरनादयत् । तन्नादाच्चाऽत्रसन्म्लेच्छाः सिंहनादादिव द्विपाः ॥ १०९ ॥

એમ કહીને ધનુષ્યને પણછવાળું કરી લક્ષ્મણે ટંકારવ કર્યો. સિંહ-ગર્જનાથી હસ્તીઓની જેમ તેના નાદથી મ્લેચ્છો ત્રાસ પામ્યા. (૧૦૯)

असह्यश्चापनादोऽपि शरमोक्षोऽस्ति दूरतः । इत्थं विमृश्य स म्लेच्छराजो राममुपाययौ ॥ ११० ॥

બાણમુક્તિ દૂર છે, ધનુષ્યનાદ પણ અસહ્ય છે, એમ વિચારી તે મ્લેચ્છ રાજા રામ પાસે આવ્યો. (૧૧૦)

विमुक्तशस्त्रो दीनास्यः स्यन्दनादवतीर्य सः । रामभद्रं नमश्चक्रे क्रुधा सौमित्रिणेक्षितः ॥ १११ ॥

શસ્ત્ર ત્યજેલ, દીન મુખવાળો (અને) લક્ષ્મણ વડે ક્રોધપૂર્વક જોવાયેલ તેણે રથમાંથી ઊતરી રામચંદ્રને નમસ્કાર કર્યા. (૧૧૧)

सोऽवोचद्देव कौशाम्ब्यां पुर्यां वैश्वानरो द्विजः । सावित्री नाम तत्पत्नी रुद्रदेवोऽस्मि तत्सुतः ॥ ११२ ॥

તે બોલ્યો : 'હે દેવ! કૌશામ્બી નગરીમાં વૈશ્વાનર નામે બ્રાહ્મણ છે. સાવિત્રી નામે તેને પત્ની છે, (અને) રુદ્રદેવ (નામે) હું તેનો પુત્ર છું. (૧૧૨)

आजन्म क्रूरकर्मत्वात्तस्करः पारदारिकः। न तम् किमपि कर्माऽस्ति यत्पापो नाचराम्यहम्॥११३॥

જન્મથી આરંભી ક્રૂર કાર્યપણાથી હું ચોર અને પરસ્ત્રી લંપટ છું. તેવું કોઈ કાર્ય નથી જેને પાપી એવો હું આચરતો નથી. (૧૧૩)

अथैकदा खात्रमुखे प्राप्तोऽहं राजपूरुषैः। शूलां समारोपयितुं नीतश्च नृपशासनात्॥११४॥

હવે એક વાર (ખાતર પાડતાં) ખાતર સન્મુખ (જ) રાજપુરુષો વડે હું પકડાયો અને રાજાજ્ઞાથી શૂળી ઉપર આરોપણ કરવા લઈ જવાયો. (૧૧૪)

उपशूलं च दीनोहमुपशूनमिव छगः। दृष्टः श्रावकवणिजा दत्वा दण्डं च मोचितः॥११५॥

પ્રાણીવધ સ્થાન પાસે (રહેલ) બકરાની જેમ શૂળી પાસે (રહેલ) દીન એવો હું વણિક શ્રાવક વડે જેવાયો અને દંડ ભરીને (તેના વડે) હું મુક્ત કરાયો. (૧૧૫)

मा कार्षीश्चौरिकां भूय इत्युदीर्य महात्मना। विसृष्टो वणिजा तेन तं देशं त्यक्तवानहम्॥११६॥

'ફરીથી ચોરી કરીશ નહિ' એમ કહી તે મહાત્મા વણિક વડે વિદાય કરાયેલ મેં તે દેશનો ત્યાગ કર્યો. (૧૧૬)

भ्रमन्नागामिमां पल्लीं काक इत्याख्ययान्यया। इह ख्यातः क्रमात्पल्लीपतित्वमिदमासदम्॥११७॥

ભ્રમણ કરતો હું આ પલ્લીમાં આવ્યો, 'કાક' એમ બીજા નામ વડે ખ્યાતિ પામેલ હું અહીં અનુક્રમે આ પલ્લિપતિપણું પામ્યો. (૧૧૭)

इह स्थितश्च लुण्टाकैर्लुण्टयामि पुरादिकम् । आनयामि स्वयं गत्वा बन्दे धृत्वा नृपानपि ॥ ११८ ॥

અહીં રહેલ હું લૂંટારાઓ દ્વારા નગરાદિ લુંટાવું છું (અને) જાતે જઈને રાજાઓને પણ કેદખાનામાં પકડી લાવું છું. (૧૧૮)

वश्योऽस्मि व्यंतर इव तव स्वामिन्समादिश । किंकरः किं करोम्येष सहस्वाऽविनयं मम ॥ ११९ ॥

હે સ્વામિન્! વ્યંતરની જેમ હું તમને આધીન છું. ફરમાવો કિંકર એવો આ હું શું કરું? મારા અવિનયને માફ કરો. (૧૧૯)

वालिखिल्यं विमुञ्चेति रामेणोक्तः किरातराट् । तं मुमोच नमश्चक्रे वालिखिल्योऽपि राघवम् ॥ १२० ॥

'વાલિખિલ્યને મુક્ત કર' એ પ્રમાણે રામ વડે કહેવાયેલ પલ્લીરાજે તેને મુક્ત કર્યો. વાલિખિલ્યે પણ રામને નમસ્કાર કર્યા. (૧૨૦)

रामाज्ञया च काकेन सनिन्ये कूबरं पुनः । कल्याणमालां पुंवेषामपश्यच्च सुतां निजाम् ॥ १२१ ॥

રામની આજ્ઞાથી કાક વડે તે ફરી કૂબરપુર લઈ જવાયો (પહોંચાડાયો). (ત્યાં) તેણે પુરુષવેષ ધારિણી પોતાની પુત્રી કલ્યાણમાલાને જોઈ. (૧૨૧)

रामलक्ष्मणवृत्तान्तं मिथोऽकथयतां च तौ । कल्याणमालिकावालिखिल्यावखिलमप्यथ ॥ १२२ ॥

હવે તે કલ્યાણમાલા અને વાલિખિલ્યે પરસ્પર રામ-લક્ષ્મણ સંબંધી સઘળું વૃત્તાન્ત કહી બતાવ્યું. (૧૨૨)

काकोऽपि स्वां ययौ पल्लिं ततो रामोऽपि निर्गतः । विन्ध्याटवीमतिक्रम्य प्राप तापीं महानदीम् ॥ १२३ ॥
કાક પણ પોતાની પલ્લીમાં ગયો. ત્યાર બાદ રામ પણ (ત્યાંથી) નીકળ્યા અને વિંધ્યાટવીનું ઉલ્લંઘન કરી મહા નદી તાપી પાસે આવ્યા. (૧૨૩)

तापीमुत्तीर्य च क्रामंस्त देशप्रान्तवर्तिनम् । अरुणग्रामनामानं रामो ग्राममथासदत् ॥ १२४ ॥
તાપી ઊતરીને (આગળ) ચાલતાં રામ તે દેશના પ્રાંત ભાગવર્તી અરુણગ્રામ નામે ગામમાં પહોંચ્યા. (૧૨૪)

पिपासितायां सीतायां तत्र रामः सलक्ष्मणः । गृहे ययौ कोपनस्य कपिलस्याग्निहोत्रिणः ॥ १२५ ॥
ત્યાં સીતા તૃષાર્ત થયે છતે લક્ષ્મણ સાથે રામ કપિલ (નામે) ક્રોધી અગ્નિહોત્રી (બ્રાહ્મણ)ના ઘેર ગયા. (૧૨૫)

ब्राह्मणी च सुशर्माख्या तेभ्योऽदात्पृथगासनम् । स्वयं च पाययामास सलिलं स्वादु शीतलम् ॥ १२६ ॥
સુશર્મા નામે બ્રાહ્મણીએ તેઓને પૃથક્ આસન આપ્યું અને જાતે સ્વાદિષ્ટ શીતળ જળનું પાન કરાવ્યું. (૧૨૬)

आगात्तदा च कपिलः पिशाच इव दारुणः । निरीक्ष्य चोपविष्टांस्तान् रुष्टोऽभाषिष्ट गेहिनीम् ॥ १२७ ॥
તે સમયે પિશાચ સમાન ભયંકર કપિલ (ઘેર) આવ્યો અને તેઓને બેઠેલા જોઈને રોષ પામેલ તે (તેની) સ્ત્રીને કહેવા લાગ્યો : (૧૨૭)

मलिनानां किमेतेषां प्रवेशो मम वेश्मनि । पापीयसि त्वया दत्तोऽग्निहोत्रमशुचीकृतम् ॥ १२८ ॥

હે પાપિણી ! તેં આ મલીન (લોકો)ને મારા ઘરમાં કેમ પ્રવેશ કરવા દીધો ? (મારો) અગ્નિહોત્ર અપવિત્ર કરી નાખ્યો. (૧૨૮)

**एवमाक्रोशिनं विप्रं क्रूरं रामानुजः क्रुधा । करीवारमतोद्धृत्य परिभ्रमयितुं दिवि ॥ १२९ ॥**

એ પ્રમાણે આક્રોશ કરતા ક્રૂર બ્રાહ્મણને લક્ષ્મણે ક્રોધથી હસ્તિની જેમ પકડીને આકાશમાં ભમાડવા આરંભ કર્યો. (૧૨૯)

**रामोऽप्युवाच को नाम कोपोऽस्मिन् कीटमात्रके । द्विजब्रुवं विब्रुवन्तमप्यमुं मुञ्च मानद ॥ १३० ॥**

રામે પણ કહ્યું : 'કીટક સમ આની ઉપર ક્રોધ શું (કરવો) ? માનદ ! વિરુદ્ધ બોલતા પણ આ અધમ બ્રાહ્મણને તું મૂકી દે.' (૧૩૦)

**रामाज्ञया च सौमित्रिस्तं मुमोच शनैर्द्विजम् । ससीतालक्ष्मणो रामो निर्जगाम च तद्गृहात् ॥ १३१ ॥**

રામચંદ્રના આદેશથી સૌમિત્રિએ તે બ્રાહ્મણને ધીમેથી મૂકી દીધો અને સીતા તથા લક્ષ્મણ સહ રામ તે ગૃહમાંથી નીકળી ગયા. (૧૩૧)

**ते गच्छन्तः क्रमात्प्रापुररण्यमपरं महत् । कज्जलश्यामजलदः कालश्च समुपाययौ ॥ १३२ ॥**

જતા એવા તેઓ અનુક્રમે બીજા મહાવનમાં પહોંચ્યા અને (તે સમયે) કાજળ સમ શ્યામ મેઘવાળો કાળ (વર્ષાકાળ) આવ્યો. (૧૩૨)

वर्षत्यब्दे च काकुत्स्थस्तस्थौ वटतरोरधः । वर्षाकालं वटेऽत्रैव नयाम इति चाऽवदत् ॥१३३॥

મેઘવૃષ્ટિ હોતે છતે રામ વડના ઝાડ નીચે ઊભા રહ્યા, અને આ જ વડ તળે આપણે વર્ષાકાળ પસાર કરીએ એમ બોલ્યા. (૧૩૩)

आकर्ण्य तद्वचो भीतस्तन्न्यग्रोधाधिदैवतम् । इभकर्णोऽभिधो यक्षो गोकर्णं स्वप्रभुं ययौ ॥१३४॥

તેમના વચનને સાંભળી ભય પામેલ તે વડના ઝાડનો અધિપતિદેવ ઇભકર્ણ નામે યક્ષ પોતાના સ્વામી ગોકર્ણ પાસે ગયો. (૧૩૪)

तं प्रणम्येत्यभाषिष्ट स्वामिन्नुद्वासितस्ततः । कैश्चिद्दुःसहतेजोभिर्निजावासाद्वटादहम् ॥ १३५॥

તે (ગોકર્ણ)ને નમસ્કાર કરી એમ બોલ્યો : 'હે સ્વામિન્ ! કોઈ દુઃસહ તેજવાળા મનુષ્યો વડે મારા આવાસ રૂપ તે વડ ઉપરથી હું કાઢી મુકાયો છું. (૧૩૫)

तत्कुरुष्व परित्राणमत्राणस्य मम प्रभो । ते हि स्थास्यन्ति सकलां प्रावृषं मद्वटद्रुमे ॥१३६॥

તેથી હે પ્રભુ ! શરણ રહિત મારું રક્ષણ કરો, કારણકે તેઓ સંપૂર્ણ વર્ષાકાળ સુધી મારા વડના ઝાડ તળે રહેનારા છે.' (૧૩૬)

गोकर्णोऽप्यवधिं ज्ञात्वा चख्याविति विचक्षणः । अर्च्यावेतौ गृहायातावष्टमौ रामशार्ङ्गिणौ ॥ १३७॥

વિચક્ષણ ગોકર્ણ પણ અવધિજ્ઞાને જાણીને એમ કહેવા લાગ્યો (કે) ગૃહે આવેલા આ આઠમા બળભદ્ર અને વાસુદેવ પૂજવા યોગ્ય છે. (૧૩૭)

इत्युक्त्वा निशि तत्रैत्य नवयोजनविस्तृताम् । द्वादशयोजनायामां धनधान्यादिपूरिताम् ॥ १३८ ॥
उत्तुङ्गवप्रप्रासादां भाण्डपूर्णापणावलिम् । पुरीं रामपुरीं नामाकृत रामाय सोऽमरः ॥ १३९ ॥

એમ કહી રાત્રે ત્યાં આવી તે દેવતાએ રામ માટે નવયોજન વિસ્તારવાળી, બાર યોજન લાંબી, ધનધાન્યાદિથી પરિપૂર્ણ, ઊંચા કિલ્લા અને પ્રાસાદોવાળી, કરિયાણાથી પૂર્ણ દુકાનોની પંક્તિવાળી રામપુરી નામે નગરીની રચના કરી. (૧૩૮–૧૩૯)

प्रातर्मङ्गलशब्देन प्रबुद्धो राम ऐक्षत । तं वीणाधारिणं यक्षं महर्द्धिनगरीं च ताम् ॥ १४० ॥

પ્રાતઃકાળે મંગલ શબ્દથી જાગી ગયેલા રામે તે વીણાધારી યક્ષ અને મહાઋદ્ધિવાળી તે નગરી જોઈ. (૧૪૦)

सोऽवोचद्विस्मितं रामं स्वामी त्वमतिथिश्च मे । गोकर्णो नाम यक्षोऽहमकार्षं त्वत्कृते पुरीम् ॥ १४१ ॥

વિસ્મય પામેલા રામને તેણે કહ્યું : 'હે સ્વામિન્! તમે મારા અતિથિ છો. મેં ગોકર્ણનામે યક્ષે તમારા માટે નગરીની રચના કરી છે. (૧૪૧)

मया सपरिवारेण सेव्यमानो दिवानिशम् । इह तिष्ठ सुखं स्वामिन् यथाकालं यथारुचि ॥ १४२ ॥

હે સ્વામિન્! રાત્રિ–દિવસ પરિવાર યુક્ત મારા વડે સેવા કરાતા તમે અહીં યોગ્યકાળ સુધી રુચિ અનુસાર સુખપૂર્વક રહો.' (૧૪૨)

इति तेनाऽर्थितो रामो यक्षपुंभिर्निषेवितः । अवतस्थे सुखं तत्र सीतासौमित्रिसंयुतः ॥ १४३ ॥

એ પ્રમાણે તેના વડે પ્રાર્થના કરાયેલ; પુરુષયક્ષોથી સેવાયેલા સીતા અને લક્ષ્મણ યુક્ત રામ ત્યાં રહ્યા. (૧૪૩)

**इतश्च विप्रः कपिलः समिदादिकृतेऽन्यदा । भ्रमंस्तस्मिन्महारण्ये पर्शुपाणिः समाययौ ॥ १४४ ॥**

આ બાજુ એક વાર સમિધ આદિ માટે ભમતો, હાથમાં ફરસીવાળો કપિલ બ્રાહ્મણ તે મહા અરણ્યમાં આવ્યો. (૧૪૪)

**स ददर्श पुरीं तां च दध्यौ चेतसि विस्मयात् । मायेयमिन्द्रजालं वा गांधर्वमथवा पुरम् ॥ १४५ ॥**

તેણે તે નગરી જોઈ અને વિસ્મયથી ચિત્તમાં વિચાર કરવા લાગ્યો : 'આ માયા છે ? ઇન્દ્રજાળ છે કે ગાંધર્વનગર છે ?' (૧૪૫)

**तत्रैकां मानुषीरूपां चारुनेपथ्यवाससम् । सोऽपृच्छद्यक्षिणीं दृष्ट्वा कस्येयं नूतना पुरी ॥ १४६ ॥**

ત્યાં એક માનુષી રૂપવાળી, સુંદર આભૂષણો અને વસ્ત્રોવાળી યક્ષિણીને જોઈ ને તેણે પૂછયું, 'આ નૂતન નગરી કોની છે ?' (૧૪૬)

**सोचे गोकर्णयक्षेण कृतेयं नूतना पुरी । नाम्ना रामपुरी रामसीतासौमित्रिहेतवे ॥ १४७ ॥**

તેણીએ કહ્યું : 'રામ સીતા અને લક્ષ્મણ માટે ગોકર્ણ યક્ષ વડે રચના કરાયેલી આ રામપુરી નામે નૂતન નગરી છે. (૧૪૭)

**दीनादिभ्यो ददात्यर्थमत्र रामो दयानिधिः । सर्वः कृतार्थीभूतोऽत्र यो यो दुःस्थः समाययौ ॥ १४८ ॥**

દયાનિધિ રામ અહીં દીન વગેરેને ધન આપે છે. જે જે દુઃખી અહીં આવ્યા છે (તે) સર્વ કૃતાર્થ જેવા થયા છે. (૧૪૮)

**त्यक्त्वा सोऽपि समिद्भारं पतित्वा तत्पदाब्जयोः । ऊचे मया कथं रामो द्रष्टव्यः शंस मेऽनघे ॥ १४९ ॥**

તે પણ સમિધના ભારને ત્યજીને તેણીના ચરણકમળમાં પડીને બોલ્યો : 'હે ભદ્રે! કહો (એ) રામ મારા વડે શી રીતે જોઈ શકાય ?' (૧૪૯)

**साप्यवादीदत्र पुर्यामस्ति द्वारचतुष्टयम् । नित्यं च रक्ष्यते यक्षैः प्रवेशोऽमुत्र दुर्लभः ॥ १५० ॥**

તેણીએ પણ કહ્યું : 'આ નગરીમાં ચારે દ્વાર હંમેશાં યક્ષો વડે રક્ષણ કરાય છે. (તેથી) આ (નગરી) માં પ્રવેશ દુર્લભ છે. (૧૫૦)

**पुरद्वारेऽत्र यच्चैत्यं तद्वन्दित्वा यथाविधि । श्रावकीभूय चेद्यासि प्रवेशं लभसे तदा ॥ १५१ ॥**

અહીં પુરદ્વારમાં જે ચૈત્ય છે તેને વિધિપૂર્વક વંદન કરી, શ્રાવક થઈ જો તું જાય તો પ્રવેશ પામે. (૧૫૧)

**तद्गिरा कपिलोऽर्थार्थी साधूनामन्तिके ययौ । अभ्यवन्दत तान् साधून् धर्मं तेभ्योऽशृणोच्च सः ॥ १५२ ॥**

તેણીના વચનથી ધનનો અર્થી કપિલ સાધુઓની સમીપે ગયો, તે સાધુઓને વંદન કર્યું અને તેમની પાસેથી તેણે ધર્મ શ્રવણ કર્યો. (૧૫૨)

**ततः स लघुकर्मत्वाद्विशुद्धः श्रावकोऽभवत् । गत्वौको धर्ममाख्याय भार्यां च श्राविकां व्यधात् ॥ १५३ ॥**

તેથી લઘુકર્મપણાથી તે વિશુદ્ધ શ્રાવક થયો અને ઘેર જઈ ધર્મ કહી પત્નીને (પણ) શ્રાવિકા બનાવી. (૧૫૩)

आजन्म दौस्थ्यदग्धौ तौ रामादर्थयितुं धनम् । उपेयतू रामपुरीं तच्च चैत्यं प्रणेमतुः ॥ १५४ ॥

જન્મથી આરંભી દરિદ્રતાથી દગ્ધ થયેલ તે બંને રામ પાસેથી ધનની યાચના કરવા રામપુરી ગયાં અને તે ચૈત્યને નમસ્કાર કર્યા. (૧૫૪)

राजवेश्म प्रविश्याऽथ मैथिलीरामलक्ष्मणान् । उपलक्ष्य बिभायौच्चैर्दत्ताक्रोशान् द्विजः स्मरन् ॥ १५५ ॥

(અનુક્રમે) રાજમહેલમાં પ્રવેશ કરી સીતા, રામ તેમ જ લક્ષ્મણને ઓળખી ઊંચેથી કરાયેલ આક્રોશોને યાદ કરતો તે ભય પામવા લાગ્યો. (૧૫૫)

तं नंष्टुमनसं सानुक्रोशः सौमित्रिरब्रवीत् । मा भैषीर्भो द्विजार्थी चेदेह्यर्थं प्रार्थयस्व तत् ॥ १५६ ॥

નાસી જવાથી ઇચ્છાવાળા તેને દયા સાથે લક્ષ્મણે કહ્યું : 'હે બ્રાહ્મણ! તું ભય ન પામ, જો યાચક છે તો આવ, (અને) ધનની પ્રાર્થના કર.' (૧૫૬)

ततोऽपशङ्कः कपिलो गत्वा रामाय चाशिषम् । दत्वोपाविशदग्रे च गुह्यकैरर्पिताऽऽसने ॥ १५७ ॥

તેથી નિર્ભય બનેલ કપિલ રામ પાસે જઈ આશિષ આપી આગળ યક્ષો વડે અપાયેલ આસન ઉપર બેઠો. (૧૫૭)

कुतस्त्वमागतोऽसीति पृष्टो रामेण सोऽवदत् । किं मां न वेत्सि तं विप्रमरुणग्रामवासिनम् ॥ १५८ ॥

તું ક્યાંથી આવ્યો છે? એ પ્રમાણે રામ વડે પુછાયેલા તેણે કહ્યું : 'શું મને–અરુણ ગ્રામવાસી તે બ્રાહ્મણને–ઓળખતા નથી? (૧૫૮)

**यूयं येनाऽतिथीभूता अति दुर्वचसा मया । आक्रुष्टा मोचितोऽस्म्यस्माद्युष्माभिश्च कृपापरैः ॥ १५९ ॥**

જે કારણથી અતિથિ થયેલા પણ તમે મારા વડે કઠોર વચનથી આક્રોશ કરાયા હતા અને કરુણાળુ એવા તમારા વડે આ (લક્ષ્મણ) પાસેથી હું મુક્ત કરાયો હતો.' (૧૫૯)

**सुशर्मा ब्राह्मणी साऽपि प्राग्वृत्ताख्यानपूर्वकम् । गत्वोपसीतं दीनास्या प्रदत्ताशीरुपाविशत् ॥ १६० ॥**

દીન મુખવાળી (અને) અપાયા છે આશીર્વાદ જેના વડે એવી તે સુશર્મા બ્રાહ્મણી પણ પૂર્વવૃત્તાન્તને કહેવા પૂર્વક સીતા પાસે જઈને બેઠી. (૧૬૦)

**ततः स विप्रो द्रविणैः कृतार्थीकृत्य भूरिभिः । राघवेण विसृष्टः सन् स्वग्राममगमत्पुनः ॥ १६१ ॥**

ત્યાર બાદ તે વિપ્ર ઘણા દ્રવ્ય વડે કૃતાર્થ કરીને રામ વડે વિદાય કરાયો છતો ફરી પોતાના ગામે ગયો. (૧૬૧)

**प्रबुद्धो ब्राह्मणः सोऽपि दत्वा दानं यथारुचि । नन्दावतंससूरीणामन्तिके व्रतमग्रहीत् ॥ १६२ ॥**

પ્રતિબોધ પામેલ તે બ્રાહ્મણે પણ રુચિ અનુસાર દાન આપી નંદાવતંસ (નામે) આચાર્ય પાસે સંયમ ગ્રહણ કર્યું. (૧૬૨)

**अथ प्रावृष्यतीतायां यियासुं प्रेक्ष्य राघवम् । गोकर्णयक्षो विनयादेवमूचे कृताञ्जलिः ॥ १६३ ॥**

હવે વર્ષા ઋતુ વ્યતીત થયે છતે રામને જવાની ઇચ્છાવાળા જાણીને અંજલિ રચેલ ગોકર્ણ યક્ષે વિનયથી આ પ્રમાણે કહ્યું : (૧૬૩)

**यद्यतो यास्यसि स्वामिंस्तत्प्रसीद क्षमस्व मे। यद्भक्तिस्खलितं किञ्चिन्मनागप्यभवत्त्वयि ॥ १६४ ॥**

હે સ્વામિન્! જો અહીંથી આપ જાઓછો તો (મારી ઉપર) પ્રસન્ન થજો અને તમારા વિષે અલ્પ પણ જે કંઈ ભક્તિમાં સ્ખલના થઈ હોય તે ક્ષમા કરજો. (૧૬૪)

**तवानुरूपां कः पूजां कर्तुमीशो महाभुज। इत्युक्त्वाऽदत्त रामाय हारं नाम्ना स्वयंप्रभम् ॥ १६५ ॥**

હે મહા પરાક્રમી! તમારે યોગ્ય પૂજા કરવા કોણ સમર્થ છે? એમ કહી રામને સ્વયંપ્રભ નામે હાર આપ્યો. (૧૬૫)

**सौमित्रये च ताडण्के दिव्यरत्नविनिर्मिते। चूडामणिं च सीतायै वीणां चेप्सितनादिनीम् ॥ ॥ १६६ ॥**

લક્ષ્મણને દિવ્ય રત્નોથી બનાવેલ બે કુંડળ અને સીતાને ચૂડામણિ તથા ઇચ્છાનુસાર અવાજ કરનારી વીણા આપી. (૧૬૬)

**रामोऽनुमान्य तं यक्षं प्रतस्थे स्वेच्छया ततः। तां पुरीमुपसंजह्रे सोऽपि यक्षः स्वयं कृताम् ॥ १६७ ॥**

રામે તે યક્ષનું સન્માન કરી સ્વેચ્છાએ પ્રયાણ કર્યું. ત્યાર બાદ તે યક્ષે પણ પોતે કરેલ તે નગરી સંહરી લીધી. (૧૬૭)

ते क्रामन्तः प्रतिदिनं जानकीरामलक्ष्मणाः। त्यक्त्वाऽरण्यानि विजयपुरं सन्ध्याक्षणे ययुः ॥१६८॥

પ્રતિદિન આગળ ચાલતાં તે સીતા, રામ અને લક્ષ્મણ અરણ્યોનું ઉલ્લંઘન કરી સંધ્યાક્ષણે વિજયપુર ગયાં. (૧૬૮)

तस्मिंश्च बहिरुद्याने मरुद्दिशि महीयसः। तले न्यग्रोधवृक्षस्य तेऽवात्सुर्वेश्मसन्निभे ॥ १६९ ॥

તે (નગર) માં બહારના ઉદ્યાનમાં દક્ષિણ દિશામાં ગૃહસમાન મોટા વડના ઝાડ તળે તેઓએ નિવાસ કર્યો. (૧૬૯)

पुरे च तस्मिन्नभवद्राजा नाम्ना महीधरः। इन्द्राणी नाम तत्पत्नी वनमालेति तत्सुता ॥ १७० ॥

તે નગરમાં મહીધર નામે રાજા હતો, તેને ઇન્દ્રાણી નામે પત્ની છે (તેમ જ) વનમાળા એ (નામે) તેને પુત્રી છે. (૧૭૦)

वनमाला च बाल्येऽपि सौमित्रेर्गुणपसंदम्। रूपं चाकर्ण्य तं मुक्त्वा नान्यं वरमियेष सा ॥ १७१ ॥

બાલપણામાં પણ લક્ષ્મણના ગુણ, વૈભવ અને રૂપને સાંભળી તે વનમાળા તેને છોડી અન્ય પતિ ઇચ્છતી ન હતી. (૧૭૧)

तदा प्रव्रजितं श्रुत्वा नृपं दशरथं तथा। निर्गतौ रामसौमित्री विषण्णोऽभून्महीधरः ॥ १७२ ॥

તે સમયે દશરથ રાજાને પ્રવ્રજિત થયેલા તેમ જ રામ-લક્ષ્મણને (વનવાસ) નીકળી ગયેલા સાંભળી મહીધર ખિન્ન થયો. (૧૭૨)

अदत्त चन्द्रनगरे वृषभक्ष्मापजन्मने। नाम्ना सुरेन्द्ररूपाय वनमालां महीधरः ॥ १७३ ॥

(ત્યાર બાદ) મહીધરે ચંદ્રનગરમાં સુરેન્દ્રરૂપ નામે વૃષભ રાજાના પુત્રને વનમાળા આપી. (૧૭૩)

वनमालाऽपि तच्छ्रुत्वा मरणे कृतनिश्चया। तस्यां निश्येकिका दैवात्तदुद्यानमुपाययौ ॥ १७४॥

તે સાંભળી મરવા માટે નિશ્ચય કરેલી વનમાળા પણ તે રાત્રિએ એકલી ભાગ્ય યોગથી તે (જ) ઉદ્યાનમાં આવી. (૧૭૪)

प्रविश्य तत्रायनेऽपूजयद्वनदेवताम्। जन्मान्तरेऽपि सौमित्रिः पतिर्मेऽस्त्वित्युवाच च ॥ १७५॥

ત્યાં આયતનમાં પ્રવેશ કરી તેણે વનદેવતાની પૂજા કરી તથા 'અન્ય જન્મમાં પણ લક્ષ્મણ મારા સ્વામી હો' એમ બોલી. (૧૭૫)

ययौ च सा तं न्यग्रोधं ददृशे लक्ष्मणेन च। प्रसुप्तजानकीरामयामिकेन प्रजाग्रता ॥ १७६॥

તેણી તે વડના ઝાડ પાસે ગઈ અને સૂઈ ગયેલ સીતા તેમ જ રામના પહેરગીર રૂપે જાગતા એવા લક્ષ્મણ વડે જોવાઈ. (૧૭૬)

इदं च दध्यौ सौमित्रिः किमियं वनदेवता। अधिष्ठात्री वटतरोरस्य वा काऽपि यक्षिणी ॥ १७७॥

સૌમિત્રિ એ વિચાર લાગ્યો : શું આ વનદેવતા છે? વડના ઝાડની અધિષ્ઠાત્રી છે કે કોઈ યક્ષિણી છે? (૧૭૭)

एवं चिन्तयस्तस्य साध्यारोहद्वटद्रुमम्। करिष्यति किमेषेति लक्ष्मणोऽप्यारुरोह तम् ॥ १७८॥

તે એમ વિચારતે છતે તેણી વડના ઝાડ ઉપર ચઢી ગઈ. આ શું કરશે ? એમ (વિચારી) લક્ષ્મણ પણ તે (વૃક્ષ) ઉપર ચઢી ગયો. (૧૭૮)

सा प्रोचे प्राञ्जलिर्भूत्वा मातरो वनदेवताः । दिग्देव्यो व्योमदेव्यश्च सर्वाः शृणुत मद्वचः ॥१७९॥

અંજલિબદ્ધ થઈને તે બોલી : 'હે માતા વનદેવતાઓ, દિગ્દેવીઓ અને ગગન દેવીઓ ! સર્વે મારું વચન સાંભળો. (૧૭૯)

नाऽभूदिह भवे तावन्मम भर्ता स लक्ष्मणः । भूयाद्भवाऽन्तरे तर्हि भक्तिस्तत्र ममाऽस्ति चेत् ॥१८०॥

આ ભવમાં તો લક્ષ્મણ મારા સ્વામી થયા નહિ (પરંતુ) જો તેમને વિષે મારી ભક્તિ છે તો ભવાંતરમાં (પણ) તે (જ મારા સ્વામી) હો. (૧૮૦)

इत्युदित्वा कण्ठपाशं विधायोरुत्तवाससा । बध्ध्वा च वडशाखायां द्राक् सात्मानमलम्बयत् ॥१८१॥

એમ કહી ઉત્તરીય વસ્ત્ર વડે કંઠપાશ રચી, વડની શાખા ઉપર બાંધી તેણે પોતાને લટકાવી દીધી. (૧૮૧)

भद्रे मा साहसं कार्षीर्लक्ष्मणोऽहमिति ब्रुवन्। लक्ष्मणोऽपास्य तत्पाशं तामादायोत्ततार च ॥१८२॥

હે ભદ્રે ! સાહસ ન કર, હું (પોતે જ) લક્ષ્મણ (છું) એમ બોલતા લક્ષ્મણે તેના પાશ દૂર કરી તેણીને ગ્રહણ કરી નીચે ઉતારી. (૧૮૨)

प्रबुद्धयो र्निशाशेषे लक्ष्मणो रामसीतयोः । शशंस वनमालाया वृत्तान्तं तमशेषतः ॥१८३॥

નિશાના શેષ ભાગમાં જાગ્રત થયેલ રામ-સીતાને લક્ષ્મણે વનમાલાનું તે વૃત્તાન્ત સંપૂર્ણપણે કહ્યું. (૧૮૩)

ह्रियाऽवगुण्ठितमुखी वनमालाऽपि तत्क्षणम्। जानकीरामचरणारविन्देभ्यो नमोऽकरोत् ॥ १८४॥

લજ્જા વડે આવૃત મુખવાળી વનમાળાએ પણ તે સમયે સીતા અને રામનાં ચરણકમળમાં નમસ્કાર કર્યા. (૧૮૪)

इतोऽपि च तदेन्द्राणी महीधरनृपप्रिया। वनमालामपश्यन्ती पूच्चक्रे करुणस्वरम् ॥ १८५॥

આ બાજુ પણ તે સમયે વનમાળાને નહિ જોતાં મહીધર રાજાની પત્ની ઇન્દ્રાણી કરુણ સ્વરે પોકાર કરવા લાગી. (૧૮૫)

वनमालाऽन्वेषणाय निर्ययौ च महीधरः। इतस्ततः परिभ्राम्यंस्तत्रस्थां च ददर्श ताम् ॥ १८६॥

વનમાળાને શોધવા માટે મહીધર નીકળ્યો. આમતેમ ભટકતાં તેણે ત્યાં રહેલ તેણીને જોઈ. (૧૮૬)

हत हत तान् कुमारीतस्करानिति भाषिषु। उदस्त्रेषु च सैन्येषूत्तस्थौ रामानुजः क्रुधा ॥ १८७॥

"તે રાજપુત્રીના ચોરોને મારો....મારો...." એ પ્રમાણે બોલતા સૈનિકો ઊંચા કરાયેલ અસ્ત્રવાળા હોતે છતે લક્ષ્મણ ક્રોધથી ઊભા થયા. (૧૮૭)

धनुष्यारोपयामास स ज्यां भाल इव भ्रूवम्। अकारयच्च टंकारं वैर्यहंकारहारकम् ॥ १८८॥

તેણે લલાટ ઉપર ભૃકુટીની જેમ ધનુષ્ય ઉપર પણછ ચઢાવી અને વૈરીઓના અહંકારનો નાશ કરનાર ટંકાર કરાવ્યો. (૧૮૮)

चुक्षुभुस्तत्रसुः पेतुस्तद्धनुर्ध्वनिना परे। महीधरः पुरः स्थित्वा सौमित्रिं स्वयमैक्षत ॥१८९॥

તે ધનુષ્યના ધ્વનિ વડે (કેટલાક) શત્રુઓ ક્ષોભ પામ્યા, (કેટલાક) ત્રાસ પામ્યા (અને કેટલાક) પડી ગયા. મહીધરે જાતે આગળ રહી લક્ષ્મણને જોયો. (૧૮૯)

उपलक्ष्य ततोऽवादीज्ज्यामुत्तारय धन्वनः। सौमित्रे मत्सुतापुण्यैरिष्यमाणस्त्वमागतः ॥१९०॥

તેથી ઓળખીને તે બોલ્યા, 'હે લક્ષ્મણ! ધનુષ્ય ઉપરથી પણછ ઉતારો. મારી પુત્રીના પુણ્યથી જ ઇચ્છા કરાતા તમે આવ્યા છો. (૧૯૦)

उत्तारितज्ये सौमित्रौ सुस्थितः सन्महीधरः। प्रेक्ष्य रामं नमश्चक्रेऽवतीर्य स्यन्दनोत्तमात् ॥१९१॥

લક્ષ્મણે પણછ ઉતાર્યે છતે સ્વસ્થ થયા છતા મહીધરે રામને જોઈ ઉત્તમ રથમાંથી ઊતરી (રામને) નમસ્કાર કર્યા. (૧૯૧)

उवाच च तव भ्रात्रेऽमुष्मै सौमित्रये मया। स्वयं जाताऽनुरागेति कल्पितेयं पुराप्यभूत् ॥१९२॥

તેમ જ બોલ્યો, 'જાતે અનુરાગ પામેલી છે. એથી મારા વડે પહેલાં પણ તમારા ભાઈ આ લક્ષ્મણ માટે આ (વનમાળા) કલ્પના કરાયેલ હતી. (૧૯૨)

इदानीमनयोर्जज्ञे मद्भाग्येन समागमः। जामाता लक्ष्मणस्त्वं च संबन्धी दुर्लभः खलु ॥१९३॥

હમણાં મારા ભાગ્યથી આ (બંને) નો સમાગમ થયો છે. ખરેખર લક્ષ્મણ (જેવા) જમાઈ અને તમે સંબંધી (રૂપે મળવા) દુર્લભ છો. (૧૯૩)

इत्युदित्वा महत्या च प्रतिपत्त्या महीधरः । निनाय जानकीरामलक्ष्मणान्निजसद्मनि ॥ १९४ ॥
એમ કહી મહીધર મહાગૌરવ સાથે સીતા, રામ તથા લક્ષ્મણને પોતાના ઘેર લઈ ગયો. (૧૯૪)

तेषु तत्र च तिष्ठत्सु कदाचन सभास्थितम् । एत्यातिवीर्यराड्दूतो नृपमूचे महीधरम् ॥ १९५ ॥
તેઓ ત્યાં રહ્યે છતે કોઈ સમયે સભામાં રહેલ મહીધર રાજા પાસે આવીને અતિવીર્ય રાજાના દૂતે કહ્યું : (૧૯૫)

नन्द्यावर्तपुराधीशोऽतिवीर्यो वीर्यसागरः । साहाय्यायाह्वयति त्वां जाते भरतविग्रहे ॥ १९६ ॥
'નંદ્યાવર્ત નગરના સ્વામી, પરાક્રમના સાગર અતિવીર્ય (રાજા) ભરત સાથે યુદ્ધ થયે છતે તમને સહાય માટે બોલાવે છે. (૧૯૬)

भूयांसो भूभुजोऽभ्येयुस्तस्य दाशरथेर्बले । तत्त्वमप्यतिवीर्येणाहूयसे सुमहाबलः ॥ १९७ ॥
ઘણા રાજાઓ તે દશરથપુત્ર (ભરત) ના લશ્કરમાં ગયા છે. તેથી અતિ મહાબલી તમે પણ અતિવીર્ય વડે બોલાવાયા છો.' (૧૯૭)

अथैवं लक्ष्मणोऽपृच्छन्नन्द्यावर्तमहीभुजः । स्तत्क्ष्माभुजा सार्धं किं विरोधनिबन्धनम् ॥ १९८ ॥
હવે લક્ષ્મણે એ પ્રમાણે પૂછયું, 'નંદ્યાવર્તના રાજાને ભરતરાજા સાથે વિરોધનું કારણ શું ?' (૧૯૮)

दूतोऽप्यूवाच नः स्वामी भरताद्भक्तिमिच्छति । स तु प्रतीच्छति न तामिदं विग्रहकारणम् ॥ १९९ ॥

દૂતે પણ કહ્યું : 'અમારો સ્વામી ભરત પાસેથી ભક્તિને ઇચ્છે છે. પરંતુ તે (ભરત) તે (ભક્તિ) કરતા નથી. આ યુદ્ધનું કારણ છે.' (૧૯૯)

रामः पप्रच्छ तं दूतमतिवीर्यस्य संगरे । समर्थो भरतः किं भोस्तत्सेवां यन्न मन्यते ॥ २०० ॥

રામે તે દૂતને પૂછયું : 'અરે ! અતિવીર્ય સાથેના યુદ્ધમાં ભરત શું સમર્થ છે ? જેથી તેની સેવાને માનતો નથી.' (૨૦૦)

दूतोऽप्यूचे महावीर्योऽतिवीर्यस्तावदेष नः । भरतोऽपि न सामान्यस्तद्द्वयोः संशयो जये ॥ २०१ ॥

દૂતે પણ કહ્યું : 'આ અમારા (સ્વામી) અતિવીર્ય તો મહાપરાક્રમી છે. (અને) ભરત પણ સામાન્ય નથી તેથી બંનેને વિજયમાં સંદેહ છે. (૨૦૧)

इत्युक्तवन्तं तं दूतमागच्छाम्येष सत्वरम् । इत्युक्त्वा व्यसृजद्राजा रामं चैवमभाषत ॥ २०२ ॥

આ પ્રમાણે કહી રહેલ તે દૂતને 'આ હું જલ્દી આવું છું' એમ કહી રાજાએ વિદાય કર્યો અને રામને એ પ્રમાણે કહ્યું : (૨૦૨)

अहोऽज्ञत्वमेतस्याऽतिवीर्यस्याऽल्पमेधसः । यदस्मानयमाहूय भरतं योधयिष्यति ॥ २०३ ॥

'અહો ! અલ્પબુદ્ધિવાન આ અતિવીર્યનું અજ્ઞાનીપણું છે, જેથી આ અમને બોલાવી ભરતને યુદ્ધ કરાવે છે. (૨૦૩)

तत्सर्वसेनया गत्वाऽनुपलक्षित दौर्हृदा । अमुमेव हनिष्यामो भारतादिव शासनात् ॥ २०४ ॥

તેથી સર્વ સેના સાથે જઈને અજ્ઞાત શત્રુપણાથી જાણે ભરતની આજ્ઞાથી (જ હોય તેમ) એને જ હણી નાખીશું.' (૨૦૪)

ऊचे रामोऽत्र तिष्ठ त्वं त्वत्सुतैः सबलैः सह। तत्राहमेव यास्यामि करिष्यामि यथोचितम् ॥२०५॥

રામ બોલ્યા, 'તમે અહીં જ રહો. લશ્કરયુક્ત તમારા પુત્રો સાથે હું જ ત્યાં જઈશ (અને) યથાયોગ્ય કરીશ.' (૨૦૫)

एवमस्त्विति तेनोक्तस्तत्पुत्रबलसंयुतः। नन्द्यावर्तपुरं रामः ससीतालक्ष्मणो ययौ ॥२०६॥

'એમ હો' એ પ્રમાણે તેના વડે કહેવાયેલ રામ તેના પુત્રો અને લશ્કર સહિત સીતા તથા લક્ષ્મણ સાથે નંદ્યાવર્ત નગરે ગયા. (૨૦૬)

उषितं बहिरुद्याने रामं तत्क्षेत्रदेवता। अभाषत महाभाग किमभीष्टं करोमि ते ॥२०७॥

(ત્યાં) બહાર ઉદ્યાનમાં નિવાસ કરાયો. તેના ક્ષેત્રદેવતાએ રામને કહ્યું: 'હે મહા ભાગ્યશાળી! તમારું ઇચ્છિત શું કરું?' (૨૦૭)

न नः किमपि कर्तव्यमित्युक्ते राघवेण तु। साभ्यधादेवमेतद्धि तथाऽप्युपकरोम्यदः ॥२०८॥

'રામ વડે અમારે કંઈ કરવું નથી' એમ કહેવાયે છતે પણ તે બોલ્યો, 'આ એ પ્રમાણે જ છે તોપણ આ ઉપકાર કરું છું.' (૨૦૮)

अतिवीर्यो जितः स्त्रीभिरिति तस्यायशस्कृते। ससैन्यस्य करिष्यामि स्त्रीरूपं कामिकं तव ॥२०९॥

'અતિવીર્ય સ્ત્રીઓ વડે જિતાયો' એમ તેના અપયશ માટે સૈન્ય સહિત તમારું કામિક સ્ત્રીનું રૂપ કરીશ. (૨૦૯)

स्त्रीराज्यमिव तत्सैन्यं स्त्रीरूपमभवत्क्षणात् । स्त्रीरूपौ रामसौमित्री चाभूतां सुन्दराकृती ॥ २१० ॥

ક્ષણમાત્રમાં સ્ત્રીરાજ્યની જેમ તે સૈન્ય સ્ત્રીરૂપ થઈ ગયું તથા રામ અને લક્ષ્મણ સુંદર આકૃતિવાળા સ્ત્રીરૂપે થયા. (૨૧૦)

महीधरेण स्वं सैन्यं तव साहाय्यहेतवे । प्रैषीदमिति रामस्तं द्वाःस्थेनाऽज्ञापयन्नृपम् ॥ २११ ॥

મહીધર વડે પોતાનું આ સૈન્ય તમને સહાય અર્થે મોકલાયું છે એમ રામે દ્વારપાળ દ્વારા તે રાજાને જણાવ્યું. (૨૧૧)

अतिवीर्योऽप्युवाचैवं स्वयं नागान्महीधरः । कृतं तदस्य सैन्येन मुमूर्षोर्बहुमानिनः ॥ २१२ ॥

અતિવીર્યે પણ એમ કહ્યું: 'મહીધર જાતે આવ્યો નથી તો બહુમાનવાળા અને મરવાની ઇચ્છાવાળા એના (આ) સૈન્ય વડે સર્યું'. (૨૧૨)

जेष्याम्येकोऽपि भरतं सहायाः किं ममापि हि । निर्वास्यतां द्रुतमिदं तत्सैन्यमयशस्करम् ॥ २१३ ॥

હું એકલો જ ભરતને જીતીશ કેમ કે મને (બીજા) પણ શું સહાય કરનાર છે? (તેથી) અપકીર્તિ કરનારું આ તેનું સૈન્ય જલ્દી કાઢી મૂકો. (૨૧૩)

अथाऽन्यः कश्चिदप्यूचे स्वयमागान्न केवलम् । स प्रत्युतोपहासाय स्त्रीसैन्यं प्राहिणोदिह ॥ २१४ ॥

એ સમયે બીજો કોઈ બોલ્યો, 'તે અહીં જાતે તો ન આવ્યો, પરંતુ હાંસી કરવા માટે સ્ત્રીસૈન્ય મોકલ્યું.' (૨૧૪)

तच्छ्रुत्वा सुमहाक्रोधं नन्द्यावर्तेश्वरोऽकरोत् । स्त्रीरूपधारिणस्ते च रामाद्या द्वारमाययुः ॥ २१५ ॥

તે સાંભળી નંદ્યાવર્ત નરેશે અતિઘણો કોપ કર્યો અને (તે સમયે) સ્ત્રીરૂપને ધારણ કરનારા તે રામ વગેરે દ્વાર પાસે આવી ગયા. (૨૧૫)

आदिक्षदतिवीर्योऽपि दासीवदिमिकाः स्त्रियः । गाढं गृहीत्वा ग्रीवासु निर्वास्यन्तां पुराद्बहिः ॥२१६॥

અતિવીર્યે પણ હુકમ કર્યો, 'દાસીઓની જેમ આ સ્ત્રીઓને અતિદૃઢપણે ડોક પકડી બહાર કાઢો.' (૨૧૬)

समन्तात् तस्य सामन्ता उत्थाय सपदातयः । स्त्रीसैन्यं तदुपद्रोतुं प्रावर्तन्त महाभुजाः ॥२१७॥

(તરત જ) પાયદળ લશ્કર સાથે તેના મહાપરાક્રમી સામંતો ચોતરફથી ઊભા થઈ તે સ્ત્રીસૈન્યને ઉપદ્રવ કરવા પ્રવૃત્ત થયા. (૨૧૭)

रामभद्रो भुजस्तम्भेनेभस्तम्भमथोच्चकैः । समुत्पाट्यायुधीकृत्य तान् समन्तादपातयत् ॥२१८॥

હવે રામચંદ્રે ભુજારૂપ સ્તંભ વડે આલાન સ્તંભને ઊંચે ઉપાડી આયુધ રૂપે કરીને ચોતરફથી તેઓને (ભૂમિ ઉપર) પાડી નાખ્યા. (૨૧૮)

तेन सामन्तभङ्गेनाऽतिवीर्यः कुपितो भृशम् । रणाय स्वयमुत्तस्थे खड्गमाकृष्य भीषणम् ॥२१९॥

તે સામંતોના પરાજયથી અતિકોપ પામેલ અતિવીર્ય ભયંકર ખડ્ગ ખેંચી જાતે યુદ્ધ કરવા ઊભો થયો. (૨૧૯)

अथ तत्खड्गमाच्छिद्य लक्ष्मणस्तत्क्षणादपि । तमाचकर्ष केशेषु तद्वस्त्रेण बबन्ध च ॥२२०॥

હવે લક્ષ્મણે પણ તત્કાળ તેના ખડ્ગને છેદી નાંખી તેને કેશે (પકડી) ખેંચ્યો અને તેના વસ્ત્ર વડે બાંધી લીધો. (૨૨૦)

मृगं व्याघ्र इवादाय तं नृव्याघ्रश्चचाल सः । दृश्यमानो जनैः पौरैरुत्त्रासतरलेक्षणैः ॥२२१॥
મૃગલાને વાઘની જેમ તેને પકડીને અતિત્રાસ વડે ચપળ નેત્રવાળા લોકોથી જોવાતો તે મનુષ્યરૂપી વાઘ ચાલવા લાગ્યો. (૨૨૧)

अथ तं मोचयामास मैथिली करुणापरा । सद्यो भरतसेवां च सौमित्रिः प्रत्यपादयत् ॥२२२॥
એ સમયે કરુણાળુ સીતાએ તેને છોડાવ્યો અને લક્ષ્મણે તરત જ (તેને) ભરતની સેવા કરવાનું કબૂલ કરાવ્યું. (૨૨૨)

स्त्रीवेषमथ संजह्रे सर्वेषां क्षेत्रदेवता । अज्ञासीदतिवीर्योऽपि तौ तदा रामलक्ष्मणौ ॥२२३॥
હવે ક્ષેત્રદેવતાએ સર્વેના સ્ત્રીવેશને સંહરી લીધો. તે સમયે અતિવીર્ય પણ રામ-લક્ષ્મણને ઓળખી ગયો. (૨૨૩)

अतिवीर्यस्तयोः पूजां महती विदधे ततः । दध्यौ च मानध्वंसेन मानी वैराग्यमुच्चकैः ॥२२४॥
અતિવીર્યે તે બંનેની ઘણી સેવા કરી. ત્યાર બાદ અભિમાનનો નાશ થવાથી (તે) માની ઉચ્ચ વૈરાગ્યપૂર્વક વિચારવા લાગ્યો. (૨૨૪)

किं सेविष्येऽहमप्यन्यमित्यहंकारभाग्धृदि । दीक्षार्थी विजयरथे पुत्रे राज्यं न्यधत्त सः ॥२२५॥
'શું હું પણ અન્યની સેવા કરીશ ?' એમ હૃદયમાં અહંકાર ધારણ કરનાર દીક્ષાર્થી તેણે પુત્ર વિજયરથ ઉપર રાજ્યભાર સ્થાપન કર્યો. (૨૨૫)

द्वितीयो भरतो मेऽसि शाधि प्रव्रजः स्म मा । रामेणेत्थं निषिद्धोऽपि स प्राव्राजीन्महामनाः ॥२२६॥

'મારે તું બીજો ભરત છે (માટે) પૃથ્વી ઉપર શાસન કર, (પરંતુ) સંયમ ગ્રહણ ન કર.' આ રીતે રામ વડે નિષેધ કરાયેલા પણ મોટા મનવાળા તેણે દીક્ષા લીધી. (૨૨૬)

**तत्सूनुर्विजयरथो रतिमालाऽभिधां निजां । लक्ष्मणाय ददौ जामिं तां प्रतीयेष लक्ष्मणः ॥ २२७ ॥**

તેના પુત્ર વિજયરથે રતિમાલા નામે પોતાની બહેન લક્ષ્મણને આપી અને લક્ષ્મણે તેનો સ્વીકાર કર્યો. (૨૨૭)

**ययौ ससैन्यो विजयपुरं रामोऽपि पत्तनम् । अयोध्यां विजयरथो भरतं सेवितुं पुनः ॥ २२८ ॥**

રામ પણ સૈન્ય સહ વિજયપુર નગરે ગયા. વળી વિજયરથ ભરતની સેવા કરવા અયોધ્યા (ગયો). (૨૨૮)

**विज्ञाततदुदन्तोऽपि भरतो गरिमाचलः । सच्चकार तमायातं सन्तो हि नतवत्सलाः ॥ २२९ ॥**

તે સમાચાર જાણેલ ગુરુતાના ગિરિરૂપ ભરતે પણ આવેલ તેનો સત્કાર કર્યો, કેમ કે **સજ્જનો નમ્ર પ્રત્યે વાત્સલ્યવાળા હોય છે.** (૨૨૯)

**कनिष्ठां रतिमालाया नाम्ना विजयसुन्दरीम् । ददौ स्वसारं स्त्रीसारं भरताय स भूभुजे ॥ २३० ॥**

સ્ત્રીઓમાં સાર રૂપ વિજયસુંદરી નામે રતિમાલાની નાની બહેન તેણે ભરતને આપી. (૨૩૦)

**तदा च विहरंस्तत्राऽतिवीर्यो मुनिराययौ । वन्दित्वा क्षमयाञ्चक्रे भरतेन स भूभुजा ॥ २३१ ॥**

તે સમયે વિહાર કરતા અતિવીર્ય મુનિ ત્યાં પધાર્યા. વંદન કરી ભરત રાજા વડે તે ખમાવાયા. (૨૩૧)

**विसृष्टः सप्रसादेन भरतेन महीभुजा । सानन्दो विजयरथो नन्द्यावर्तपुरं ययौ ॥ २३२ ॥**

ભરત નરેશ વડે પ્રસન્નતાપૂર્વક વિદાય અપાયેલ આનંદ સહ વિજયરથ નન્દ્યાવર્ત નગર ગયો. (૨૩૨)

**महीधरमनुज्ञाप्य रामे गन्तुं समुद्यते । वनमालामापप्रच्छे यियासुरथ लक्ष्मणः ॥२३३॥**

મહીધરની અનુમતિ લઈ રામ જવાને તૈયારી કરે છે (તે સમયે) જવાની ઇચ્છાવાળા લક્ષ્મણે વનમાલાની રજા માંગી. (૨૩૩)

**जगाद वनमालाऽपि बाष्पपूर्णविलोचना । प्राणत्राणं तदाकार्षीः प्राणेशः मम किं मुधा ॥२३४॥**

અશ્રુ વડે પૂર્ણ લોચનવાળી વનમાળા પણ બોલી, 'હે સ્વામિન્! તે સમયે વૃથા મારા પ્રાણોની રક્ષા શા માટે કરી? (૨૩૪)

**वरं भवेत्सुखमृत्युस्तदैव मम वल्लभ । न त्वर्धवैशसमिदं दुःखं त्वद्विरहोत्थितम् ॥ २३५ ॥**

હે પ્રિય! તે સમયે જ સુખપૂર્વક મૃત્યુ સારું થાત, પરંતુ આ તમારા વિરહથી ઉત્પન્ન થયેલ દુઃખ અર્ધ વધ સમાન (અસહ્ય) છે. (૨૩૫)

**अद्यैव परिणीय त्वं सहैव नय मां प्रभा । त्वद्वियोगाच्छलं प्राप्य नेष्यत्यपरथान्तकः ॥ २३६ ॥**

હે પ્રભુ! આજે જ પરણીને તમે મને સાથે જ લઈ જાઓ, અન્યથા તમારા વિયોગથી છળ પામીને યમરાજ (મને) લઈ જશે.' (૨૩૬)

**अन्वनैषील्लक्ष्मणोऽथ भ्रातुः शुश्रूषको ह्यहम् । शुश्रूषा विघ्नकृन्मा भूः सहायान्ती मनस्विनि ॥२३७॥**

હવે લક્ષ્મણ સમજાવવા લાગ્યા કે, "હું ભાઈની શુશ્રૂષા કરનાર છું (તો) હે મનસ્વિની! સાથે આવતી તું શુશ્રૂષામાં વિઘ્ન કરનારી ન થા. (૨૩૭)

प्रापय्याऽभीप्सितं स्थानं ज्यायांसं वरवर्णिनि। त्वां समेष्यामि भूयोऽपि वास्तव्या हृदये ह्यसि ॥२३८॥

હે વરવર્ણિની! મોટા (ભાઈ)ને ઇચ્છિત સ્થાન પ્રાપ્ત કરાવીને ફરીથી પણ હું તારી પાસે આવીશ, કેમ કે તું હૃદયમાં રહેનારી છે. (૨૩૮)

घोरेभ्यः शपथेभ्यो यं त्वं कारयसि मानिनि। तं करोमि पुनरिहागमप्रत्ययहेतवे ॥ २३९॥

હે માનિની! ફરીથી અહીં આવવાની ખાતરી માટે તું ભારે શપથ આપીને જે કરાવીશ તે હું કરીશ. (૨૩૯)

न चेदायामि भूयोऽपि तदहं रात्रिभोजिनाम्। गृह्णेंऽहसेति शपथं सौमित्रिः कारितस्तया ॥२४०॥

જો હું ફરીથી ન આવું તો હું પાપ વડે રાત્રિભોજન કરનારાઓના પક્ષમાં થાઉં (અર્થાત્ હું રાત્રિભોજનના પાપને ભોગવનારો થાઉં) એમ તેણે લક્ષ્મણને શપથ કરાવ્યા. (૨૪૦)

रात्रिशेषे ततो रामः ससीतालक्ष्मणोऽचलत्। क्रमाद्वनानि लङ्घित्वा प्राप क्षेमाञ्जलिं पुरीम् ॥२४१॥

ત્યાર બાદ રાત્રિના શેષ ભાગે સીતા તથા લક્ષ્મણ સાથે રામ (આગળ) ચાલ્યા. અનુક્રમે વનોનું ઉલ્લંઘન કરી ક્ષેમાંજલિ નગરીએ પહોંચ્યા. (૨૪૧)

रामस्तद्बहिरुद्याने वन्याहारैः फलादिभिः। बुभुजे लक्ष्मणानीतैर्जानकीकरसंस्कृतैः ॥ २४२॥

તેની બહારના ઉદ્યાનમાં લક્ષ્મણ વડે લવાયેલ અને સીતાના હસ્તે તૈયાર કરાયેલાં ફળ વગેરે વન સંબંધી આહારથી રામે ભોજન કર્યું. (૨૪૨)

तत्र राममनुज्ञाप्य कौतुकात्प्राविशत्पुरीम् । सौमित्रिस्तत्र चाश्रौषीदुच्चैराघोषणामिति ॥ २४३ ॥

ત્યાં રામને જણાવી લક્ષ્મણે કૌતુકથી નગરીમાં પ્રવેશ કર્યો અને ત્યાં આ પ્રમાણે ઊંચેથી (કરાતી) ઉદ્ઘોષણા સાંભળી. (૨૪૩)

शक्तिप्रहारं सहते योऽमुष्य पृथिवीपतेः । तस्मै परिणयनाय ददात्येष स्वकन्यकाम् ॥ २४४ ॥

જે આ રાજાના શક્તિપ્રહારને સહન કરશે વિવાહ માટે તેને આ (રાજા) પોતાની કન્યા આપશે. (૨૪૪)

तेन चाघोषणाहेतुं पृष्ट एकोऽवदत्पुमान् । अत्राऽस्ति शत्रुदमनो नाम राजा महाभुजः ॥ २४५ ॥

તે (લક્ષ્મણ) વડે ઉદ્ઘોષણાનું કારણ પુછાયેલ એક પુરુષ બોલ્યો, 'અહીં શત્રુદમન નામે મહા પરાક્રમી નૃપતિ છે. (૨૪૫)

तस्याऽस्ति कनकादेवी कुक्षिजा वरकन्यका । जितपद्मेति पद्मायाः सद्मैकं पद्मलोचना ॥ २४६ ॥

તેને કનકાદેવીની કુક્ષિથી જન્મ પામેલ, કમળ સમાન નયનોવાળી, લક્ષ્મીના અદ્વિતીય ઘરરૂપ 'જિતપદ્મા' એ (નામે) શ્રેષ્ઠ કન્યા છે. (૨૪૬)

वरस्यौजः परीक्षार्थमिदमारभ्यते ततः । प्रत्यहं क्ष्माभुजाऽनेन तादृक्षो नैति कोऽपि ना ॥ २४७ ॥

તેથી (તેના) પતિની શક્તિની પરીક્ષા માટે આ રાજા વડે હંમેશાં આ (ઉદ્‌ઘોષણા) કરાય છે, (પરંતુ) તેવો કોઈ પુરુષ આવતો નથી.' (૨૪૭)

**श्रुत्वेत्थं लक्ष्मणोऽगच्छत्तं राजानं सभास्थितम् । कुतो हेतोः कुतस्त्यस्त्वं तत्पृष्टश्चैवमब्रवीत् ॥२४८॥**

આ પ્રમાણે સાંભળી લક્ષ્મણ સભામાં રહેલ તે રાજા પાસે ગયો. 'તમે ક્યાંના છો, કયા હેતુથી (આવો છો)? એમ તેના વડે પુછાયેલ તે બોલ્યો: (૨૪૮)

**अहं भरतदूतोऽस्मि गच्छन्नर्थेन केनचित् । तव कन्यामिमां श्रुत्वा परिणेतुमिहागमम् ॥ २४९ ॥**

'હું ભરતનો દૂત છું, કોઈ કારણે જતાં તમારી આ કન્યા(સંબંધી સમાચાર)ને સાંભળી પરણવા માટે અહીં આવ્યો છું.' (૨૪૯)

**सहिष्यसे शक्तिघातं ममेत्युक्तो महीभुजा । किमेकेन सहिष्येऽहं पञ्चेत्यूचे च लक्ष्मणः ॥ २५० ॥**

મારા શક્તિના પ્રહાર (તારા વડે) સહન કરી શકાશે ? એમ મહીપતિ વડે કહેવાયેલ લક્ષ્મણ એમ બોલ્યો, એકથી શું ? હું પાંચ(પ્રહારો)ને સહન કરીશ. (૨૫૦)

**जितपद्मा तदानीं च तत्रागाद्राजकन्यका । बभूव लक्ष्मणं प्रेक्ष्य क्षणाच्च मदनातुरा ॥ २५१ ॥**

તે સમયે રાજપુત્રી જિતપદ્મા ત્યાં આવી અને લક્ષ્મણને જોઈ ક્ષણમાત્રમાં કામાતુર થઈ ગઈ. (૨૫૧)

**तथा सद्योऽनुरागिण्या वार्यमाणोऽपि भूपतिः । चिक्षेप लक्ष्मणायाऽऽशु दुःसहं शक्तिपञ्चकम् ॥२५२॥**

તરત જ અનુરાગવાળી તેણી વડે અટકાવાતા એવા પણ રાજાએ શીઘ્ર દુઃસહ પાંચ શક્તિઓ લક્ષ્મણ ઉપર નાંખી. (૨૫૨)

द्वे कराभ्यां द्वे कक्षाभ्यां दन्तैरेकां च लक्ष्मणः । अग्रहीज्जितपद्मायाः कन्याया मनसा सह ॥ २५३ ॥

લક્ષ્મણે જિતપદ્મા રાજપુત્રીના મનની સાથે બે બે હાથ વડે, બે બે કાખ વડે અને એક દાંત વડે (એમ પાંચે શક્તિ) ગ્રહણ કરી. (૨૫૩)

जितपद्माऽक्षिपत्तत्र स्वयं वरणमालिकाम् । उदुह्यतामियं कन्येत्यब्रवीत्पार्थिवोऽपि तम् ॥ २५४ ॥

ત્યાં જિતપદ્માએ જાતે (લક્ષ્મણના કંઠમાં) વરમાળા આરોપણ કરી. 'આ કન્યાને પરણો' એમ રાજાએ પણ તેને કહ્યું. (૨૫૪)

लक्ष्मणोऽप्यवदद्बाह्योपवनेऽस्ति ममाग्रजः । रामो दाशरथिस्तेन परतन्त्रोऽस्मि सर्वदा ॥ २५५ ॥

લક્ષ્મણે પણ કહ્યું. 'બહારના ઉપવનમાં મારા મોટા ભાઈ દશરથપુત્ર રામ છે તેથી હું હંમેશાં પરતંત્ર છું. (૨૫૫)

तौ रामलक्ष्मणौ ज्ञात्वा तत्क्षणं स क्ष्मापतिः । गत्वा रामं नमश्चक्रे स्ववेश्मन्यानिनाय च ॥ २५६ ॥

તેમને રામ-લક્ષ્મણ જાણી તત્ક્ષણ તે નૃપતિએ જઈને રામને નમસ્કાર કર્યા અને પોતાના ઘેર લઈ આવ્યો. (૨૫૬)

महत्या प्रतिपत्त्या स राजा राममपूजयत् । सामान्योऽप्यतिथिः पूज्यः किं पुनः पुरुषोत्तमः ॥ २५७ ॥

તે ભૂપતિએ મોટા ગૌરવ સાથે રામની પૂજા કરી. સામાન્ય અતિથિ પણ પૂજ્ય છે તો વળી ઉત્તમ પુરુષ શું? (અર્થાત્ વિશેષ પૂજ્ય છે.) (૨૫૭)

ततोऽपि चलिते रामे सौमित्रिस्तं महीपतिम् । उवाच परिणेष्यामि व्यावृत्तस्त्वत्सुतामिति ॥ २५८ ॥
ત્યાંથી પણ રામ ચાલી નીકળ્યે છતે લક્ષ્મણે તે રાજાને એમ કહ્યું: 'પાછા વળતા હું તમારી પુત્રીને પરણીશ.' (૨૫૮)

निशायां निर्ययौ रामः प्राप सायं च पत्तनम् । वंशस्थलं नाम वंशशैलाख्याद्रितटस्थितम् ॥ २५९ ॥
રામ રાત્રિ (શેષ) કાળે નીકળ્યા અને સાયંકાળે વંશશૈલ નામે પર્વતના સમીપે રહેલ વંશસ્થલ નામે નગરે પહોંચ્યા. (૨૫૯)

तस्मिन्सभूपतिं लोकमालुलोके भयाकुलम् । पप्रच्छ च नरं कश्चिद्रामस्तद्भयकारणम् ॥ २६० ॥
તે (નગર)માં નૃપતિ સહિત લોકોને ભયથી વિહ્વળ બનેલા જોયા અને રામે કોઈ પુરુષને તે ભયનું કારણ પૂછ્યું. (૨૬૦)

आचख्यौ पुरुषः सोऽपि तार्तीयीकोऽद्य वासरः । अमुष्मिन्पर्वते रात्रौ रौद्रस्योच्छलतो ध्वनेः ॥ २६१ ॥
તે પુરુષે પણ કહ્યું : 'આ પર્વત ઉપર રાત્રે નીકળતા ભયંકર ધ્વનિને આજે ત્રીજો દિવસ છે. (૨૬૧)

तद्भयाद्रात्रीमन्यत्र गमयत्यखिलो जनः । प्रातश्च पुनरायाति कष्टा नित्यमियं स्थितिः ॥ २६२ ॥
તે ભયથી સર્વ લોક રાત્રિ અન્ય સ્થળે વીતાવે છે અને પ્રાતઃકાળે પાછા આવે છે. હંમેશાં આ સ્થિતિ કષ્ટકારી છે.' (૨૬૨)

ततश्च कौतुकाद्रामः प्रेरितो लक्ष्मणेन च । तत्रारुरोहाऽपश्यच्च कायोत्सर्गस्थितौ मुनी ॥ २६३ ॥

તેથી કૌતુકથી લક્ષ્મણ વડે પ્રેરણા કરાયેલ રામ તે (પર્વત) ઉપર ચઢયા અને (ત્યાં) કાયોત્સર્ગમાં રહેલ બે મુનિઓને જોયા. (૨૬૩)

**भक्त्या ववन्दिरे तौ तु जानकीरामलक्ष्मणाः । तदग्रेऽवादयद्रामो गोकर्णाऽर्पितवल्लकीम् ॥२६४॥**

તે બંને (મુનિઓ)ને સીતા–રામ અને લક્ષ્મણે ભક્તિપૂર્વક વંદન કર્યું. રામે તેમની સન્મુખ ગોકર્ણ યક્ષે અર્પણ કરેલ વીણા વગાડી. (૨૬૪)

**हृद्यं जगौ च सौमित्रिर्ग्रामरागमनोहरम् । चित्राङ्गहारकरणं सीता देवी ननर्त च ॥२६५॥**

લક્ષ્મણ ગ્રામ રાગ વડે મનોહર સુંદર ગાવા લાગ્યો અને સીતા દેવીએ અદ્ભુત અંગવિલાસની રચનાવાળું નૃત્ય કર્યું. (૨૬૫)

**तदा चाऽऽस्तं ययावर्को जजृम्भे च विभावरी । विकृताऽनेकवेतालश्चागाद्देवोऽनलप्रभः ॥ २६६ ॥**

તે સમયે સૂર્ય અસ્ત થયો, રાત્રિ વધવા લાગી અને જેણે અનેક વેતાલો વિકુર્વ્યા છે એવો અનલપ્રભ (નામે) દેવ આવ્યો. (૨૬૬)

**स्वयं वेतालरूपः सोऽट्टहासैः स्फोटयन्नभः । महर्षी तावुपद्रोतुं प्रावर्तत दुराशयः ॥२६७॥**

સ્વયં વેતાલ રૂપવાળો, અટ્ટહાસો વડે ગગનને ફાડી નાખતો દુષ્ટ મનવાળો તે (દેવ) તે બંને મહર્ષિઓને ઉપદ્રવ કરવા પ્રવૃત્ત થયો. (૨૬૭)

मुक्त्वोपसाधुं वैदेहीं सन्नद्धौ रामलक्ष्मणौ। उत्तस्थाते तं निहन्तुमकाले कालतां गतौ॥२६८॥

સીતાને સાધુઓ પાસે મૂકીને હથિયારો ધારણ કરી સજ્જ થયેલ અકાળે યમપણાને પ્રાપ્ત કરેલ રામ–લક્ષ્મણ તેને હણવા ઉદ્યત થયા. (૨૬૮)

सोऽपि देवस्तयोस्तेजःप्रसरं सोढुमक्षमः। निजं स्थानं ययौ साध्वोस्तयोश्चाऽजनि केवलम्॥२६९॥

તે બંનેના તેજના સમૂહને સહન કરવા અસમર્થ તે દેવ પણ પોતાના સ્થાને ગયો તથા તે બંને મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. (૨૬૯)

देवैश्च केवलज्ञानमहिमा विदधे तयोः। नत्वा रामश्च पप्रच्छोपसर्गविधिकारणम्॥२७०॥

દેવો વડે તે બંનેનો કેવળજ્ઞાનનો ઉત્સવ કરાયો તેમ જ રામે નમસ્કાર કરી ઉપસર્ગ કરવાનું કારણ પૂછ્યું. (૨૭૦)

तत्राख्यदेको महर्षिराख्यया कुलभूषणः। आसीन्नगर्यां पद्मिन्यां राजा विजयपर्वतः॥२७१॥

તે વખતે કુલભૂષણ નામે એક મહર્ષિએ કહ્યું: ‘ પદ્મિની નગરીમાં વિજયપર્વત ( નામે ) રાજા હતો. (૨૭૧)

तस्यामृतस्वराख्योऽभूद्दूतो दूतस्य तस्य च। भार्योपयोगा तत्पुत्रावुदितो मुदितोऽपि च॥२७२॥

તેને અમૃતસર નામે દૂત હતો તે ( દૂત )ને ઉપયોગા ( નામે ) સ્ત્રી અને ઉદિત તથા મુદિત ( નામે ) તેને બે પુત્ર હતા. (૨૭૨)

वयस्यस्तस्य दूतस्य वसुभूतिरिति द्विजः। उपयोगा तदासक्ताजिघांसदमृतस्वरम्॥२७३॥

તે દૂતને 'વસુભૂતિ' એ (નામે) મિત્ર હતો. તેનામાં આસક્ત ઉપયોગા અમૃતસ્વરને હણવા ઇચ્છતી હતી. (૨૭૩)

**नृपादेशाद्विदेशायान्यदागादमृतस्वरः । सह गच्छन् वसुभूतिर्मार्गे तं चाऽवधीच्छलात् ॥ २७४ ॥**

અન્યદા નૃપતિના હુકમથી અમૃતસ્વર વિદેશ ગયો. સાથે જતાં માર્ગમાં વસુભૂતિએ તેને છળથી મારી નાખ્યો. (૨૭૪)

**वसुभूतिः पुरीमेत्य जनायैयमवोचत । कुतोऽपि कार्यादमृतस्वरेणाऽहं निवर्तितः ॥ २७५ ॥**

વસુભૂતિ નગરીમાં આવીને લોકોને એમ કહેતો હતો (કે) 'કોઈ કાર્યથી અમૃતસ્વર વડે હું પાછો વળાયો છું.' (૨૭૫)

**शशंस चोपयोगायाः स नौ संभोगविघ्नकृत् । मया व्यापादितो मार्गे छलं लब्ध्वाऽमृतस्वरः ॥ २७६ ॥**

તેમ જ ઉપયોગાને કહ્યું: 'તે આપણને સંભોગમાં વિઘ્ન કરનારો (હતો) (તેથી) માર્ગમાં છળ પામી અમૃતસ્વર મારા વડે નષ્ટ કરાયો છે. (૨૭૬)

**साऽप्यूचे साध्वकार्षीस्त्वं जहि पुत्राविमावपि । अस्तु निर्मक्षिकमिति सोऽपि तत्प्रत्यपद्यत ॥ २७७ ॥**

તેણી પણ બોલી, 'તે સારું કર્યું, (હવે) આ બંને પુત્રોને પણ મારી નાખ એથી એકાન્ત પ્રાપ્ત થાય.' તેણે પણ તે માન્ય રાખ્યું. (૨૭૭)

दैवाच्छ्रुत्वा च तं मन्त्रं वसुभूतिसधर्मिणी । ईर्ष्ययाऽऽख्यच्च जत्सुन्वोर्मुदितस्योदितस्य च ॥ २७८ ॥

દૈવયોગે તે ગુપ્ત વાર્તાલાપ વસુભૂતિની પત્નીએ સાંભળીને ઈર્ષ્યાથી તેના પુત્ર મુદિત તથા ઉદિતને કહ્યો. (૨૭૮)

उदितेन रुषा सद्यो वसुभूतिर्निपातितः । मृत्वैष नलपल्ल्यां स म्लेच्छः समुदपद्यत ॥ २७९ ॥

ઉદિત વડે રોષથી વસુભૂતિ મરાયો. મરીને આ તે નવપલ્લીમાં મ્લેચ્છ થયો. (૨૭૯)

धर्मं श्रुत्वान्यदा राजा महर्षेर्मतिवर्धनात् । प्रव्रज्यामाददे तावप्युदितो मुदितोऽपि च ॥ २८० ॥

અન્યદા મતિવર્ધન મહર્ષિ પાસેથી ધર્મ સાંભળી રાજાએ સંયમ સ્વીકાર્યો, તે બંનેએ—ઉદિત અને મુદિતે-પણ (સંયમનો સ્વીકાર કર્યો.) (૨૮૦)

संमेते वन्दितुं चैत्यान्युदितो मुदितोऽपि च । प्रचेलतुः पथि भ्रान्तौ पल्लीं तां च समेयतुः ॥ २८१ ॥

(એકદા) સંમેતશિખર ઉપર ચૈત્યોને વંદન કરવા ઉદિત અને મુદિત જતા હતા (ત્યાં) માર્ગમાં ભૂલા પડી ગયેલ (તે બંને) તે પલ્લીમાં આવ્યા. (૨૮૧)

पूर्ववैराद्वसुभूतिजीवो म्लेच्छो निरीक्ष्य तौ । हन्तुं दधावे म्लेच्छाऽधिपतिना च न्यषिध्यत ॥ २८२ ॥

પૂર્વ(ભવ)ના વૈરથી તે બંનેને જોઈ ને વસુભૂતિનો જીવ—મલેચ્છ હણવા દોડ્યો, (પરંતુ) મલેચ્છનાયક વડે તે નિષેધ કરાયો. (૨૮૨)

म्लेच्छेशः प्राग्भवे सोऽभून्मृगो व्याधाच्च मोचितः । मुदितोदितजीवाभ्यां कर्षकाभ्यां च तद्भवे ॥ २८३ ॥

તે મ્લેચ્છાધિપતિ પૂર્વભવમાં મૃગ હતો અને મુદિત–ઉદિતના જીવ ખેડૂત વડે તે ભવમાં શિકારી પાસેથી ( તે મૃગ ) મુક્ત કરાયો હતો. (૨૮૩)

तेन म्लेच्छाऽधिपेनातस्त्रातौ संमेतमेत्य च । तौ चैत्यानि ववन्दाते विजह्राते चिराय च ॥ २८४ ॥

એથી તે મ્લેચ્છ સ્વામી વડે રક્ષણ કરાયેલ તે બંનેએ સંમેતગિરિ આવી ચૈત્યોને વંદન કર્યું અને દીર્ઘકાળ વિહાર કર્યો. (૨૮૪)

विधायाऽनशनं मृत्वा महाशुक्रे सुरोत्तमौ । तौ सुन्दर सुकेशाख्यावजायेतां महर्द्धिकौ ॥ २८५ ॥

અનશન કરી મૃત્યુ પામી મહાશુક્ર ( દેવલોક )માં તે બંને સુંદર અને સુકેશ નામે મહાઋદ્ધિવાળા ઉત્તમ દેવ થયા. (૨૮૫)



भ्रान्त्वा भवं वसुभूतिजीवो म्लेच्छः कथञ्चन । अवाप मानुषं जन्म सोऽभूच्च तापसः ॥ २८६ ॥

વસુભૂતિના જીવે મ્લેચ્છ ભવ–ભ્રમણ કરી મુશ્કેલીએ મનુષ્ય જન્મ પ્રાપ્ત કર્યો અને ત્યાં તે તાપસ થયો. (૨૮૬)

स विपद्य समुत्पेदे ज्योतिष्के सुरेषु तु । धूमकेतुर्नाम देवो मिथ्यादृष्टिर्दुराशयः ॥ २८७ ॥

તે મૃત્યુ પામી જ્યોતિષ્ક દેવોમાં ધૂમકેતુ નામે દુષ્ટ આશયવાળો મિથ્યાદૃષ્ટિ દેવ થયો. (૨૮૭)

उदितमुदितजीवौ शुक्राच्च्युत्वाऽत्र भारते । महापुरेऽरिष्टपुरे प्रियंवदमहीपतेः ॥ २८८ ॥

पद्मावत्यां सधर्मिण्यामजायेतामुभौ सुतौ । विश्रुतौ नामतो रत्नरथचित्ररथाविति ॥२८९॥

ઉદિત અને મુદિતના જીવ મહાશુક્રથી ચ્યવી આ ભરતમાં અરિષ્ટપુર નામે નગરમાં પ્રિયવંદ રાજાની પદ્માવતી પત્નીથી રત્નરથ અને ચિત્રરથ એ નામે પ્રસિદ્ધ બંને પુત્ર થયા. (૨૮૮–૨૮૯)

धूमकेतुरपि च्युत्वा पत्न्यां तस्यैव भूपतेः । बभूव कनकाभायां नाम्ना सूनुरनुद्धरः ॥ २९० ॥

ધુમકેતુ પણ ચ્યવીને તે જ રાજાની કનકાભા ( નામે ) પત્નીથી અનુદ્ધર નામે પુત્ર થયો. (૨૯૦)

अभूत्समत्सरो रत्नरथे चित्ररथे च सः । तस्योपरि न मात्सर्यं बिभराञ्चक्रतुस्तु तौ ॥२९१॥

તે રત્નરથ અને ચિત્રરથ ઉપર માત્સર્યવાળો થયો, પરંતુ તે બંને તેની ઉપર માત્સર્ય કરતા ન હતા. (૨૯૧)

न्यस्य रत्नरथे राज्यं यौवराज्यं द्वयोः पुनः । प्रियंवदः षड्दिनानि प्रायं कृत्वा सुरोऽभवत् ॥ २९२ ॥

રત્નરથ ઉપર રાજ્યભાર અને બંનેને યુવરાજપણું અર્પણ કરી પ્રિયવંદ છ દિવસ અનશન કરી (મૃત્યુ પામી) દેવ થયો. (૨૯૨)

राज्यं पालयतो रत्नरथस्यैको नृपो ददौ । श्रीप्रभां नाम कन्यां स्वां याचमानेऽप्यनुद्धरे ॥२९३॥

એક રાજાએ અનુદ્ધરે યાચના કરવા છતાં પણ શ્રીપ્રભા નામે પોતાની કન્યા રાજ્યનું પાલન કરતા રત્નરથને આપી. (૨૯૩)

क्रुद्धोऽथाऽनुद्धरो रत्नरथस्योर्वीमलुण्टयत् । पातयित्वा रणे रत्नरथेन जगृहे च सः ॥२९४॥

ક્રોધ પામેલ અનુદ્ધર રત્નરથની ભૂમિને લૂંટવા લાગ્યો. રત્નરથ વડે ને યુદ્ધમાં પાડીને (હરાવીને) પકડાયો. (૨૯૪)

विडम्ब्य बहुधा रत्नरथेन मुमुचेऽथ सः । तापसोऽभूच्च स्त्रीसंगान्मोघीचक्रे निजं तपः ॥२९५॥

રત્નરથ વડે તે અનેક પ્રકારે વિડંબના કરીને મુક્ત કરાયો. ત્યાર બાદ તે તાપસ થયો અને સ્ત્રીસંગથી પોતાનું તપ નિષ્ફળ કર્યું. (૨૯૫)

ततो मृत्वा भवं भ्रान्त्वा चिरान्मर्त्यो बभूव सः । तापसीभूय भूयोऽपि चकाराऽज्ञानकं तपः ॥२९६॥

ત્યાર બાદ મૃત્યુ પામી ભવ-ભ્રમણ કરી દીર્ઘકાળે તે મનુષ્ય થયો. ફરી પણ તાપસ થઈ અજ્ઞાન તપ કર્યું. (૨૯૬)

मृत्वाऽनलप्रभः सोऽयं ज्योतिष्कस्त्रिदशोऽभवत् । दीक्षां रत्नरथचित्ररथौ जगृहतुश्च तौ ॥२९७॥

મત્યુ પામી તે અનલપ્રભ આ જ્યોતિષ્ક દેવ થયો છે. વળી તે રત્નરથ અને ચિત્રરથે પ્રવ્રજ્યા સ્વીકારી. (૨૯૭)

विपद्य चाऽच्युते कल्पेऽतिबलोऽथ महाबलः । नामधेयेन जज्ञाते त्रिदशौ प्रवरर्द्धिकौ ॥२९८॥

(તે બંને) મત્યુ પામી અચ્યુત દેવલોકમાં અતિબલ અને મહાબલ નામે અતિશય સમૃદ્ધિશાળી દેવ થયા. (૨૯૮)

च्युत्वा च सिद्धार्थपुरे क्षेमङ्करमहीपतेः । महिष्या विमलादेव्यास्तौ कुक्षाववतेरतुः ॥२९९॥

(ત્યાંથી) ચ્યવી તે બંને સિદ્ધાર્થ નગરમાં ક્ષેમંકર નૃપતિની પટ્ટરાણી વિમલાદેવીની કુક્ષિમાં અવતર્યા. (૨૯૯)

क्रमादजनिषातां च विमलायामुभौ सुतौ । कुलभूषण एषोऽहं तथाऽयं देशभूषणः ॥३००॥

અનુક્રમે વિમલાથી બંને આ હું કુલભૂષણ તથા આ દેશભૂષણ પુત્રો થયા. (૩૦૦)

उपाध्यायस्य घोषस्यार्पितौ पाठाय भूभुजा । अपठाव कलाः सर्वा द्वादशाब्दीमवस्थितौ ॥ ३०१ ॥

રાજાએ અધ્યયન માટે (બંનેને) ઉપાધ્યાય ઘોષને અર્પણ કર્યા. (ત્યાં) બાર વર્ષ રહેલ અમે સઘળી કળાઓનો અભ્યાસ કર્યો. (૩૦૧)

त्रयोदशेऽब्दे घोषेण सहायातौ नृपाऽन्तिके । राजवेश्मन्यपश्याव कन्यां वातायनस्थिताम् ॥३०२॥

તેરમા વર્ષે ઘોષની સાથે નૃપતિ પાસે આવી રહેલ અમે રાજમંદિરમાં ઝરૂખે રહેલી કન્યા જોઈ. (૩૦૨)

जाताऽनुरागौ तस्यां च सद्योऽपि विमनायितौ अगामाऽवान्तिकं राज्ञोऽदर्शयावाऽखिलाः कलाः ॥३०३॥

તેની ઉપર અનુરાગ પામેલ અમે તત્કાળ વિહ્વળ બન્યા, (ત્યાર બાદ) રાજા પાસે ગયા અને સર્વ કળાઓ બતાવી. (૩૦૩)

उपाध्यायोऽर्चितो राज्ञा जगाम जिनमन्दिरम् । आवां च मातरं नन्तुं गतौ राजाज्ञया ततः ॥३०४॥

રાજા વડે સત્કાર કરાયેલા ઉપાધ્યાય પોતાના ઘેર ગયા. ત્યાર બાદ રાજ–આજ્ઞાથી અમે માતાને નમસ્કાર કરવા ગયા. (૩૦૪)

तत्र चाऽऽवामपश्याव तां कन्यां मातुरन्तिके । अशंसच्चाम्बा युवयोः स्वसेयं कनकप्रभा ॥३०५॥

ત્યાં અમે માતા પાસે તે કન્યાને જોઈ. માતાએ કહ્યું : 'આ તમારી બહેન કનકપ્રભા છે. (૩૦૫)

घोषोपाध्यायसदने युवयोस्तस्थुषोः सतोः । जातेयं वत्सौ तेनेमां नोपलक्षयथो युवाम् ॥३०६॥

તમે બંને ઘોષ ઉપાધ્યાયને ઘેર રહેતે છતે આ જન્મ પામી છે તેથી હે વત્સો ! તમે આને ઓળખતા નથી.' (૩૦૬)

तच्छ्रुत्वा लज्जितावावामज्ञानात्स्वसृकाङ्क्षिणौ । क्षणा द्वैराग्यमापन्नौ प्राव्रजावान्तिके गुरोः ॥३०७॥

તે સાંભળી અજ્ઞાનથી બહેનની ઇચ્છા કરનારા લજ્જિત થયેલ અમે ક્ષણમાત્રમાં વૈરાગ્ય પામ્યા (અને) ગુરુ સમીપે દીક્ષિત થયા. (૩૦૭)

तप्यमानौ तपस्तीव्रमिहायातौ महागिरौ । कायोत्सर्गेण चास्थाव निरपेक्षौ वपुष्यपि ॥३०८॥

તીવ્ર તપ કરતા અમે આ મહા શૈલ ઉપર આવ્યા અને શરીર ઉપર પણ સ્પૃહા વિનાના અમે કાયોત્સર્ગે રહ્યા. (૩૦૮)

पिताऽऽवयो र्वियोगेन गृहीत्वाऽनशनं मृतः । गरुडेशोऽभवद्देवो महालोचननामकः ॥३०९॥

અમારા વિયોગથી અનશન ગ્રહણ કરી મત્યુ પામેલા પિતા મહાલોચન નામે ગરુડ સ્વામી દેવ થયા. (૩૦૯)

विज्ञायाऽऽसनकम्पेन चोपसर्गं स आवयोः । संप्रत्ययमिहायातः प्राग्जन्मस्नेहपीडितः ॥३१०॥

પૂર્વજન્મના સ્નેહથી પીડિત તે આસનના પ્રકંપથી અમોને ઉપસર્ગ જાણી હમણાં અહીં આવ્યા છે. (૩૧૦)

अनलप्रभदेवः सोऽनन्तवीर्यमहामुनेः । पार्श्वे केवलिनोऽगच्छत्सह देवैः कुतूहलात् ॥ ३११ ॥

તે અનલપ્રભદેવ કુતૂહલથી દેવો સાથે કેવળજ્ઞાની અનંતવીર્ય મહામુનિ પાસે ગયા. (૩૧૧)

देशनाऽन्तेऽनन्तवीर्यः पृष्टः शिष्येण केनचित् । मुनिसुव्रततीर्थेऽस्मिन् कः पश्चात्तव केवली ॥ ३१२ ॥

દેશનાના અંતે અનંતવીર્યને કોઈ શિષ્યે પૂછ્યું, 'મુનિસુવ્રતસ્વામીના આ તીર્થમાં તમારી પછી કેવલી કોણ થશે?' (૩૧૨)

सोऽप्याख्यन्मम निर्वाणे केवली कुलभूषणः । देशभूषण इति च भ्रातरौ द्वौ भविष्यतः ॥ ३१३ ॥

તે પણ બોલ્યા : "મારું નિર્વાણ થયે છતે 'કૂલભૂષણ અને દેશભૂષણ' એમ બે ભાઈઓ કેવળી થશે." (૩૧૩)

तच्चाऽनलप्रभः श्रुत्वा निजं स्थानमुपेत्य च । विभङ्गेनाऽन्यदा ज्ञात्वा कायोत्सर्गस्थिताविह ॥ ३१४ ॥
मिथ्यात्वेनाऽनन्तवीर्यवचनं कर्तुमन्यथा । प्राग्जन्मवैराच्च स नावुपदुद्राव दारुणम् ॥ ३१५ ॥

અનલપ્રભ તે સાંભળી પોતાને સ્થાને જઈ એક વાર વિભંગ વડે અમને અહીં કયોત્સર્ગમાં રહેલ જાણી મિથ્યાત્વથી અનંતવીર્યના વચનને અન્યથા કરવા તેમ જ પૂર્વભવના વૈરથી (અમને) ભયંકર ઉપદ્રવ કરવા લાગ્યો. (૩૧૪–૩૧૫)

दिनान्यतीयुश्चत्वारि तस्योपद्रवतो दृढम् । अद्यायातौ युवामत्र युष्मद्भीत्याऽनशच्च सः ॥ ३१६ ॥

દઢપણે ઉપદ્રવ કરતા તેને ચાર દિવસો વ્યતીત થયા. આજે તમે જે અહીં આવ્યા અને તમારા ભયથી તે નાસી ગયો. (૩૧૬)

**कर्मक्षयादावयोश्च केवलं समजायत । कर्मक्षये सहायोऽयमुपसर्गपरोऽप्यभूत् ॥ ३१७॥**

કર્મક્ષયથી અમને બંનેને કેવળજ્ઞાન થયું છે. ઉપસર્ગ કરવામાં તત્પર એવો પણ આ (અમને) કર્મક્ષય કરવામાં સહાયકારી થયો છે. (૩૧૭)

**महालोचनदेवोऽपि तदोचे गरुडाधिपः । काकुत्स्थ साध्वकार्षीस्त्वं किं प्रत्युपकरोमि ते ॥ ३१८॥**

તે સમયે ગરુડપતિ મહાલોચન દેવે પણ કહ્યું : 'હે કાકુત્સ્થ! તમે સારું કર્યું છે. તમારો શું પ્રત્યુપકાર કરું ?' (૩૧૮)

**नार्थो नः कश्चिदप्यस्तीत्युक्ते रामेण सोऽमरः । तथाऽप्युपकरिष्यामि क्वापीत्युक्त्वा तिरोदधे ॥ ३१९॥**

'અમારે કંઈ કામ નથી' એમ રામ વડે કહેવાયે છતે 'તોપણ ક્યાંક ઉપકાર કરીશ' એમ કહી તે દેવ અદૃશ્ય થયો. (૩૧૯)

**अथ वंशस्थलाधीशो राजा नाम्ना सुरप्रभः । तत्राऽऽगत्य नमश्चक्रे राममानर्च चोच्चकैः ॥ ३२० ॥**

હવે વંશસ્થલ પતિ સુરપ્રભ નામે ભૂપતિએ ત્યાં આવી રામને નમસ્કાર કર્યા અને ઉચ્ચ પ્રકારે પૂજા કરી. (૩૨૦)

**रामाऽऽज्ञया तत्र शैले सोऽर्हच्चैत्यान्यकारयत् । रामनाम्ना रामगिरिर्गिरिः सोभूत्तदादि च ॥ ३२१॥**

રામની આજ્ઞાથી તેણે તે પર્વત ઉપર જિન-ચૈત્યો કરાવ્યાં ત્યારથી રામના નામથી એ પર્વત રામગિરિ થયો. (૩૨૧)

सुरप्रभमथाऽऽपृच्छ्य प्रतस्थे रघुपुङ्गवः । उद्दण्डं दण्डकारण्यं प्रविवेश च निर्भयः ॥ ३२२ ॥

હવે સુરપ્રભની આજ્ઞા લઈ રઘુશ્રેષ્ઠ (રામચંદ્રે) પ્રયાણ કર્યું (અને) અતિભયંકર દંડકારણ્યમાં નિર્ભય એવા તેમણે પ્રવેશ કર્યો. (૩૨૨)

विधाय तत्र चाऽऽवासं महागिरिगुहागृहे । काकुत्स्थः सुस्थितस्तस्थौ स्वकीय इव वेश्मनि ॥ ३२३ ॥

ત્યાં મોટા પર્વતના ગુફાગૃહમાં આવાસ બનાવી પોતાના મહેલની જેમ રામ સ્વસ્થ થયા. (૩૨૩)

तत्र भोजनवेलायामन्येद्युश्चारणौ मुनी । नाम्ना त्रिगुप्तसुगुप्तौ नभसा समुपेयतुः ॥ ३२४ ॥

એકદા ભોજન સમયે ત્રિગુપ્ત અને સુગુપ્ત નામે બે ચારણ મુનિ ગગનમાર્ગે ત્યાં આવ્યા. (૩૨૪)

द्विमासोपोषितौ तौ तु पारणार्थमुपस्थितौ । भक्त्या ववन्दिरे रामसीतासौमित्रयस्त्रयः ॥ ३२५ ॥

બે માસના ઉપવાસ કરેલ તે બંને પારણા માટે પધાર્યા હતા. રામ, સીતા અને લક્ષ્મણ ત્રણેએ (તેમને) ભક્તિપૂર્વક વંદન કર્યું. (૩૨૫)

यथोचितैरन्नपानैः सीता तौ प्रत्यलाभयत् । तदा देवैर्विदधिरे रत्नगन्धाम्बुवृष्टयः ॥ ३२६ ॥

સીતાએ યોગ્ય અન્નપાનથી તે બંનેને પ્રતિલાભ્યા ત્યારે દેવોએ રત્નો તથા સુગંધિ જળની વૃષ્ટિ કરી. (૩૨૬)

तदा रत्नजटी कम्बुद्वीपविद्याधरेश्वरः । द्वौ सुरौ चैत्य रामाय प्रीताः साश्वं रथं ददुः ॥ ३२७ ॥

તે વખતે પ્રસન્ન થયેલ કંબૂદ્વીપના વિદ્યાધર રાજા રત્નજટી તથા બે દેવતાઓએ આવીને રામને અશ્વસહિત રથ આપ્યો. (૩૨૭)

गन्धाम्बुवृष्टिगन्धेन तत्र गन्धाऽभिधः खगः । उत्तीर्य पादपाद्रोगी तद्वास्तव्यः समाययौ ॥ ३२८॥

સુગંધિ જળની વૃષ્ટિની સુવાસથી ત્યાં રહેનારું ગંધનામે રોગી પક્ષી વૃક્ષ ઉપરથી ઊતરી ત્યાં આવ્યું. (૩૨૮)

संजातजातिस्मरणो मुनेर्दर्शनमात्रतः । पपात मूर्च्छया भूमौ सीताऽम्भोभिः सिषेच तम् ॥ ३२९ ॥

મુનિના દર્શન માત્રથી જાતિસ્મરણ પ્રાપ્ત કરેલ તે મૂર્ચ્છાથી ભૂમિ ઉપર પડ્યું, સીતાએ તેને જળ વડે સિંચન કર્યું. (૩૨૯)

लब्धसंज्ञः समुत्थाय साधुपादेषु सोऽपतत् । साधोः स्पर्शौषधीलब्ध्या नीरोगश्चाऽभवत्क्षणात् ॥ ३३० ॥

સંજ્ઞા પ્રાપ્ત કરેલ તે ઊઠીને સાધુનાં ચરણોમાં પડ્યું અને સાધુની સ્પર્શૌષધિ લબ્ધિથી ક્ષણમાત્રમાં રોગ રહિત થયું. (૩૩૦)

पक्षौ हैमावजायेतां चञ्चूर्विद्रुमविभ्रमा । पद्मरागप्रभौ पादौ नानारत्नप्रभं वपुः ॥ ३३१ ॥

रत्नाङ्कुरश्रेणिनिभा जटाः शिरसि चाऽभवन् । जटायुर्नाम तस्याऽभूत्ततः प्रभृति पक्षिणः ॥ ३३२ ॥

(તેની) પાંખો સુવર્ણ સમાન થઈ. ચાંચ પરવાળાનો ભ્રમ કરાવનારી, પગો પદ્મરાગમણિની કાન્તિવાળા (તથા)

શરીર અનેક પ્રકારનાં રત્નોની પ્રભાવાળું (થયું) અને મસ્તક ઉપર રત્નાકુરોની શ્રેણિ સમાન જટા થઈ, ત્યારથી આરંભીને તે પક્ષીનું નામ જટાયુ થયું. (૩૩૧–૩૩૨)

**रामोऽपृच्छन्महर्षी तौ गृध्रः क्रव्यादयं कुधीः । स्थित्वा वः पादयोः पार्श्वे शान्तः कस्मादजायत ॥३३३॥**

રામે તે મહર્ષિઓને પૂછયું : 'માંસભોજી દુર્બુદ્ધિ આ ગીધ તમારાં ચરણોની સમીપે રહીને શાન્ત શાથી થઈ ગયું. (૩૩૩)

**भदन्तावयमत्यन्तविरूपाऽवयवः पुरा । कथमद्य क्षणाज्जातो हेमरत्नोत्करद्युतिः ॥३३४॥**

હે ભગવંતો ! પૂર્વે અત્યંત રૂપહીન અવયવોવાળું આ હમણાં ક્ષણમાત્રમાં સુવર્ણ અને રત્ન સમૂહની કાન્તિવાળું શી રીતે થયું ? (૩૩૪)

**सुगुप्तर्षिरथाऽऽचख्यावासीदिह पुरा पुरम् । कुम्भकारकटं नाम राजा तत्रैष दण्डकः ॥ ३३५ ॥**

હવે સુગુપ્ત ઋષિ કહેવા લાગ્યા : 'અહીં પહેલાં કુંભકારકટ નામે નગર હતું ત્યાં આ દંડક રાજા હતો. (૩૩૫)

**श्रावस्त्यां च तदा राजा जितशत्रुरजायत । धारिणी नाम तत्पत्नी स्कन्दको नाम तत्सुतः ॥ ३३ ॥**

તે સમયે શ્રાવસ્તીમાં જિતશત્રુ રાજા હતો. ધારિણી નામે તેને પત્ની અને સ્કન્દક નામે તેને પુત્ર હતો. (૩૩૬)

**पुरन्दरयशा नामाऽभवच्च दुहिता तयोः । कुम्भकारकटेशस्तां पर्यणैषीच्च दण्डकः ॥ ३३७ ॥**

તેમને પુરંદરયશા નામે પુત્રી હતી, તેણીને કુંભકારકટ નરેશ દંડક પરણ્યો હતો. (૩૩૭)

अन्यदाऽर्थेन केनाऽपि जितशत्रुनृपाऽन्तिके । प्राहिणोद्दण्डको दूतं पालकं नामतो द्विजम् ॥ ३३८ ॥

અન્યદા કોઈ કારણે દંડકે પાલકનામે બ્રાહ્મણ દૂતને જિતશત્રુ રાજા પાસે મોકલ્યો. (૩૩૮)

जितशत्रुस्तदा चार्हद्धर्मगोष्ठीपरोऽभवत् । आरेभे पालकस्तं तु धर्मं दूषयितुं कुधीः ॥ ३३९ ॥

તે સમયે જિતશત્રુ અર્હદ્ધર્મની ગોષ્ઠીમાં તત્પર હતો. દુર્બુદ્ધિ પાલકે તે ધર્મને દૂષિત કરવાનો આરંભ કર્યો. (૩૩૯)

स स्कन्दककुमारेण मिथ्यादृष्टिर्दुराशयः । युक्त्या निरुत्तरीचक्रे सत्यसंवादपूर्वकम् ॥ ३४० ॥

દુષ્ટ આશયવાળો તે મિથ્યાદૃષ્ટિ સત્યને સારી રીતે કહેવાપૂર્વક સ્કંદક કુમાર વડે યુક્તિથી નિરુત્તર કરાયો. (૩૪૦)

तदा स हसितः सभ्यैरमर्षं स्कन्दकेऽदधत् । विसृष्टश्चाऽन्यदा राज्ञा कुम्भकारकटं ययौ ॥ ३४१ ॥

ત્યારે સભામાં રહેલા (લોકો) વડે હાંસી કરાયેલ તે સ્કંદક ઉપર અમર્ષ ધારણ કરવા લાગ્યો. અન્યદા રાજા વડે વિદાય અપાયેલ તે કુંભકારકટ ગયો. (૩૪૧)

विरक्तश्चाऽन्यदा पञ्चराजपुत्रशताऽन्वितः । मुनिसुव्रतपादान्ते स्कन्दको व्रतमाददे ॥ ३४२ ॥

એકદા વિરક્ત થયેલ સ્કંદકે પાંચસો રાજપુત્રો સાથે શ્રીમુનિસુવ્રતપ્રભુના ચરણમાં વ્રત ગ્રહણ કર્યું. (૩૪૨)

पुरन्दरयशोमुख्यलोकं बोधयितुं पुरे । कुम्भकारकटे यामीत्यापप्रच्छे स च प्रभुम् ॥ ३४३ ॥

પુરંદરયશાપ્રધાન લોકને પ્રતિબોધ કરવા હું કુંભકારકટમાં જાઉં? એમ તેણે પ્રભુને પૂછ્યું. (૩૪૩)

उवाच प्रभुरप्येवं तत्र ते मारणाऽन्तिकः । गतस्य सपरीवारस्योपसर्ग भविष्यति ॥ ३४४ ॥
પ્રભુએ પણ એ પ્રમાણે કહ્યું : 'પરિવાર સહિત ગયેલ તને ત્યાં મરણાંત ઉપસર્ગ થશે'. (૩૪૪)

वयमराधकास्तत्र भाविनो वा न वेत्यथ । भूयोऽपि स्कन्दकोऽपृच्छत्स्वामिनं मुनिसुव्रतम् ॥ ३४५ ॥
સ્કંદકે ફરી પણ શ્રીમુનિસુવ્રતસ્વામીને પૂછ્યું : 'ત્યાં અમે આરાધક થઈશું કે નહિ ?' (૩૪૫)

त्वां विनाऽऽराधकाः सर्वेऽपीत्याख्यद्भगवानपि । सर्वमेतर्हि संपूर्णमित्युक्त्वा स्कन्दकोऽचलत् ॥ ३४६ ॥
'તારા વિના સર્વે પણ આરાધકો (થશે)' એમ ભગવંતે પણ કહ્યું. એ સમયે બધું સંપૂર્ણ (થશે) એમ કહી સ્કંદક ચાલી નીકળ્યા. (૩૪૬)

क्रमेण स्कन्दकाऽऽचार्यो मुनिपञ्चशतीयुतः । गच्छन्नासादयामास कुम्भकारकटं पुरम् ॥ ३४७ ॥
પાંચ સો મુનિઓ સાથે ગમન કરતા સ્કંદકાચાર્ય અનુક્રમે કુંભકારકટ નગરે પધાર્યા. (૩૪૭)

तं दृष्टवा पालकः क्रूरः संस्मरंस्तं पराभवम् । साधूपयोग्योद्यानेषु शस्त्राण्युर्व्यामखानयत् ॥ ३४८ ॥
તેમને જોઈ તે (પૂર્વના) પરાભવને યાદ કરતા ક્રૂર પાલકે સાધુઓને ઉપયોગી ઉદ્યાનોમાં ભૂમિની અંદર શસ્ત્રો દટાવ્યાં. (૩૪૮)

उद्याने स्कन्दकाऽऽचार्य एकस्मिन्समवासरत् । आययौ वन्दितुं तं च दण्डकः सपरिच्छदः ॥ ३४९ ॥
સ્કંદકાચાર્ય એક ઉદ્યાનમાં સમવસર્યા. દંડક પરિવાર સહિત તેમને વંદન કરવા આવ્યો. (૩૪૯)

स्कन्दको देशनां चक्रे जहृषुर्बहवो जनाः । प्रहृष्टो देशनाऽन्ते च वेश्मागाद्दण्डको नृपः ॥ ३५० ॥

સ્કંદકાચાર્યે દેશના આપી. ઘણા લોકો હર્ષ પામ્યા. હર્ષપામેલ દંડકરાજા દેશનાના અંતે ઘેર ગયા. (૩૫૦)

गत्वा रहसि राजानमित्यूचे पालकः कुधीः । स्वामिन्नेष बकाचारः पाखण्डी स्कन्दकः खलु ॥ ३५१ ॥

એકાન્તમાં જઈ દુષ્ટબુદ્ધિવાળા પાલકે રાજાને એમ કહ્યું: 'હે સ્વામિન્! બક જેવા આચારવાળો ('આ') સ્કંદક પાખંડી છે. (૩૫૧)

सहस्रयोधिभिः पुंभिर्मुनिवेषधरैरसौ । त्वां हत्वा राज्यमादातुमागादिह महाशठः ॥ ३५२ ॥

મુનિવેષધારી સહસ્રયોધી પુરુષો સાથે આ મહાધૂર્ત તમને હણીને રાજ્ય ગ્રહણ કરવા અહીં આવ્યો છે. (૩૫૨)

अत्रोद्याने स्वस्थाने च मुनिवेषैर्महाभटैः । छन्नं क्षिप्तानि शस्त्राणि दृष्ट्वा प्रत्येतु भूपतिः ॥ ३५३ ॥

અહીં ઉદ્યાનમાં પોતપોતાના સ્થાને મુનિવેષવાળા મહા યોદ્ધાઓ વડે ગુપ્ત રીતે નખાયેલ (દટાયેલ) શસ્ત્રો જોઈને રાજા ખાતરી કરે. (૩૫૩)

ततश्चाऽखानयद्राजा मुनिस्थानानि सर्वतः । चित्राण्यस्त्राण्यपश्यच्च विषादं च परं ययौ ॥ ३५४ ॥

તેથી રાજાએ સર્વસ્થાને મુનિઓનાં સ્થાનો ખોદાવ્યાં (જેથી) અનેક પ્રકારનાં શસ્ત્રો જોયાં અને અતિ ખેદ પામ્યો. (૩૫૪)

अविचार्य ततो राजाऽप्यादिदेशेति पालकम् । साधु मन्त्रिस्त्वया ज्ञातं चक्षुष्मान् भवता ह्यहम् ॥ ३५५ ॥

તેથી વગર વિચાર્યે રાજાએ પણ પાલકને એવો હુકમ કર્યો, 'હે મન્ત્રી! તેં સારું જાણી લીધું કેમ કે તારા વડે હું નેત્રવાળો છું. (૩૫૫)

**कर्तुं त्वमेव जानासि दुर्मतेरस्य चोचितम् । तत्कुरुष्व न भूयोऽपि प्रष्टव्योऽहं महामते ॥ ३५६ ॥**

દુષ્ટમતિવાળા આને ઉચિત કરવાનું તું જ જાણે છે, (તો) તે કર હે મહામતિ! ફરી વાર પણ હું પૂછવા યોગ્ય નથી.' (૩૫૬)

**इत्युक्तः पालकः शीघ्रं गत्वा यन्त्रमकारयत् । स्कन्दकस्याऽग्रतः साधूनेकैकं च न्यपीलयत् ॥ ३५७ ॥**

એ પ્રમાણે કહેવાયેલ પાલકે જઈને શીઘ્ર યંત્ર કરાવ્યું અને સ્કંદકની આગળ સાધુઓને એકએકને પીલવા માંડ્યા. (૩૫૭)

**निःपील्यमानानेतांस्तु देशनापूर्वकं स्वयम् । अकारयत्स्कन्दकोऽपि सम्यगाराधनाविधिम् ॥ ३५८ ॥**

પીલાતા એઓને સ્કંદકે પણ જાતે દેશનાપૂર્વક સમ્યગારાધના વિધિ કરાવી. (૩૫૮)

**उपयन्त्रं शिशौ नीते परिवाराऽन्तिमे मुनौ । कारुण्यात्स्कन्दकाचार्य इत्यभाषत पालकम् ॥ ३५९ ॥**

પરિવારમાં અંતિમ બાલમુનિ યંત્ર પાસે લવાયે છતે કરુણાભાવથી સ્કંદકાચાર્યે પાલકને એ પ્રમાણે કહ્યું : (૩૫૯)

**आदौ पीलय मामेव कुरुष्वैतद्वचो मम । बालं मुनिं न पश्यामि पील्यमानं यथा ह्यमुम् ॥ ३६० ॥**

'પહેલાં મને જ પીલ, મારું આ વચન (માન્ય) કર કે જેથી પીલાતા આ બાલમુનિને હું જોઉં નહિ.' (૩૬૦)

तत्पीडापीडितं ज्ञात्वा स्कन्दकं पालकोऽपि हि । तमेव बालकमुनिं तत्पीडार्थमपीलयत् ॥ ३६१ ॥

સ્કંદકને તે( બાલમુનિ )ને પીડવાથી દુઃખી જાણીને પાલકે પણ તે ( સ્કંદકાચાર્ય )ને પીડા કરવા તે જ બાલમુનિને પીલી નાખ્યા. (૩૬૧)

उत्पन्नकेवलाः सर्वेऽप्यवापुः पदमव्ययम् । प्रत्याख्याय स्कन्दकस्तु निदानमिति निर्ममे ॥ ३६२ ॥

કેવળજ્ઞાન પ્રાપ્ત કરેલ સર્વે પણ શાશ્વત સ્થાન( મોક્ષ )ને પામ્યા, પરંતુ સ્કંદકે પચ્ચખ્ખાણ કરી એવું નિયાણું કર્યું : (૩૬૨)

दण्डकस्य पालकस्य तथाऽत्र कुलराष्ट्रयोः । व्यापादनाय भूयासं तपसोऽस्य फलं यदि ॥ ३६३ ॥

'જો આ તપનું ફળ હોય (તો) હું અહીં દંડક, પાલક તથા કુલ અને રાષ્ટ્રનો નાશ કરવા માટે થાઉં'. (૩૬૩)

एवं कृतनिदानः सन् पीलितः पालकेन सः । देवो वह्निकुमारोऽभूत्कालाग्निरिव तत्क्षये ॥ ३६४ ॥

એમ નિયાણું કરાયા છતાં પાલક વડે પીલી નંખાયેલ તે તેમનો નાશ કરવામાં કાલાગ્નિસમાન વહ્નિકુમાર દેવ થયા. (૩૬૪)

पुरन्दरयशोदत्तरत्नकम्बलतन्तुजम् । तद्रजोहरणं रक्तेनाक्तं शकुनिकाहरत् ॥ ३६५ ॥

પુરંદરયશાએ આપેલ રત્નકંબળના તંતુથી બનાવેલ, રૂધિર વડે વ્યાપ્ત તે (રજોહણ) પક્ષિણી લઈ ગઈ. (૩૬૫)

दोर्दण्डबुद्ध्या यत्नेन गृहीतमपि तत्त्वतः । पुरः पुरन्दरयशोदेव्या दैवात्पपात सः ॥ ३६६ ॥

ભૂજાદંડની બુદ્ધિથી યત્નપૂર્વક ગ્રહણ કરાયેલું છતાં પણ તત્ત્વથી તે (રજોહરણ) દૈવયોગથી પુરંદરયશા રાણીની આગળ પડ્યું. (૩૬૬)

विदाश्चकार सा भ्रातुर्महर्षेर्विपदं ततः । किमकार्षीः पाप पापमित्याक्रोशच्च दण्डकम् ॥ ३६७ ॥

તેથી તેણીએ મહર્ષિ ભાઈનો નાશ જાણ્યો અને દંડક ઉપર આક્રોશ કરવા લાગી. હે પાપી! તેં આ શું કર્યું? (૩૬૭)

तां शोकमग्नामुद्धृत्याऽनैषीच्छाशनदेवता । मुनिसुव्रतपादान्ते प्रव्रज्यामाददे च सा ॥ ३६८ ॥

શોકમગ્ન તેણીને ઉપાડીને શાસનદેવતા મુનિસુવ્રતપ્રભુનાં ચરણોમાં લઈ ગયા અને તેણીએ સંયમ ગ્રહણ કર્યું. (૩૬૮)

स्कन्दकोऽग्निकुमारोऽपि प्राग्जन्माऽवधिना विदन् । सपालकं सपूर्लोकमदहद्दण्डकं नृपम् ॥ ३६९ ॥

અવધિ જ્ઞાનવડે પૂર્વભવને જાણતા સ્કંદક–અગ્નિકુમારે પણ પાલક અને નગરલોક સહિત દંડક રાજાને ભસ્મ કરી નાખ્યો. (૩૬૯)

तदादि दण्डकारण्यमिदं दारुणमुद्वसम् । दण्डकस्याऽभिधानेन बभूव भुवि विश्रुतम् ॥ ३७० ॥

ત્યારથી દારુણ અને ઉજ્જડ એવું આ દંડકના નામથી પૃથ્વી ઉપર દંડકારણ્ય (નામે) પ્રખ્યાત થયું છે. (૩૭૦)

दण्डकोऽपि भवे भ्रान्त्वा दुःखखानिषु योनिषु । गन्धाख्योऽयमभूत्पक्षी महारोगी स्वकर्मभिः ॥ ३७१ ॥

દંડક પણ સંસારમાં દુઃખોની ગર્તારૂપ યોનિઓમાં ભ્રમણ કરી પોતાના કર્મોથી મહા રોગી આ ગંધનામે પક્ષી થયો છે. (૩૭૧)

अस्याऽस्मद्दर्शनाज्जातिस्मरणं समजायत । अस्मत्स्पर्शौषधीलब्ध्या रोगाश्च क्षयमासदन् ॥ ३७२ ॥
આને અમારા દર્શનથી જાતિસ્મરણ થયું છે અને અમને (પ્રાપ્ત થયેલ) સ્પર્શૌષધિલબ્ધિથી રોગો નાશ પામ્યા છે.' (૩૭૨)

तच्छ्रुत्वा मुदितः पक्षी भूयोऽपि मुनिपादयोः । पपात धर्मं चाऽश्रौषीच्छ्रावकत्वं च शिश्रिये ॥ ३७३ ॥
તે સાંભળી ખુશ થયેલ પક્ષી ફરી પણ મુનિચરણોમાં પડચું, તેણે ધર્મ સાંભળ્યો તેમ જ શ્રાવકપણું સ્વીકાર્યું. (૩૭૩)

जीवघातपलाहाररात्रिभोजनकर्मणाम् । प्रत्याख्यानं ददौ तस्येप्सितं ज्ञात्वा महामुनिः ॥ ३७४ ॥
તેને 'ઇચ્છા કરાયેલ' જાણી મહામુનિએ જીવઘાત, માંસ અને રાત્રિભોજન ક્રિયાનું પ્રત્યાખ્યાન આપ્યું. (૩૭૪)

इत्यूचे च मुनी रामं साधर्मिक इहैष वः । साधर्मिके च वात्सल्यमुक्तं श्रेयस्करं जिनैः ॥ ३७५ ॥
મુનિએ રામને એમ કહ્યું: 'અહીં આ તમારો સાધર્મિક છે. જિનેશ્વરોએ 'સાધર્મિક ઉપર વાત્સલ્ય કલ્યાણકારી' કહ્યું છે. (૩૭૫)

बन्धुर्न एष परम इत्युक्त्वा राघवेण तौ । वन्दितौ नभसोत्पत्य मुनी जग्मतुरन्यतः ॥ ३७६ ॥
'આ અમારો પરમબંધુ છે' એમ કહી રામ વડે વંદન કરાયેલ તે બંને મુનિઓ આકાશમાર્ગે ઊડીને અન્ય સ્થળે ગયા. (૩૭૬)

तं दिव्यं रथमारुह्य जानकीरामलक्ष्मणाः । विजह्रुः क्रीडयान्यत्र सहचारिजटायवः ॥ ३७७ ॥

તે દિવ્ય રથમાં આરૂઢ થઈ જટાયુ છે સહચારી જેઓને એવા સીતા, રામ અને લક્ષ્મણ ક્રીડાપૂર્વક અન્ય સ્થળે વિહરવા લાગ્યાં. (૩૭૭)

इतः पाताललङ्कायां खरचन्द्रणखात्मजौ । शम्बूकसुन्दनामानावभूतां नवयौवनौ ॥ ३७८ ॥

આ તરફ પાતાલ લંકામાં શંબૂક અને સુંદર નામે ખર અને ચંદ્રણખાના બે પુત્રો નવયુવાન થયા. (૩૭૮)

पितृभ्यां वार्यमाणोऽपि दण्डकारण्यमन्यदा । शम्बूकः सूर्यहासासिसाधनार्थमुपेयिवान् ॥ ३७९ ॥

અન્યદા માતા-પિતા વડે નિષેધ કરાતાં છતાં પણ શંબૂક સૂર્યહાસ ખડ્ગની સાધના માટે દંડકારણ્યમાં ગયો. (૩૭૯)

सोऽथ क्रौञ्चरवातीरे स्थित्वाऽन्तर्वंशगह्वरम् । वारयिष्यति मां यस्तं हनिष्यामीत्यवोचत ॥ ३८० ॥

હવે ક્રૌંચરવા (નદી)ના કાંઠે વાંસના વનની અંદર રહીને તે એમ બોલ્યો: 'જે મને વારશે તેને હું મારી નાંખીશ.' (૩૮૦)

एकान्तभुग्विशुद्धात्मा ब्रह्मचारी जितेन्द्रियः । अधोमुखो वटशाखानिबद्ध चरणद्वयः ॥ ३८१ ॥

विद्यां जपितुमारेभे सूर्यहासासिसाधिनीम् । सप्ताहाग्रद्वादशाब्द्याया सिद्धिमुपगच्छति ॥ ३८२ ॥

(ત્યાર બાદ) એકાંતમાં ભોજન કરનાર, વિશુદ્ધ આત્માવાળા, બ્રહ્મચારી, જિતેન્દ્રિય, અધોમુખી (તથા) વડની શાખામાં બંધાયેલ બંને ચરણોવાળા તેણે જે બાર વર્ષ અને સાત દિવસે સિદ્ધ થઈ શકે (તે) સૂર્યહાસ ખડ્ગને સિદ્ધ કરનારી વિદ્યાને જપવાનો આરંભ કર્યો. (૩૮૧-૩૮૨)

एवं च तस्थुषस्तस्य वल्गुलीस्थानकस्पृशः । वर्षाणि द्वादशातीयुश्चत्वारि दिवसानि च ॥ ३८३ ॥

એ પ્રમાણે રહેલા વાગોળ પક્ષીના સ્થાનનો આશ્રય કરેલ (અધોમુખે રહેલા) તેને બાર વર્ષ અને ચાર દિવસ વ્યતીત થયા. (૩૮૩)

सेद्धुकामः सूर्यहासः प्रत्याकारतिरोहितः । स्फूर्जत्परिमलो व्योम्ना तत्रागद्वंशगह्वरे ॥ ३८४ ॥

સિદ્ધ થવાની ઇચ્છાવાળું, મ્યાનમાં ઢંકાયેલ, સ્ફુરાયમાન પરિમલવાળું સૂર્યહાસ (ખડ્ગ) આકાશમાર્ગે ત્યાં વાંસના જંગલમાં આવ્યું. (૩૮૪)

क्रीडयेतस्ततो भ्राम्यंस्तत्र सौमित्रिरायया । ददर्श सूर्यहासासिं सूर्यस्येव करोत्करम् ॥ ३८५ ॥

ક્રીડા હેતુથી આમતેમ ભ્રમણ કરતા લક્ષ્મણ ત્યાં આવ્યા (અને) સૂર્યની જેમ કિરણોના સમૂહવાળું સૂર્યહાસ ખડ્ગ તેણે જોયું. (૩૮૫)

तं खड्गमाददे सोऽथ प्रत्याकाराच्चकर्ष च । अपूर्वशस्त्रालोके हि क्षत्रियाणां कुतूहलम् ॥ ३८६ ॥

તે ખડ્ગ તેણે ગ્રહણ કર્યું તેમ જ મ્યાનમાંથી બહાર કાઢ્યું 'કેમ કે નવીન શસ્ત્ર જોવામાં ક્ષત્રિયોને કુતૂહલ હોય છે.' (૩૮૬)

तत्तीक्ष्णत्वपरीक्षार्थं तत्क्षणं तेन लक्ष्मणः । अभ्यर्णस्थां वंशजालीं नालला(वं) लुलाव च ॥ ३८७ ॥

તેના તીક્ષ્ણપણાની પરીક્ષા માટે લક્ષ્મણે તત્કાળ તેના વડે નજદીક રહેલ વાંસની જાળને નાળ છેદે તેમ કાપી નાખી. (૩૮૭)

वंशजालाऽन्तरस्थस्य शम्बूकस्याऽथ कर्तितम् । भूतले मौलिकमलं सोऽपश्यत्पतितं पुरः ॥ ३८८ ॥
હવે વાંસના સમૂહમાં રહેલ શંબૂકનું છેદાયેલ શીર્ષકમળ તેણે ભૂતલ ઉપર સન્મુખ પડેલું જોયું. (૩૮૮)

प्रविवेशाग्रतो यावत्सौमित्रिर्वंशगह्वरम् । तावत्कबन्धमैक्षिष्ट वटशाखाऽवलम्बिनम् ॥ ३८९ ॥
લક્ષ્મણે જેટલામાં આગળ વાંસના જંગલમાં પ્રવેશ કર્યો તેટલામાં તેણે વડની શાખા ઉપર લટકતા ધડને જોયું. (૩૮૯)

अयुध्यमानोऽशस्त्रश्च पुमान् कोऽपि हतो मया । अमुना कर्मणा धिङ्मामित्यात्मानं निनिन्द सः ॥ ३९० ॥
યુદ્ધ નહિ કરતો કોઈ શસ્ત્ર રહિત પુરુષ મારા વડે હણાયો. 'આ કાર્ય વડે મને ધિક્કાર હો' એમ તે પોતાની નિંદા કરવા લાગ્યા. (૩૯૦)

गत्वा च रामभद्राय तदशेषं शशंस सः । असिं च दर्शयामास रामोऽप्येवमभाषत ॥ ३९१ ॥
તેમ જ જઈને તે સર્વ (વૃત્તાન્ત) રામચંદ્રજીને કહ્યું અને ખડ્ગ દેખાડ્યું. રામે પણ આ પ્રમાણે કહ્યું : (૩૯૧)

असावसिः सूर्यहासः साधकोऽस्य त्वया हतः । अस्य संभाव्यते नूनं कश्चिदुत्तरसाधकः ॥ ३९२ ॥
'આ સૂર્યહાસ ખડ્ગ છે. આને સિદ્ધ કરનાર તારા વડે હણાયો છે. ચોક્કસ આનો કોઈ ઉત્તરસાધક હોવો જોઈએ.' (૩૯૨)

अत्राऽन्तरे दशग्रीवस्वसा चन्द्रणखाभिधा । मत्सूनोः सूर्यहासोऽद्य सेत्स्यतीति कृतत्वरा ॥ ३९३ ॥
पूजापानाऽन्नसहिता तत्र प्रमुदिता ययौ । ददर्श च शिरः सूनोश्छिन्नं लुलितकुण्डलम् ॥ ३९४ ॥
આ બાજુ વચમાં–આજે મારા પુત્રને સૂર્યહાસ ( ખડ્ગ ) સિદ્ધ થશે એથી ત્વરા કરેલ પૂજા ( સામાન ), પાણી તથા અન્ન સહિત ખુશ થયેલી ચન્દ્રણખા નામે રાવણની બહેન ત્યાં ગઈ અને તેણીએ લટકી રહેલ કુંડલો-વાળા છેદાયેલ પુત્રના મસ્તકને જોયું. (૩૯૩–૩૯૪)

क्वाऽसि हा वत्स शम्बूक शम्बूकेति रुदत्यथ । अपश्यल्लक्ष्मणस्यांघ्रिन्यासपङ्क्तिं मनोहराम् ॥ ३९५ ॥
હે પુત્ર શંબૂક ! શંબૂક ! તું કયાં છે ? એ પ્રમાણે તે રડે છે ( તે સમયે ) તેણીએ લક્ષ્મણનાં મનોહર ચરણન્યાસ( પગલાં )ની શ્રેણિ જોઈ. (૩૯૫)

मम सूनुर्हतो येन तस्येयं पदपद्धतिः । इति तत्पदपद्धत्या द्रुतं चन्द्रणखा ययौ ॥ ३९६ ॥
જેણે મારા પુત્રને હણ્યો છે તેની આ પગલાંની શ્રેણિ છે એથી એના પગલાંની પંક્તિએ તરત ચંદ્રણખા ચાલવા લાગી. (૩૯૬)

यावत् किञ्चिदगात्तावत्ससीतालक्ष्मणं पुरः । नेत्राऽभिरामं रामं साऽपश्यत्तरुतले स्थितम् ॥ ३९७ ॥
જેટલામાં થોડું ગઈ તેટલામાં આગળ વૃક્ષતળે રહેલ સીતા તથા લક્ષ્મણયુક્ત નયન રમ્ય રામચંદ્રજીને જોયા. (૩૯૭)

निरीक्ष्य रामं सा सद्यो रिरंसाविवशाऽभवत् । कामावेशः कामिनीनां शोकोद्रेकेऽपि कोऽप्यहो ॥ ३९८ ॥
રામને જોઈ તત્કાળ કામેચ્છાથી પરાધીન થઈ. અહો! અધિક શોકમાં પણ સ્ત્રીઓનો કામાવેશ અનિર્વચનીય હોય છે. (૩૯૮)

कन्यारूपं विकृत्याऽथ नागकन्या सहोदरम् । सा मन्मथाऽऽर्ता काकुत्स्थमुपतस्थे सवेपथुः ॥ ३९९ ॥
હવે નાગકન્યા સમાન કન્યાનું રૂપ બનાવી કામથી પીડાયેલી કંપતી એવી તે રામ પાસે ઉપસ્થિત થઈ. (૩૯૯)

बभाषे रामभद्रस्तां भद्रे कुत इहागमः । दारुणे दण्डकाऽरण्ये कृतान्तैकनिकेतने ॥ ४०० ॥
રામચંદ્રજીએ તેણીને કહ્યું: 'હે ભદ્રે! યમરાજના અદ્વિતીય સ્થાન રૂપ આ ભયંકર દંડકારણ્યમાં (તારું) આગમન શાથી થયું છે?' (૪૦૦)

साऽप्यूचेऽवन्तिराजस्य कन्याऽहं भवनोपरि । सुप्ता हृतास्मि केनाऽपि खेचरेण क्षपाऽन्तरे ॥ ४०१ ॥
તેણી પણ બોલી: 'પ્રાસાદ ઉપર સૂતેલી, અવંતિ નગરીના નૃપતિની પુત્રી હું રાત્રિ મધ્યે કોઈ ખેચર વડે હરણ કરાઈ. (૪૦૧)

इहाऽरण्ये समायातो दृष्टः सोऽन्येन केनचित् । विद्याधरकुमारेण जगदे चेति सासिना ॥ ४०२ ॥
આ અરણ્યમાં આવેલ તે કોઈ બીજા ખડ્ગયુક્ત વિદ્યાધર વડે જોવાયો અને એમ કહેવાયો. (૪૦૨)

स्त्रीरत्नमपहृत्येदं चिल्लो हारलतामिव । क्व गमिष्यसि रे पाप मृत्युस्तेऽहमुपस्थितः ॥ ४०३ ॥

જેમ ચિલ્લ પક્ષી હારલતાને (તેમ) આ સ્ત્રી રત્નનું અપહરણ કરી હે પાપી! તું કયાં જઈશ? તારા કાળ રૂપ હું આવી ગયો છું. (૪૦૩)

इत्युक्तः सोऽत्र मां मुक्त्वा तेनाजिं सुचिरं व्यधात् । उभावपि विपेदाते मत्तौ वनगजाविव ॥४०४॥

એ પ્રમાણે કહેવાયેલ તેણે મને અહીં મૂકીને તેની સાથે અતિદીર્ઘકાળ યુદ્ધ કર્યું અને ઉન્મત્ત વનહસ્તિની જેમ બંનેય મૃત્યુ પામ્યા. (૪૦૪)

एकाकिनी कान्दिशीका भ्राम्यन्त्यहमितस्ततः । प्राप्ता त्वां पुण्ययोगेन छायाद्रुमिव जंगले ॥४०५॥

ઉજ્જડ સ્થાનમાં છાયાવાળા વૃક્ષની જેમ ભયભીત બનેલ એકાકી આમતેમ ભટકતી હું પુણ્યયોગે તમને પામી છું. (૪૦૫)

तन्मां परिणय स्वामिन् कुमारीं कुलसंभवाम् । महत्सु जायते जातु न वृथा प्रार्थनार्थिनाम् ॥ ४०६ ॥

તેથી હે સ્વામિન્! કુલીન કુમારિકા એવી મને પરણો. મોટાઓની પાસે અર્થીઓની પ્રાર્થના કયારેય નિષ્ફળ થતી નથી'. (૪૦૬)

ध्रुवं मायाविनी काचिन्नटवद्वेषधारिणी । कूटनाटकमुत्पाद्याऽगाद्वञ्चयितुमत्र नः ॥ ४०७ ॥

चिन्तयन्ताविति चिरं बुद्धिसंवादिनौ मुखम् । अन्योऽन्यमीक्षाञ्चक्राते स्मेराक्षौ रामलक्ष्मणौ ॥ ४०८ ॥

'ચોક્કસ નટની જેમ વેષધારી કોઈ માયાવી (સ્ત્રી) કપટનાટક કરીને આપણને ઠગવા માટે અહીં આવે છે' એમ વિચાર કરતા, બુદ્ધિથી સમ્યગ્ રીતે બોલનારા, વિકસ્વર નેત્રવાળા રામ–લક્ષ્મણે ચિરકાળ સુધી પરસ્પર મુખને જોયા કર્યું. (૪૦૭–૪૦૮)

**अथ रामः स्मितज्योत्स्नापूरस्तबकिताधरः । तामित्यूचे सभार्योऽहमभार्यं भज लक्ष्मणम् ॥ ४०९ ॥**

ત્યાર બાદ હાસ્ય રૂપ જ્યોત્સ્નાના પૂર વડે વિકસિત અધર (હોઠ)વાળા રામે તેણીને આ પ્રમાણે કહ્યું: 'હું પત્નીવાળો છું (માટે) પત્ની રહિત લક્ષ્મણની સેવા કર.' (૪૦૯)

**तथाऽर्थितस्तथैवैत्य लक्ष्मणोऽप्येवमब्रवीत् । आर्यं गतात्वमार्येव तदलं वार्तयानया ॥ ४१० ॥**

તે જ રીતે જઈને તેણી વડે યાચના કરાયેલ લક્ષ્મણે પણ એ પ્રમાણે કહ્યું: 'પૂજ્ય (મોટા ભાઈ) પાસે ગયેલ તમે પૂજ્ય જેવાં છો તેથી આ વાત વડે સર્યું.' (૪૧૦)

**सा याञ्चाखण्डनात्पुत्रवधाच्च रुषिताऽधिकम् । आख्यद्गत्वा खरादीनां तत्कृतं तनयक्षयम् ॥ ४११ ॥**

પ્રાર્થના-ભંગથી અને પુત્રવધથી અધિક રોષાયમાન થયેલ તેણીએ જઈને ખર વગેરેને તેઓ વડે કરાયેલ પુત્રવધના સમાચાર કહ્યા. (૪૧૧)

**विद्याधरसहस्रैस्ते चतुर्दशभिरावृताः । ततोऽभ्येयुरुपद्रोतुं रामं शैलमिव द्विपाः ॥ ४१२ ॥**

તેથી પર્વતને (ઉપદ્રવ કરવા) હાથીઓની જેમ ચૌદ હજાર વિદ્યાધરો વડે વીંટળાયેલ તેઓ ઉપદ્રવ કરવા રામ પાસે આવ્યા. (૪૧૨)

किमार्यः सत्यपि मयि योत्स्यते स्वयमीदृशैः । इति राममयाचिष्ट तेषां युद्धाय लक्ष्मणः ॥४१३॥

શું હું હોવા છતાંય આવાઓની સાથે આર્ય પોતે યુદ્ધ કરશે ? એથી લક્ષ્મણે તેઓ સાથે યુદ્ધ માટે રામ પાસે યાચના કરી. (૪૧૩)

गच्छ वत्स जयाय त्वं यदि ते संकटं भवेत् । सिंहनादं ममाहूत्यै कुर्या इत्यन्वशात्स तम् ॥४१४॥

'હે વત્સ ! વિજય માટે તું જા. જો તને સંકટ પડે તો મને બોલાવવા સિંહનાદ કરજે,' એમ તેમણે તેને આજ્ઞા કરી. (૪૧૪)

रामाऽऽज्ञां प्रतिपद्योच्चैर्लक्ष्मणोऽथ धनुःसखः । गत्वा प्रववृते हन्तुं स तांस्तार्क्ष्य इवोरगान् ॥४१५॥

એથી રામની આજ્ઞાનો સ્વીકાર કરી ઉન્નતપણે ધનુષ્યની સહાયવાળા તે લક્ષ્મણ સર્પોને (હણવા) ગરુડની જેમ તેઓને હણવા પ્રવૃત્ત થયા. (૪૧૫)

प्रवर्धमाने तद्युद्धे स्वभर्तुः पार्ष्णिवृद्धये । गत्वा त्वरितमित्यूचे रावणं रावणस्वसा ॥४१६॥

તેઓનું યુદ્ધ વધતે છતે પોતાના સ્વામીની સેનાના પૃષ્ઠ ભાગની વૃદ્ધિ માટે ચન્દ્રણખાએ ઉતાવળે જઈને રાવણને આ પ્રમાણે કહ્યું: (૪૧૬)

आयातौ दण्डकारण्ये मनुष्यौ रामलक्ष्मणौ । अनात्मज्ञौ निन्यतुस्ते जामेयं यमगोचरम् ॥४१७॥

'દંડકારણ્યમાં આવેલ રામ-લક્ષ્મણ (નામે) અજાણ્યા મનુષ્યોએ તારા ભાણેજને યમદ્વાર પહોંચાડ્યો છે.' (૪૧૭)

श्रुत्वा स्वसृपतिस्ते तु सानुजः सबलो ययौ । तत्र सौमित्रिणा सार्धं युध्यमानोऽस्ति संप्रति ॥ ४१८ ॥

(એ) સાંભળી તારો બનેવી નાના ભાઈ અને સૈન્ય સાથે ગયો છે (તેમ જ) હાલ ત્યાં લક્ષ્મણ સાથે યુદ્ધ કરી રહ્યો છે. (૪૧૮)

कनिष्ठभ्रातृवीर्येण स्ववार्येण च गर्वितः । परतोऽस्ति स्थितो रामो विलसन्सीतया सह ॥ ४१९ ॥

નાના ભાઈના પરાક્રમથી અને સ્વશક્તિથી ગર્વિષ્ઠ બનેલ રામ સીતા સાથે વિલાસ કરતા અન્ય સ્થળે રહ્યા છે. (૪૧૯)

सीता च रूपलावण्यश्रिया सीमेव योषिताम् । न देवी नोरगी नाऽपि मानुष्यन्यैव काऽपि सा ॥ ४२० ॥

વળી સીતા રૂપ અને લાવણ્યના વૈભવથી જાણે સ્ત્રીઓની સીમા રૂપ છે. તે દેવી નથી, નાગકુમારી નથી (કે) માનુષી પણ નથી. કોઈ અન્ય જ છે. (૪૨૦)

तस्या दासीकृताशेषसुरासुरवधूजनम् । त्रैलोक्येऽप्यप्रतिछन्दं रूपं वाचामगोचरम् ॥ ४२१ ॥

જેણે સમસ્ત દેવ-દાનવના સ્ત્રીજનોને દાસી રૂપે કર્યા છે એવું તેણીનું રૂપ ત્રણ લોકમાંય અપ્રતિમ (અને) વાણીએ અગોચર છે. (૪૨૧)

आसमुद्रसमुद्राज्ञ यानि कान्यपि भूतले । तवैवाऽर्हन्ति रत्नानि तानि सर्वाणि बान्धव ॥ ४२२ ॥

સમુદ્ર પર્યન્ત મુદ્રા સહિત આજ્ઞાવાળા હે બંધુ! પૃથ્વીતળ ઉપર જે કોઈ રત્નો છે તે બધાં તારે જ યોગ્ય છે. (૪૨૨)

दृशामनिमिषीकारकारणं रूपसंपदा । स्त्रीरत्नमेतद्गृह्णीया न चेत्तन्नाऽसि रावणः ॥ ४२३ ॥

રૂપ સંપદા વડે નેત્રોને નિમેષ રહિત કરવાના કારણરૂપ આ સ્ત્રીરત્નને જો તું ગ્રહણ ન કરે તો તું રાવણ (જ) નથી.' (૪૨૩)

आरुह्य पुष्पकमथाऽऽदिदेश दशकन्धरः । विमानराज त्वरितं याहि यत्राऽस्ति जानकी ॥ ४२४ ॥

હવે રાવણે પુષ્પક વિમાનમાં આરૂઢ થઈને આદેશ કર્યો, 'હે વિમાનરાજ ! જ્યાં સીતા છે ત્યાં તું ત્વરિતપણે જા'. (૪૨૪)

ययौ चाऽत्यन्तवेगेन विमानमनुजानकि । स्पर्धयेव दशग्रीवमनसस्तत्र गच्छतः ॥ ४२५ ॥

જાણે ત્યાં જતા રાવણના ચિત્તની સ્પર્ધાથી (જ ન હોય તેમ) અતિ વેગથી વિમાન સીતા પાસે ગયું. (૪૨૫)

दृष्ट्वाऽपि रामादत्युग्रतेजसो दशकन्धरः । बिभाय दूरे तस्थौ च व्याघ्रो हुतवहादिव ॥ ४२६ ॥

(તેમને) જોઈને જ અગ્નિથી વાઘની જેમ અતિઉગ્ર તેજવાળા રામથી રાવણ ભય પામ્યો અને દૂર ઊભો રહ્યો. (૪૨૬)

इति चाऽचिन्तयदितः कष्टं रामो दुरासदः । इतश्च सीताहरणमितो व्याघ्र इतस्तटी ॥ ४२७ ॥

તેમ જ એ પ્રમાણે વિચાર કરવા લાગ્યો (કે) આ બાજુ દુર્જયરામ કષ્ટરૂપ છે અને આ બાજુ સીતાનું હરણ. (એથી) આ બાજુ વાઘ (અને) આ બાજુ નદી છે. (૪૨૭)

विमृश्य च ततो विद्यामस्मार्षीदवलोकनीम् । उपतस्थे च सा मङ्क्षु किङ्करीव कृताञ्जलिः ॥ ४२८ ॥

તેથી વિચાર કરી તેણે અવલોકની વિદ્યાનું સ્મરણ કર્યું, અને તત્કાળ દાસીની જેમ અંજલિ રચેલ તે હાજર થઈ. (૪૨૮)

ततश्चाऽऽज्ञापयामास तत्कालं तां दशाननः । कुरु साहाय्यमह्नाय मम सीतां हरिष्यतः ॥ ४२९ ॥

અને ત્યાર બાદ રાવણે તત્ક્ષણે તેણીને આજ્ઞા કરી (કે) સીતાનું હરણ કરતાં મને તું જલદીથી સહાય કર. (૪૨૯)

साऽवोचद्वासुकेर्मौलिरत्नमादीयते सुखम् । न तु रामसमीपस्था सीता देवासुरैरपि ॥ ४३० ॥

તે બોલીઃ વાસુકી (નાગ)ના શીર્ષ ઉપરનું રત્ન સુખેથી લઈ શકાય, પરંતુ રામ પાસે રહેલ સીતા દેવ–દાનવોથી પણ ન લઈ શકાય. (૪૩૦)

उपायः किं त्वसावस्ति यायाद्येनैष लक्ष्मणम् । तस्यैव सिंहनादेन संकेतो ह्यनयोरयम् ॥ ४३१ ॥

પરંતુ આ ઉપાય છે (કે) જેથી તે (લક્ષ્મણ)ના જ સિંહનાદ વડે આ (રામ) લક્ષ્મણ પાસે જાય, કેમ કે 'એ બે વચ્ચે આ સંકેત છે.' (૪૩૧)

एवं कुर्विति तेनोक्ता व्रजित्वा परतस्ततः । सा साक्षादिव सौमित्रिः सिंहनादं विनिर्ममे ॥ ४३२ ॥

'એમ કર' એ પ્રમાણે તેના વડે કહેવાયેલ તેણીએ ત્યાંથી અન્ય સ્થળે જઈને સાક્ષાત્ લક્ષ્મણ જેવો સિંહનાદ કર્યો. (૪૩૨)

सिंहनादं च तं श्रुत्वा रामो दध्यौ ससंभ्रमः । जगत्यप्रतिमल्लो मे हस्तिमल्ल इवाऽनुजः ॥ ४३३ ॥

તે સિંહનાદ સાંભળી સંભ્રમ સાથે રામ વિચારવા લાગ્યાઃ 'હસ્તિમલ્લ સમાન મારો નાનો ભાઈ જગતમાં પ્રતિમલ્લ રહિત છે. (૪૩૩)

तं न पश्यामि सौमित्रिर्येन प्राप्नोति संकटम् । तस्य संकटसंकेतक्ष्वेडा त्वत्र निशम्यते ॥ ४३४ ॥

જે (પુરુષ) વડે લક્ષ્મણ સંકટ પામે તે (પુરુષ)ને હું જાણતો નથી, પરંતુ સંકટ (સમય)ના સંકેતરૂપ સિંહનાદ અહીં સંભળાય છે. (૪૩૪)

एवं वितर्कव्यग्रोऽभूद्यावद्रामो महामनाः । सीता लक्ष्मणवात्सल्यात्तावदेवमवोचत ॥ ४३५ ॥

એ પ્રમાણે જેટલામાં મહાશય રામ સંશયમાં વ્યગ્ર થયા તેટલામાં લક્ષ્મણ ઉપરના વાત્સલ્યથી સીતાએ આ પ્રમાણે કહ્યું : (૪૩૫)

आर्यपुत्र किमद्यापि वत्से संकटमागते । विलम्बसे द्रुतं गत्वा त्रायस्व ननु लक्ष्मणम् ॥ ४३६ ॥

'હે આર્યપુત્ર ! વત્સ (લક્ષ્મણ) ઉપર સંકટ આવ્યે છતે (પણ) હજુ પણ તમે વિલંબ કેમ કરો છો ? જલદી જઈને લક્ષ્મણનું રક્ષણ કરો.' (૪૩૬)

इत्यादि सीतावचनैः सिंहनादेन चेरितः । जगाम त्वरितं रामो शकुनान्यप्यमानयन् ॥ ४३७ ॥

ઇત્યાદિ સીતાનાં વચનોથી અને સિંહનાદથી પ્રેરણા કરાયેલ રામ શુકનોને પણ અવગણતા ઉતાવળે (ત્યાં) ગયા. (૪૩૭)

अथोत्तीर्य दशग्रीवो विमाने पुष्पकाऽभिधे। आरोपयितुमारेभे रुदन्तीं जनकात्मजाम् ॥ ४३८॥

હવે ઊતરીને રાવણે રડતી જનક પુત્રી (સીતા)ને પુષ્પક નામે વિમાનમાં ચઢાવવાનો આરંભ કર્યો. (૪૩૮)

स्वामिन्येषोऽस्मि मा भैषीस्तिष्ठ तिष्ठ निशाचर। रोषादिति वदन् दूराज्जटायुस्तमधावत ॥ ४३९॥

હે સ્વામિની! આ હું (હાજર) છું, તું ભય ન પામ. હે રાક્ષસ! તું ઊભો રહે, ઊભો રહે, દૂરથી એ પ્રમાણે રોષથી બોલતો જટાયુ તેની તરફ દોડ્યો. (૪૩૯)

स त्रोटिनखकोटीभिर्निशिताभिर्महाखगः। चकर्ष रावणस्योरः सीरैः कृषिमहीमिव ॥ ४४०॥

હળો વડે કૃષિભૂમિની જેમ તે મહાન પક્ષીએ તીક્ષ્ણ ચાંચ અને નખના અગ્ર ભાગો વડે રાવણની છાતી ઉઝરડી નાખી. (૪૪૦)

ततः क्रुद्धो दशग्रीवः खड्गमारोप्य दारुणम्। पक्षौ छित्वाऽपातयत्तं पतङ्गं पृथिवीतले ॥ ४४१॥

તેથી ક્રોધ પામેલ રાવણે ભયંકર ખડ્ગ આરોપણ કરી, પાંખો છેદી તે પક્ષીને ભૂતળ ઉપર પાડી નાખ્યું. (૪૪૧)

निःशङ्कोऽथ दशग्रीवः सीतामारोप्य पुष्पके। चचाल नभसा तूर्णं पूर्णप्रायमनोरथः ॥ ४४२॥

હવે શંકા વિનાનો અને પૂર્ણ પ્રાયઃ મનોરથવાળો રાવણ સીતાને પુષ્પક (વિમાન)માં ચઢાવી આકાશ (માર્ગે) જલદીથી ચાલવા લાગ્યો. (૪૪૨)

हा नाथ विद्विषन्माथ राम हा वत्स लक्ष्मण । हा तातपादा हा भ्रातर्भामण्डल महाभुज ॥ ४४३ ॥
सीता वो ह्रियतेऽनेन काकेनेव बलिश्छलात् । एवं सीता रुरोदोच्चै रोदयन्तीव रोदसीम् ॥ ४४४ ॥

હા નાથ! હે શત્રુઓનો નાશ કરનાર રામચંદ્રજી! હે વત્સ લક્ષ્મણ! હે પૂજ્ય પિતાજી! હે મહાબળી ભાઈ ભામંડલ! છળથી કાગડા વડે બળિની જેમ તમારી (આ) સીતા આના વડે હરણ કરાય છે આ પ્રમાણે જાણે ગગનને રોવડાવતી (ન) હોય તેમ સીતા ઊંચેથી રડતી હતી. (૪૪૩-૪૪૪)

श्रुत्वा तद्रुदितं रत्नजटचर्के जटिनन्दनः । खेचरो विममर्शैवं नूनं रामस्य पत्न्यसौ ॥ ४४५ ॥

તે રુદન સાંભળી સૂર્યજટીનો પુત્ર રત્નજટી વિદ્યાધર આ પ્રમાણે વિચારવા લાગ્યો : 'ખરેખર આ રામની પત્ની છે.' (૪૪૫)

समुद्रोपरि शब्दोऽयं श्रूयते येन तेन तु । ह्रियते रावणेनेयं छलितौ रामलक्ष्मणौ ॥ ४४६ ॥

વળી જે કારણથી આ અવાજ સમુદ્ર ઉપર સંભળાય છે તેથી રાવણ વડે આ (સીતા) ઉપાડી જવાય છે અને રામ-લક્ષ્મણ ઠગાયા છે. (૪૪૬)

प्रभोर्भामण्डलस्याद्योपकरोमीति जातधीः । दधावे खड्गमाकृष्य दशकन्धरमाक्षिपन् ॥ ४४७ ॥

(એથી) સ્વામી ભામંડલને આજે ઉપકૃત કરું, એવી બુદ્ધિ પ્રાપ્ત કરેલ (તે) ખડ્ગ ખેંચી આક્ષેપ કરતો રાવણ તરફ દોડ્યો. (૪૪૭)

युद्धायाऽऽह्वयमानं तं हसित्वैष दशाननः । सद्यो जहार तद्विद्यां विद्यासामर्थ्यतोऽखिलाम् ॥ ४४८ ॥

યુદ્ધ માટે આહ્વાન કરાતા તેની હાંસી કરી તરત જ વિદ્યાસામર્થ્યથી રાવણે તેની સઘળી વિદ્યા લઈ લીધી. (૪૪૮)

निकृत्तपक्षः पक्षीव हृतविद्यः पपात सः । कम्बुद्वीपे कम्बुशैलमारुह्य समवास्थित ॥ ४४९ ॥

છેદાયેલ પાંખવાળા પક્ષીની જેમ હરણ કરાયેલ વિદ્યાવાળો તે કંબૂદ્વીપમાં પડ્યો (અને) કંબૂ પર્વત ઉપર આરોહણ કરી રહેવા લાગ્યો. (૪૪૯)

रावणोऽपि विमानस्थो गच्छन् व्योम्नाऽर्णवोपरि । इति सानुनयं प्रोचे मैथिलीं मन्मथाऽऽतुरः ॥ ४५० ॥

વિમાનમાં રહેલ અને આકાશમાર્ગ વડે સમુદ્ર ઉપર જતા કામાતુર રાવણે પણ સીતાને પ્રાર્થનાપૂર્વક આ પ્રમાણે કહ્યું: (૪૫૦)

नभश्चरक्ष्माचराणां भर्तुर्मे महिषीपदम् । प्राप्ताऽसि रोदिषि कथं हर्षस्थाने कृतं शुचा ॥ ४५१ ॥

'તું ખેચર અને ભૂચરોના સ્વામી એવા મારા પટ્ટરાણીના સ્થાનને પામી છે (તેથી) હર્ષના સ્થાને શા માટે રડે છે? શોક વડે સર્યું'. (૪૫૧)

मन्दभाग्येन रामेण सह त्वां यौजयन् विधिः । नानुरूपं पुरा चक्रे मयाकार्यधुनोचितम् ॥ ४५२ ॥

પહેલાં મંદ ભાગ્યથી રામ સાથે તને જોડતાં વિધિએ યોગ્ય કર્યું ન હતું (તે) હવે મારા વડે ઉચિત કરાયું છે. (૪૫૨)

**मां पतिं देवि मन्यस्व सेवया दाससन्निभम् । मयि दासे तव दासाः खेचर्यः खेचरा अपि ॥ ४५३ ॥**

હે દેવી! સેવા કરવા વડે સેવક સમાન મને તું પતિ માન. હું સેવક હોતે છતે ખેચરો અને ખેચરીઓ પણ તારાં સેવક (જ છે.) (૪૫૩)

**ब्रुवाणे रावणे त्वेवं सीता तस्थावधोमुखी । स्मरन्ती मन्त्रवद्भक्त्या राम इत्यक्षरद्वयम् ॥ ४५४ ॥**

રાવણ એ પ્રમાણે બોલતે છતે પણ ભક્તિથી મંત્રની જેમ 'રામ' એ પ્રમાણે અક્ષરદ્વયનું સ્મરણ કરતી સીતા અધોમુખવાળી (જ) રહી. (૪૫૪)

**जानकीपादयोर्मूर्ध्ना स पपात स्मरातुरः । साऽप्यपासारयत्पादौ परपुंस्पर्शकातरा ॥ ४५५ ॥**

કામાતુર તે મસ્તક દ્વારા સીતાનાં ચરણોમાં પડ્યો. પરપુરુષના સ્પર્શથી ભય પામેલ તેણીએ ચરણો ખસેડી લીધાં. (૪૫૫)

**आचुक्रोश च सीतैवं निरनुक्रोश निस्त्रप । अचिराल्लप्स्यसे मृत्युं परस्त्रीकामनाफलम् ॥ ४५६ ॥**

વળી સીતાએ આક્રોશપૂર્વક એમ કહ્યું: 'હે નિર્દય! હે નિર્લજ્જ! તું થોડા જ સમયમાં પરસ્ત્રીની કામનાના ફળ સ્વરૂપ મૃત્યુ પામીશ.' (૪૫૬)

तदानीं संमुखा एयुर्मन्त्रिणः सारणादयः । अन्ये च रक्षःसामन्ताः समन्ताद्राक्षसप्रभोः ॥४५७॥

તે સમયે સારણ વગેરે મંત્રીઓ અને અન્ય રાક્ષસ સામંતો ચારે તરફથી રાવણની સન્મુખ આવ્યા. (૪૫૭)

महोत्सवां महोत्साहो महासाहसकृत्पुरीम् । आगमद्रावणो लङ्कामलङ्कर्मीणविक्रमः ॥ ४५८ ॥

મહા ઉત્સાહવાળો, મોટું સાહસ કરનાર ( અને ) કાર્ય કરવામાં સમર્થ સામર્થ્યવાળો રાવણ મોટા ઉત્સાહવાળી લંકા નગરીમાં આવ્યો. (૪૫૮).

न यावद्रामसौमित्रिक्षेमोदन्तसमागमः । भोक्ष्ये न तावदित्युच्चैः सीताऽभिग्रहमाददे ॥ ४५९ ॥

જ્યાં સુધી રામ અને લક્ષ્મણના કુશળ સમાચાર નહિ આવે ત્યાં સુધી હું ભોજન કરીશ નહિ એમ સીતાએ ઉચ્ચપણે અભિગ્રહ ધારણ કર્યો. (૪૫૯)

लङ्कापूर्वदिशि स्थिते सुरवरोद्यानोपमे खेचर स्त्रीणां विभ्रमधाम्नि देवरमणोद्याने स्वयं जानकीम् ।
रक्ताशोकतरोस्तले त्रिजटया चारक्षकैरावृतां मुक्त्वागाद्दशकन्धरः प्रमुदितः स्वं धाम धाम्नां निधिः ॥४६०॥

લંકાની પૂર્વ દિશામાં રહેલ, નંદનવનની ઉપમાવાળા, ખેચરીઓને વિલાસના સ્થાન રૂપ દેવરમણ નામના ઉદ્યાનમાં રક્ત અશોક વૃક્ષ તળે ત્રિજટા અને રક્ષક પુરુષોથી વિંટળાયેલ સીતાને જાતે મૂકી, ખુશ થયેલ કાન્તિના નિધિરૂપ રાવણ પોતાને ઘેર ગયો. (૪૬૦)

પાંચમો સર્ગ સમાપ્ત

# છઠ્ઠો સર્ગ

इतश्च रामः संप्राप्तस्त्वरितं तत्र चापभृत् । अमित्रैः सह सौमित्रिर्यत्राऽभूद्रणकेलिकृत् ॥ १ ॥
આ બાજુ યુદ્ધક્રીડાને કરનાર લક્ષ્મણ જે સ્થળે શત્રુઓ સાથે હતા ત્યાં ઉતાવળે ધનુર્ધારી રામ આવ્યા. (૧)

आयान्तं राममालोक्य सौमित्रिरिदमब्रवीत् । आर्यामेकाकिनीं मुक्त्वा किमार्येह त्वमागमः ॥ २ ॥
રામને આવતા જોઈને લક્ષ્મણે એમ કહ્યુંઃ 'હે પૂજ્ય! આર્યાને એકાકી મૂકીને તમે અહીં કેમ આવ્યા છો?' (૨)

आहूतः सिंहनादेन तव वैधुर्यलक्ष्मण । लक्ष्मणाऽहमिहायातो व्याजहारेति राघवः ॥ ३ ॥
'વિહ્વળતાના ચિહ્નવાળા હે લક્ષ્મણ! તારા સિંહનાદ વડે બોલાવાયેલ હું અહીં આવ્યો છું", એમ રામે કહ્યું. (૩)

लक्ष्मणोऽप्यवदत्सिंहनादोऽकारि मया न हि । श्रुतश्चार्येण तन्नूनं वयं केनाऽपि वञ्चिताः ॥ ४ ॥
લક્ષ્મણે પણ કહ્યું: 'મેં સિંહનાદ કર્યો નથી અને આર્યે સાંભળ્યો છે તેથી ચોક્કસ આપણે કોઈથી ઠગાયા છીએ. (૪)

अपहर्तुं सत्यमार्यामपनीतोऽस्युपायतः । सिंहनादस्य करणे शङ्के स्तोकं न कारणम् ॥ ५ ॥

ખરેખર આર્યાનું અપહરણ કરવા માટે (આપ) ઉપાયથી દૂર ખસેડાયા છો (કેમ કે એ સિવાય) સિંહનાદ કરવામાં જરા (પણ) કારણ હું માનતો નથી. (૫)

तद्गच्छ शीघ्रमेवार्य त्रातुमार्यां महाभुज । हत्वाऽरीनहमप्येष यावदायामि पृष्ठतः ॥ ६ ॥

તેથી હે મહાવીર આર્ય! તરત જ આર્યાનું રક્ષણ કરવા જાઓ. જેટલામાં આ હું પણ શત્રુઓને હણીને પાછળ આવું છું.' (૬)

इत्युक्तो रामभद्रोऽगात्स्वस्थानं तत्र जानकीम् । नाऽपश्यच्च महीपृष्ठे मूर्च्छितो निपपात च ॥ ७ ॥

लब्धसंज्ञः समुच्छाय तं मुमूर्षुं जटायुषम् । ईक्षाञ्चक्रे रामभद्रो दध्याविति च तीक्ष्णधीः ॥ ८ ॥

એમ કહેવાયેલ રામચંદ્રજી સ્વસ્થાને ગયા, ત્યાં સીતાને જોઈ નહિ અને મૂર્ચ્છિત થયેલ તે ભૂપીઠ ઉપર પડ્યા (અને) સંજ્ઞા પામેલ રામચંદ્રજીએ ઊભા થઈને મરવા પડેલ જટાયુને જોયો અને તીક્ષ્ણ બુદ્ધિવાળા તે વિચારવા લાગ્યા. (૭–૮)

केनाऽपि दयिता नूनं जह्रे छलपरेण मे । तेनाऽपहारक्रुद्धोऽयं महात्मा निहतः खगः ॥ ९ ॥

ચોક્કસ કપટમાં તત્પર કોઈ વડે મારી પત્નીનું હરણ કરાયું છે. (વળી) અપહરણથી ક્રોધ પામેલ આ મહાત્મા પક્ષી તેના વડે મરાયેલ છે. (૯)

ततः प्रत्युपकाराय श्रावकस्य जटायुषः । ददौ रामो नमस्कारं परलोकाऽध्वशम्बलम् ॥ १० ॥

તેથી રામચંદ્રજીએ પ્રત્યુપકાર માટે શ્રાવક જટાયુને પરલોકમાર્ગમાં શંબલ રૂપ 'નવકાર' આપ્યો. (૧૦)

स विपद्याऽभवत्कल्पे माहेन्द्रे प्रवरः सुरः । रामोऽपि सीतामन्वेष्टुमाटाटव्यामितस्ततः ॥ ११ ॥

તે મૃત્યુ પામી માહેન્દ્ર દેવલોકમાં ઉત્તમ દેવ થયો. રામ પણ સીતાને શોધવા માટે અટવીમાં આમતેમ ભમવા લાગ્યા. (૧૧)

इतश्च लक्ष्मणो वीरः खरेण प्राज्यपत्तिना । योद्धुं प्रावर्ततैकोऽपि न सिंहस्य सखा युधि ॥ १२ ॥

આ બાજુ વીર લક્ષ્મણ ઘણા સૈન્યવાળા ખર સાથે યુદ્ધ કરવા પ્રવૃત્ત થયા. "સિંહને યુદ્ધમાં એક પણ સહાયક હોતો નથી." (૧૨)

अत्राऽन्तरे च त्रिशिराः खरस्याऽवरजो भटः । को नामास्मिंस्तवाक्षेप इति ज्येष्ठं न्यवारयत् ॥ १३ ॥

અહીં વચમાં જ ખરના નાના ભાઈ ત્રિશિરા સુભટે "આને વિષે તમારે શું પડવું" એમ (કહી) મોટાને અટકાવ્યો. (૧૩)

अथ रथस्थं त्रिशिरोराक्षसं समरोद्यतम् । जघान रामावरजो गणयंस्तं पतङ्गवत् ॥ १४ ॥

હવે તેને પતંગની જેવા ગણતા લક્ષ્મણે રથમાં રહેલ (અને) યુદ્ધ માટે તત્પર થયેલ ત્રિશિરા રાક્ષસને મારી નાખ્યો. (૧૪)

तदा पातालंलङ्केशचन्द्रोदरनृपात्मजः । विराधः सर्वसन्नाहिसैन्यस्तत्र समाययौ ॥ १५ ॥

તે સમયે પાતાલલંકાના સ્વામી ચન્દ્રોદરનો પુત્ર સજ્જ થયેલ સર્વસેનાવાળો વિરાધ ત્યાં આવ્યો. (૧૫)

**आरिराधयिषुर्नत्वा विराधो रामसोदरम् । इत्यूचे तव भृत्योऽहमेतेषां त्वद्द्विषां द्विषन् ॥ १६ ॥**

લક્ષ્મણની આરાધના કરવાની ઇચ્છાવાળો વિરાધ નમસ્કાર કરી આ પ્રમાણે બોલ્યો : 'આ તમારા શત્રુઓનો શત્રુ હું તમારો સેવક છું. (૧૬)

**चन्द्रोदराख्यं निर्वास्य पितरं मे महाभुज । पाताललङ्कां जगृहुरमी रावणपत्तयः ॥ १७ ॥**

હે મહાવીર! ચન્દ્રોદર નામે મારા પિતાને કાઢી મૂકી આ રાવણના સૈનિકોએ પાતાલલંકા લઈ લીધી છે. (૧૭)

**कः सखांशोस्तमोध्वंसे द्विषद्विदलने च ते । तथाऽपि भृत्यलेशत्वाद्रणायादिश मां प्रभो ॥ १८ ॥**

અંધકારનો નાશ કરવામાં સૂર્યને કોણ સહાયક હોય? (તેમ) તમને શત્રુઓનો નાશ કરવામાં (કોણ સહાયક થઈ શકે?) તોપણ હે સ્વામિન્ અલ્પ સેવકપણાથી મને યુદ્ધ માટે આજ્ઞા કરો.' (૧૮)

**स्मित्वा च लक्ष्मणोऽवोचद्धन्यमानान्मया द्विषः । पश्याऽमून् विजयो ह्यन्यसाहाय्याद्दोष्मतां ह्रिये ॥ १९ ॥**

લક્ષ્મણ હસીને બોલ્યા, મારા વડે શત્રુઓને હણાતા તું જો, કેમ કે 'બળવાન પુરુષોને બીજાની સહાયથી વિજય લજ્જા માટે થાય છે.' (૧૯)

**अद्यप्रभृति ते स्वामी ज्येष्ठो मम रघूद्वहः । पातालङ्काराज्ये च स्थापितोऽसि मयाऽद्य भोः ॥ २० ॥**

હે (વિરાધ)! આજથી મારા મોટા ભાઈ રામ તારા સ્વામી છે અને મારા વડે તું આજે પાતાલલંકાના રાજ્ય ઉપર સ્થાપન કરાયો છે. (૨૦)

विरोधिनं विरोधं स्वं तं दृष्ट्वा लक्ष्मणाऽन्तिके । क्रुद्धोऽधिकं खरोऽभ्येत्याऽधिज्यधन्वैवमब्रवीत् ॥ २१ ॥

પોતાના વિરોધી તે વિરાધને લક્ષ્મણ પાસે જોઈને અધિક ગુસ્સો થયેલ ધનુષ્યને પણ ચઢાવેલ ખરે સન્મુખ આવીને એમ કહ્યું : (૨૧)

तनयो मम शम्बूकः क्वाऽऽस्ते विश्वस्तघातकः । विराधेन वराकेण सख्या किं रक्ष्यसेऽधुना ॥ २२ ॥

'અરે વિશ્વાસુનો ઘાત કરનારા ! મારો પુત્ર શંબૂક ક્યાં છે? શું રાંક સહાયક વિરાધથી તું હવે રક્ષણ કરાઈશ ?' (૨૨)

स्मित्वा चोवाच सौमित्रिस्त्रिशिरा अपि तेऽनुजः । भ्रातुःपुत्रस्य सोत्कण्ठस्तमनुप्रेषितो मया ॥ २३ ॥

લક્ષ્મણે હસીને કહ્યું : 'ભત્રીજાની ઉત્કંઠવાળો તારો નાનો ભાઈ ત્રિશિરા પણ મારા વડે તે (શંબૂક) ની પાછળ મોકલાયો છે. (૨૩)

पुत्रे भ्रातरि चोत्कण्ठा चेत्तवाऽपि बलीयसी । नेतुं त्वामपि तत्राऽस्मि सद्यः सज्यधनुर्ननु ॥ २४ ॥

જો તને પણ પુત્ર અને ભાઈ પ્રત્યે ભારે ઉત્સુકતા છે (તો) તને ય શીઘ્ર લઈ જવા હું પ્રત્યંચા સહિત ધનુષવાળો છું (અર્થાત્ સજ્જ છું.) (૨૪)

मया प्रमादघातेन पादन्यासेन कुंथुवत् । तव सूनुर्हतो मूढ तत्र मे पौरुषं न हि ॥ २५ ॥

હે મૂઢ ! પગ મૂકવા વડે કુંથુઆની જેમ મારા વડે પ્રમાદથી (થઈ ગયેલા) પ્રહારથી તારો પુત્ર મરાયો છે ત્યાં મારો પુરુષાર્થ નથી જ. (૨૫)

अधुना त्वं भटंमन्यश्चेत्पूरयसि कौतुकम् । त्वया प्रीणामि कीनाशं वनवासेपि सत्र्यहम् ॥ २६ ॥

હવે પોતાને સુભટ માનતો તું જો ( મારા યુદ્ધ ) કૌતુકને પૂર્ણ કરે ( તો ) વનવાસમાં પણ દાતાર હું તારા વડે યમરાજને પ્રસન્ન કરું. (૨૬)

इत्युक्तवति सौमित्रावमित्रो राक्षसः खरः । खरं प्रहर्तुमारेभे दन्तीव गिरिसानुनि ॥ २७ ॥

એ પ્રમાણે બોલતા લક્ષ્મણ ઉપર પર્વતના શિખર ઉપર હાથીની જેમ શત્રુ ખર રાક્ષસે તીક્ષ્ણપણે પ્રહાર કરવાની શરૂઆત કરી. (૨૭)

लक्ष्मणोऽपि क्षणेनाऽपि कङ्कपत्रैः सहस्रशः । अम्बरं तिरयामास भानुभिर्भानुमानिव ॥ २८ ॥

ક્ષણ માત્રમાં કિરણો વડે સૂર્યની જેમ હજારો બાણો વડે લક્ષ્મણે પણ આકાશને ઢાંકી દીધું. (૨૮)

भयंकरः खेचराणां गरीयान् संगरस्तयोः । अजायत श्राद्धदेवदैवतैकमहोत्सवः ॥ २९ ॥

તે બંનેનું ખેચરોને ભયંકર અને યમદેવતાને અદ્વિતીય મહોત્સવરૂપ ભારે યુદ્ધ થયું. (૨૯)

विष्णुनाऽपि रणे यस्य शक्तिरीदृक् खरः स हि । प्रतिविष्णोरप्यधिको व्योमन्येवं गिरोऽभवन् ॥ ३० ॥

વાસુદેવ સાથે પણ યુદ્ધમાં જેની આવી શક્તિ છે તે ખર ખરેખર પ્રતિવાસુદેવથી પણ અધિક છે એ પ્રમાણે આકાશવાણી થઈ. (૩૦)

कालक्षेपो वधेऽस्यापीत्यमर्षाल्लज्जितः स्वयम् । सौमित्रिः खरमूर्धानं क्षुरप्रेणाच्छित्क्षणात् ॥ ३१ ॥

'આનો વધ કરવામાં પણ કાલક્ષેપ કરવો!' એ પ્રમાણે અમર્ષથી સ્વયં લજ્જિત બનેલ લક્ષ્મણે ક્ષણ વારમાં ક્ષુરપ્ર (બાણ) વડે ખરનું મસ્તક કાપી નાખ્યું. (૩૧)

**दूषणो लक्ष्मणेनाऽपिससैन्यो योद्धुमुद्यतः । संजह्रे कुञ्जर इव सयूथो दव वह्निना ॥ ३२ ॥**

દવાગ્નિ વડે યૂથ સહિત હાથીની જેમ સૈન્ય સહિત યુદ્ધ કરવા સજ્જ થયેલ દૂષણ પણ લક્ષ્મણ વડે સંહાર કરાયો. (૩૨)

**ततः सार्धं विराधेन ववले राम सोदरः । स्फुरद्वामेक्षणः काममाशंसन्नार्ययोः शुभम् ॥ ३३ ॥**

ત્યાર બાદ ફરકતા વામ નેત્રવાળો, આર્ય અને આર્યાના શુભની અતિશય આશા રાખતો લક્ષ્મણ વિરાધ સાથે પાછો ફર્યો. (૩૩)

**गत्वा दूरमपश्यच्च रामभद्रं द्रुमाऽन्तरे । सीताविरहितं दृष्ट्वा विषादं परमं ययौ ॥ ३४ ॥**

દૂર જઈને બીજા વૃક્ષ પાસે સીતા રહિત રામચંદ્રજીને જોયા. જોઈને અતિ વિષાદ પામ્યો. (૩૪)

**पुरःस्थमपि सौमित्रिमपश्यन्रघुपुङ्गवः । सीताविरहशल्येन पीडितः खेऽब्रवीदिति ॥ ३५ ॥**

સીતાના વિરહ શલ્યથી પીડાયેલા, સન્મુખ રહેલ લક્ષ્મણને પણ નહિ જોતા રામ આકાશ (સન્મુખ જોઈ) આ પ્રમાણે બોલતા હતા : (૩૫)

**वनं भ्रान्तमिदं तावन्मया दृष्टा न जानकी । युष्माभिः किं न सा दृष्टा ब्रूत हे वनदेवताः ॥ ३६ ॥**

આ વન ભમ્યો તોપણ મારા વડે સીતા જોવાઈ નહિ, હે વનદેવતાઓ! કહો, શું તમારા વડે જોવાઈ નથી? (૩૬)

**अमुष्मिन्भीषणेऽरण्ये भूतश्वापदसंकुले । विमुच्यैकाकिनीं सीतां लक्ष्मणाय गतोऽस्मि हा ॥ ३७ ॥**

આ ભૂત અને શિકારી પ્રાણીઓથી વ્યાપ્ત ભયંકર જંગલમાં સીતાને એકલી મૂકી હું લક્ષ્મણ પાસે ગયો. (૩૭)

**रक्षोभटसहस्राग्रे संयत्येकं च लक्ष्मणम् । मुक्त्वा भूयोऽहमत्रागामहो धीर्मम दुर्धियः ॥ ३८ ॥**

હજારો રાક્ષસ સુભટો આગળ યુદ્ધમાં લક્ષ્મણને એકલા મૂકી હું ફરી અહીં આવ્યો. અહો દુર્બુદ્ધિવાળા મારી (કેવી) બુદ્ધિ? (૩૮)

**हा सीते निर्जनेऽरण्ये कथं मुक्ता मया प्रिये । हा वत्स लक्ष्मण कथं मुक्तोऽसि रणसंकटे ॥ ३९ ॥**

હે પ્રિયા સીતા! નિર્જન અરણ્યમાં તું મારા વડે કેમ મુકાઈ? હે વત્સ લક્ષ્મણ! તું યુદ્ધસંકટમાં કેમ મુકાયો? (૩૯)

**एवं ब्रुवन्रामभद्रो मूर्छया न्यपतत् क्षितौ । क्रन्दद्भिः पक्षिभिरपि वीक्ष्यमाणो महाभुजः ॥ ४० ॥**

એ પ્રમાણે બોલતા, આક્રંદન કરતાં પક્ષીઓ વડે પણ જોવાતા, મહા પરાક્રમી રામચંદ્રજી મૂર્છાથી પૃથ્વી ઉપર પડ્યા. (૪૦)

लक्ष्मणोऽप्यब्रवीदेवमार्याय किमिदं ननु । तवाऽयं लक्ष्मणो भ्राता जित्वाऽरीन् समुपास्थितः ॥ ४१ ॥

લક્ષ્મણે પણ આર્યને એ પ્રમાણે કહ્યું : 'આ શું ? તમારો ભાઈ આ લક્ષ્મણ શત્રુઓને જીતીને આવી ગયો છે.' (૪૧)

पीयूषेणेव संसिक्तो रामभद्रस्तया गिरा । लब्धसंज्ञो ददर्शाऽग्रे सस्वजे च निजानुजम् ॥ ४२ ॥

અમૃત વડે સિંચન કરાયેલાની જેમ તે વચનથી સંજ્ઞા પ્રાપ્ત કરેલ રામચંદ્રજીએ આગળ પોતાના લઘુ બંધુને જોયા અને (તેને) આલિંગન કર્યું. (૪૨)

उदश्रुरूचे सौमित्रिः सिंहनादस्य कारणं । जानकीहरणमिदं ध्रुवं कस्याऽपि मायिनः ॥ ४३ ॥

અશ્રુ પાડતા લક્ષ્મણે કહ્યું : 'ચોક્કસ કોઈ માયાવીના સિંહનાદનું કારણ આ સીતાનું હરણ છે.' (૪૩)

तस्य प्राणैः सहैवाऽहमाहरिष्यामि जानकीम् । तत्प्रवृत्त्युपलम्भाय संप्रति प्रयतामहे ॥ ४४ ॥

તેના પ્રાણો સાથે જ હું સીતાને લાવીશ. હવે તેના સમાચાર મેળવવા આપણે પ્રયત્ન કરીએ. (૪૪)

पातालल‌ङ्काराज्ये च स्थाप्यतामेष पैतृके । विराधः प्रतिपन्नं हि मयाऽमुष्मै खराहवे ॥ ४५ ॥

આ વિરાધ (તેના) પિતાના પાતાલ લંકાના રાજ્ય ઉપર સ્થાપન કરાઓ, કેમ કે ખર સાથેના યુદ્ધમાં મારા વડે એના માટે પ્રતિજ્ઞા કરાયેલ છે. (૪૫)

सीताप्रवृत्तिमानेतुं विद्याधरभटानथ । प्रजिघाय विराधस्तावारिराधयिषुः प्रभू ॥ ४६ ॥

તે બંને સ્વામિની આરાધના કરવાની ઇચ્છાવાળા વિરાધે સીતાના સમાચાર લાવવા વિદ્યાધર સુભટો રવાના કર્યા. (૪૬)

काकुत्स्थौ तस्थतुस्तत्र शोकानलकरालिता । मुहुर्मुहुर्निःश्वसन्तौ निर्दशन्तौ क्रुधाऽधरम् ॥ ४७ ॥

શોકાગ્નિથી વિકરાળ બનેલ, વારંવાર નિઃશ્વાસ નાખતા, ક્રોધ વડે હોઠને કસતા રામ–લક્ષ્મણ (બંને કાકુત્સ્થ) ત્યાં રહ્યા. (૪૭)

दूरं विद्याधरा भ्रान्त्वा विराधप्रहिताश्च ते । सीताप्रवृत्तिं न प्रापुस्तत्रैत्यास्थुरधोमुखाः ॥ ४८ ॥

વિરાધ વડે મોકલાયેલ તે વિદ્યાધરો દૂર સુધી ભમીને (પણ) સીતાના સમાચાર મેળવી ન શક્યા, (તેથી) ત્યાં આવી નીચા મુખે ઊભા રહ્યા. (૪૮)

तेषामधोमुखत्वेन ज्ञात्वा रामोऽब्रवीदिति । स्वामिकार्ये यथाशक्ति साधु युष्माभिरुद्यतम् ॥ ४९ ॥

તેઓના અધોમુખપણા વડે સમજી જઈને રામે આ પ્રમાણે કહ્યું : 'તમારા વડે સ્વામીના કાર્યમાં યથાશક્તિ સારો ઉદ્યમ કરાયો છે. (૪૯)

सीताप्रवृत्तिर्न प्राप्ता को दोषस्तत्र वो भटाः । दैवस्य विपरीतस्य के यूयं कोऽपरोऽथवा ॥ ५० ॥

હે સુભટો ! સીતાના સમાચાર મેળવી ન શક્યા, ત્યાં તમારો શો દોષ ? પ્રતિકૂળ થયેલ દૈવને કોણ તમે ? અથવા કોણ બીજા ?' (૫૦)

नत्वा विराधोऽप्यवदन्मा निर्वेदं कृथाः प्रभो । अनिर्वेदः श्रियो मूलं तव भृत्योऽस्मि नन्वहम् ॥ ५१ ॥

વિરાધ પણ નમસ્કાર કરીને બોલ્યો : 'હે સ્વામિન્! ખેદ મ કરો, લક્ષ્મીનું મૂળ અનિર્વેદ છે. હું તમારો સેવક જ છું. (૫૧)

एहि पातालल‌ङ्कायां निवेशयितुमद्य माम् । सीताप्रवृत्तिः सुलभा तत्र भर्तुर्भविष्यति ॥ ५२ ॥

મને પાતાલલંકામાં પ્રવેશ કરાવવા આજે તમે આવો. ત્યાં સ્વામી (આપ)ને સીતાના સમાચાર સુલભ થશે.' (૫૨)

विराधेन ससैन्येन ततो रामः सलक्ष्मणः । ययौ पातालल‌ङ्कायाः पुर्याः परिसरावनौ ॥ ५३ ॥

તેથી સૈન્ય સહિત વિરાધ સાથે લક્ષ્મણ સહિત રામ પાતાલલંકા નગરીની નિકટ ભૂમિએ ગયા. (૫૩)

तत्राऽरिसूदनः सुन्दो नाम रक्षः खरात्मजः । संमुखीनो रणायागान्महासैन्यसमावृतः ॥ ५४ ॥

ત્યાં શત્રુઓનો નાશ કરનાર, મહાસૈન્યથી વિંટળાયેલ ખરનો પુત્ર સુંદ નામે રાક્ષસ યુદ્ધ માટે સન્મુખ આવ્યો. (૫૪)

पुरोगेण विराधेन समं पूर्वविरोधिना । सुन्दश्चक्रे रणं घोरं सद्यः पितृवधक्रुधा ॥ ५५ ॥

પિતાના વધના ક્રોધથી સુંદે તરત જ પૂર્વ વિરોધી આગળ ચાલનાર વિરાધ સાથે ભયંકર યુદ્ધ કર્યું. (૫૫)

अथो रणस्थे काकुत्स्थे सुन्दश्चन्द्रणखागिरा । सद्यः प्रणश्य ल‌ङ्कायां रावणं शरणं ययौ ॥ ५६ ॥

હવે કાકુત્સ્થ રણમાં ઊભા રહે છતે ચન્દ્રણખાના વચનથી તરત જ સુંદ નાસીને લંકામાં રાવણના શરણે ગયો. (૫૬)

**ततः पाताललङ्कायां प्रविश्य रघुपुंगवौ । निवेशयामासतुस्तं विराधं पैतृके पदे ॥ ५७ ॥**

ત્યાર બાદ પાતાલલંકામાં પ્રવેશ કરી રઘુ શ્રેષ્ઠ (રામ લક્ષ્મણે) તે વિરાધને પિતાના સ્થાને બેસાડ્યો. (૫૭)

**प्रासादे खरराजस्य तस्थतू रामलक्ष्मणौ । युवराज इव पुनर्विराधः सुन्दवेश्मनि ॥ ५८ ॥**

રામ અને લક્ષ્મણ ખર રાજાના મહેલમાં રહ્યા, વળી યુવરાજની જેમ વિરાધ સુંદના ઘરમાં રહ્યા. (૫૮)

**इतश्च साहसगतेश्चिरं ताराऽभिलाषिणः । सिद्धा प्रतारणी विद्या हिमवद्गिरिकन्दरे ॥ ५९ ॥**

આ તરફ ચિર કાળથી તારાની અભિલાષાવાળા સાહસગતિને હિમવંત પર્વતની ગુફામાં પ્રતારણી વિદ્યા સિદ્ધ થઈ. (૫૯)

**तया सुग्रीवरूपः स कामरूप इवाऽमरः । जगाम किष्किन्धपुरे द्वितीयोऽर्क इवाऽम्बरे ॥ ६० ॥**

તે (વિદ્યા) વડે ઇચ્છાનુસાર રૂપ કરનાર દેવની જેમ સુગ્રીવનું રૂપ ધારણ કરેલ, આકાશમાં બીજા સૂર્ય સમાન તે કિષ્કિન્ધ નગરમાં ગયો. (૬૦)

**क्रीडार्थं बहिरुद्याने सुग्रीवे च गते तदा । स तदन्तःपुरमगात्तारादेवीविभूषितम् ॥ ६१ ॥**

તે સમયે સુગ્રીવ ક્રીડા માટે બહાર ઉદ્યાનમાં ગયે છતે તારા દેવીથી શોભિત તેના અંતઃપુરમાં ગયો. (૬૧)

आगाच्च सत्यसुग्रीवो द्वारि च द्वारपालकैः । स्खलितोऽग्रेगतो राजा सुग्रीव इति वादिभिः ॥ ६२ ॥

( અલ્પ સમયમાં ) સત્ય સુગ્રીવ આવ્યો. 'સુગ્રીવ રાજા આગળ ગયા છે' એમ બોલતા દ્વારપાળો વડે તે બારણે અટકાવાયો. (૬૨)

सुग्रीव द्वितयं दृष्ट्वा संदेहाद्वालिनन्दनः । शुद्धान्तविप्लवं त्रातुं तद्द्वारं त्वरितो ययौ ॥ ६३ ॥

બે સુગ્રીવને જોઈ સંશયથી અંતઃપુરના ઉપદ્રવને રોકવા વાલિપુત્ર શીઘ્ર તે ( અંતઃપુર )ના દ્વાર પર ગયો. (૬૩)

शुद्धान्ते विटसुग्रीवः प्रविशन्वालिसूनुना । मार्गाऽद्रिणा सरित्पूर इव प्रस्खलितस्ततः ॥ ६४ ॥

તેથી માર્ગ ( વર્તી ) પર્વત વડે નદીના પૂરની જેમ વાલિપુત્ર વડે અંતઃપુરમાં પ્રવેશ કરતો કપટી સુગ્રીવ અટકાવાયો. (૬૪)

अथाऽमिलन् सैनिकानामक्षौहिण्यश्चतुर्दश । आहूतानि जगत्सारसर्वस्वानीव सर्वतः ॥ ६५ ॥

હવે જગતના સાર રૂપ સર્વસ્વ સમાન સર્વબાજુથી બોલાવાયેલ ચૌદ અક્ષૌહિણી સૈનિકો એકઠા થયા. (૬૫)

द्वयोरपि तयोर्भेदमजानन्तोऽथ सैनिकाः । सत्यसुग्रीवतोऽर्धेऽर्धे विटसुग्रीवतोऽभवन् ॥ ६६ ॥

તે બંનેના પણ ભેદને નહિ જાણતા સૈનિકો અર્ધા સાચા સુગ્રીવના પક્ષમાં અને અર્ધા કપટી સુગ્રીવના પક્ષમાં થયા. (૬૬)

ततः प्रववृते युद्धं सैन्ययोरुभयोरपि । कुन्तपातैर्दिवं कुर्वदुल्कापातमयीमिव ॥ ६७ ॥
તેથી બંનેય સૈન્યની અંદર ભાલાઓના પડવા વડે જાણે આકાશને ઉલ્કાપાતમય કરતું યુદ્ધ પ્રવર્ત્યું. (૬૭)

युयुधे सादिना सादी निषादी च निषादिना । पदातिना पदातिश्च रथिको रथिकेन च ॥ ६८ ॥
સવારની સાથે સવાર, મહાવતની સાથે મહાવત, પાયદળ સાથે પાયદળ અને રથીની સાથે રથી યુદ્ધ કરતો હતો. (૬૮)

चतुरंगचमूचक्रविमर्दादथ मेदिनी । अवाप कम्पं मुग्धेव प्रौढप्रियसमागमात् ॥ ६९ ॥
પ્રૌઢ પતિના સમાગમથી મુગ્ધા (સ્ત્રી)ની જેમ ચતુરંગ સેનાસમૂહના મર્દનથી પૃથ્વી કંપવા લાગી. (૬૯)

एह्येहि रे परगृहप्रवेशिन्निति तं ब्रुवन् । विटसुग्रीवमुद्ग्रीवः सुग्रीवो योद्धुमाह्वत ॥ ७० ॥
હે પરગૃહમાં પ્રવેશ કરનારા ! તું આવ, આવ, એ પ્રમાણે બોલતા ઉન્નત ગ્રીવાવાળા સુગ્રીવે તે વિટસુગ્રીવને યુદ્ધ કરવા બોલાવ્યો. (૭૦)

ततश्च विटसुग्रीवो मत्तेभ इव तर्जितः । ऊर्जितं गर्जितं कुर्वन् संमुखीनो युधेऽभवत् ॥ ७१ ॥
તેથી તર્જના કરાયેલ ઉન્નત હસ્તીની જેમ ઉગ્ર ગર્જના કરતો વિટસુગ્રીવ યુદ્ધમાં સન્મુખ થયો. (૭૧)

युयुधाते महायोधौ तौ क्रोधारुणलोचनौ । विदधानौ जगत्त्रासं कीनाशस्येव सौदरौ ॥ ७२ ॥

ક્રોધથી રક્તનેત્રવાળા, જગતને ત્રાસ ઉપજાવતા, યમરાજના ભાઈ સમાન તે બંને મહાયોદ્ધાઓ યુદ્ધ કરવા લાગ્યા. (૭૨)

**तौ निशातैर्निशातानि शस्त्रैः शस्त्राण्यथो मिथः । चिच्छिदाते तृणच्छेदं रणच्छेकावुभावपि ॥ ७३ ॥**

યુદ્ધમાં ચતુર તે બંનેય અરસપરસ તીક્ષ્ણ શસ્ત્રો વડે તીક્ષ્ણ શસ્ત્રોને તૃણની જેમ છેદવા લાગ્યા. (૭૩)

**शस्त्रखण्डैरुच्छलद्भिर्दुद्रुवे खेचरीगण: । महायुद्धे तयोर्वृक्षखण्डो महिषयोरिव ॥ ७४ ॥**

બે મહિષ (પાડા)ના યુદ્ધમાં વૃક્ષના સમૂહની જેમ તે બંનેના મહા યુદ્ધમાં ઊછળતા શસ્ત્રખંડોથી ખેચરીઓનો સમુદાય ત્રાસ પામવા લાગ્યો. (૭૪)

**तौ च्छिन्नास्त्रावथाऽन्योऽन्यममर्षणशिरोमणी । मल्लयुद्धेनास्फलतां पर्वताविव जङ्गमौ ॥ ७५ ॥**

છેદાયેલ અસ્ત્રોવાળા, ક્રોધીઓમાં અગ્રેસર, જંગમ પર્વત સમાન તે બંને પરસ્પર મલ્લ યુદ્ધ વડે તાડના કરવા લાગ્યા. (૭૫)

**उत्पतन्तौ क्षणाद्व्योम्नि निपतन्तौ क्षणाद्भुवि । ताम्रचूडाविवाभातां वीरचूडामणी उभौ ॥ ७६ ॥**

ક્ષણમાં આકાશમાં ઊછળતા (અને) ક્ષણ વારમાં પૃથ્વી ઉપર પડતા બંને વીર ચૂડામણિ કુક્કુટની જેમ લાગતા હતા. (૭૬)

**तौ द्वावपि महाप्राणौ मिथो जेतुमनीश्वरौ । अपसृत्य च दूरेण वृषभाविव तस्थतुः ॥ ७७ ॥**

મહા શક્તિશાળી, ( તેમ જ ) પરસ્પર જીતવાને અસમર્થ તે બંનેય દૂર ખસી જઈ વૃષભની જેમ ઊભા રહ્યા. (૭૭)

**साहाय्यकार्थं सुग्रीवः समाहूयाञ्जनासुतम् । भूयोऽपि युयुधे मायासुग्रीवेणोग्रकर्मणा ॥ ७८ ॥**

સહાય માટે અંજના પુત્ર ( હનુમાન )ને બોલાવીને સુગ્રીવે ક્લિષ્ટકર્મવાળા કપટી સુગ્રીવ સાથે ફરી પણ યુદ્ધ કરવા માંડયું. (૭૮)

**हनूमतः पश्यतोऽपि द्वयोर्भेदमजानतः । कुट्टयामास सुग्रीवं विटसुग्रीव उत्कटः ॥ ७९ ॥**

બંનેના ભેદને નહિ જાણતા હનૂમાનના દેખતાં પણ ક્લિષ્ટ વિટસુગ્રીવે સુગ્રીવને કૂટી નાખ્યો. (૭૯)

**पुनर्युद्धेन सुग्रीवः खिन्नः खिन्नतनुस्ततः । बहिर्निर्गत्य किष्किन्धपुरादावासमग्रहीत् ॥ ८० ॥**

તેથી ફરી યુદ્ધ કરવાથી ખિન્ન થયેલ, થાકી ગયેલ દેહવાળા સુગ્રીવે કિષ્કિંધ નગરમાંથી બહાર નીકળી આવાસ મેળવ્યો. (૮૦)

**तत्रैव विटसुग्रीवस्तस्थास्वस्थमानसः । अन्तःपुरप्रवेशं च न लेभे वालिनन्दनात् ॥ ८१ ॥**

અસ્વસ્થ મનવાળો વિટસુગ્રીવ ત્યાં જ રહ્યો ( પરંતુ ) વાલિપુત્ર ( ના કારણ )થી અંતઃપુરમાં પ્રવેશ મેળવી શક્યો નહિ. (૮૧)

**सुग्रीवो न्यंचितग्रीवमथैवं पर्यचिन्तयत् । अहो स्त्रीलंपटः कूटपटुः कोऽप्येष नो द्विषन् ॥ ८२ ॥**

હવે સુગ્રીવ અવનત શીર્ષે એ પ્રમાણે વિચારવા લાગ્યો : અહો ! સ્ત્રીલંપટ (અને) કપટકુશળ આ કોઈ અમારો શત્રુ છે. (૮૨)

आत्मीया अप्यनात्मीया द्विषन्मायावशीकृताः । अहो बभूवुस्तदसाववस्कन्दो निजैर्हयैः ॥ ८३ ॥

અહો ! શત્રુ વડે માયાથી વશ કરાયેલા પોતાના પણ પારકા થયા છે. તેથી આ સંગ્રામ પોતાના અશ્વોથી (જ છે.) (૮૩)

मायापराक्रमोत्कृष्टः कथं वध्यो द्विषन्मया । धिग्मां पराक्रमभ्रष्टं वालिनाम्नस्त्रपाकरम् ॥ ८४ ॥

માયા અને પરાક્રમથી ઉત્કૃષ્ટ શત્રુ મારે શી રીતે હણવો ? પરાક્રમ વિનાના (અને) વાલીના નામને લજવનારા મને ધિક્કાર હો. (૮૪)

धन्यो महाबलो वाली योऽखण्डपुरुषव्रतः । राज्यं तृणमिव त्यक्त्वा जगाम परमं पदम् ॥ ८५ ॥

અખંડ પુરુષ વ્રતવાળા જેણે તૃણની જેમ રાજ્યનો ત્યાગ કરી પરમ પદને પ્રાપ્ત કર્યું (તે) મહા બળવાન વાલી ધન્ય છે. (૮૫)

चन्द्ररश्मिः कुमारो मे बलीयान् जगतोऽप्यसौ । किं तु द्वयोरभेदज्ञः कं रक्षतु निहन्तु कम् ॥ ८६ ॥

આ મારો પુત્ર ચન્દ્રરશ્મિ જગતથી પણ બળવાન છે. પરંતુ બંનેના ભેદને નહિ જાણનાર તે કોનું રક્ષણ કરે (અને) કોને મારે ? (૮૬)

इदं तु विदधे साधु साध्वहो चन्द्ररश्मिना । तस्य पापीयसो रुद्धं शुद्धान्ते यत्प्रवेशनम् ॥ ८७ ॥

અહો ! ચન્દ્રરશ્મિ વડે તે પાપીનો અંતઃપુરમાં પ્રવેશ અટકાવાયો, એ તો ઘણું સારું કરાયું. (૮૭)

वधाय बलिनोऽमुष्य बलीयांसं श्रयामि कम् । यद्धात्या एव रिपवः स्वतोऽपि परितोऽपि वा ॥ ८८ ॥

આ બલિષ્ઠના વધ માટે હું કયા અતિ બળવાન ( પુરુષ ) નો આશ્રય લઉં ? જે કારણથી શત્રુઓ પોતાથી કે બીજાથી પણ હણવા યોગ્ય જ છે. (૮૮)

भूर्भुवः स्वस्त्रयीवीरं मरुतमखभञ्जनम् । भजामि विद्विषद्धातहेतवे किं दशाननम् ॥ ८९ ॥

શત્રુના નાશ માટે પાતાલ, પૃથ્વી અને સ્વર્ગ ત્રણેમાં વીર મરુતના યજ્ઞનો ભંગ કરનાર શું રાવણનો આશ્રય લઉં ? (૮૯)

असौ किं तु प्रकृत्या स्त्रीलोलस्त्रैलोक्यकंटकः । तं च मां च निहत्याशु तारामादास्यते स्वयम् ॥ ९० ॥

પરંતુ ત્રણે લોકમાં કંટક સમાન સ્વભાવથી સ્ત્રીલંપટ એવો આ શીઘ્ર તેને અને મને હણીને પોતે જ તારાને ગ્રહણ કરશે. (૯૦)

ईदृशे व्यसने प्राप्ते साहाय्यं कर्तुमीश्वरः । आसीत्खरः खरतरो राघवेण हतः स तु ॥ ९१ ॥

આવી મુશ્કેલી પ્રાપ્ત થયે છતે સહાય કરવાને સમર્થ, અતિ ઉગ્ર એવો ખર હતો, પરંતુ તે તો રાઘવ ( લક્ષ્મણ ) વડે મૃત્યુ પમાડાયો છે. (૯૧)

तावेव रामसौमित्री गत्वा मित्रीकरोमि तत् । तत्कालोपनतस्याऽपि तौ विराधस्य राज्यदौ ॥ ९२ ॥

તેથી જઈને તે રામ-લક્ષ્મણુને જ મિત્ર કરું (જે કારણુથી) તત્કાળ શરણુ આવેલ વિરાધને પણુ તે રાજ્યને આપનારા થયા છે. (૯૨)

तौ तु पाताललङ्कायामलङ्कर्मीणदोर्बलौ । विराधस्योपरोधेन तथैवाऽद्यापि तिष्ठतः ॥ ९३ ॥

તેમ જ કાર્ય કરવામાં સમર્થ ભુજાના પરાક્રમવાળા તે બંને વિરાધના આગ્રહથી હજુ સુધી પાતાલલંકામાં રહેલા છે. (૯૩)

एवं विमृश्य सुग्रीवोऽनुशिष्य रहसि स्वयम् । विराधपुर्यां विश्वासभूतं दूतं न्ययोजयत् ॥ ९४ ॥

એ પ્રમાણે વિચાર કરી એકાંતમાં જાતે વિશ્વાસ પ્રાપ્ત દૂતને સમજાવી સુગ્રીવે વિરાધની (પાતાલલંકા) નગરીએ મોકલ્યો. (૯૪)

गत्वा पाताललङ्कायां विराधाय प्रणम्य सः । स्वामिव्यसनवृत्तान्तं कथयित्वाऽब्रवीदिदम् ॥ ९५ ॥

પાતાલલંકામાં જઈ વિરાધને પ્રણામ કરી સ્વામીના સંકટનું વૃત્તાંત કહી તે એમ બોલ્યો : (૯૫)

महति व्यसने स्वामी पतितो नस्तदीदृशे । राघवौ शरणीकर्तुं तव द्वारेण वाञ्छति ॥ ९६ ॥

'અમારા સ્વામી મહા સંકટમાં પડ્યા છે તેથી તે તમારા દ્વારા આવા (કાર્ય)માં રાઘવોનું શરણુ સ્વીકારવા ઇચ્છે છે.' (૯૬)

द्रुतमायातु सुग्रीवः सतां संगो हि पुण्यतः । तेनेत्युक्तो दूत एत्य सुग्रीवाय शशंस तत् ॥ ९७ ॥

સુગ્રીવ શીઘ્ર આવે, કેમ કે "સજ્જનોનો સમાગમ પુણ્યથી (થાય છે)" તેના વડે એમ કહેવાયેલ દૂતને આવીને તે (વૃત્તાન્ત) સુગ્રીવને કહ્યું. (૯૭)

प्रचचालाऽथ सुग्रीवोऽश्वानां ग्रैवेयकस्वनैः । दिशो मुखरयन्सर्वा वेगाद्दूरमदूरयन् ॥ ९८ ॥

હવે અશ્વોના કંઠનાં આભરણોના અવાજોથી સર્વ દિશાઓને વાચાળ કરતો, વેગથી દૂરને સમીપ કરતો સુગ્રીવ ચાલી નીકળ્યો. (૯૮)

पातालङ्कां स प्राप क्षणेनाऽप्युपवेश्मवत् । विराधमुपतस्थे चाऽभ्युत्तस्थौ सोऽपि तं मुदा ॥ ९९ ॥

ક્ષણવારમાં જ ઉપગ્રહની જેમ તે પાતાલલંકામાં પહોંચી ગયો (અને) વિરાધ પાસે ઉપસ્થિત થયો. તે પણ આનંદથી તેની સન્મુખ ગયો. (૯૯)

विराधोऽपि पुरोभूय रामभद्राय तायिने । तं नमस्कारयामास तद्दुःखं च व्यजिज्ञपत् ॥ १०० ॥

વિરાધે પણ આગળ થઈ રક્ષક રામચંદ્રજીને તેની પાસે નમસ્કાર કરાવ્યા અને તેના દુઃખને જણાવ્યું. (૧૦૦)

सुग्रीवोऽप्येवमूचेऽस्मिन् दुःखे त्वमसि मे गतिः । क्षुते हि सर्वथा मूढे शरणं तरणिः खलु ॥ १०१ ॥

સુગ્રીવ પણ એ પ્રમાણે બોલ્યો : 'આ દુઃખમાં તમે મારું શરણ છો' કેમ કે "છીંક સર્વથા નષ્ટ થયે છતે સૂર્ય જ શરણ રૂપ છે." (૧૦૧)

स्वयं दुःख्यपि तद्दुःखं छेत्तुं रामोऽभ्युपागमत् । स्वकार्यादधिको यत्नः परकार्ये महीयसाम् ॥ १०२ ॥

પોતે દુઃખી ( છતાં ) પણ રામે તેના દુઃખનો ઉચ્છેદ કરવાનું સ્વીકાર્યું. "મહાન પુરુષોને પોતાના કાર્ય કરતાં અન્યના કાર્યમાં અધિક પ્રયત્ન હોય છે." (૧૦૨)

सीताहरणवृत्तान्तं विराधेनाऽवबोधितः । रामं विज्ञापयामास सुग्रीवोऽथ कृताञ्जलिः ॥ १०३ ॥

હવે વિરાધ વડે સીતાના હરણનું વૃત્તાન્ત જણાવાયેલ, અંજલિ રચેલ સુગ્રીવે રામને વિજ્ઞપ્તિ કરી. (૧૦૩)

त्रायमाणस्य ते विश्वं तथा द्योतयतो रवेः । न कापि कारणापेक्षा देव वच्मि तथाऽप्यदः ॥ १०४ ॥

હે દેવ! વિશ્વનું રક્ષણ કરતા તમને તેમ જ ( વિશ્વને ) પ્રકાશિત કરતા સૂર્યને કોઈ કારણની અપેક્ષા રહેતી નથી તોપણ આ કહું છું. (૧૦૪)

त्वत्प्रसादात्क्षतारिः सन् ससैन्योऽपि तवाऽनुगः । आनेष्यामि प्रवृत्तिं च सीताया नचिरादहम् ॥ १०५ ॥

તમારી મહેરબાનીથી નષ્ટ શત્રુઓવાળો, છતાં સૈન્ય સહિત તમારો અનુચર ( થયેલ ) હું જલદીથી સીતાના સમાચાર લાવીશ. (૧૦૫)

ससुग्रीवः प्रतस्थे च किष्किन्धां प्रति राघवः । विराधमनुगच्छन्तं संबोध्य विससर्ज च ॥ १०६ ॥

સુગ્રીવ સહિત રામે કિષ્કિંધા તરફ પ્રયાણ કર્યું, તેમ જ અનુસરતા વિરાધને સમજાવીને વિદાય કર્યો. ( પાછો વાળ્યો ). (૧૦૬)

रामभद्रेऽथ किष्किन्धापुरद्वारमधितिष्ठिते । सुग्रीवो विटसुग्रीवमाह्वास्त रणकर्मणे ॥ १०७॥

હવે રામચંદ્રજી કિષ્કિન્ધા નગરીના દ્વારે રહ્યે છતે સુગ્રીવે વિટસુગ્રીવને યુદ્ધ માટે બોલાવ્યો. (૧૦૭)

निनदन् विटसुग्रीवोऽप्यागादाह्वानमात्रतः । रणाय नालसाः शूरा भोजनाय द्विजा इव ॥ १०८॥

વિટસુગ્રીવ પણ આહ્‌વાન માત્રથી ગર્જના કરતો (ત્યાં) આવી ગયો. "ભોજનને માટે બ્રાહ્મણની જેમ યુદ્ધ-માટે વીર પુરુષો આળસુ હોતા નથી." (૧૦૮)

दुर्धरैश्च रणन्यासैः कम्पयन्तौ वसुन्धराम् । तावुभावप्ययुध्येतां मत्ताविव वनद्विपौ ॥ १०९ ॥

દુર્ધર ચરણોના ન્યાસોથી પૃથ્વીને કંપાવતા તે બંનેય ઉન્મત્ત વનહસ્તીની જેમ યુદ્ધ કરવા લાગ્યા. (૧૦૯)

रामः सरूपौ तौ दृष्ट्वा कोऽस्मदीयः परश्च कः । इति संशयतस्तस्थावुदासीन इव क्षणम् ॥ ११० ॥

સમાન રૂપવાળા તે બંનેને જોઈ કોણ આપણો અને કોણ અન્ય એવા સંશયથી રામચંદ્રજી ઉદાસીનની જેમ ક્ષણ વાર ઊભા રહ્યા. (૧૧૦)

भवत्येवं तावदिति विमृशन् रघुपुङ्गवः । वज्रावर्ताऽभिधधनुष्टंकारमकरोत्ततः ॥ १११ ॥

ત્યાર બાદ 'એમ થવા દો' એ પ્રમાણે વિચાર કરતા રામચંદ્રજીએ વજ્રાવર્તનામે ધનુષ્યનો ટંકાર કર્યો. (૧૧૧)

धनुष्टंकारतस्तस्मात्सा साहसगतेः क्षणात् । रूपान्तरकरी विद्या हरिणीव पलायत ॥ ११२ ॥

તે ધનુષ્ટંકારથી ક્ષણમાત્રમાં સાહસગતિ (ખેચર)નું અન્ય રૂપ કરનારી તે વિદ્યા હરિણીની જેમ પલાયન થઈ ગઈ. (૧૧૨)

विमोह्य मायया सर्वं परदारै रिरंससे । पापारोपय रे चापमिति रामस्ततर्ज तम् ॥ ११३ ॥

રે પાપી! માયા વડે સર્વેને વ્યામોહિત કરી પરસ્ત્રી સાથે રમવાને ઇચ્છે છે. (પણ હવે) ધનુષ ચઢાવ, એ પ્રમાણે રામે તેને તર્જના કરી. (૧૧૩)

एकेनाऽपीषुणा प्राणांस्तस्याऽहार्षीद्रघूद्वहः । न द्वितीया चपेटा हि हरेर्हरिणमारणे ॥ ११४ ॥

રામે એક બાણ વડે તેના પ્રાણ હરી લીધા. "હરણને મારવામાં સિંહને બીજી થાપટ (જરૂરી) નથી." (૧૧૪)

विराधमिव सुग्रीवं रामो राज्ये न्यवेशयत् । सुग्रीवोऽपि स्वलोकेन प्राग्वद्देवाऽनमस्यत ॥ ११५ ॥

વિરાધની જેમ સુગ્રીવને રામે રાજ્ય ઉપર સ્થાપન કર્યો. સુગ્રીવ પણ પોતાના માણસોથી પૂર્વની જેમ નમસ્કાર કરાયો. (૧૧૫)

त्रयोदश निजाः कन्या दातुमत्यन्तसुन्दरीः । रामभद्रमयाचिष्ट प्राञ्जलिर्वानरेश्वरः ॥ ११६ ॥

અંજલિ રચેલ વાનરપતિ (સુગ્રીવ રાજા)એ પોતાની અત્યંત સુંદર તેર કન્યાઓ આપવા રામચંદ્રજીને પ્રાર્થના કરી. (૧૧૬)

रामोऽप्युवाच सुग्रीवं सीताऽन्वेषणहेतवे । प्रयतस्व किमेताभिरपरेणाऽपि वस्तुना ॥ ११७ ॥

રામે પણ સુગ્રીવને કહ્યું: 'આ (કે) બીજી પણ વસ્તુ વડે શું? (અર્થાત્ મારે કંઈ જ જોઈતું નથી) ફક્ત સીતાને શોધવા માટે પ્રયત્ન કરો. (૧૧૭)

**इत्युक्त्वा बहिरुद्याने गत्वा तस्थौ रघूद्वहः । सुग्रीवोऽपि तदादेशात्प्रविवेश निजां पुरीम् ॥ ११८ ॥**

એમ કહીને રામચંદ્રજી બહાર ઉદ્યાનમાં જઈને રહ્યા. સુગ્રીવે પણ તેમની આજ્ઞાથી પોતાના નગરમાં પ્રવેશ કર્યો. (૧૧૮)

**इतश्च पुर्यां लङ्कायां रावणाऽन्तःपुरस्त्रियः । खरादिहननोदन्तान्मन्दोदर्यादयोऽरुदन् ॥ ११९ ॥**

આ બાજુ લંકાનગરીમાં ખર વગેરેના વધના સમાચારથી મંદોદરી વગેરે રાવણના અંતઃપુરની સ્ત્રીઓ રુદન કરવા લાગી. (૧૧૯)

**रुदती सह सुन्देन स्वसा चन्द्रणखाऽपि च । प्राविशद्रावणगृहं पाणिभ्यां कुट्टयन्त्युरः ॥ १२० ॥**

સુંદની સાથે રડતી તેમ જ બે હાથ વડે છાતી કૂટતી (રાવણની) બહેન ચન્દ્રનખાએ પણ રાવણના ઘરમાં પ્રવેશ કર્યો. (૧૨૦)

**दृष्ट्वा च रावणं कण्ठे लगित्वोच्चतरस्वरम् । रुदती निजगादैवं दैवेन निहताऽस्मि हा ॥ १२१ ॥**

રાવણને જોઈને કંઠે વળગી ઉચ્ચતર સ્વરે રડતી તે એ પ્રમાણે બોલી "હું દૈવ વડે હણાઈ છું." (૧૨૧)

**हतः पुत्रो हतो भर्ता हतौ च मम देवरौ । चतुर्दश सहस्राणि हताश्च कुलपत्तयः ॥ १२२ ॥**

(કેમ કે) પુત્ર હણાયો, સ્વામી મરાયા, મારા બે દિયરો હણાયા અને ચૌદ હજાર કુળપત્તિઓ મરાયા. (૧૨૨)

पातालङ्का चाऽच्छिन्ना राजधानी त्वदर्पिता । दर्पवद्भिर्विद्विषद्भिर्बन्धो जीवत्यपि त्वयि ॥ १२३ ॥

હે બંધુ! તું જીવતાં છતાં પણ ગર્વિષ્ઠ શત્રુઓથી તારા વડે અપાયેલી રાજધાની પાતાલલંકા (પણ) આંચકી લેવાઈ. (૧૨૩)

जीवग्राहं प्रणश्याऽहं सुन्देन सह सूनुना । त्वां शरण्यमिहायाता कुत्र तिष्ठामि शाधि माम् ॥ १२४ ॥

(તેથી) પુત્ર સ્કંદ સાથે જીવ લઈ નાસી જઈ અહીં શરણ કરવા યોગ્ય તારી પાસે આવી છું, મને કહે હું ક્યાં રહું? (૧૨૪)

अबोधयद्दशास्योऽपि रुदन्तीं तां ससौष्ठवः । त्वद्भर्तृपुत्रहन्तारं हनिष्याम्यचिरादपि ॥१२५॥

સૌંદર્યવાન રાવણ રડતી એવી તેણીને સમજાવવા લાગ્યો: 'તારા સ્વામી અને પુત્રના હત્યારાને હું અલ્પ-કાળમાં જ હણીશ.' (૧૨૫)

शोकेन तेन वैदेहीविप्रलम्भरुजाऽपि च । फालच्युत इव द्वीपी तल्पे तस्थौ निपत्य सः ॥ १२६ ॥

તે શોકથી અને સીતાના વિરહની પીડાતી ફાળ ચૂકી ગયેલ વાઘની જેમ તે (રાવણ) પથારીમાં પડ્યો રહેતો. (૧૨૬)

अथ मन्दोदरी देवी तमुपेत्याऽभ्यधादिति । कथं प्राकृतवत्स्वामिन्निश्चेष्ट इव तिष्ठसि ॥ १२७ ॥

હવે મંદોદરી દેવીએ તેની પાસે જઈને એમ કહ્યું: 'હે સ્વામિન્ સામાન્ય જનની જેમ નિશ્ચેષ્ટ જેવા કેમ રહો છો?' (૧૨૭)

रावणोऽप्यब्रवीदेवं वैदेहीविरहज्वरात् । न चेष्टितुं न वक्तुं च न चालोकयितुं क्षमः ॥ १२८ ॥

રાવણે પણ એ પ્રમાણે કહ્યું : 'સીતાના વિરહ જ્વરથી હું (કંઈ પણ) ચેષ્ટા કરવા, બોલવા કે જોવા માટે શક્તિમાન નથી. (૧૨૮)

**मया चेज्जीवता तेऽर्थस्तन्मानं प्रोज्झ्य मानिनि । गत्वाऽनुनयवैदेहीं यथा मयि रिरंसते ॥ १२९ ॥**

જો જીવતા એવા મારાથી તારે (કંઈ પણ) અર્થ હોય તો હે માનિનિ! માન છોડી સીતા પાસે જઈને પ્રાર્થના કર (કે) જેમ તે મારી સાથે ક્રીડા કરવા ઇચ્છે. (૧૨૯)

**नाऽन्यनारीमनिच्छन्तीं भुञ्जे जातुचिदप्यहम् । अर्गलानियमो ह्यत्र ममाऽस्ति गुरुसाक्षिकः ॥ १३० ॥**

હું નહિ ઇચ્છતી પરસ્ત્રીને ક્યારે પણ ભોગવીશ નહિ (એવો) બેડી સમાન નિયમ મારે અહીં મોટો સાથી છે. (૧૩૦)

**पीडिता पीडया पत्युः कुलीना साऽपि तत्क्षणम् । जगाम देवरमणोद्याने सीतामुवाच च ॥ १३१ ॥**

પતિની પીડાથી પીડાયેલી કુલીન એવી તે પણ તત્કાળ દેવરમણ ઉદ્યાનમાં ગઈ અને સીતાને કહેવા લાગી: (૧૩૧)

**एषा मन्दोदरी नाम दशाननमहिष्यहम् । प्रपत्स्ये त्वयि दासीत्वं भजस्व दशकन्धरम् ॥ १३२ ॥**

આ હું મંદોદરી નામે રાવણની પટ્ટરાણી તારે વિષે દાસીપણું પ્રાપ્ત કરીશ (માટે) તું રાવણને ભજ. (૧૩૨)

**सीते त्वमेव धन्याऽसि यां सेसिविषतेऽनिशम् । विश्वसेव्याङ्घ्रिकमलः पतिर्मम महाबलः ॥ १३३ ॥**

હે સીતા! તું ધન્ય છે (કે) જેણીને હંમેશાં વિશ્વને સેવવા યોગ્ય ચરણ-કમળવાળો મારો મહાબળવાન પતિ સેવવાને ઇચ્છે છે. (૧૩૩)

अद्याऽपि तव रामेण भूचरेण तपस्विना । पत्तिमात्रेण किं पत्या प्राप्यते चेद्दशाननः ॥ १३४ ॥

જો (તારા વડે) હજુ પણ રાવણ પ્રાપ્ત કરાય તો પૃથ્વીચારી પત્તિમાત્ર રાંક પતિ રામ વડે શું ? (૧૩૪)

रुषा बभाषे सीतैवं क्व सिंहः क्व च जम्बूकः । क्व सुपर्णः क्व वा काकः क्व रामः क्व च ते पतिः ॥ १३५ ॥

(ત્યારે) રોષથી સીતા આ પ્રમાણે બોલીઃ 'ક્યાં સિંહ અને ક્યાં શિયાળ ? ક્યાં ગરુડ અને ક્યાં કાક ? ક્યાં રામ અને ક્યાં તારો પતિ ? (૧૩૫)

दम्पतित्वमहो युक्तं तव तस्य च पाप्मनः । रिरंसुरेकोऽन्यस्त्रीषु दूतीभवति चाऽपरा ॥ १३६ ॥

અહો ! તારું અને તે પાપીનું દંપતીપણું યોગ્ય છે (કેમ કે) એક પરસ્ત્રીઓમાં રમવાની ઇચ્છાવાળો અને બીજી દૂતી થાય છે. (૧૩૬)

द्रष्टुमप्युचिता नाऽसि किमु संभाषितुं हले । स्थानादितो गच्छ गच्छ त्यज दृष्टिपथं मम ॥ १३७ ॥

અરે ! સંભાષણ કરવા માટે તો શું ? પણ તું જોવાને ય યોગ્ય નથી. આ સ્થાનથી જા, જા, મારા દૃષ્ટિ-પથનો ત્યાગ કર. (૧૩૭)

रावणोऽपि तदा तत्राजगाम निजगाद च । कुपिताऽसि कुतः सीते दासी मन्दोदरी तव ॥ १३८ ॥

તે સમયે રાવણ પણ ત્યાં આવ્યો અને બોલ્યો, "હે ! સીતા ! તું શાથી ગુસ્સે થઈ છે ? મંદોદરી તારી દાસી છે. (૧૩૮)

दासस्ते स्वयमप्यस्मि प्रसादं कुरु देवि मे । जानकि त्वं जनममुं प्रीणासि न दृशापि किम् ॥ १३९ ॥

હું પોતે પણ તારો સેવક છું (તો) હે દેવી! મારી ઉપર અનુગ્રહ કરો, હે સીતા! આ માણસને તું દૃષ્ટિથી પણ કેમ પ્રસન્ન કરતી નથી." (૧૩૯)

सीता पराङ्मुखीभूयेत्यभाषत महासती । कृताऽन्तदृष्ट्या दृष्टोसि हरन्मां रामगेहिनीम् ॥ १४० ॥

મહાસતી સીતાએ વિમુખ બનીને આ પ્રમાણે કહ્યું (કે) રામની પત્ની એવી મને હરણ કરતો તું યમરાજની દૃષ્ટિથી જોવાયો છે. (૧૪૦)

धिगाशां ते हताशस्याऽप्रार्थितप्रार्थकस्य रे । जीविष्यसि कियद्रामे सानुजे द्विषदन्तके ॥ १४१ ॥

અરે! નષ્ટ આશાવાળા (અને) અપ્રાર્થિતની પ્રાર્થના કરનારા તારી આશાને ધિક્કાર હો....લઘુ ભ્રાતા સહિત રામ શત્રુઓનો નાશ કરનાર હોતે છતે તું કેટલું જીવીશ. (૧૪૧)

तयेत्याक्रुश्यमानोऽपि भूयो भूयो दशाननः । तथैवोवाच धिगहो कामाऽवस्था बलीयसी ॥ १४२ ॥

તેણી વડે એ પ્રમાણે વારંવાર આક્રોશ કરાતો પણ રાવણ તેમ જ બોલતો હતો. અહો....ધિક્કાર હો....કામ અવસ્થા અતિ બળવાન છે. (૧૪૨)

अत्राऽन्तरे विपन्मग्नां सीतां द्रष्टुमिवाक्षमः । निममज्ज निधिर्भाम्नां पश्चिमे लवणाम्बुधौ ॥ १४३ ॥

એ સમયે આપત્તિમાં ડૂબેલી સીતાને જોવાને જાણે અસમર્થ (ન હોય તેમ) સૂર્ય પશ્ચિમ લવણ સમુદ્રમાં મગ્ન થયો (અદૃશ્ય થયો). (૧૪૩)

प्रावर्तत निशा घोरा घोरबुद्धिश्च रावणः । सीतायै क्रोधकामाऽन्ध उपसर्गान्प्रचक्रमे ॥ १४४ ॥

ઘોર રાત્રિ પ્રવૃત્ત થઈ અને કોપ તથા કામથી અંધ બનેલ દારુણ બુદ્ધિવાળો રાવણ સીતાને ઉપસર્ગો કરવા લાગ્યો. (૧૪૪)

घूत्कारिणो महाघूकाः फेत्कुर्वाणाश्च फेरवः । वृका विचित्रं क्रन्दन्त ओतवोऽन्योऽन्ययोधिनः ॥ १४५ ॥
पुच्छाच्छोटकृतो व्याघ्राः फुत्कुर्वाणाः फणाभृतः । पिशाचप्रेतवेतालभूताश्चाकृष्टकर्त्रिकाः ॥ १४६ ॥
उच्छलन्तो दुर्ललिता यमस्येव सभासदः । विकृता रावणेनेयुरुपसीतं भयंकराः ॥ १४७ ॥

રાવણે વિકુર્વેલા, ઊછળતા, દુષ્ટ ચેષ્ટાઓવાળા, જાણે યમના સભાસદો (ન હોય તેવા) ભયંકર ઘૂત્કાર કરનારા મોટા ઘુવડ પક્ષીઓ, ફેત્કાર કરતાં શિયાળિયાંઓ, વિચિત્ર આક્રંદ કરતાં વરુઓ, પરસ્પર લડતા બીલાડાઓ, પૂંછડાં પછાડતા વ્યાઘ્રો, ફૂત્કાર કરતા સર્પો, (અને) ખડ્ગ ખેંચેલા પિશાચ, પ્રેત, વેતાલ અને ભૂત સીતા પાસે જવા લાગ્યાં. (૧૪૫–૧૪૬–૧૪૭)

ध्यायन्ती मनसा पञ्चपरमेष्ठिनमस्क्रियाम् । सीता तस्थावभीतैव न तु भेजे दशाननम् ॥ १४८ ॥

(છતાં) મનથી પંચ પરમેષ્ઠી નમસ્કારનું ધ્યાન કરતી સીતા ભય પામ્યા વિના જ ઊભી રહી, પરંતુ રાવણને ભજ્યો નહિ. (૧૪૮)

बिभीषणः प्रभाते तु निशावृत्तं निशम्य तत् । आगादुपदशग्रीवं सीतां चैवमवोचत ॥ १४९ ॥

પ્રભાતે તે રાત્રિનો બનાવ સાંભળી બિભીષણ રાવણ પાસે આવ્યો અને સીતાને એ પ્રમાણે કહેવા લાગ્યો: (૧૪૯)

भद्रे का त्वं कुतः स्थानात्कस्य चाऽसि किमत्र च । मा भैषीः सर्वमाख्याहि परस्त्रीसोदरस्य मे ॥ १५० ॥

હે ભદ્રે ! તમે કોણ છો ? કયા સ્થાનથી ( આવ્યાં છો) ? કોનાં છો ? તેમ જ અહીં શું છે ? ભય ન પામો, પરસ્ત્રી સહોદર એવા મને બધું કહો. (૧૫૦)

तं मध्यस्थं परिज्ञाय सीताऽप्याख्यदधोमुखी । अहं जनकपुत्र्यस्मि सीता भामण्डलस्वसा ॥ १५१ ॥

તેને મધ્યસ્થ જાણીને અધોમુખી સીતાએ પણ કહ્યું: ' હું જનકપુત્રી સીતા ભામંડલની બહેન છું. (૧૫૧)

गृहिणी रामभद्रस्य स्नुषा दशरथस्य च । समं पत्या सानुजेन दण्कारण्यमागमम् ॥ १५२ ॥

રામચંદ્રજીની પત્ની છું અને દશરથની પુત્રવધૂ છું, લઘુ બંધુ સહિત પતિની સાથે હું દંડક વનમાં આવી હતી. (૧૫૨)

तत्रैकदा देवरो मे क्रीडयेतस्ततो भ्रमन् । खे महाऽसिं ददर्शैकं जग्राह च कुतूहलात् ॥ १५३ ॥

ત્યાં એક સમયે ક્રીડા માટે આમતેમ ભમતા મારા દિયરે ગગનમાં એક મહા ખડ્ગ જોયું અને કુતૂહલથી ગ્રહણ કર્યું. (૧૫૩)

अभ्यर्णस्थां वंशजालीं तेन चिच्छेद सोऽसिना । अज्ञानाच्च तदन्तःस्थतत्साधकशिरोऽच्छिदत् ॥ १५४ ॥ 

તે ખડ્ગ વડે તેમણે નજીકમાં રહેલ વાંસની જાળને છેદી નાખી, અને અજાણપણે તેની અંદર રહેલ તે (ખડ્ગ)ના સાધકનું શીર્ષ છેદાઈ ગયું. (૧૫૪)

अयुध्यमानोऽनागरकः कोऽप्ययं हा हतो मया । सानुताप इव भ्रातुः समापं च उपागमत् ॥ १५५ ॥

હા! યુદ્ધ નહિ કરતો આ કોઈ નિરપરાધી (પુરુષ) મારા વડે હણાયો (એમ) જાણે પશ્ચાત્તાપવાળા (ન હોય તેમ) તે ભાઈની પાસે આવ્યા. (૧૫૫)

तस्याऽसिसाधकस्यैव काचिदुत्तरसाधिका । मद्देवरस्याऽनुपदं तत्र कोपादुपागमत् ॥ १५६ ॥

તે ખડ્ગસાધકની જ કોઈ ઉત્તરસાધક સ્ત્રી કોપથી મારા દિયરના પગલે પગલે ત્યાં આવી. (૧૫૬)

भर्तारं मम दृष्ट्वा चाऽद्भुतरूपपुरन्दरम् । अयाचीद्रन्तुकामाऽऽर्ताऽवाज्ञासीत्तां च मत्पतिः ॥ १५७॥

અદ્ભુત રૂપ વડે ઇન્દ્ર સમાન મારા સ્વામીને જોઈને ક્રીડા કરવાની ઇચ્છાવાળી (કામ) પીડિત તેણીએ (મારા પતિ પાસે) યાચના કરી, (પરંતુ) મારા પતિએ તેનો તિરસ્કાર કર્યો. (૧૫૭)

सागच्छदागमदथ रक्षसां बलमुल्बणम् । क्ष्वेडां वैधुर्यसंकेतीकृत्याऽगाल्लक्ष्मणो युधि ॥ १५८ ॥

તે ચાલી ગઈ અને રાક્ષસોનું ઉગ્ર સૈન્ય આવ્યું. સંકટમાં સિંહનાદને સંકેત રૂપ કરીને લક્ષ્મણ યુદ્ધમાં ગયા. (૧૫૮)

मायाक्ष्वेडामथो कृत्वा दूरं नीत्वा च मत्पतिम् । दुराशोऽहृत मामेष स्ववधायैव राक्षसः ॥ १५९ ॥

હવે કપટથી સિંહનાદ કરી, મારા પતિને દૂર લઈ જઈ દુષ્ટ આકાંક્ષાવાળા આ રાક્ષસે પોતાના નાશ માટે જ મારું હરણ કર્યું.' (૧૫૯)

तच्छ्रुत्वा रावणं नत्वा बभाषे च बिभीषणः । कुलस्य दूषणमिदं स्वामिन्कर्म त्वया कृतम् ॥ १६० ॥

તે સાંભળી રાવણને નમસ્કાર કરી બિભીષણે કહ્યું: 'હે સ્વામિન્! તમારા વડે કુળને દૂષિત કરનારું આ કાર્ય કરાયું છે. (૧૬૦)

न यावदिह हन्तुं नः काकुत्स्थोऽभ्येति सानुजः । मुच्यतां तावदाश्वेव नीत्वा सीता तदन्तिके ॥ १६१ ॥

જ્યાં સુધી લઘુ બંધુ સહ રામ અહીં આપણને હણવા ન આવે તેટલામાં શીઘ્ર જ સીતાને લઈ જઈ તેમની પાસે મૂકી આવો.' (૧૬૧)

इत्युक्ते रावणः क्रोधारुणाक्षोऽप्यब्रवीदिति । किमिदं भाषसे भीरो व्यस्मार्षीर्मम पौरुषम् ॥ १६२ ॥

એ પ્રમાણે કહે છતે ક્રોધથી રાતાં લોચનવાળો રાવણ પણ એમ બોલ્યો: 'હે ભીરુ! આ શું બોલે છે! મારા પરાક્રમને ભૂલી ગયો છે? (૧૬૨)

सीताऽनुनीताऽवश्यं हि मम भार्या भविष्यति । तौ चायातौ हनिष्यामि वराकौ रामलक्ष्मणौ ॥ १६३ ॥

અનુનય કરાયેલી સીતા અવશ્ય મારી પત્ની થશે જ અને આવેલા એવા તે બીચારા રામ-લક્ષ્મણને હું હણી નાખીશ.' (૧૬૩)

ऊचे विभीषणो भ्रातः सत्यं तज्ज्ञानिनो वचः । यद्रामपत्न्याः सीतायाः कृते नः कुलसंक्षयः ॥ १६४ ॥

બિભીષણ બોલ્યો, 'હે ભાઈ! રામની પત્ની સીતા માટે આપણા કુળનો ક્ષય (થશે એમ) જે જ્ઞાનીનું વચન છે તે સત્ય (થશે). (૧૬૪)

भक्तस्य बन्धोर्मे वाचं मन्यसे नाऽन्यथा कथम् । मया हतो दशरथः स तावज्जीवितः कथम् ॥ १६५ ॥

અન્યથા ભક્ત બંધુ એવા મારું વચન તમે કેમ ન માનો? વળી મારા વડે હણાયેલ તે દશરથ શી રીતે જીવિત થયો? (૧૬૫)

न यद्यप्यन्यथाभावि भावि वस्तु महाभुज । तथाऽपि प्रार्थ्यसे मुञ्च सीतां नः कुलघातिनीम् ॥ १६६ ॥

હે મહાવીર! જોકે થનાર વસ્તુ અન્યથા થતી નથી તોપણ પ્રાર્થના કરું છું (કે) આપણા કુલનો નાશ કરનાર સીતાને મુક્ત કરો.' (૧૬૬)

अनाकर्णितकेनेव बिभीषणगिरामथ । आरोप्य पुष्पके सीतां भ्रमन्नेवमदर्शयत् ॥ १६७ ॥

બિભીષણના વચનને નહિ સાંભળેલાની પેઠે સીતાને પુષ્પક વિમાનમાં આરોપિત કરી ભ્રમણ કરતો તે આ પ્રમાણે (પોતાની સમૃદ્ધિ) દેખાડતો હતો. (૧૬૭)

अमी क्रीडाद्रयो रत्नसानवः स्वादुनिर्झराः । नन्दनोद्यानसोदर्याण्यमून्युपवनानि च ॥ १६८ ॥

રત્નના શિખરોવાળા અને સ્વાદિષ્ટ ઝરણાવાળા આ ક્રીડા માટેના પર્વતો છે અને નન્દન ઉપવન સમાન આ ઉદ્યાનો છે. (૧૬૮)

यथाकामीनवृष्टीनि धारावेश्मान्यमूनि च । अमूश्च केलिकूलिन्यः सहंसा हंसगामिनि ॥ १६९ ॥

હે હંસગામિની ! ઇચ્છાનુસાર વૃષ્ટિ કરનારા આ ફુવારાવાળાં ગૃહો છે અને આ હંસયુક્ત ક્રીડા માટેની સરિતાઓ છે. (૧૬૯)

एतानि रतिवेश्मानि स्वर्गखण्डोपमानि च । मया सह रमस्वैषु सुभ्रु यत्र रतिस्तव ॥ १७० ॥

હે સુભ્રૂ ! સ્વર્ગ ખંડની ઉપમાવાળા આ રતિગૃહો છે ( તો ) તને આમાં જ્યાં આનંદ ( ઊપજે ત્યાં ) મારી સાથે ક્રીડા કર. (૧૭૦)

ध्यायन्ती रामपादाब्जे हंसीव जनकात्मजा । वसुन्धरेव धैर्येण चुक्षोभ न तद्गिरा ॥ १७१ ॥

હંસલીની જેમ રામના ચરણ–કમળનું ધ્યાન કરતી ધૈર્યથી પૃથ્વી સમાન સીતા તે ( રાવણ )ના વચન વડે ક્ષોભ ન જ પામી. (૧૭૧)

सर्वेषु रम्यस्थानेषु भ्रान्त्वा भ्रान्त्वा दशाननः । मुमोचाऽशोकवनिकामध्ये भूयोऽपि जानकीम् ॥ १७२ ॥

સર્વ મનોહર સ્થાનોમાં ભમી–ભમીને રાવણે સીતાને ફરી પણ અશોક બાગમાં મૂકી દીધી. (૧૭૨)

प्रेक्ष्योन्मत्तमिव ज्येष्ठं वाचोयुक्तेरगोचरम् । बिभीषणो मन्त्रयितुं कुलामात्यानथाह्वयत् ॥ १७३ ॥

હવે પાગલની જેમ મોટા ભાઈને વચન યુક્તિને અગોચર જાણી બિભીષણે મંત્રણા કરવા માટે કુળપ્રધાનોને બોલાવ્યા. (૧૭૩)

ऊचे च भोः कुलामात्याः कामाद्या ह्यान्तरद्विषः । भूता इवैते तेष्वेकोप्युन्मथ्नाति प्रमादिनम् ॥ १७४ ॥

અને કહ્યું: 'હે કુળમંત્રીઓ! આ કામાદિ આંતરશત્રુઓ ખરેખર ભૂત સમાન છે: તેઓમાંનો એક પણ પ્રમાદવાળાને દુઃખી કરે છે. (૧૭૪)

कामं कामातुरः स्वामी कामस्त्वेको हि दुर्जयः । किं पुनः कृतसाहाय्यः परनारीरिरंसया ॥ १७५ ॥

(આપણા) સ્વામી અત્યંત કામાતુર થયા છે. કામ એકલો પણ દુર્જય છે તો પછી પરસ્ત્રી સાથે રમવાની ઇચ્છાથી કરાયેલ સહાયતાવાળો તે (કામ) કેવો કહેવો? (અર્થાત્ અતિ દુર્જય છે) (૧૭૫)

तदतः परमत्यन्तं महति व्यसनार्णवे । पतिष्यति पतिर्लङ्कापुर्या दोष्मानपि द्रुतम् ॥ १७६ ॥

તેથી હવે લંકાનગરીના સ્વામી બળવાન છતાં પણ શીઘ્ર અત્યંત મોટા દુઃખસમુદ્રમાં પડશે.' (૧૭૬)

अथ ते मन्त्रिणः प्रोचुर्वयं नाम्नैव मन्त्रिणः । त्वमेव मन्त्री मन्त्रात्तु यस्येदृग्दूरदर्शिता ॥ १७७ ॥

હવે તે મંત્રીઓ બોલ્યા, અમે નામથી જ મંત્રીઓ છીએ, વિચારથી જેને આવું દૂરદર્શીપણું છે (તે) તમે જ મંત્રી છો. (૧૭૭)

किं करोति परं मन्त्रः प्रभौ कामवशंवदे । मिथ्यादृष्टौ जने जैनधर्मस्येवोपदेशनम् ॥ १७८ ॥

પરંતુ મિથ્યા દૃષ્ટિવાળા માણસને વિષે જૈન ધર્મના ઉપદેશની જેમ કામને આધીન બોલનાર સ્વામીને વિષે મંત્ર શું કરે? (૧૭૮)

सुग्रीवहनुमन्मुख्या मिलिता राघवस्य ते । महात्मानां न्यायभाजां कः पक्षं नावलम्बते ॥ १७९ ॥

તે સુગ્રીવ અને હનુમાન વગેરે રામને મળી ગયા છે (કેમ કે) "ન્યાયવંત મહાત્માઓના પક્ષનો આશ્રય કોણ લેતું નથી." (૧૭૯)

सीतानिमित्तो ह्यैक्ष्वाकाज्ज्ञान्युक्तो नः कुलक्षयः । तथाऽपि पुरुषाधीनं कर्तव्यं समयोचितम् ॥ १८० ॥

જ્ઞાનીએ સૂર્યવંશી પુરુષ (રામ)થી સીતા નિમિત્તક આપણો કુલક્ષય કહ્યો છે. તોપણ પુરુષને આધીન (હોય તે) સમયોચિત કરવું જોઈએ. (૧૮૦)

ततो बिभीषणश्चक्रे वप्रे यन्त्रादिरोपणम् । अनागतं हि पश्यन्ति मन्त्रिणो मन्त्रचक्षुषा ॥ १८१ ॥

તેથી બિભીષણે કિલ્લા ઉપર યંત્રો વગેરે ગોઠવી દીધાં, કેમ કે વિચારદષ્ટિથી મંત્રીઓ ભવિષ્યને જુએ છે. (૧૮૧)

इतश्च कालं कमपि कथमप्यत्यवाहयत् । सौमित्रिणाश्वास्यमानो रामो विरहपीडितः ॥ १८२ ॥

આ બાજુ વિરહથી પીડાયેલ (અને) લક્ષ્મણથી આશ્વાસન અપાતા રામે મુશ્કેલીથી કંઈક કાળ વ્યતીત કર્યો. (૧૮૨)

अनुशिष्याऽथ रामेण प्रेषितः लक्ष्मणः स्वयम् । प्रतस्थे प्रति सुग्रीवं तूणचापकृपाणभृत् ॥ १८३ ॥

હવે રામ વડે સમજાવીને મોકલાયેલ ભાથું, ધનુષ્ય અને ખડ્ગને ધારણ કરનાર લક્ષ્મણે જાતે સુગ્રીવ પ્રતિ પ્રયાણ કર્યું. (૧૮૩)

दलयन् क्ष्मां पदन्यासैः कम्पयंस्तं च पर्वतम् । वेगान्दोलितदोःस्पर्शान्मार्गवृक्षांश्च पातयन् ॥ १८४ ॥
उत्कटभृकुटीभीमललाटोऽरुणलोचनः । भीतैर्द्वाःस्थैर्मुक्तमार्गः प्राप सुग्रीववेश्म सः ॥ १८५ ॥

ચરણન્યાસોથી પૃથ્વીને ભેદતા, તે પર્વતને કંપાવતા, વેગથી આંદોલિત કરાયેલ બાહુના સ્પર્શથી માર્ગના વૃક્ષોને પાડી નાખતા, ઉગ્ર ભૃકુટી વડે ભયંકર લલાટવાળા (અને) ભય પામેલ દ્વારપાળોથી મુકાયેલ માર્ગવાળા તે સુગ્રીવના ઘેર પહોંચ્યા. (૧૮૪–૧૮૫)

आयातं लक्ष्मणं श्रुत्वा निर्गत्याऽन्तःपुराद्द्रुतम् । उपतस्थे कपिराजः कम्पमानवपुर्भयात् ॥ १८६ ॥

લક્ષ્મણને આવેલા સાંભળી, ભયથી કંપતા દેહવાળા કપિરાજ (સુગ્રીવ) તરત અંતઃપુરમાંથી નીકળી ઉપસ્થિત થયા. (૧૮૬)

ऊचे च लक्ष्मणः क्रुद्धः कृतकृत्योऽसि वानर । सुखं तिष्ठसि निःशङ्कः स्वाऽन्तःपुरसमावृतः ॥ १८७ ॥

ક્રોધ પામેલ લક્ષ્મણે કહ્યું: 'હે વાનર! તું કૃતાર્થ થયો છે (જેથી) પોતાના અંતઃપુરથી વિંટળાયેલ, નિઃશંક બનેલ તું સુખપૂર્વક રહે છે. (૧૮૭)

स्वामी तरुतलासीनो दिवसानब्दसन्निभान् । यथाऽत्येति न तद्वेत्सि प्रतिपन्नं च विस्मृतम् ॥ १८८ ॥

(અને) વૃક્ષતળે બેઠેલા સ્વામી વર્ષ સમાન દિવસોને જે રીતે વ્યતીત કરે છે તે તું જાણતો નથી! સ્વીકારાયેલું ભુલાઈ ગયું? (૧૮૮)

सीताप्रवृत्तिमानेतुमुत्तिष्ठस्वाऽधुनाऽपि हि । मा साहसगतेर्मार्गं गमः संकुचितो न सः ॥ १८९ ॥

સીતાના સમાચાર લાવવા માટે હમણાં જ ઊભો થા, સાહસગતિના માર્ગે ન જા, તે (મૃત્યુરૂપ માર્ગ) સંકુચિત થયો નથી. (૧૮૯)

पतित्वा पादयोस्तस्य सुग्रीवोऽथाऽब्रवीदिति । प्रसीदैकं प्रमादं मे सहस्वासि प्रभुर्यतः ॥ १९० ॥

હવે તે (લક્ષ્મણ)નાં ચરણોમાં પડીને સુગ્રીવ એ પ્રમાણે બોલ્યો, 'પ્રસન્ન થાઓ, મારી ભૂલને ક્ષમા કરો, જે કારણથી આપ સ્વામી છો.' (૧૯૦)

एवमाराध्य सौमित्रिमग्रे कृत्वा कपीश्वरः । द्रुतं ययौ रामभद्रं नमश्चक्रे च भक्तितः ॥ १९१ ॥

એ પ્રમાણે લક્ષ્મણને પ્રસન્ન કરી (તેમને) આગળ કરી કપિરાજ શીઘ્ર રામ પાસે ગયા (અને) ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા. (૧૯૧)

इत्यादिशच्च स्वान् सैन्यान् भो भोः सर्वेऽपि दोर्भृतः । सर्वत्राऽस्खलिता यूयं गवेषयत मैथिलीम् ॥ १९२ ॥

તેમ જ પોતાના સૈનિકોને આજ્ઞા કરી : અરે! અરે! સર્વે વીરો! સ્ખલના વિનાના તમે સર્વત્ર સીતાની શોધ કરો. (૧૯૨)

इत्युक्तास्तेन ते सैन्या द्वीपेष्वद्रिषु सिन्धुषु । भूमिरंध्रेष्वथाऽन्यत्र त्वरितत्वरितं ययुः ॥ १९३ ॥

તેના વડે એ પ્રમાણે કહેવાયેલ સૈનિકો દ્વીપોમાં, પર્વતોમાં, સમુદ્રોમાં, ભૂમિછિદ્રો (ગુફાઓ) માં તેમ જ અન્ય સ્થળે ઉતાવળે ઉતાવળે ફરવા લાગ્યા. (૧૯૩)

सीताहरणमाकर्ण्य तदा भामण्डलोऽपि हि । आगमद्राममस्थाच्च स इवाऽत्यन्तदुःखितः ॥ १९४॥

તે સમયે સીતાના હરણને સાંભળી ભામંડલ પણ રામ પાસે આવ્યો અને તે (રામ) ની જેમ અતિ દુઃખ પામેલો તે (ત્યાં જ) રહ્યો. (૧૯૪)

विराधोऽपि समं सैन्यैः स्वामिव्यसनपीडितः । एत्य शुश्रूषमाणोऽस्थात्तत्रैव चिरपत्तिवत् ॥ १९५॥

સ્વામીના સંકટથી પીડા પામેલ વિરાધ પણ સૈન્ય સાથે આવીને દીર્ઘકાલીન પત્તિની જેમ સેવા કરતો ત્યાં જ રહ્યો. (૧૯૫)

सुग्रीवोऽपि स्वयं गच्छन् कम्बुद्वीपमुपाययौ । तं च रत्नजटी दृष्ट्वा दूरादेवमचिन्तयत् ॥ १९६ ॥

સુગ્રીવ પોતે પણ ભ્રમણ કરતો કંબૂદ્વીપમાં આવ્યો. દૂરથી તેને જોઈને રત્નજટી એ પ્રમાણે વિચારવા લાગ્યો : (૧૯૬)

संस्मृत्य किं ममागस्तत्प्रैष्ययं दशमौलिना । मद्वधाय महाबाहुः सुग्रीवो वानरेश्वरः ॥ १९७॥

શું મારા તે અપરાધને યાદ કરી મારા વધ માટે રાવણ વડે આ મહાભુજ વાનરરાજ સુગ્રીવ મોકલાયો છે ? (૧૯૭)

हृता विद्या दशास्येन पुरा तावन्महौजसा । इदानीमेष मे प्राणान् हरिष्यति हरीश्वरः ॥ १९८ ॥

પહેલાં તો મહાવીર રાવણ વડે (મારી) વિદ્યા હરી લેવાઈ, હવે આ વાનરપતિ મારા પ્રાણોને હરી લેશે. (૧૯૮)

इति चिन्तापरं तं द्राक् सुग्रीवोऽगादुवाच च । नाऽभ्युदस्थाः कथं मां त्वं व्योमयानेऽलसोऽसि किम् ॥ १९९ ॥

એ પ્રમાણે ચિંતામાં લીન બનેલ તેની પાસે શીઘ્ર સુગ્રીવ ગયો અને કહ્યું, 'મને માન આપવા ઊભો કેમ થયો નહિ ? તું આકાશગમનમાં આળસુ કેમ છે ? (૧૯૯)

सोऽप्यधाद्दशास्येन विद्या मे सर्वतो हृता। जानकीं हरतस्तस्य युद्धे ह्यहमुमस्थितः ॥२००॥

તેણે પણ કહ્યું : 'રાવણ વડે મારી વિદ્યા સર્વતઃ હરણ કરાઈ છે. કેમ કે સીતાનું હરણ કરતાં તેને હું યુદ્ધ માટે ઉપસ્થિત થયો હતો.' (૨૦૦)

ततश्च रामपादान्ते स नीतः कपिकेतुना। तेन विज्ञापितः सीतोदन्तमेवं व्यजिज्ञपत् ॥ २०१ ॥

તેથી કપિચિહ્નવાળા ( સુગ્રીવ ) વડે તે ( રત્નજટી ) રામનાં ચરણોની સમીપે લઈ જવાયો. તેના વડે વિજ્ઞપ્તિ કરાયેલ તેણે સીતાના સમાચાર આ રીતે જણાવ્યા : (૨૦૧)

देव देवी नृशंसेन सती सीता दुरात्मना। हृता लङ्कापुरीशेन विद्या च मम कुप्यतः ॥२०२॥

હે દેવ ! ક્રૂર, દુષ્ટાત્મા, લંકાપુરીના સ્વામી વડે સતી સીતા દેવી અને કોપ કરતા મારી વિદ્યા હરણ કરાઈ. (૨૦૨)

हा राम वत्स सौमित्रे भ्रातर्भामण्डलेति च। देव्यां रुदत्यां सीतायामकुप्यं दशमौलये ॥ २०३ ॥

હે રામ! હે વસ્ત લક્ષ્મણ ! હે ભાઈ ભામંડલ ! એ પ્રમાણે સીતા દેવી રુદન કરતે છતે હું રાવણ ઉપર ગુસ્સે થયો. (૨૦૩)

सीतोदन्तेन तेनाऽथ मुदितो रघुपुङ्गवः। सुरसंगीतपुरेशं रत्नजटिनमाश्लिषत् ॥ २०४ ॥

તે સીતાના સમાચારથી પ્રસન્ન થયેલ રઘુશ્રેષ્ઠ ( રામ ) સુરસંગીત પુરના સ્વામી રત્નજટીને ભેટી પડયા. (૨૦૪)

भूयो भूयोऽपि पप्रच्छ सीतोदन्तं रघूद्वहः । भूयो भूयोऽपि सोऽप्याख्यत्तन्मनःप्रीतिहेतवे ॥ २०५ ॥

રામચંદ્રજીએ ફરી ફરી સીતાના સમાચાર પૂછયા. ( અને ) તેણે પણ તેમના મનની પ્રીતિ માટે ફરી ફરી પણ ( તે સમાચાર ) કહ્યા. (૨૦૫)

अपृच्छद्रामभद्रस्तान् सुग्रीवादीन्महाभटान् । इतः कियति दूरे सा लङ्कापुरस्तस्य रक्षसः ॥ २०६ ॥

રામચંદ્રજીએ તે સુગ્રીવાદિ મહા સુભટોને પૂછયું, 'અહીંથી તે રાક્ષસની લંકા નગરી કેટલી દૂર છે?' (૨૦૬)

तेऽप्यूचुः किं तया पुर्यासन्नयाऽथ दविष्ठया । रावणस्य जगज्जिष्णोर्यत्सर्वे तृणवद्वयम् ॥ २०७ ॥

તેઓ પણ બોલ્યા, નજીક કે દૂર રહેતી તે નગરીથી શું થાય? જે કારણથી જગતને જિતનાર રાવણને અમે સર્વ તૃણ સમાન છીએ. (૨૦૭)

रामोऽप्यूचे कृतं तस्य जय्याजय्यविचिन्तया । दर्शनप्रतिभूवन्नस्तं दर्शयत केवलम् ॥ २०८ ॥

રામચંદ્રજીએ પણ કહ્યું: "તેના જેય અજેયની ચિંતા વડે સર્યું. દર્શનમાં સાક્ષી સમાન ( તમે ) માત્ર તેનું દર્શન કરાવો. (૨૦૮)

तस्य दर्शितमात्रस्य सामर्थ्यं ज्ञास्यथाऽचिरात् । सौमित्रिमुक्तनाराचपीयमानगलासृजः ॥ २०९ ॥

અલ્પ કાળમાં જ લક્ષ્મણ વડે મુકાયેલ નારાચ ( બાણ )થી પાન કરાતા કંઠના રુધિરવાળા માત્ર દર્શન કરાવેલ તે ( રાવણ )નું સામર્થ્ય તમે જાણશો." (૨૦૯)

बभाषे लक्ष्मणोऽप्येवं क एष ननु रावणः । सारमेय इवासारच्छलेनैवं चकार यः ॥ २१० ॥

લક્ષ્મણ પણ એ પ્રમાણે બોલ્યા : 'જેણે શ્વાનની જેમ અસાર છળ વડે આ પ્રમાણે કર્યું એ રાવણ કોણ છે? (૨૧૦)

क्षत्राचारेण तस्याऽहं छेत्स्यामि छलिनः शिरः । संग्रामनाटकं यूयं सभ्यीभूयैव पश्यत ॥ २११ ॥

તે કપટીનું મસ્તક હું ક્ષત્રિય આચારથી છેદી નાખીશ. તમે સભ્ય જેવા થઈને જ સંગ્રામ નાટકને જોજો. (૨૧૧)

जाम्बवान् व्याजहाराथ सर्वं वो युज्यते परम् । यो हि कोटिशिलोत्पाटी स हनिष्यति रावणम् ॥ २१२ ॥

હવે જાંબવાન બોલ્યો, 'તમને બધું ઘટે છે. પરંતુ જે કોટિશિલાને મૂળમાંથી ઊંચકી લેશે તે જ રાવણને હણશે.' (૨૧૨)

साधुनाऽनन्तवीर्येणाख्यातं ज्ञानवता ह्यदः । अस्मत्प्रत्ययहेतोस्तत्समुत्पाटय तां शिलाम् ॥ २१३ ॥

કેમ કે અનંતવીર્ય (નામે) જ્ઞાની સાધુ વડે આ (વાત) કહેવાયેલ છે. તેથી અમારી પ્રતીતિ માટે તે શિલાને મૂળમાંથી ઉપાડો. (૨૧૩)

एवमस्त्वित्युक्तवन्तं ते नयन्ति स्म लक्ष्मणम् । सपदि व्योमयानेन यत्र कोटिशिलाऽस्ति सा ॥ २१४ ॥

'એ પ્રમાણે થાઓ' એમ બોલેલ લક્ષ્મણને તેઓ તરત જ આકાશગમન વડે જ્યાં કોટિશિલા છે ત્યાં લઈ ગયા. (૨૧૪)

उच्चिक्षेप शिलां दोष्णा लक्ष्मणस्तां लतामिव । साधु साध्वित्युच्यमानस्त्रिदशैः पुष्पवर्षिभिः ॥ २१५ ॥

પુષ્પવૃષ્ટિ કરતા દેવતાઓ વડે સારું સારું એ પ્રમાણે કહેવાતા લક્ષ્મણે તે શીલાને લતાની જેમ બાહુ વડે (મૂળમાંથી) ઊંચકી લીધી. (૨૧૫)

सञ्जातप्रत्ययास्तेऽपि व्योमयानेन पूर्ववत् । किष्किन्धायां समानिन्युर्लक्ष्मणं रामसन्निधौ ॥ २१६ ॥

વિશ્વાસ પ્રાપ્ત કરેલ તેઓ પણ પૂર્વની જેમ નભોગમન વડે લક્ષ્મણને રામની પાસે કિષ્કિન્ધા નગરીમાં લાવ્યા. (૨૧૬)

कपिवृद्धास्ततः प्रोचुर्युष्मतो रावणक्षयः । आदौ प्रेष्यो द्विषां दूत इति नीतिमतां स्थितिः ॥ २१७ ॥

ત્યાર બાદ વૃદ્ધ કપિઓએ કહ્યું: 'તમારાથી રાવણનો નાશ થશે, (પરંતુ) પ્રથમ શત્રુઓને દૂત મોકલવો જોઈએ એ ન્યાયવાનોની પદ્ધતિ છે. (૨૧૭)

संदेशहारकेणाऽपि यदि सिध्येत्प्रयोजनम् । पर्याप्तं स्वयमुद्योगकर्मणा भूभुजां तदा ॥ २१८ ॥

જો સંદેશવાહકથી પણ કાર્યની સિદ્ધિ થઈ જાય તો રાજાઓને જાતે ઉદ્યોગ કરવા વડે સર્યું. (૨૧૮)

समर्थः प्रेष्यतां तत्र कोऽपि दूतो महाभुजः । सा दुःप्रवेशनिष्काशा लङ्का हि श्रूयते क्षितौ ॥ २१९ ॥

ત્યાં કોઈ પણ મહા પરાક્રમી સમર્થ દૂત મોકલાય, કેમ કે પૃથ્વી ઉપર તે લંકા દુઃખે પ્રવેશ અને નિષ્ક્રમણવાળી સંભળાય છે. (૨૧૯)

गत्वा दूतः स लङ्कायां भणिष्यति बिभीषणम् । सीतार्पणकृते रक्षःकुले स खलु नीतिवान् ॥ २२० ॥

તે દૂત લંકામાં જઈને બિભીષણને સીતાને અર્પણ કરવા કહેશે ( કેમ કે ) રાક્ષસ કુલમાં તે જ નીતિવંત છે. (૨૨૦)

सीतां मोचयितुं सोऽपि रावणं बोधयिष्यति । रावणेन त्ववज्ञातस्त्वामेष्यति तदैव हि ॥ २२१ ॥

સીતાને મુક્ત કરાવવા તે પણ રાવણને જણાવશે, વળી રાવણ વડે અવજ્ઞા કરાયેલ તે તે જ સમયે તમને મળશે. (૨૨૧)

एवं वचसि तेषां तु रामेणाऽनुमते सति । श्रीभूतिं प्रेष्य सुग्रीवो हनूमन्तमथाह्वत ॥ २२२ ॥

એ પ્રમાણે તેઓનું વચન રામ વડે સ્વીકારાયે છતે સુગ્રીવે શ્રીભૂતિને મોકલી હનૂમાનને બોલાવ્યા. (૨૨૨)

अथ रामं सभासीनं सुग्रीवादिसमावृतम् । नमश्चकार हनुमान् भानुमानिव तेजसा ॥ २२३ ॥

હવે સુગ્રીવ આદિ વડે વિંટળાયેલા, સભામાં બેઠેલા રામને તે જ વડે સૂર્યસમાન હનુમાને નમસ્કાર કર્યા. (૨૨૩)

ततो रामाय सुग्रीवः शशंसैवमयं हि नः । विधुरे परमो बन्धुर्विनयी पावनञ्जयिः ॥ २२४ ॥

ત્યાર બાદ સુગ્રીવે રામને એ પ્રમાણે કહ્યું કે, ' આ વિનયવાન્ પવનંજયનો પુત્ર ( હનુમાન ) અમારે સંકટમાં પરમ બંધુ સમાન છે.' (૨૨૪)

नाऽस्य तुल्यो द्वितीयोऽस्ति सर्वविद्याधरेष्वपि । सीताप्रवृत्तिलाभार्थं स्वामिन्नेनं तदादिश ॥ २२५ ॥

સર્વ વિદ્યાધરોમાં પણ આના જેવો (કોઈ) નથી તેથી હે સ્વામિન્! સીતાના સમાચાર લાવવા આને આજ્ઞા આપો. (૨૨૫)

हनुमानप्युवाचैवं कपयः सन्त्यनेकशः । मत्प्रायाः स्नेहतस्त्वेतद्वक्ति सुग्रीवभूपतिः ॥ २२६ ॥

હનુમાને પણ એમ કહ્યું, (કે) મારા જેવા અનેક વાનરો છે, પરંતુ સુગ્રીવ રાજા સ્નેહથી આવું કહે છે. (૨૨૬)

गवो गवाक्षो गवयः शरभो गन्धमादनः । नीलो द्विविदमैन्दौ च जाम्बवानंगदो नलः ॥ २२७ ॥

अन्येऽपि बहवः स्वामिन् सन्तीह कपिपुङ्गवाः । तेषां संख्यापूरणोऽहमपि त्वत्कार्यसिद्धये ॥ २२८ ॥

અહીં ગવ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધમાદન, નીલ, દ્વિવિદ, મૈન્દ, જાંબવાન, અંગદ, નલ અને બીજા પણ ઘણા શ્રેષ્ઠ કપિઓ છે. હે સ્વામિન્! હું પણ તમારા કાર્યને સિદ્ધ કરવા સંખ્યાને પૂરનારો છું. (૨૨૭–૨૨૮)

लङ्कां सराक्षसद्वीपामुत्पाट्येह किमानये । बध्ध्वा सबान्धवमथानयामि दशकन्धरम् ॥ २२९ ॥

શું રાક્ષસ દ્વીપ સહિત લંકાને ઉપાડીને અહીં લાવું? (અથવા) બાંધવો સહિત રાવણને બાંધીને લાવું? (૨૨૯)

सकुटुम्बं दशग्रीवं हत्वा तत्रैव वा द्रुतम् । देवीं जनकजामेवानयामि निरुपद्रवाम् ॥ २३० ॥

અથવા કુટુંબ સહિત રાવણને ત્યાં જ મારી નાખી ઉપદ્રવ રહિત સીતાદેવીને શીઘ્ર લઈ આવું? (૨૩૦)

रामोऽपि निजगादैवं सर्वं संभवति त्वयि । तद्गच्छ पुर्यां लङ्कायां सीतां तत्र गवेषयेः ॥ २३१ ॥

રામે પણ એ પ્રમાણે કહ્યું : 'તારામાં બધું સંભવે છે, તેથી લંકાનગરીમાં જા, ત્યાં સીતાની શોધ કરજે.' (૨૩૧)

मदूर्मिकामिमां देव्या मदभिज्ञानमर्पयेः । तस्याश्चूडामणिं चाऽभिज्ञानमत्र समानयेः ॥ २३२ ॥

મારી મુદ્રિકા દેવીને નિશાની રૂપે આપજે અને તેણીના ચૂડામણિને નિશાની રૂપે અહીં લાવજે. (૨૩૨)

इदं मद्वाचिकं शंसेर्देवि यल्लक्ष्मणाग्रजः । त्वद्वियोगातुरोऽत्यन्तं ध्यायंस्त्वामेव तिष्ठति ॥ २३३ ॥

મારો આ સંદેશો કહેજે : 'હે દેવી! તમારા વિયોગથી પીડિત જે લક્ષ્મણના મોટા ભાઈ તમારું જ અત્યંત ધ્યાન કરતા રહે છે. (૨૩૩)

मा त्याक्षीर्मद्वियोगेन जीवितं जीवितेश्वरि । लक्ष्मणेन हतं द्रक्ष्यस्यचिरादेव रावणम् ॥ २३४ ॥

હે જીવિતેશ્વરી! મારા વિયોગથી તું જીવનનો ત્યાગ ન કરીશ. અલ્પ કાળમાં જ રાવણને લક્ષ્મણ વડે હણાયેલ તું જોઈશ.' (૨૩૪)

हनुमानप्युवाचैवं यावदाज्ञां विधाय ते । लङ्कायाः पुनरायामि तिष्ठेस्तावदिह प्रभो ॥ २३५ ॥

હનુમાને પણ આ પ્રમાણે કહ્યું : 'હે સ્વામિન્! જેટલામાં તમારા આદેશ મુજબ કરીને પાછો આવું ત્યાં સુધી તમે અહીં રહેજો.' (૨૩૫)

इत्युक्त्वा राघवं नत्वा मारुतिः सपरिच्छदः । लङ्कापुरीं प्रत्यचालीद्विमानेनाऽतिरंहसा ॥ २३६ ॥

એ પ્રમાણે કહીને પરિવાર સહિત હનુમાન રામને નમસ્કાર કરી વિમાન વડે અતિ વેગથી લંકાનગરી તરફ ચાલ્યા. (૨૩૬)

**स गच्छन्नभसापश्यन्महेन्द्रगिरिसानुनि । मातामहमहेन्द्रस्य महेन्द्रपुरपत्तनम् ॥२३७॥**

ગગન-માર્ગે જતા તેણે મહેન્દ્ર પર્વતના શિખર ઉપર માતામહ મહેન્દ્ર (રાજા)નું મહેન્દ્રપુર નગર જોયું. (૨૩૭)

**एवं च दध्यौ हनुमान्महेन्द्रस्य पुरं हृदः । येन मेऽनपराधापि माता निर्वासिता तदा ॥ २३८॥**

હનુમાન એ પ્રમાણે વિચારવા લાગ્યા, કે જેના વડે નિરપરાધી પણ મારી માતા તે સમયે કાઢી મુકાઈ હતી (તે) મહેન્દ્રનું આ નગર છે. (૨૩૮)

**इति संस्मृत्य संक्रुद्धो रणतूर्यमवादयत् । ब्रह्माण्डं स्फोटयदिव दिङ्मुखप्रतिशब्दितैः ॥ २३९ ॥**

એ પ્રમાણે સ્મરણ કરી ક્રોધ પામેલ તેણે દિઙ્‌-મુખોના પડઘાઓથી જાણે બ્રહ્માંડને ફોડી નાખતું (ન હોય તેવું) રણવાદ્ય વગાડયું. (૨૩૯)

**दृष्ट्वा परबलं राजा महेन्द्रोऽपीन्द्रविक्रमः । समं सैन्यैर्निरगमत्सपुत्रो रणकर्मणे ॥ २४० ॥**

શત્રુનું સૈન્ય જોઈને ઇન્દ્ર સમાન પરાક્રમી પુત્રો સહિત રાજા મહેન્દ્ર પણ સૈન્ય સાથે યુદ્ધકાર્ય માટે બહાર નીકળ્યો. (૨૪૦)

महेन्द्रहनुमच्चम्वोरजायत महारणः । व्योमन्युत्पाजीतमूत इवाऽसृग्वृष्टिभीषणः ॥ २४१ ॥

મહેન્દ્ર અને હનુમાનની સેનાનું આકાશમાં ઉત્પાત (સમય)ના મેઘની જેવું રુધિરની વૃષ્ટિ વડે ભયંકર મહાયુદ્ધ થયું. (૨૪૧)

प्राभञ्ज निर्बभञ्जाऽथ प्रभञ्जन इव द्रुमान् । परसैन्यान् क्षणेनाऽपि भ्रमन्वेगेन संगरे ॥ २४२ ॥

વાયુ જેમ વૃક્ષોને (તેમ) યુદ્ધમાં વેગપૂર્વક ભમતા હનુમાને ક્ષણમાત્રમાં જ શત્રુસૈન્ય ભાંગી નાખ્યું. (૨૪૨)

प्रसन्नकीर्तिर्माहेन्द्रिरयुध्यत हनूमता । निघ्नन्नशङ्कं जामेयसम्बन्धमविदन्नथ ॥ २४३ ॥

હવે ભાણેજના સંબંધને નહિ જાણતો મહેન્દ્રનો પુત્ર પ્રસન્નકીર્તિ નિઃશંકપણે પ્રહાર કરતો હનૂમાન સાથે યુદ્ધ કરવા લાગ્યો. (૨૪૩)

उभावपि महाबाहू उभावप्यत्यमर्षणौ । अन्योऽन्यं दृढयुद्धेन जनयामासतुः श्रमम् ॥ २४४ ॥

બંનેય સમાન બળવાળા અને બંનેય સમાન અમર્ષવાળા પરસ્પર દૃઢ યુદ્ધ વડે શ્રમ ઉત્પન્ન કરવા લાગ્યા. (૨૪૪)

अथैवं चिन्तयामास युध्यमानोऽपि पावनिः । आरम्भि धिग्मया युद्धं स्वामिकार्यविलम्बकृत् ॥ २४५ ॥

હવે યુદ્ધ કરાતાં પણ પવનપુત્ર (હનૂમાન)એ પ્રમાણે ચિંતવવા લાગ્યા, (જે) મારા વડે સ્વામીના કાર્યમાં વિલંબ કરનારું યુદ્ધ આરંભાયું (માટે મને) ધિક્કાર હો. (૨૪૫)

ये जीयन्ते क्षणात्तेऽन्ये मम मातृकुलं ह्यदः । तथाऽप्यारब्धनिर्वाहकृते जेतव्यमेव हि ॥ २४६ ॥

જે ક્ષણમાત્રમાં જીતી શકાય તે બીજા, કેમ કે આ મારું માતૃકુલ છે. તોપણ આરંભ કરાયેલાના નિર્વાહ જીતવું જ જોઈએ. (૨૪૬)

ध्यात्वेति हनुमान् क्रुद्धः प्रहारैर्मोहयन् क्षणात् । प्रसन्नकीर्तिं जग्राह भग्नास्त्ररथसारथिम् ॥ २४७ ॥

એ પ્રમાણે વિચારી ક્રોધ પામેલા ( તેમ જ ) પ્રહારો વડે ક્ષણમાત્રમાં મૂંઝવી નાખતા હનુમાને ભગ્ન અસ્ત્ર, રથ અને સારથિવાળા પ્રસન્નકીર્તિને પકડી લીધો. (૨૪૭)

अग्रहीद्भृशमायोध्य महेन्द्रमपि मारुतिः । नत्वा चैवं समाचख्यौ नप्ता तेऽस्म्यञ्जनासुतः ॥ २४८ ॥

અતિ યુદ્ધ કરીને હનુમાને મહેન્દ્ર ( રાજા )ને પણ પકડી લીધો તેમ જ નમસ્કાર કરી એ પ્રમાણે બોલ્યો : અંજનાનો પુત્ર હું તમારો પૌત્ર છું. (૨૪૮)

रामाज्ञया च वैदेहीशुध्द्यै लङ्कां व्रजन्नहम् । अत्रायातः समस्मार्षं मातृनिर्वासनं चिरात् ॥ २४९ ॥

રામની આજ્ઞાથી સીતાની શોધ કરવા લંકા જતાં હું અહીં આવ્યો ( અને ) દીર્ઘકાળથી માતાના કરેલ દેશ-નિકાલને મેં યાદ કર્યો. (૨૪૯)

जातामर्षेण तत्तात योधितोऽसि सहस्व मे । स्वामिकार्याय यास्यामि याहि नः स्वामिसन्निधौ ॥ २५० ॥

તેથી ઉત્પન્ન થયેલ કોપથી હે તાત! તમે યુદ્ધ કરાયા છો. મને માફ કરો. હું સ્વામીના કાર્ય માટે જાઉં છું. તમે અમારા સ્વામી પાસે જાઓ. (૨૫૦)

महेन्द्रोऽपि समालिङ्ग्य तमित्यूचे महाभुजम् । प्राक्छ्रुतोऽसि जनश्रुत्या दिष्ट्या दृष्टोऽद्य विक्रमी ॥ २५१ ॥

મહેન્દ્ર પણ મહા પરાક્રમી તેને આલિંગન કરીને બોલ્યો : પહેલાં જનશ્રુતિથી પરાક્રમી એવો તું સંભળાયો હતો. આજે ભાગ્યયોગથી જોવાયો છે. (૨૫૧)

गच्छ स्वस्वामिकार्याय पन्थानः सन्तु ते शिवाः । इत्युक्त्वा महेन्द्रोऽगात्ससैन्यो राघवाऽन्तिके ॥ २५२ ॥

પોતાના સ્વામીના કાર્ય માટે તું જા, તારો માર્ગ કલ્યાણ રૂપ હો, એમ કહી સૈન્ય સહ મહેન્દ્ર રાઘવ પાસે ગયો. (૨૫૨)

व्योम्नाऽथ हनुमान् गच्छन् द्वीपे दधिमुखाभिधे । कायोत्सर्गे तस्थिवांसौ प्रेक्षाञ्चक्रे महामुनी ॥ २५३ ॥

આકાશમાર્ગે જતા હનુમાને દધિમુખ નામે દ્વીપમાં કાયોત્સર્ગમાં રહેલ બે મહામુનિઓને જોયા. (૨૫૩)

तयोरनतिदूरे चाऽपश्यत्तिस्रः कुमारिकाः । ध्यानस्था निरवद्याङ्गीर्विद्यासाधनतत्पराः ॥ २५४ ॥

તેમની નજીકમાં ધ્યાનમાં રહેલી નિર્દોષ અંગવાળી, વિદ્યા સિદ્ધ કરવામાં તત્પર ત્રણ કુમારિકાઓ તેણે જોઈ. (૨૫૪)

दवानलस्तदा द्वीपे प्रज्वालाखिलेऽपि हि । तौ साधू ताः कुमार्यश्च निपेतुर्दवसंकटे ॥ २५५ ॥

તે સમયે આખાય દ્વીપમાં દાવાનળ પ્રજ્વળી ઉઠયો. તે બંને સાધુ અને તે કુમારિકાઓ દવના સંકટમાં પડી. (૨૫૫)

तद्वात्सल्येन हनुमान् विद्ययादाय सागरात् । तं दवाग्निं मेघ इव शमयामास वारिभिः ॥ २५६ ॥

તેમની ઉપરના વાત્સલ્યથી હનુમાને વિદ્યા વડે સાગરમાંથી લઈને પાણી વડે તે દવાગ્નિને મેઘની જેમ શાન્ત કર્યો. (૨૫૬)

तदैव सिद्धविद्यास्ताः कन्या ध्यानस्थितौ तु तौ । मुनी प्रदक्षिणीकृत्य हनूमन्तं बभाषिरे ॥ २५७ ॥

તે જ સમયે સિદ્ધ થયેલ વિદ્યાઓ વાળી તે કુમારિકાઓ ધ્યાનસ્થ તે બંને મુનિને પ્રદક્ષિણા કરી હનૂમાનને કહેવા લાગી. (૨૫૭)

साधूपसर्गं साधूनामरक्षः परमार्हत । त्वत्साहाय्येन विद्या नः सिद्धा कालं विनाऽपि हि ॥ २५८ ॥

હે પરમાર્હત! સાધુઓને થતા ઉપસર્ગનું તમે સારી રીતે રક્ષણ કર્યું. (વળી) તમારી સહાયથી અમને અકાળે વિદ્યાઓ સિદ્ધ થઈ. (૨૫૮)

का यूयमिति तेनोक्ताः कन्यास्ता एवमब्रुवन् । अस्मिन् गन्धर्वराजोऽस्ति राजा दधिमुखे पुरे ॥ २५९ ॥

તે (હનુમાન) વડે 'તમે કોણ છો?' એમ કહેવાયેલ તે કન્યાઓ આ પ્રમાણે બોલી : આ દધિમુખ નગરમાં ગંધર્વરાજ (નામે) રાજા છે. (૨૫૯)

स्मस्तस्य कन्याः कुसुममालाकुक्षिभवा वयम् । तातं ययाचिरेऽमांस्तु बहवः खेचरेश्वराः ॥ २६० ॥

કુસુમમાલાની કુક્ષિથી ઉત્પન્ન થયેલ અમે તેની પુત્રીઓ છીએ, ઘણા ખેચર રાજાઓએ પિતા પાસે અમારી યાચના કરી. (૨૬૦)

खेचरोऽङ्गारको नाम्नोन्मत्तश्चाऽस्मत्कृतेऽभवत् । ततस्तस्मै न चाऽन्यस्मै ददौ तातस्त्वरोचकी ॥ २६१ ॥

અંગારક નામે ખેચર અમારા માટે ઉન્મત્ત થયો છે તેથી રુચિ હીન પિતાએ તેને કે બીજા કોઈને (અમને) આપી નહિ. (૨૬૧)

मत्पुत्रीणां पति कः स्यादित्यपृच्छत्पिता मुनिम् । यः साहसगतेर्हन्ता स स्यादिति च सोऽवदत् ॥२६२ ॥

મારી પુત્રીઓનો પતિ કોણ થશે ? એમ પિતાએ મુનિને પૂછયું. તેમણે એ પ્રમાણે કહ્યું, 'જે સાહસગતિને હણશે તે ( તમારી પુત્રીઓનો પતિ ) થશે. (૨૬૨)

तद्गिरान्वेषयंस्तातो नोपलेभे तु तं क्वचित् । विद्यासाधनमस्माभिस्तं ज्ञातुं च प्रचक्रमे ॥ २६३ ॥

તેમના વચનથી શોધ કરતાં પણ પિતાજી તેમને ક્યાંય મેળવી શક્યા નહિ ( તેથી ) તેમને જાણવા અમારા વડે વિદ્યા સાધવાનો આરંભ કરાયો. (૨૬૩)

विद्याभ्रंशनिमित्तं चाऽङ्गारकेण कृतो दवः । त्वया च शमितः साधु भो निष्कारणबन्धुना ॥ २६४ ॥

વિદ્યાના ધ્વંસ માટે અંગાર વડે દવ કરાયો હતો. હે અકારણ બંધુ ! તારા વડે તે શાંત કરાયો ( એ ) સારું થયું. (૨૬૪)

मासैः सिध्यति या षड्भिस्त्वत्साहाय्यात्क्षणादपि । सा मनोगामिनी नाम विद्या नः सिद्धिमाययौ ॥२६५॥

જે છ માસે સિદ્ધ થાય તે મનોગામિની નામે વિદ્યા અમને તારી સહાયથી ક્ષણ વારમાં જ સિદ્ધ થઈ. (૨૬૫)

आमूलात्साहसगतेर्वधं रामेण निर्मितम् । शशंस हनुमांस्तासां लङ्कायां चात्मनो गतिम् ॥ २६६ ॥

હનૂમાને તે (કન્યા)ઓને મૂળથી આરંભી રામ વડે કરાયેલ સાહસગતિનો વધ અને પોતાનું લંકા પ્રતિ ગમન કહી બતાવ્યું. (૨૬૬)

मुदितास्ताः पितुर्गत्वा शशंसुस्तदशेषतः । सोऽपि ताभिः समं सद्यः ससैन्योऽगाद्रघूद्वहम् ॥ २६७॥

ખુશ થયેલ તે (કન્યા)ઓએ જઈને તે સંપૂર્ણપણે પિતાને કહ્યું. તે (ગંધર્વરાજ) પણ તેઓ સાથે શીઘ્ર સૈન્ય સહિત રામ પાસે ગયો. (૨૬૭)

उत्पपाताऽथ हनुमानुपलङ्कं गतश्च सन् । ददर्शाशालिकां विद्यां घोरां कालनिशामिव ॥ २६८ ॥

હવે હનૂમાન આકાશમાર્ગે આગળ ચાલ્યા. લંકાની સમીપમાં ગયેલા તેમણે કાળરાત્રિ જેવી ભયંકર આશાળી વિદ્યાને જોઈ. (૨૬૮)

अरे कपे क्व यातासि यातोऽसि मम भोज्यताम् । इति ब्रुवाणा साक्षेपं व्याददाति स्म सा मुखम् ॥ २६९ ॥

અરે વાનર! તું ક્યાં જઈ રહ્યો છે? તું મારા ભક્ષ્યપણાને પામ્યો છે (અર્થાત્ મારું ભક્ષ્ય થયો છે) એમ આક્ષેપપૂર્વક બોલતી તેણીએ મુખને પહોળું કર્યું. (૨૬૯)

हनूमांश्च गदापाणिः प्रविवेश तदाननम् । अभ्रमध्यमिवादित्यस्तां विदार्य च निर्ययौ ॥ २७० ॥

બાહુમાં ગદાવાળા હનૂમાને તેના મુખમાં પ્રવેશ કર્યો અને મેઘની મધ્યમાંથી સૂર્યની જેમ તેણીને ફાડીને તે બહાર નીકળી ગયા. (૨૭૦)

तया कृतं च प्राकारं लङ्कापुर्या मरुत्सुतः । विद्यासामर्थ्यतोऽभाङ्क्षीन्मङ्क्षु कर्परलीलया ॥ २७१ ॥

તેણી વડે રચાયેલ લંકા નગરીના કિલ્લાને પવનપુત્રે વિદ્યાના બળથી માટીના ઠીકરાની લીલાથી તત્કાળ ભાંગી નાખ્યો. (૨૭૧)

तद्वप्रारक्षमप्युच्चैः क्रुद्धं वज्रमुखाभिधम् । सोऽवधीत्सह युध्वानं युद्धाध्वन्यधुरंधरः ॥ २७२ ॥

અતિ ક્રોધ પામેલ, પોતાની સાથે યુદ્ધ કરતા વજ્રમુખ નામના તે ( નગરી )ના ગુલ્મપાલને પણ યુદ્ધના પ્રવાસીઓમાં અગ્રેસર તેણે હણી નાખ્યો. (૨૭૨)

हते वज्रमुखे लङ्कासुन्दरी तस्य कन्यका । विद्याबलवती कोपाद्युद्धायाह्वास्त मारुतिम् ॥ २७३ ॥

વજ્રમુખ હણાયે છતે વિદ્યાના બળવાળી લંકા સુંદરી ( નામે ) તેની પુત્રીએ ક્રોધથી હનુમાનને યુદ્ધ માટે બોલાવ્યો. (૨૭૩).

व्योमनीव तडिल्लेखा साचारीच्चतुरं रणे । प्रहरन्ती मुहुः सानुमतीव हि हनूमति ॥ २७४ ॥

ગગનમાં વિદ્યુત્રેખા સમાન તેણી પર્વત જેવા હનૂમાન્ ઉપર વારંવાર પ્રહાર કરતી યુદ્ધમાં ચતુરાઈપૂર્વક ફરવા લાગી. (૨૭૪)

तदस्त्राणि निजैरस्त्रैच्छिदानः पावनाञ्जयिः । तां निरस्त्रीचकाराशु निष्पत्रामिव वीरुधम् ॥ २७५ ॥

તેનાં અસ્ત્રોને પોતાનાં અસ્ત્રોથી છેદી નાખતા હનુમાને પત્ર વિનાની લતાની જેમ તેણીને શીઘ્ર નિઃશસ્ત્ર કરી દીધી. (૨૭૫)

क एष इति साश्चर्यादाञ्जनेयमुदीक्षितुम् । संप्रवृत्ता च कामेन ताडिता च शिलीमुखैः ॥ २७६ ॥

આ કોણ છે ? એમ આશ્ચર્યથી અંજના પુત્રને જોવાને પ્રવૃત્ત થયેલી તેણી કામદેવ વડે બાણોથી તાડન કરાઈ. (૨૭૬)

सा हनूमन्तमित्यूचे मया पितृवधोत्थया । अविचार्य क्रुधा वीर योधितोऽसि मुधैव हि ॥ २७७ ॥

તે હનુમાનને એ પ્રમાણે કહેવા લાગી : 'હે વીર ! પિતાના વધથી ઉત્પન્ન થયેલ કોપથી તું વિચાર્યા વગર જ મારા વડે નિરર્થક યુદ્ધ કરાયો છે.' (૨૭૭)

आख्यातं साधुना पूर्वं यस्ते जनकघातकः । भावी भर्तेति तन्नाथ मामुद्वह वशंवदाम् ॥ २७८ ॥

પૂર્વે સાધુ વડે એ પ્રમાણે કહેવાયેલ (કે) જે તારા પિતાનો નાશ કરનારો (તે તારો) પતિ થશે, તેથી હે નાથ ! આધીનપણે બોલનાર મારું પાણિગ્રહણ કરો. (૨૭૮)

सकलेऽपि जगत्यस्मिन्कोऽन्यस्तव समो भटः । ततः स्थास्यामि नारीषु त्वया पत्यातिगर्विता ॥ २७९ ॥

આ અખિલ જગતમાં પણ તમારા સમાન બીજો કયો યોદ્ધો છે ? તેથી પતિ એવા તમારાથી સ્ત્રીઓમાં હું અતિગર્વવાળી રહીશ. (૨૭૯)

एवं विनीतां तां कन्यां मुदितो हनुमानपि । गान्धर्वेण विवाहेन सानुरागमुपायत ॥ २८० ॥

એ પ્રમાણે ( કહેતી ) વિનીત એવી તે કન્યાને પ્રસન્ન થયેલ હનુમાન પણ અનુરાગપૂર્વક ગાંધર્વવિવાહથી પરણ્યો. (૨૮૦)

स्नातुकाम इव व्योमाटवीपर्यटनश्रमात् । तदा त्विषामधिपतिर्ममज्जापरवारिधौ ॥ २८१ ॥

ગગન રૂપી અરણ્યમાં પરિભ્રમણના શ્રમથી જાણે સ્નાન કરવાની ઇચ્છાવાળા સૂર્ય તે સમયે પશ્ચિમ સમુદ્રમાં ડૂબી ગયો. (૨૮૧)

प्रतीचीमुपभुज्याशां गच्छता भानुमालिना । सन्ध्याभ्रच्छद्मना तस्या वासांसीवापनिन्यिरे ॥ २८२ ॥

પશ્ચિમ દિશાને ભોગવીને જતા સૂર્ય વડે સંધ્યાના વાદળના છળથી જાણે તે ( પશ્ચિમ દિશા )નાં વસ્ત્રો દૂર કરાયાં હતાં ( તેમ જણાતું હતું. ) (૨૮૨)

चकाशे दिशि वारुण्यामरुणाभ्रपरंपरा । अस्तकाले रविं त्यक्त्वा तेजः पृथगिव स्थितम् ॥ २८३ ॥

અસ્ત સમયે સૂર્યને તજીને તેજ જાણે ભિન્ન રહ્યું ( ન ) હોય ( તેમ ) અરુણ મેઘપરંપરા પશ્ચિમ દિશામાં પ્રકાશતી હતી. (૨૮૩)

नवरागो नवरागां सिषेवे वारुणीमसौ । मां हित्वेत्यपमानेन म्लानास्या प्राच्यभूद्ध्रुवम् ॥ २८४ ॥

નવીન રાગવાળો આ (સૂર્ય) મને તજીને નવીન રાગવાળી પશ્ચિમ દિશાને સેવે છે એવા અપમાન વડે જ પૂર્વદિશા મ્લાન મુખવાળી થઈ (એમ લાગ્યું હતું). (૨૮૪)

क्रीडास्थानभुवां तासां परित्यागभुवा रुजा । खगैः कोलाहलमिषादाक्रन्दस्तत्र निर्ममे ॥ २८५॥

તે ક્રીડાસ્થાનોની ભૂમિના ત્યાગથી ઉત્પન્ન થયેલ પીડાથી કોલાહલના મિષથી પક્ષીઓ ત્યાં આક્રંદ કરતાં હતાં. (૨૮૫)

म्लानिमासादयामास चक्रवाकी वराकिका । दूरीभूतप्रियतमा ललनेव रजस्वला ॥ २८६ ॥

રાજસ્વલા સ્ત્રીની જેમ દૂર થયેલ પ્રિયતમવાળી બિચારી ચકવાકી મ્લાનિ પામવા લાગી. (૨૮૬)

पद्मिनी कलयामास मुखसंकोचमुच्चकैः । पतिव्रताव्रतेवास्तंगते पत्यावहर्पतौ ॥ २८७ ॥

પતિવ્રતા વ્રતવાળી સ્ત્રીની જેમ સૂર્ય રૂપ પતિ અસ્ત થયે છતે કમલિની ઉચ્ચ પ્રકારે મુખ સંકોચ કરવા લાગી. (૨૮૭)

तर्णकोत्कण्ठितास्तूर्णं गावो व्याजुघुटुर्वनात् । वायव्यस्नानसंप्राप्तिमुदितैर्वन्दिता द्विजैः ॥ २८८ ॥

વાયવ્ય સ્નાનની પ્રાપ્તિથી પ્રસન્ન થયેલ બ્રાહ્મણોથી વંદન કરાયેલી (તથા) વાછરડાંઓ (ને મળવા)ની ઉત્સુકતાવાળી ગાયો વનમાંથી પાછી ફરવા લાગી. (૨૮૮)

अस्तकाले त्विषामीशो निजं तेजो हविर्भुजे । राजेव युवराजाय राज्यसंपद्रमार्पयत् ॥ २८९ ॥

રાજા જેમ યુવરાજને રાજ્ય-સંપત્તિ ( આપે તેમ ) અસ્ત સમયે સૂર્યે પોતાનું તેજ અગ્નિને આપ્યું. (૨૮૯)

नागरीभिः प्रतिपदमदीप्यन्त प्रदीपकाः । दिवोऽवतीर्णनक्षत्रश्रेणिश्रीपरिमोषिणः ॥ २९० ॥

પુર-સ્ત્રીઓએ પ્રત્યેક સ્થાને આકાશમાંથી ઊતરેલી નક્ષત્રની શ્રેણીની શોભાને ( જાણે ) ચોરી લેતા (ન હોય તેવા ) દીવાઓ પ્રગટાવ્યા. (૨૯૦)

अस्तमीयुषि चण्डांशौ शशिन्यनुदिते सति । तमो जृम्भितुमारेभे छलच्छेकाः खलाः खलु ॥ २९१ ॥

સૂર્ય અસ્ત પામ્યે છતે ( અને ) ચંદ્ર અનુદિત હોતે છતે અંધકારે વિસ્તૃત થવાનો આરંભ કર્યો. 'ખરેખર લુચ્ચાઓ કપટકુશળ હોય છે.' (૨૯૧)

किमञ्जनाद्रेश्चूर्णेन पूर्णमेतदथाऽञ्जनैः । रोदसी भाण्डमभितस्तमःपूर्णमलक्ष्यत ॥ २९२ ॥

જાણે આ અંજનગિરિના ચૂર્ણથી ( અથવા ) કાજળથી પૂર્ણ ( ન ) હોય ( તેમ ) ભૂમિ અને આકાશ રૂપ પાત્ર અંધકાર પૂર્ણ જણાતું હતું. (૨૯૨)

न हि स्थलं न हि जलं न दिशो न नभो न भूः । तदानीं किं बहूक्तेन स्वहस्तोऽपि न लक्ष्यते ॥ २९३ ॥

કેમ કે તે સમયે સ્થળ, જળ, દિશાઓ, આકાશ કે પૃથ્વી ( કંઈ જ દેખાતું ) ન હતું, ઘણું કહેવા વડે સર્યું-પોતાનો હાથ પણ જોવાતો ન હતો. (૨૯૩)

तारा व्योमन्यसिश्यामे तमोलिप्ते विशेषतः । चिरं व्यडम्बयन् द्यूतकरित्रस्थवराटिकाः ॥ २९४ ॥

અંધકારથી લેપાયે છતે વિશેષથી ખડ્ગ સમાન શ્યામ આકાશને વિષે તારાઓ ચિરકાળ દ્યૂતપટ્ટ ( ચોપાટ )માં રહેલ કોડીઓ જેવા લાગતા હતા. (૨૯૪)

**व्यक्तोडु कलयामास कज्जलश्यामलं नभः । उत्पुण्डरीककालिन्दीहृदसब्रह्मचारिताम् ॥ २९५ ॥**

સ્પષ્ટ નક્ષત્રોવાળું, કાજળ જેવું શ્યામ ગગન અધિક પુંડરીક કમળોવાળા કાલિંદી હૃદના સમાનપણાને જણાવતું હતું. (૨૯૫)

**एकाकारकरे विष्वक् तमःपूरे प्रसर्पति । विश्वं विश्वमनालोकमभूत्पातालसन्निभम् ॥ २९६ ॥**

એક આકારને કરનાર અંધકારનો સમૂહ ચારે તરફ પ્રસરતે છતે સમગ્ર વિશ્વ પ્રકાશ વગરના પાતાળ જેવું થયું. (૨૯૬)

**स्फीतेऽन्धकारे निःशङ्काः कामिसंघट्टनोत्सुकाः । स्वैरं जजृम्भिरे दूत्यो हृदे शफरिका इव ॥ २९७ ॥**

અંધકાર વૃદ્ધિ પામ્યે છતે કામીજનને મળવામાં ઉત્સુક દૂતીઓ હૃદમાં માછલીઓની જેમ શંકા વિના ઇચ્છાનુસાર ચેષ્ટાઓ કરવા લાગી. (૨૯૭)

**आजानूत्क्षिप्तमञ्जीरास्तमालश्यामलांशुकाः । मृगनाभिविलिप्ताङ्ग्योऽभिसस्नुरभिसारिकाः ॥ २९८ ॥**

જાનુ પર્યન્ત ધારણ કરાયેલ મંજીરા ( ઝાંઝર )વાળી, તમાલ વૃક્ષ જેવાં શ્યામ વસ્ત્રોવાળી, કસ્તૂરીથી વિલેપન કરાયેલ દેહવાળી અભિસારિકાઓ ફરવા લાગી. (૨૯૮)

अथोदयाद्रिप्रासादे सुवर्णकलशोपमः । करांकुरमहाक्रन्द उदियाय निशाकरः ॥ २९९ ॥

હવે ઉદયગિરિ રૂપ પ્રાસાદ ઉપર સુવર્ણ કળશની ઉપમાવાળો, કિરણો રૂપ અંકુશ (ને ઉત્પન્ન કરવા) માટે મહાકંદ સમાન ચંદ્ર ઉદય પામ્યો. (૨૯૯)

नैसर्गिकेण वैरेण लक्ष्मव्याजात्सहेन्दुना । नियुद्धमिव तन्वानमन्धकारमलक्ष्यत ॥ ३०० ॥

સ્વાભાવિક વૈર વડે કલંકના-બહાનાથી જાણે ચંદ્ર સાથે બાહુયુદ્ધને કરતું (ન હોય તેવું) અંધારું જણાતું હતું. (૩૦૦)

विपुले गोकुल इव क्रीडन्ति स्म नभस्तले । स्वैरं गोष्विव तारासु गवेन्द्र इव चन्द्रमाः ॥ ३०१ ॥

વિશાળ ગોકુળ સમાન નભસ્તલમાં ગાયો સાથે મહા વૃષભની જેમ તારાઓ સાથે ચંદ્ર સ્વૈરપણે ક્રીડા કરતો હતો. (૩૦૧)

व्यक्तमन्तःस्फुरल्लक्ष्मा मृगलक्ष्मा व्यराजत । मृगनाभिद्रवाधाररौप्यभाजनसन्निभः ॥ ३०२ ॥

કસ્તૂરીના રસના આધાર રૂપ રૂપાના પાત્ર સમાન અંદર સ્ફુરાયમાન ચિહ્ન (કલંક)વાળો ચન્દ્રમા સ્પષ્ટપણે પ્રકાશતો હતો. (૩૦૨)

स्खल्यमाना विरहिभिरन्तरा दत्तपाणिभिः । प्रसस्नु शीतगुकराः शरा इव मनोभुवः ॥३०३॥

કામદેવનાં બાણો સમાન ચંદ્રનાં કિરણો વિરહીજનો વડે વચ્ચે ધરાયેલ હાથ વડે સ્ખલના કરાતાં પ્રસરવા લાગ્યાં. (૩૦૩)

चिरभुक्तामपि प्रोज्झ्य पद्मिनीं प्राप्तदुर्दशाम् । भृंगाः कुमुद्वतीं भेजुर्धिगहो नीचसौहृदम् ॥ ३०४ ॥

ચિરકાળ ભોગવાયેલ (છતાં) પણ (સૂર્યાસ્ત થવાથી) દુર્દશાને પામેલ પદ્મિનીને ત્યજી દઈ ભમરાઓ પોયણીને ભજવા લાગ્યા. અહો! નીચની મિત્રતાને ધિક્કાર હો. (૩૦૪)

शेफाल्याः कुसुमानीन्दुः करपातैरपातयत् । प्रियमित्रस्य पुष्पेषोः सज्जीकर्तुमिषूनिव ॥ ३०५ ॥

જાણે પ્રિયમિત્ર કામદેવનાં બાણોને સજ્જ કરવા ચંદ્ર કિરણોના પાતથી શેફાલી (નગોડ)નાં કુસુમોને પાડી નાખતો હતો. (૩૦૫)

प्रवर्षयन्निन्दुकान्तान् कुर्वाणः सरसीर्नवाः । स्वानि शीतरुचिः पूर्त्तकीर्तनानीव निर्ममे ॥ ३०६ ॥

ચંદ્રકાંત (મણિઓ)ની વૃષ્ટિ કરતો, નવીન સરોવરોની રચના કરતો ચંદ્ર આત્મીય (પદાર્થો)ને જાણે પૂર્ણ ખ્યાતિવાળાં બનાવતો હતો. (૩૦૬)

कुलटानामटन्तीनां पद्मिनीनामिवोच्चकैः । विततान मुखम्लानिं सा ज्योत्स्ना धौतदिङ्मुखा ॥ ३०७ ॥

જેના વડે દિશાઓનાં મુખ સ્વચ્છ કરાયાં છે તે જ્યોત્સ્ના પદ્મિનીઓની જેમ ઉચ્ચ પ્રકારે ભટકતી કુલટાઓનાં મુખને મ્લાન કરતી હતી. (૩૦૭)

समं च लङ्कासुन्दर्या पवनञ्जयनन्दनः । रममाणो निराशङ्कस्तामतीयाय यामिनीम् ॥ ३०८ ॥

લંકાસુંદરી સાથે ક્રીડા કરતાં નિર્ભય પવનંજયના પુત્રે તે રાત્રિ વ્યતીત કરી. (૩૦૮)

अथोदियाय किरणैः स्वर्णसूत्रसहोदरैः । मार्तण्डो मण्डयन्नाशां प्रियां प्राचीनबर्हिषः ॥३०९॥

હવે સુવર્ણ રજ્જુ સમાન કિરણોથી ઇંદ્રની પ્રિય દિશા ( પૂર્વ દિશા )ને શોભાવતો સૂર્ય ઉદય પામ્યો. (૩૦૯)

अव्याहतं निष्पतन्त्यो रुचयश्चण्डरोचिषः । किमुद्वतीषु स्मेरासु ययुः प्रस्वापनास्त्रताम् ॥३१०॥

નિરંતરાય પડતાં સૂર્યનાં કિરણો વિકસિત પોયણાને વિષે પ્રસ્વાપન અસ્ત્રપણાને પામ્યાં. (૩૧૦)

त्यक्तानि मौलिमाल्यानि प्रबुद्धाभिः पुरन्ध्रिभिः । केशपाशवियोगेनालिनादैररुदन्निव ॥३११॥

જાગ્રત થયેલ કુટુંબિની સ્ત્રીઓ વડે ત્યજાયેલ મસ્તકની પુષ્પમાળાઓ કેશપાશના વિયોગથી જાણે ભ્રમરોના નાદ ( ના બહાના ) થી રડતી હતી. (૩૧૧)

रात्रिजागरणायासकषायितविलोचनाः । निवर्तन्ते स्म गणिकाः कामुकानां निकेतनात् ॥३१२॥

રાત્રિ-જાગરણના શ્રમથી લાલ–પીળાં નેત્રવાળી ગણિકાઓ કામી (પુરુષો)ના ઘેરથી પાછી ફરતી હતી. (૩૧૨)

स्मेरपङ्कजकोशेभ्यो निर्ययुर्भृङ्गराजयः । खण्डिता मुखपद्मेभ्य इव निःश्वासवल्लयः ॥३१३॥

ખંડિતા ( અન્ય યુવતીઓ સાથે ક્રીડા કરતા પતિને જોઈ ઈર્ષ્યા કરનારી સ્ત્રી )ના મુખકમળમાંથી નિઃશ્વાસની શ્રેણિની જેમ વિકસિત કમળકોશમાંથી ભમરાઓની શ્રેણિઓ નીકળવા લાગી. (૩૧૩)

उदितादित्यतेजोभिर्लुण्ठितद्युतिवैभवः । अभवद्रजनीजानिर्लूतातन्तुपुटोपमः ॥३१४॥

ઉદય પામેલ સૂર્યના તેજ વડે લુંટાયેલ કાન્તિના વૈભવવાળો ચંદ્ર કરોળિયાના (મુખમાંથી નીકળેલ) તંતુઓના પાત્ર જેવો થઈ ગયો. (૩૧૪)

यद्ब्रह्माण्डेऽपि मातं न तत्तमश्चण्डरोचिषा । मेघश्चण्डाऽनिलेनेव निर्धूय क्वाप्यनीयत ॥ ३१५ ॥

પ્રચંડ પવન વડે મેઘની જેમ જે બ્રહ્માંડમાં પણ સમાતું ન હતું તે અંધારું સૂર્ય વડે ખસેડીને ક્યાંય લઈ જવાયું. (૩૧૫)

रात्रेरिवाऽनुबद्धाया निद्राया अपसर्पणात् । स्वस्वकर्माणि निर्मातुं प्रावर्तत पुरीजनः ॥ ३१६ ॥

રાત્રિની જેમ સંબંધ કરાયેલ નિદ્રા દૂર થવાથી નગરજન પોતપોતાના કાર્ય કરવા પ્રવૃત્ત થયા. (૩૧૬)

तदा च हनुमाँल्लङ्कासुन्दरीं सुन्दरोक्तिभिः । आपृच्छय प्राविशल्लङ्कानगरीं गुरुविक्रमः ॥ ३१७ ॥

તે સમયે ભારે પરાક્રમી હનુમાને સુંદર વચનોથી લંકાસુંદરીની રજા લઈ લંકાનગરીમાં પ્રવેશ કર્યો. (૩૧૭)

बिभीषणस्य सदनं द्विषद्भटबिभीषणः । जगाम स्थामधामाथ पवनञ्जयनन्दनः ॥ ३१८ ॥

હવે શત્રુઓના સુભટોને ભયભીત કરનાર, સામર્થ્યના સ્થાન રૂપ પવનંજયનો પુત્ર બિભીષણના ઘેર ગયો. (૩૧૮)

बिभीषणेन सत्कृत्य पृष्टश्चागमनकारणम् । अवोचदञ्जनासूनुः सारगम्भीरगीरदः ॥ ३१९ ॥

બિભીષણ વડે સત્કાર કરીને આગમનનું કારણ પુછાયેલા, સાર ગંભીરવાણીવાળા અંજના-પુત્રે આ (પ્રમાણે) કહ્યું : (૩૧૯)

यद्भ्राता रावणस्याऽसि शुभोदर्कं विचिन्त्य तत् । रामपत्नीं हृतां सीतां सतीं मोचय रावणात् ॥३२०॥

'જે કારણથી તમે રાવણના ભાઈ છો તેથી શુભ પરિણામનો વિચાર કરી, અપહરણ કરાયેલી રામ-પત્ની સતી સીતાને રાવણ પાસેથી મુક્ત કરાવો. (૩૨૦)

दुःखाकृदिह लोकेऽपि परलोके न केवलम् । काकुत्स्थपत्नीहरणं त्वद्भ्रातुर्बलिनोऽपि हि ॥३२१॥

કેમ કે બળવાન એવા પણ તમારા ભાઈને કેવળ પરલોકમાં નહિ આ લોકમાં પણ રામની પત્નીનું અપહરણ દુઃખદાયક થશે.' (૩૨૧)

बिभीषणोऽप्यभाषिष्ट साधूक्तं हनुमंस्त्वया । सीतां मोचयितुं पूर्वमप्युक्तः स्वाऽग्रजो मया ॥३२२॥

બિભીષણ પણ બોલ્યો : 'હે હનુમાન! તમે સારું કહ્યું, મેં પહેલાં પણ મારા મોટા ભાઈને સીતાને મુક્ત કરવા કહ્યું હતું. (૩૨૨)

भूयोऽपि हि सनिर्बन्धं प्रार्थयिष्ये स्वबान्धवम् । सीतां यदि पुनर्मुञ्चत्येष संप्रति मद्गिरा ॥३२३॥

હું ફરી પણ મારા ભાઈને આગ્રહપૂર્વક પ્રાર્થના કરીશ જેથી એ હવે ફરીથી મારા વચનથી સીતાને મુક્ત કરે.' (૩૨૩)

एवं बिभीषणेनोक्ते समुत्पत्याञ्जनासुतः । जगाम देवरमणोद्याने वैदेह्यधिष्ठिते ॥३२४॥

બિભીષણ વડે એમ કહેવાયે છતે અંજના પુત્ર (આકાશમાર્ગે) ઊડીને વૈદેહી (સીતા)થી અધિષ્ઠિત દેવરમણ ઉદ્યાનમાં ગયો. (૩૨૪)

तत्राऽशोकतरोर्मूले कपोललुलितालकाम् । संततास्रुपयोधारापल्वलीकृतभूतलाम् ॥३२५॥
प्रम्लानवदनाम्भोजां हिमार्तां पद्मिनीमिव । अत्यन्तक्षामवपुषं प्रथमेन्दुकलामिव ॥३२६॥
उष्णनिश्वाससंतापविधुराधरपल्लवाम् । ध्यायन्तीं राम रामेति निःस्पन्दां योगिनीमिव ॥३२७॥
मलिनीभूतवसनां निरपेक्षां वपुष्यपि । ददर्श देवीं वैदेहीं पवनञ्जयनन्दनः ॥३२८॥

ત્યાં અશોક વૃક્ષ તળે હનુમાને ગાલ ઉપર ઊડી રહેલ કેશવાળાં, સતત અશ્રુજળની ધારા વડે ખાબોચિયા જેવા કરાયેલ ભૂતળવાળાં, હિમ પીડિત પદ્મિનીની જેમ ગ્લાનિ પામેલ મુખ કમળવાળાં, પ્રથમા (પડવા)ની ચંદ્રકળા જેમ અત્યંત કૃશ શરીરવાળાં, ઉષ્ણ નિઃશ્વાસના સંતાપ વડે વ્યાકુળ અધરો રૂપી પલ્લવવાળાં, સ્થિર યોગિનીની જેમ રામ–રામ એ પ્રમાણે ધ્યાન કરતાં, મલિન થયેલ વસ્ત્રવાળાં, શરીરને વિષે પણ અપેક્ષા રહિત સીતાદેવીને જોયાં. (૩૨૫–૩૨૬–૩૨૭–૩૨૮)

एवं च दध्यौ हनुमानहो सीता महासती । अस्या दर्शनमात्रेण पवित्रीभूयते जनैः ॥३२९॥

હનુમાન આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા : અહો ! સીતા મહા સતી છે. એણીના દર્શન માત્રથી લોકો વડે પવિત્ર થઈ જવાય તેમ છે. (૩૨૯)

अस्याश्च विरहे रामः स्थाने स खलु खिद्यते । रूपवच्छीलवच्चेदृक्कलत्रं यस्य पावनम् ॥३३०॥

જેની આવી રૂપવતી, શીલવતી અને પવિત્ર પત્ની છે એણીના વિરહમાં રામ ખેદ પામે છે તે યુક્ત છે. (૩૩૦)

द्विधाऽपि हि वराकोऽयं पतिष्यत्येव रावणः । रघूद्वहप्रतापेन स्वपापेन च भूयसा ॥ ३३१ ॥

રામના પ્રતાપથી અને પોતાના ભારે પાપથી–બંનેય પ્રકારે–આ બિચારો રાવણ પતન પામશે જ. (૩૩૧)

ततो विद्यातिरोभूतः सीतोत्सङ्गेऽङ्गुलीयकम् । हनुमान् पातयामास तद् दृष्ट्वा मुमुदे च सा ॥ ३३२ ॥

ત્યાર બાદ વિદ્યા વડે અદૃશ્ય થયેલ હનુમાને સીતાના ઉત્સંગમાં મુદ્રિકા નાખી. તેને જોઈ તે (સીતા) હર્ષ પામ્યાં. (૩૩૨)

तदैव गत्वा त्रिजटा दशकण्ठं व्यजिज्ञपत् । इयत्कालं विषण्णासीत् सानन्दा त्वद्य जानकी ॥ ३३३ ॥

તે જ સમયે ત્રિજટાએ જઈને રાવણને જણાવ્યું, (જે) આટલા કાળ સુધી ખિન્ન બનેલ હતી (તે) સીતા આજે આનંદિત છે. (૩૩૩)

मन्ये विस्मृतरामेयं रिरंसुर्मयि संप्रति । तद्गत्वा बोध्यतामेवमूचे मन्दोदरीं स तु ॥ ३३४ ॥

'હું માનું છું (કે) રામને ભૂલી ગયેલી આ હવે મારી સાથે ક્રીડા કરવા ઇચ્છે છે. તેથી તું જઈને સમજાવ,' એ પ્રમાણે તે (રાવણે) મંદોદરીને કહ્યું. (૩૩૪)

ततश्च पत्युर्दौत्येन पुनर्मन्दोदरी ययौ । प्रलोभनकृते सीतां विनीता सेत्यवोचत ॥ ३३५ ॥

તેથી મંદોદરી ફરીથી પતિના દૂતીપણાથી સીતાને લોભાવવા માટે ગઈ (અને) વિનયવાળી તેણી આ પ્રમાણે બોલી : (૩૩૫)

अद्वैतैश्वर्यसौन्दर्यवर्यस्तावद्दशाननः । त्वमप्यप्रतिरूपैव रूपलावण्यसंपदा ॥ ३३६ ॥

'અસાધારણ ઐશ્વર્ય અને સૌન્દર્ય વડે શ્રેષ્ઠ રાવણ છે જ, (વળી) તું પણ રૂપ અને લાવણ્યની સંપત્તિથી અનુપમ જ છે. (૩૩૬)

यद्यप्यज्ञेन दैवेन युवयोरुभयोरपि । न व्यधाय्युचितो योगस्तथाऽपि ह्यस्तु संप्रति ॥ ३३७ ॥

જોકે મૂર્ખ દૈવ વડે તમારાં બંનેયનો ઉચિત સંબંધ કરાયો નહિ, તોપણ (તે) હવે થાઓ. (૩૩૭)

उपेत्य भजनीयं तं भजन्तं भज जानकि । अहमन्याश्च तत्पत्न्यस्त्वदाज्ञां सुभ्रु बिभ्रतु ॥ ३३८ ॥

હે જાનકિ! સેવવા યોગ્ય તેમની પાસે જઈ (તને) ભજતા (એવા તે)નો તું આશ્રય કર, હે સુભ્રુ! હું અને તેમની બીજી પત્નીઓ તારી આજ્ઞા ધારણ કરીશું.' (૩૩૮)

सीताप्यवोचदाः पापे पतिदौत्यविधायिनि । त्वद्भर्तुरिव वीक्षेत मुखं दुर्मुखि कस्तव ॥ ३३९ ॥

સીતા પણ બોલી: 'રે પાપિણી! પતિના દૂતીપણાને કરનારી રે દુર્મુખી! તારા પતિની જેમ તારું મુખ પણ કોણ જુએ? (૩૩૯)

रामस्य पार्श्वे मां विद्धि सौमित्रिमिह चागतम् । खरादीनिव हन्तुं द्राग्धवं तव सबान्धवम् ॥ ३४० ॥

ખર વગેરેની જેમ બાંધવો સહિત તારા પતિને જલદીથી મારવા માટે લક્ષ્મણને અહીં આવેલા (જાણજે, અને) મને રામની સમીપમાં (રહેલી) જાણજે. (૩૪૦)

उत्तिष्ठोत्तिष्ठ पापिष्ठे वच्मि नाऽतः परं त्वया । सीतया तर्जितैवं सा सकोपा प्रययौ ततः ॥ ३४१ ॥

હે પાપિષ્ઠ ! ઊભી થા, ઊભી થા, હવે તારી સાથે બોલીશ (પણ) નહિ.' આ પ્રમાણે સીતા વડે તિરસ્કાર કરાયેલી તે ગુસ્સા સાથે ત્યાંથી જતી રહી. (૩૪૧)

अथाविर्भूय हनुमान् सीतां नत्वा कृताञ्जलिः । इत्यूचे देवि जयति दिष्ट्या रामः सलक्ष्मणः ॥ ३४२ ॥

હવે પ્રગટ થયેલ અંજલિ રચેલ હનુમાને સીતાને નમસ્કાર કરીને આ પ્રમાણે કહ્યું : 'હે દેવી ! ભાગ્યબળે લક્ષ્મણ સહિત રામ જયવંતા વર્તે છે. (૩૪૨)

त्वत्प्रवृत्तिकृते रामेणादिष्टोऽहमिहागमम् । मयि तत्र गते राम इहैष्यति रिपुच्छिदे ॥ ३४३ ॥

તમારા સમાચાર (લેવા) માટે રામ વડે આજ્ઞા કરાયેલો હું અહીં આવ્યો છું. હું ત્યાં ગયે છતે રામ શત્રુઓનો નાશ કરવા અહીં આવશે.' (૩૪૩)

बाष्पायितेक्षणा सीताऽपृच्छत्त्वमसि को ननु । दुर्लङ्घ्यमर्णवं चैतं कथं लङ्घितवानसि ॥ ३४४ ॥

અશ્રુપૂર્ણ લોચનવાળાં સીતા પૂછવા લાગ્યાં, તું કોણ છે ? અને આ દુર્લંઘ્ય સમુદ્રનું તેં શી રીતે ઉલ્લંઘન કર્યું ? (૩૪૪)

कच्चित्प्राणिति मे प्राणनाथः सौमित्रिणा सह । क्व वा स्थाने त्वया दृष्टः कालं नयति वा कथम् ॥ ३४५॥

લક્ષ્મણ સહ મારા પ્રાણનાથ સુખે જીવે છે? તારા વડે કયા સ્થાને જોવાયા હતા? અથવા શી રીતે કાળ વ્યતીત કરે છે? (૩૪૫)

आख्यच्च हनुमानस्मि पवनाञ्जनयोः सुतः । विद्यया व्योमयानेन लङ्घितो जलधिर्मया ॥ ३४६ ॥

હનુમાન બોલ્યા : 'હું પવનંજય અને અંજનાનો પુત્ર (હનુમાન) છું (તેમ જ) વિદ્યા વડે આકાશગમનથી મેં સમુદ્રનું ઉલ્લંઘન કર્યું છે. (૩૪૬)

समस्तवानराधीशं सुग्रीवं विद्विषद्वधात् । पत्तीकृत्याऽधिकिष्किन्धमस्ति रामः सलक्ष्मणः ॥ ३४७ ॥

શત્રુના વધથી સમસ્ત વાનરોના અધિપતિ સુગ્રીવને સૈનિક સમાન કરીને લક્ષ્મણ સહિત રામ કિષ્કિંધા નગરીમાં રહે છે. (૩૪૭)

रामोऽस्ति त्वद्वियोगेन तप्यमानो दिवानिशम् । गिरिर्दवानलेनेव तापयन्नपरानपि ॥ ३४८ ॥

દાવાનળ વડે પર્વતની જેમ તમારા વિયોગ વડે રાત-દિવસ બીજાઓને પણ સંતાપ કરાવતા રામ પરિતાપ કરતા રહે છે. (૩૪૮)

गवेव वत्सो रहितस्त्वया स्वामिनि लक्ष्मणः । न जातु लभते सौख्यं शून्याः पश्यन्दिशोऽनिशम् ॥ ३४९ ॥

હે સ્વામિની! ગાય વિનાના વાછરડાની જેમ તમારા વિના વારંવાર દિશાઓને શૂન્ય જોતા લક્ષ્મણ ક્યાંય સુખ પામતા નથી. (૩૪૯)

क्षणं सशोकौ सक्रोधौ क्षणं ते पतिदेवरौ । सुग्रीवेणाश्वास्यमानावपि न प्राप्नुतः सुखम् ॥ ३५० ॥

ક્ષણમાં શોકવાળા અને ક્ષણમાં ગુસ્સાવાળા તમારા પતિ અને દિયર સુગ્રીવ વડે આશ્વાસન અપાતા પણ આનંદ પ્રાપ્ત કરતા નથી. (૩૫૦)

भामण्डलो विराधश्च महेन्द्राद्याश्च खेचराः । पत्तीभूयोपासते तौ शक्रेशानाविवामराः ॥ ३५१ ॥

જેમ દેવો શક્ર અને ઈશાન ઇંદ્રની (તેમ) ભામંડલ, વિરાધ અને મહેન્દ્ર વગેરે વિદ્યાધરો પત્તિની જેવા થઈને તે બંનેની ઉપાસના કરે છે. (૩૫૧)

तव प्रवृत्तिमानेतुमहं सुग्रीवदर्शितः । रामेण प्रेषितो देवि समर्प्य स्वाङ्गुलीयकम् ॥ ३५२ ॥

હે દેવી ! સુગ્રીવ વડે દેખાડાયેલ હું પોતાની મુદ્રિકા અર્પણ કરી રામ વડે તમારા સમાચાર લાવવા માટે મોકલાયો છું. (૩૫૨)

चूडामणिरभिज्ञानं त्वत्त आनायितो मया । तद्दर्शनेन मामत्रायातं प्रत्येष्यति प्रभुः ॥ ३५३ ॥

(તેમના વડે) મારા દ્વારા તમારી પાસેથી નિશાની રૂપે ચૂડામણિ મંગાવાયો છે. (કેમ કે) તે જોવાથી સ્વામી મને અહીં આવેલો માનશે.' (૩૫૩)

हनुमदुपरोधेन रामोदन्तमुदा च सा । एकविंशत्यहोरात्रप्रान्ते व्यधित भोजनम् ॥ ३५४ ॥

હનુમાનના આગ્રહથી અને રામના સમાચાર (પ્રાપ્ત થયા)ના આનંદથી એકવીશ અહોરાત્રિના અંતે તેણીએ (સીતાએ) ભોજન કર્યું. (૩૫૪)

**प्रोवाचैवमभिज्ञानं चूडामणिमिमं मम । गृहीत्वा वत्स गच्छाशु तिष्ठतः स्यादुपद्रवः ॥ ३५५ ॥**

એ પ્રમાણે બોલ્યાં, 'હે વત્સ! નિશાની રૂપે મારા આ ચૂડામણિને લઈને તું જલદી જા, અહીં રહેતાં તને ઉપદ્રવ થશે. (૩૫૫)

**अत्र त्वामागतं ज्ञात्वा क्रूरकर्मैष राक्षसः । हन्तुमन्तकवन्नूनं समुपस्थास्यते बली ॥ ३५६ ॥**

(કેમ કે) તને અહીં આવેલ જાણીને ક્રૂર કાર્યવાળો, બળવાન આ રાક્ષસ ચોક્કસ યમની જેમ (તને) હણવા માટે આવી પહોંચશે. (૩૫૬)

**स्मित्वा सप्रश्रयं सोऽपि जगादेति कृताञ्जलिः । त्वं मातर्मयि वात्सल्यादेवं वदसि कातरा ॥ ३५७ ॥**

(કંઈક) હસીને અંજલિ રચેલ તે પણ વિનયપૂર્વક એમ બોલ્યો: 'હે માતા! મારી ઉપરના વાત્સલ્યથી ભયભીત (થયેલ) તમે આ પ્રમાણે બોલો છો. (૩૫૭)

**रामलक्ष्मणयोः पत्तिस्त्रिजगज्जैत्रयोरहम् । तपस्वी रावणः कोऽयं ससैन्योऽपि ममाग्रतः ॥ ३५८ ॥**

હું ત્રણ જગતને જિતનાર રામ-લક્ષ્મણનો સૈનિક છું. મારી આગળ સૈન્ય સહિત પણ આ બિચારો રાવણ કોણ છે? (૩૫૮)

त्वामपि स्कन्धमारोप्य स्वामिनि स्वामिनोऽन्तिके । नयामि परिभूयैनं ससैन्यमपि रावणम् ॥ ३५९ ॥

હે સ્વામિની! હું આ રાવણનો સૈન્ય સાથે પણ પરાભવ કરી તમનેય સ્કંધ ઉપર આરોપિત કરી સ્વામીની પાસે લઈ જઈ શકું છું.' (૩૫૯)

स्मित्वा सीताऽप्युवाचैवं न हि ह्रेपयसि स्वकम् । रामभद्रं प्रभुं भद्र वदन्नेवं ससौष्ठवम् ॥ ३६० ॥

હસીને સીતા પણ એમ બોલ્યાં કે, હે ભદ્ર! આવું સુંદર બોલતો તું પોતાના સ્વામી રામચંદ્રજીને લજ્જિત કરતો નથી. (૩૬૦)

त्वयि संभाव्यते सर्वं पदातौ रामशार्ङ्गिणोः । परन्तु परपुंस्पर्शो न मेऽर्हति मनागपि ॥ ३६१ ॥

રામચંદ્ર અને વાસુદેવ (લક્ષ્મણ)ના પદાતિ એવા તારા વિષે સઘળું સંભવે છે, પરંતુ મને અલ્પ પણ પરપુરુષનો સ્પર્શ યોગ્ય નથી. (૩૬૧)

तद्गच्छ शीघ्रमेवैवं सति सर्वं कृतं त्वया । गते त्वयि यदुद्योगमार्यपुत्रः करिष्यति ॥ ३६२ ॥

તેથી તું શીઘ્ર ગમન કર. એ પ્રમાણે થયે છતે તારા વડે સર્વ કરાયું જ છે, કેમ કે તું ગયે છતે આર્યપુત્ર પ્રયત્ન કરશે.' (૩૬૨)

अथेत्थं स्माह हनुमानेष गच्छाम्यहं परं । रक्षसां दर्शयिष्यामि किञ्चिद्विक्रमचापलम् ॥ ३६३ ॥

હવે હનુમાને એમ કહ્યું: 'આ હું જાઉં છું, પરંતુ રાક્ષસોને કંઈક પરાક્રમની ચપળતા દેખાડતો જઈશ. (૩૬૩)

जितकाशी दशास्योऽयं परवीर्यं न मन्यते । जानातु रामभद्रीयपत्तेरपि पराक्रमम् ॥ ३६४ ॥

વિજય વડે શોભનારો આ રાવણ બીજાના પરાક્રમને માનતો નથી (તો એ પણ) રામચંદ્રજીના સૈનિકનું પણ પરાક્રમ (ભલે) જુએ.' (૩૬૪)

आमेत्युक्त्वाऽर्पयत्तस्य सीता चूडामणिं निजम् । नत्वा सोऽपि चचालोच्चैः पादन्यासैर्धुवन् धराम् ॥ ३६५ ॥

'બહુ સારું' એ પ્રમાણે કહીને સીતાએ તેને પોતાનો ચૂડામણિ આપ્યો. તે પણ નમસ્કાર કરી ઊંચેથી ચરણન્યાસો વડે ધરણીને ધ્રુજાવતો ચાલવા લાગ્યો. (૩૬૫)

तदेव देवरमणोद्यानं भङ्क्तुं प्रचक्रमे । स वनं वनद्विपवत्प्रसरत्करविक्रमः ॥ ३६६ ॥

પ્રસરતા બાહુના પરાક્રમવાળા તેણે વનને જેમ વનહસ્તી (તેમ) તે જ દેવરમણ ઉદ્યાનને ભાંગવાનો આરંભ કર્યો. (૩૬૬)

रक्ताशोकेषु निःशूको बकुलद्रुष्वनाकुलः । सहकारेष्वकारुण्यो निष्कम्पश्चंपकेष्वपि ॥ ३६७ ॥

अमन्दरोषो मन्दारेष्वदयः कदलीष्वपि । अन्यद्रुष्वपि रम्येषु भङ्गलीलां चकार सः ॥ ३६८ ॥

રક્ત અશોક વૃક્ષો ઉપર નિર્દય, બકુલ વૃક્ષો ઉપર અનાકુલ, આંબાઓ ઉપર કરુણાભાવ રહિત, ચંપક (વૃક્ષો) ઉપર નિષ્કંપ, મંદાર (વૃક્ષો) ઉપર ઘણા રોષવાળા, કદલી (વૃક્ષો) ઉપર દયાહીન, એવા તેણે મનોહર બીજાં વૃક્ષો ઉપર પણ ભંગ-લીલા આચરી. (૩૬૭-૩૬૮)

तदुद्याने चतुर्द्वारि द्वारपालाः क्षपाचराः । अधावन्त निहन्तुं तं तदा मुद्गरपाणयः ॥ ३६९ ॥

તે સમયે તે ઉદ્યાનમાં ચાર દ્વાર ઉપર ( રહેલા ) હાથમાં મુદ્ગરવાળા દ્વારપાળ રાક્ષસો તેને હણવા માટે દોડયા. (૩૬૯)

हनूमति स्खलन्ति स्म तेषां प्रहरणानि तु । महाम्भोनिधिकल्लोला इव तीरमहीधरे ॥ ३७० ॥

કાંઠા ( ઉપર )ના પર્વત ઉપર મહાસાગરના કલ્લોલોની જેમ હનુમાન ઉપર તેમનાં અસ્ત્રો સ્ખલના પામવા લાગ્યાં. (૩૭૦)

पावनिः कुपितस्तेभ्यस्तैरेवोद्यानपादपैः । प्रजहार निरायासः सर्वमस्त्रं बलीयसाम् ॥ ३७१ ॥

કોપ પામેલ પવનપુત્રે શ્રમ વિના ઉદ્યાનમાં તે જ વૃક્ષોથી તેમને પ્રહાર કરવા માંડયા. બળવંતોને બધું (જ) અસ્ત્ર રૂપે છે. (૩૭૧)

मङ्क्षु वृक्षानिवाऽभाङ्क्षीत्तानारक्षक्षपाचरान् । क्षुद्रानैक्ष्वाकुपत्तिः स समीरण इवास्खलन् ॥ ३७२ ॥

વાયુની જેમ સ્ખલના નહિ પામતા તે ઐક્ષ્વાકુ ( રામ ) ના પત્તિએ તે ક્ષુદ્ર રાક્ષસ–રક્ષકોને તત્કાળ વૃક્ષોની જેમ ભાંગી ( મારી ) નાખ્યા. (૩૭૨)

हनूमता क्रियमाणमुद्यानारक्षसंक्षयम् । गत्वा चचक्षिरे केचित्क्षपाचरपतेस्तदा ॥ ३७३ ॥

તે સમયે હનુમાન વડે કરાતો ઉદ્યાન પાલકોનો નાશ કેટલાકે જઈને રાક્ષસપતિ (રાવણ)ને કહ્યો. (૩૭૩)

ततः सह बलैरक्षकुमारं राक्षसेश्वरः । समादिक्षद्धनुमतो घातनायारिघातनम् ॥ ३७४ ॥

તેથી રાક્ષસપતિએ લશ્કર સાથે શત્રુઓનો નાશ કરનાર અક્ષકુમારને હનુમાનનો નાશ કરવા આજ્ઞા આપી. (૩૭૪)

आक्षिपन्तं रणायाक्षं बभाषे पावनञ्जयिः । भोजनादौ फलमिव रणादौ त्वमापतः ॥ ३७५ ॥

યુદ્ધ માટે આક્ષેપ કરતા અક્ષને હનુમાને કહ્યું: 'ભોજનના આરંભમાં ફલની જેમ યુદ્ધના આરંભમાં મારે તું આવી પડ્યો છે.' (૩૭૫)

मुधा कपे गर्जसीति तर्जयन् रावणात्मजः । ववर्ष विशिखैस्तीक्ष्णैरक्ष्णोः प्रसररोधिभिः ॥ ३७६ ॥

રે વાનર! તું વૃથા ગર્જના કરે છે. એ પ્રમાણે તિરસ્કાર કરતા રાવણના પુત્રે નેત્રના પ્રસરને રોધનારા તીક્ષ્ણ બાણોથી વૃષ્ટિ કરી. (૩૭૬)

श्रीशैलोऽपीषुवर्षेण सप्रकर्षेण रावणिम् । विदधे वारिभिर्द्वीपमुद्वेल इव वारिधिः ॥ ३७७ ॥

વેળાને ઓળંગી ગયેલ સમુદ્ર પાણી વડે જેમ દ્વીપને (ભરી દે તેમ) શ્રીશૈલે પણ ઉત્કર્ષપણે બાણવૃષ્ટિથી રાવણપુત્ર (અક્ષ)ને ભરી દીધો. (૩૭૭)

शस्त्राशस्त्रि चिरं कृत्वा कौतुकादञ्जनासुतः । रणपारंपरिप्रेप्सुरक्षं पशुमिवाऽवधीत् ॥ ३७८ ॥

(એમ) દીર્ઘકાળ સુધી કૌતુકથી શસ્ત્રાશસ્ત્રિ યુદ્ધ કરીને યુદ્ધનો પાર પામવાની ઇચ્છાવાળા અંજના-પુત્રે અક્ષને પશુની જેમ હણી નાખ્યો. (૩૭૮)

ततो भ्रातृवधामर्षादाययौ द्रुतमिन्द्रजित् । मारुते तिष्ठ तिष्ठेति ससौष्ठवमुदीरयन् ॥ ३७९ ॥

તેથી ભાઈના વધના રોષથી 'હે હનુમાન! ઊભો રહે! ઊભો રહે!' એ પ્રમાણે સુંદર રીતે બોલતો ઇંદ્રજિત શીઘ્ર (ત્યાં) આવ્યો. (૩૭૯)

द्वयोरपि महाबाह्वोः कल्पान्त इव दारुणः । विश्वविक्षोभकरणश्चिरं प्रववृते रणः ॥ ३८० ॥

બંનેય મહાવીરોનું યુગાન્ત (કાળ) જેવું ભયંકર, વિશ્વને ક્ષોભ કરનારું યુદ્ધ ચિરકાલ પ્રવર્ત્યું. (૩૮૦).

वर्षन्तौ वारिधारावन्नीरन्ध्राः शस्त्रधोरणीः । व्योमस्थौ तावलक्ष्येतां पुष्करावर्तकाविव ॥ ३८१ ॥

જળ-ધારાની જેમ નિરંતર શસ્ત્રશ્રેણિની વૃષ્ટિ કરતા તે બંને આકાશમાં રહેલ પુષ્કરાવર્તક (મેઘ)ની જેવા જણાતા હતા. (૩૮૧)

अन्तरीक्षं तयोरस्त्रैरास्फलद्भिर्निरन्तरैः । क्षणादजनि दुःप्रेक्ष्यं यादोभिरिव वारिधिः ॥ ३८२ ॥

જલજંતુઓ વડે સમુદ્રની જેમ તે બંનેના નિરંતર પ્રહાર કરાતાં અસ્ત્રોથી આકાશ ક્ષણ વારમાં દુષ્પ્રેક્ષ્ય થઈ ગયું. (૩૮૨)

मुमोच यावन्त्यस्त्राणि दुर्वारो रावणात्मजः । तदनेकगुणैरस्त्रैस्तानि चिच्छेद मारुतिः ॥ ३८३ ॥

દુર્વાર રાવણપુત્રે જેટલાં અસ્ત્રો છોડયાં તેનાથી અનેક ગણાં અસ્ત્રોથી હનુમાને તે (અસ્ત્રો) છેદી નાખ્યાં. (૩૮૩)

हनूमदस्त्रक्षुण्णाङ्गाः सर्वेऽपीन्द्रजितो भटाः । अनश्यन् रक्तहृदिनीपर्वता इव जङ्गमाः ॥ ३८४ ॥

હનુમાનના અસ્ત્રોથી ઘાયલ થયેલ અંગવાળા ઇંદ્રજિતના રુધિર રૂપી નદીઓના જંગમ પર્વતો સમાન બધા જ સુભટો નાસી ગયા. (૩૮૪)

**दृष्ट्वा नष्टं निजं सैन्यं स्वं च मोघीकृतायुधम् । अमुञ्चन्नागपाशास्त्रं श्रीशैलाय दशास्यसूः ॥ ३८५ ॥**

પોતાના સૈન્યને નાસી ગયેલું અને પોતાને નિષ્ફળ કરાયેલ હથિયારોવાળો જાણીને ઇંદ્રજિતે હનુમાન ઉપર નાગપાશાસ્ત્ર મૂક્યું. (૩૮૫)

**नागपाशैर्द्रढीयोभिस्तदैवापादमस्तकम् । अबन्धि चन्दन इवाऽभितः पवननन्दनः ॥ ३८६ ॥**

દૃઢ નાગપાશથી ચંદન વૃક્ષની જેમ હનુમાન પગથી આરંભી મસ્તક સુધી ચારે બાજુથી બંધાઈ ગયા. (૩૮૬)

**स नागपाशबन्धोऽपि समसाहि हनूमता । कौतुकाद्धि क्षणं दत्ते शक्तो जयमपि द्विषाम् ॥ ३८७ ॥**

તે નાગપાશનું બંધન પણ હનુમાન વડે કૌતુકથી સહન કરાયું, કેમ કે સમર્થ ( પુરુષ ) ક્ષણ વાર શત્રુઓને જય પણ આપે છે. (૩૮૭)

**हृष्टेनेन्द्रजिता निन्ये हनूमानुपरावणम् । निरीक्ष्यमाणः फुल्लाक्षै राक्षसैर्जयसाक्षिभिः ॥ ३८८ ॥**

પ્રસન્ન થયેલ ઇંદ્રજિત્ વડે પ્રફુલ્લ લોચનવાળા, વિજયના સાક્ષી એવા રાક્ષસોથી નિરીક્ષણ કરાતા હનુમાન રાવણ સમીપે લઈ જવાયા. (૩૮૮)

**मारुतिं रावणः स्माह दुर्मते किं कृतं त्वया । आजन्म मामकीनेनाश्रितौ यत्तौ तपस्विनौ ॥ ३८९ ॥**

રાવણે હનુમાનને કહ્યું : 'હે દુર્મતિ! તેં (આ) શું કર્યું? જે કારણથી બીચારા (રામ–લક્ષ્મણ) જન્મથી મારા સંબંધીથી આશ્રય કરાયેલ છે. (૩૮૯)

**वनेवासौ फलाहारौ मलिनौ मलिनांशुकौ । किराताविव तौ तुष्टौ तुभ्यं कां दास्यतः श्रियम् ॥ ३९० ॥**

વનમાં રહેવાવાળા, ફળનો આહાર કરનારા, મલિન (દેહવાળા), મલિન વસ્ત્રવાળા, ભિલ્લ જેવા સંતુષ્ટ થયેલ તે બંને તને કઈ લક્ષ્મી આપશે? (૩૯૦)

**तत्राऽपि मन्दबुद्धे त्वं तद्वाचा किमिहागमः । येनेहायातमात्रोऽपि प्राप्तोऽसि प्राणसंशयम् ॥ ३९१ ॥**

તેમાં પણ હે મંદબુદ્ધિ! તેમના વચનથી તું અહીં કેમ આવ્યો છે? જે કારણથી માત્ર અહીં આવેલો પણ તું પ્રાણના સંશયને પામ્યો છે. (૩૯૧)

**दक्षौ भूचारिणौ तौ तु यत्ताभ्यां कारितोऽस्यदः । अंगारान्परहस्तेन कर्षयन्ति हि धूर्तकाः ॥ ३९२ ॥**

તં બંને ભૂચરો હોશિયાર છે. જેથી તેઓ વડે (તારા દ્વારા) આ (કાર્ય) કરાવાયું છે. ખરેખર "ધૂર્ત પુરુષો બીજાના હાથે જ અંગારા ખેંચાવે (કઢાવે) છે." (૩૯૨)

**यत्सेवकवरो मे त्वमद्य दूतः परस्य च । तदवध्योऽसि रे शिक्षामात्राय तु विडम्ब्यसे ॥ ३९३ ॥**

અરે! જે કારણથી તું મારો શ્રેષ્ઠ સેવક (હતો) અને આજે બીજાનો દૂત છે તે કારણથી તું અવધ્ય છે. પરંતુ માત્ર શિક્ષા માટે તું (આટલી) વિડંબના કરાયો છે.' (૩૯૩)

हनुमानप्युवाचैवं कदाऽहं तव सेवकः । कदा ममाऽभूस्त्वं स्वामी वदन्नेवं न लज्जसे ॥ ३९४ ॥

હનુમાન પણ એમ બોલ્યાઃ ' હું તારો સેવક ક્યારે હતો ? (અને) તું મારો સ્વામી ક્યારે હતો ? આ પ્રમાણે બોલતો તું લજ્જા પામતો નથી ? (૩૯૪)

एकदा युधि सामन्तो बहुंमन्यः खरः स ते । त्वन्मैत्र्या वरुणबन्धान्मत्पित्रा मोचितः पुरा ॥ ३९५ ॥

એક વાર પોતાને યુદ્ધમાં ઘણો (બળવાન) માનતો તારો સામંત તે ખર પહેલાં તારી મૈત્રીથી મારા પિતા વડે વરુણના બંધ (કારાગૃહ)માંથી મુક્ત કરાયો હતો. (૩૯૫)

साहाय्यार्थं त्वयाहूतोऽहमप्यथ्यागमं पुरा । रणे वरुणपुत्रेभ्यस्त्वामरक्षं च संकटे ॥ ३९६ ॥

(વળી) પહેલાં તારા વડે યુદ્ધમાં સહાયને માટે બોલાવાયેલ હું પણ આવ્યો હતો અને સંકટમાં વરુણના પુત્રોથી મેં તારું રક્ષણ કર્યું હતું. (૩૯૬)

साहाय्यस्य न योग्योऽसि सांप्रतं पापतत्परः । संभाषोऽपि हि पापाय परस्त्रीहारिणस्तव ॥ ३९७ ॥

(પરંતુ) હમણાં પાપમાં તત્પર તું સહાયને યોગ્ય નથી, કેમ કે પરસ્ત્રીનું હરણ કરનાર તારું વચન પણ પાપને માટે (જ થાય) (અર્થાત્ તારી સાથે વાતચીતમાં પણ પાપ લાગે.). (૩૯૭)

त्वदीये तं न पश्यामि यो हि त्वां त्रास्यतेऽधुना । एकस्मादपि सौमित्रेर्दूरे रामस्तदग्रजः ॥ ३९८ ॥

તેમના મોટા ભાઈ રામ (તો) દૂર રહો, એકલા લક્ષ્મણથી પણ હવે જે તારું રક્ષણ કરે તેવા (કોઈ)ને પણ તારા (પરિવાર)માં હું જોતો નથી.' (૩૯૮)

तद्गिरा कुपितो भालाहितभ्रूकुटिभीषणः । दशाननो दशन्नोष्ठं दशनैरिदमभ्यधात् ॥ ३९९ ॥

તેના વચનથી કોપ પામેલ લલાટ ઉપર ચડાવેલ ભ્રૃકુટિથી ભયંકર, દાંતો વડે હોઠને ડંસતા રાવણે આ પ્રમાણે કહ્યું: (૩૯૯)

मदरी यच्छ्रितोऽसि त्वं मां चारीकृतवानसि । तन्नूनं मर्तुकामोऽसि वैराग्यं तत्र किं तव ॥ ४०० ॥

'જે કારણથી તેં મારા બંને શત્રુઓનો આશ્રય લીધો છે, અને મને શત્રુ જેવો કર્યો છે, તેથી તું નક્કી મરવાની ઇચ્છાવાળો છે (પણ) ત્યાં તને વૈરાગ્ય કેમ થયો છે? (૪૦૦)

यथा कुष्टविशीर्णाङ्गं मुमूर्षुमपि कोऽपि न । हत्याभयान्निहन्त्येवं हन्यात्को दूतमप्यरे ॥ ४०१ ॥

જેમ કોઢથી વિશીર્ણ અંગવાળા, મરવાને ઈચ્છનાર (પુરુષ)ને પણ કોઈ હત્યાના ભયથી હણતું નથી (તેમ) હે શત્રુ! દૂતને પણ કોણ મારે? (૪૦૧)

आरोप्य रासभे पञ्चशिखी कृत्य च संप्रति । अन्तर्लंकं प्रतिपथं भ्राम्यसे लोकवेष्टितः ॥ ४०२ ॥

(એથી) હવે ગર્દભ ઉપર ચડાવી પંચશિખા કરી લંકામાં દરેક માર્ગ ઉપર લોકથી વિંટળાયેલ તને ફેરવીશ.' (૪૦૨)

इत्युक्तो मारुतिः क्रुद्धोऽत्रोटयत्पाशपन्नगान् । बद्धो हि नलिनीनालैः कियत्तिष्ठति कुञ्जरः ॥४०३॥

એ પ્રમાણે કહેવાયેલ ક્રોધ પામેલ હનુમાને નાગપાશોને તોડી નાખ્યા. કેમ કે હાથી કમળનાળો વડે બંધાયેલ કેટલો ( કાળ ) રહે ? (૪૦૩)

तडिद्दण्ड इवोत्पत्य किरीटं रासक्षप्रभोः । कणशश्चूर्णयामास पादघातेन मारुतिः ॥ ४०४ ॥

વિદ્યુતદંડની જેમ ઊછળી હનુમાને લાત મારવા વડે રાક્ષસપતિના મુકુટના ચૂરેચૂરા કરી નાખ્યા. (૪૦૪)

हन्यतां गृह्यतां चैष इति जल्पति रावणे । अनाथामिव सोऽभाङ्क्षीत्तत्पुरीं पाददर्दरैः ॥४०५॥

એને મારો....પકડો....એ પ્રમાણે રાવણ બોલને છતે તેણે ચરણો રૂપી પર્વતોથી અનાથ જેવી તેની નગરીને ભાંગી નાખી (૪૦૫)

क्रीडां कृत्वैवमुत्पत्य सुपर्ण इव पावनिः । राममेत्यानमत्सीताचूडारत्नं समर्पयन् ॥ ४०६ ॥

એ પ્રમાણે ક્રીડા કરી ગરુડની જેમ ઊડીને રામ પાસે આવી સીતાના ચૂડામણિને અર્પણ કરતા હનુમાને નમસ્કાર કર્યા. (૪૦૬)

सीताचूडामणिं तं तु साक्षात्सीतामिवागताम् । आरोपयामास हृदि स्पृशन् रामो मुहुर्मुहुः ॥ ४०७ ॥

સાક્ષાત્ જાણે સીતા આવેલી હોય તેમ સીતાના તે ચૂડામણિને વારંવાર સ્પર્શ કરતા રામે હૃદય ઉપર આરોપણ કર્યો. (૪૦૭)

आलिङ्ग्य दाशरथिना सुतवत्प्रसादात्पृष्टः शशंस दशवक्त्रविमाननां ताम् ।
सीताप्रवृत्तिमखिलां हनुमान् यथावदाकर्ण्यमानभुजविक्रमसंपदन्यैः ॥ ४०८ ॥

(ત્યાર બાદ) રામ વડે પ્રસન્નતાથી પુત્રની જેમ આલિંગન કરી પુછાયેલા (તેમ જ) બીજાઓ વડે સંભળાતી ભુજાના પરાક્રમની સંપત્તિવાળા હનુમાને તે રાવણના અપમાન પર્યન્તના સીતાના સર્વ સમાચાર કહ્યા. (૪૦૮)

છઠ્ઠો સર્ગ સમાપ્ત.

# સાતમો સર્ગ

अथ रामः ससौमित्रिः सुग्रीवाद्यैर्वृतो भटैः । लङ्काविजययात्रायै प्रतस्थे गगनाऽध्वना ॥ १ ॥

હવે સુગ્રીવ આદિ સુભટોથી વીંટળાયેલ રામે લક્ષ્મણ સાથે લંકાની વિજયયાત્રા માટે ગગનમાર્ગે પ્રયાણ કર્યું. (૧)

भामण्डलो नलो नीलो महेन्द्रः पावनञ्जयिः । विराधश्च सुषेणश्च जाम्बवानंगदोऽपि च ॥ २ ॥

महाविद्याधराधीशाः कोटिशोऽन्येऽपि तत्क्षणम् । चेलू रामं समावृत्य स्वसैन्यैश्छन्नदिङ्मुखाः ॥ ३ ॥

તે ક્ષણે પોતાના સૈન્યોથી આચ્છાદન કરાયેલ દિશામુખવાળા, ભામંડલ, નલ, નીલ, મહેન્દ્ર, હનુમાન, વિરાધ, સુષેણ, જાંબવાન, અંગદ અને બીજા પણ કોટિગમે મહા વિદ્યાધર રાજાઓ રામને વિંટળાઈ ચાલવા લાગ્યા. (૨–૩)

विद्याधरैराहतानि यात्रातूर्याण्यनेकशः । नादैरत्यन्तगम्भीरै र्बिभराश्चक्रुरम्बरम् ॥ ४ ॥

વિદ્યાધરો વડે વગડાયેલાં યુદ્ધયાત્રાનાં વાંજિત્રોએ અત્યંત ગંભીર નાદો વડે અનેક વાર આકાશને ભરી દીધું. (૪)

विमानैः स्यन्दनैरश्वैर्गजैरन्यैश्च वाहनैः । खे जग्मुः खेचराः स्वामिकार्यसिद्धावहंयवः ॥ ५ ॥

સ્વામીના કાર્યની સિદ્ધિમાં ગર્વવાળા ખેચરો વિમાનો, રથો, અશ્વો, હાથીઓ અને બીજાં વાહનોથી આકાશમાં ચાલવા લાગ્યા. (૫)

उपर्युदन्वतो गच्छन् ससैन्यो राघवः क्षणात् । वेलंधरपुरं प्राप वेलन्धरमहीधरे ॥ ६ ॥

સૈન્ય સહિત સમુદ્ર ઉપર ચાલતા રામચંદ્રજી ક્ષણ વારમાં વેલંધર પર્વત ઉપર ( વસેલ ) વેલંધરનગર પાસે આવ્યા. (૬)

समुद्रसेतू राजानौ समुद्राविव दुर्धरौ । तत्र रामाग्रसैन्येनारेभाते योध्धुमुद्धतौ ॥ ७ ॥

ત્યાં સમુદ્રની જેવા દુર્ધર સમુદ્ર અને સેતુ ( નામે ) બે ઉદ્ધત રાજાઓએ રામચંદ્રજીના અગ્ર સૈન્ય સાથે યુદ્ધનો આરંભ કર્યો. (૭)

नलः समुद्रं सेतुं च नीलोऽबध्नान्महभुजः । उपरामनैषीच्च मनीषी स्वामिकर्मणि ॥ ८ ॥

સ્વામીના કાર્યમાં નિપુણ એવા પરાક્રમી નલે સમુદ્રને અને નીલે સેતુને બંધનગ્રસ્ત કર્યો અને રામ પાસે લઈ ગયા. (૮)

काकुत्स्थः स्थापयामास तथैव पुनरेव तौ । रिपावपि पराभूते महान्तो हि कृपालवः ॥ ९ ॥

રામચંદ્રજીએ તે બંનેને ફરીથી તે જ પ્રમાણે (રાજ્ય ઉપર) સ્થાપન કર્યા, કેમ કે 'મહાપુરુષો પરાજિત થયેલ શત્રુ ઉપર પણ દયાળુ હોય છે.' (૯)

**समुद्रोऽपि हि रूपाभिरामा रामानुजन्मने । रामामतल्लिकास्तिस्रः प्रददौ निजकन्यकाः ॥ १० ॥**

સમુદ્રે પણ રૂપ વડે મનોહર, સ્ત્રીઓમાં શ્રેષ્ઠ પોતાની ત્રણ પુત્રીઓ રામચંદ્રજીના નાના ભાઈ (લક્ષ્મણ)ને આપી. (૧૦)

**उषित्वा तां निशां सेतुसमुद्रानुगतः प्रगे । क्षणादासादयामास सुवेलाद्रिं रघूद्वहः ॥ ११ ॥**

તે રાત્રિ (ત્યાં જ) રહીને પ્રાતઃકાળે સમુદ્ર અને સેતુ વડે અનુસરાયેલ રામચંદ્રજી ક્ષણ વારમાં સુવેલ પર્વત પાસે આવ્યા. (૧૧)

**सुवेलं नाम राजानं जित्वा तत्राऽपि दुर्जयम् । उवासैकां निशां रामः प्रातर्भूयश्चचाल च ॥ १२ ॥**

ત્યાં પણ રામચંદ્રજી દુર્જય એવા સુવેલ રાજાને જીતી એક રાત્રિ રહ્યા. પ્રાતઃકાળે ફરીથી આગળ ચાલ્યા. (૧૨)

**उपलङ्कमथ हंसद्वीपे हंसरथं नृपम् । जित्वा तस्थौ कृतावासस्तत्रैव रघुपुंगवः ॥ १३ ॥**

હવે લંકાની સમીપમાં (રહેલ) હંસદ્વીપમાં હંસરથ રાજાને જીતી આવાસ કરાયેલ રઘુશ્રેષ્ઠ (રામચંદ્રજી) ત્યાં રહ્યા. (૧૩)

आसन्नस्थेऽथ काकुत्स्थे मीनस्थित इवार्कजे । लङ्का क्षोभमुपेयाय विष्वक् प्रलयशङ्किनी ॥ १४ ॥

મીનરાશિમાં રહેલ શનિની જેમ રામચંદ્રજી સમીપમાં રહ્યે છતે ચારે બાજુથી પ્રલય (કાળ)ની શંકાવાળી લંકાનગરી ખળભળી ઊઠી. (૧૪)

संनह्यन्ति स्म युद्धाय सामन्ता रावणस्य ते । हस्तप्रहस्तमारीचसारणाद्याः सहस्रशः ॥ १५ ॥

રાવણના તે હસ્ત, પ્રહસ્ત, મારીચ અને સારણ ગેરે હજારો સામંતો યુદ્ધ માટે તૈયાર થઈ ગયા (૧૫)

रावणो रणतूर्याणि दारुणान्यथ कोटिशः । किंकरैस्ताडयामास द्विषत्ताडनपण्डितः ॥ १६ ॥

હવે શત્રુઓને તાડન કરવામાં ચતુર એવા રાવણે કિંકરો દ્વારા ભયંકર એવાં ક્રોડોગમે યુદ્ધવાજિંત્રો વગડાવ્યાં. (૧૬)

तदा दशास्यमभ्येत्य नत्वाऽवोचद्विभीषणः । क्षणं प्रसीद विमृश शुभोदर्कं वचो मम ॥ १७ ॥

તે સમયે રાવણ પાસે આવી નમસ્કાર કરી બિભીષણ બોલ્યો : 'ક્ષણ વાર પ્રસન્ન થાઓ અને શુભ પરિણામવાળું મારું વચન વિચારો. (૧૭)

अविमृश्य पुरा चक्रे लोकद्वितयघातकम् । परदाराऽपहरणं लज्जितं तेन ते कुलम् ॥ १८ ॥

પૂર્વ વિચાર કર્યા વિના (તમારા વડે) બંને લોક (આ લોક–પરલોક)નો ઘાત કરનાર પરસ્ત્રી હરણ કરાયું તેનાથી તમારું કુલ લજ્જિત બન્યું. (૧૮)

निजभार्यां समानेतुं काकुत्स्थोऽयमुपस्थितः । आतिथ्यमिदमेवाऽस्मै तत्कलत्रार्पणं कुरु ॥ १९ ॥

પોતાની પત્નીને લેવા માટે આ રામ આવ્યા છે. તમે એમને તેમની સ્ત્રી અર્પણ કરવા રૂપ આ જ આતિથ્યને કરો. (૧૯)

सीतां त्वत्तोऽन्यथाकारमपि रामो ग्रहीष्यति । निग्रहीष्यति चाऽशेषं त्वया सह कुलं तव ॥ २० ॥

રામ તમારી પાસેથી બીજી રીતે પણ સીતાને લઈ લેશે અને તમારી સાથે તમારા સમસ્ત કુલનો નિગ્રહ કરશે. (૨૦)

दूरे स्तां रामसौमित्री तौ साहसखरान्तकौ । तत्पत्तिरेको हनुमान् दृष्टो देवेन किं न हि ॥ २१ ॥

સાહસગતિ અને ખરનો નાશ કરનાર તે રામ–લક્ષ્મણ દૂર રહો તેનો એક સૈનિક હનુમાન શું દેવ (આપ) વડે જોવાયો નથી? (૨૧)

इन्द्रश्रियोऽधिका श्रीस्ते तां सीताकारणेन मा । परिहार्षीर्भवेदेवमुभयभ्रष्टता तव ॥ २२ ॥

તમને ઇન્દ્રની લક્ષ્મીથી પણ અધિક લક્ષ્મી છે. તેનો ( માત્ર ) સીતાના કારણે પરિહાર ન કરો. એમ ( કરવાથી ) તમને ઉભય ભ્રષ્ટતા થશે.' (૨૨)

अथेन्द्रजिदुवाचैवं त्वया ह्याजन्मभीरुणा । दूषितं नः कुलं सर्वं नाऽसि तातस्य सोदरः ॥ २३ ॥

હવે ઇન્દ્રજિત આ પ્રમાણે બોલ્યો કે 'જન્મથી જ ડરપોક તમારા વડે આપણું સમસ્ત કુળ દૂષિત કરાયું છે. તમે પિતાના ભાઈ (જ) નથી. (૨૩)

**इन्द्रस्याऽपि विजेतारं नेतारं सर्वसंपदाम् । तातं संभावयन्नेवं नूनं मूर्ख मुमूर्षसि ॥ २४ ॥**

ઇન્દ્રને પણ જીતનારા (અને) સર્વ સંપત્તિના નાયક એવા તાતની આવી સંભાવના કરતા હે મૂર્ખ! તું મરવાને ઇચ્છે છે. (૨૪)

**पुराऽपि छलितस्तातस्त्वया ह्यनृतभाषिणा । प्रतिज्ञाय दशरथवधं यदकृथा न हि ॥ २५ ॥**

પહેલાં પણ દશરથના વધની પ્રતિજ્ઞા કરી અસત્યભાષી એવા તારા વડે પિતાજી ઠગાયા હતા જે કારણથી તેં (વધ) કર્યો જ ન હતો. (૨૫)

**इहायातं दाशरथिं तातादृक्षितुमिच्छसि । दर्शयन्भयमुत्पाद्य भूचरेभ्योऽपि निस्त्रप ॥ २६ ॥**

હે નિર્લજ્જ! (હવે) ભૂચરોથી પણ ભય ઉત્પન્ન કરી દેખાડતો તું અહીં આવેલ રામનું પિતાજીથી રક્ષણ ઇચ્છે છે. (૨૬)

**तन्मन्ये रामगृह्योऽसि मन्त्रेऽप्यधिकरोषि न । आप्तेन मन्त्रिणा मन्त्रः शुभोदर्को हि भूभुजाम् ॥ २७ ॥**

તેથી હું માનું છું (કે) તું રામના પક્ષનો છે. (તેથી) મંત્રણામાં પણ તું અધિકારી નથી, કેમ કે 'રાજાઓને આપ્ત મંત્રી સાથે વિચારણા શુભ પરિણામવાળી થાય છે'. (૨૭)

विभीषणोऽप्युवाचैवं शत्रुगृह्यो न खल्वहम् । पुत्ररूपस्तु शत्रुस्त्वमुत्पन्नः कुलनाशकृत् ॥ २८ ॥

બિભીષણે પણ એમ કહ્યું કે 'હું તો શત્રુપક્ષનો નથી પણ પુત્રરૂપ તું કુળનો નાશ કરનારો શત્રુ ઉત્પન્ન થયો છે. (૨૮)

अयमैश्वर्यकामाभ्यामन्धस्तावत्पिता तव । जन्मान्ध इव रे मुग्ध दुग्धास्य त्वं तु वेत्सि किम् ॥ २९ ॥

આ તારા પિતા તો ઐશ્વર્ય અને કામથી અંધ ( થયા ) છે. પણ જન્માંધ સમાન હે મૂર્ખ! ક્ષીરકંઠ! તું શું સમજે છે? (૨૯)

राजन्ननेन पुत्रेण चरित्रेण निजेन च । पतिष्यस्यचिरादेव ताम्यामि त्वत्कृते मुधा ॥ ३० ॥

હે રાજન્! આ પુત્ર વડે અને પોતાના આચરણથી તને અલ્પ કાળમાં જ પતન પામશો. તમારા માટે હું ફોગટ દુઃખી થાઉં છું.' (૩૦)

रावणोऽप्यधिकं क्रुद्धः खड्गमाकृष्य भीषणम् । बिभीषणवधायोच्चैरुदस्थाद्दैवदूषितः ॥ ३१ ॥

દૈવથી દૂષિત અધિક ક્રોધ પામેલ રાવણ પણ ભયંકર ખડ્ગને ખેંચી બિભીષણના વધ માટે ઉભો થયો. (૩૧)

बिभीषणोऽपि भ्रकुटीभीषणः स्तंभमायतम् । उत्पाटच गजवद्योध्दुमुत्तस्थावभिरावणम् ॥ ३२ ॥

ભૃકુટિથી ભયંકર બિભીષણ પણ હસ્તિની જેમ લાંબા સ્તંભને ઉપાડી રાવણ સામે ઊભો થયો. (૩૨)

कुम्भकर्णेन्द्रजिद्भ्यां तौ पतित्वा द्रुतमन्तरा । युद्धान्निषिध्य नीतौ स्वं स्थानं शालामिव द्विपौ ॥ ३३ ॥

તરત જ વચમાં પડીને કુંભકર્ણ અને ઇન્દ્રજિત વડે યુદ્ધથી રોકીને હાથીઓ જેમ શાળામાં (લઈ જવાય તેમ) તે બંનેને પોતપોતાના સ્થાને લઈ જવાયા. (૩૩)

अरे निर्याहि मत्पुर्या आश्रयाशोऽसि वह्निवत् । इत्युक्तो रावणेनाऽगाद्रामाऽभ्यर्णे बिभीषणः ॥ ३४ ॥

અરે ! તું મારી નગરીમાંથી નીકળી જા, તું અગ્નિની જેમ આશ્રયનું જ ભક્ષણ કરનાર છે, રાવણ વડે એ પ્રમાણે કહેવાયેલ બિભીષણ રામની પાસે જવા લાગ્યો. (૩૪)

रक्षोविद्याराणां चाक्षौहिण्यस्त्रिंशदुत्कटाः । हित्वा लङ्काधिपं सद्योऽप्यनुजग्मुर्बिभीषणम् ॥ ३५ ॥

રાક્ષસો અને વિદ્યાધરોની ઉગ્ર ત્રીશ અક્ષૌહિણી લંકાપતિને તજી તરત જ બિભીષણ પછવાડે ગઈ. (૩૫)

आपतन्तं च तं प्रेक्ष्य सुग्रीवाद्याः प्रचुक्षुभुः । यथा तथा हि विश्वासः शाकिन्यामिव न द्विषि ॥ ३६ ॥

તેને આવતો જોઈ સુગ્રીવ વગેરે ક્ષોભ પામ્યા, કેમ કે 'ડાકણની જેમ શત્રુ ઉપર જેમ તેમ વિશ્વાસ ઉપજતો નથી.' (૩૬)

आदौ स पुरुषं प्रेष्य रामाय स्वमजिज्ञपत् । विश्वासपात्रसुग्रीवमुखं रामोप्युदैक्षत ॥ ३७ ॥

પ્રથમ તેણે (બિભીષણે) માણસ મોકલી રામને પોતાના સમાચાર જણાવ્યા. રામે પણ વિશ્વાસપાત્ર સુગ્રીવના મુખ તરફ જોયું. (૩૭)

सुग्रीवोऽप्यब्रवीदेते यद्यप्याजन्ममायिनः । प्रकृत्या राक्षसाः क्षुद्रास्तथाप्यायात्वसाविह ॥ ३८ ॥

સુગ્રીવ પણ બોલ્યો, 'જો કે જન્મથી જ માયાવી આ રાક્ષસો સ્વભાવથી ક્ષુદ્ર હોય છે. તોપણ આને અહીં આવવા દો. (૩૮)

ज्ञास्यामः प्रेषणैरेव भावमस्य शुभाऽशुभम् । दृष्टभावानुरूपं च करिष्याम इह प्रभो ॥ ३९ ॥

હે પ્રભુ! અમે આના શુભાશુભ ભાવને ગુપ્તચરો દ્વારા જ જાણી લઈશું, તેમ જ દૃષ્ટિભાવને અનુરૂપ કરીશું.' (૩૯)

तदभिज्ञोऽभ्यधादेवं विशालो नाम खेचरः । महात्मा धार्मिकश्चैष रक्षःस्वेको बिभीषणः ॥ ४० ॥

તેને સંપૂર્ણતયા જાણનાર વિશાલ નામે ખેચર એ પ્રમાણે બોલ્યો: 'રાક્ષસોમાં આ એક બિભીષણ (જ) મહાત્મા અને ધાર્મિક છે. (૪૦)

सीतामोक्षाय जल्पंश्चाऽनल्परोषेण बन्धुना । निर्वासितः शरण्यं त्वामागान्नैवेतदन्यथा ॥ ४१ ॥

સીતાને મુક્ત કરવા માટે કહેતા અતિરોષથી બંધુ (રાવણ) વડે કાઢી મુકાયેલ (બિભીષણ) શરણ કરવા યોગ્ય તમારી પાસે આવેલ છે. આ (વાત) અન્યથા નથી'. (૪૧)

श्रुत्वेति रामो द्वाःस्थेन बिभीषणमवीविशत् । पादयोः क्षिप्तमूर्धानं परिरेभे च संभ्रमात् ॥ ४२ ॥

એ પ્રમાણે સાંભળી રામે દ્વારપાળ દ્વારા બિભીષણને પ્રવેશ કરાવ્યો અને ચરણમાં મસ્તક મૂકેલ (બિભીષણને) (રામ) આદરથી ભેટી પડયા. (૪૨)

बिभीषणोऽप्युवाचैवं हित्वा दुर्नयमग्रजम् । त्वामागतोऽस्मि भक्तं मां तत्सुग्रीववदादिश ॥ ४३ ॥

બિભીષણ પણ એમ બોલ્યો (કે), 'દુર્નયી મોટા ભાઈને ત્યજીને તમારી પાસે આવ્યો છું. તેથી ભક્ત એવા મને સુગ્રીવની જેમ આજ્ઞા કરો. (૪૩)

लङ्काराज्यं तदा तस्मै प्रत्यपद्यत राघवः । न मुधा भवति क्वाऽपि प्रणिपातो महात्मसु ॥ ४४ ॥

ત્યારે રામે તેને લંકાનું રાજ્ય આપવાનું કબૂલ્યું. 'મહાત્માઓ ઉપર આદર (નમ્ર) ભાવ ક્યાંય નિષ્ફળ થતો નથી.' (૪૪)

हंसद्वीपे दिनान्यष्टावतिवाह्य रघूद्वहः । कल्पान्तवातवल्लङ्कां प्रत्यचालीच्चमूवृतः ॥ ४५ ॥

હંસદ્વીપમાં આઠ દિવસ વ્યતીત કરી કલ્પાંત (કાળ)ના પવન જેવી સેનાથી પરિવૃત્ રામ લંકા પ્રતિ ચાલ્યા. (૪૫)

चम्वा रुध्ध्वा पृथुत्वेन पृथ्व्या विंशतियोजनीम् । रणाय सज्जो काकुत्स्थोऽवतस्थे स्थेमपर्वतः ॥ ४६ ॥

સેના વડે પહોળાઈથી વીશ યોજન ભૂમિને રૂંધીને યુદ્ધ માટે સજ્જ થયેલ રામ બળના પર્વત જેમ ઊભા રહ્યા. (૪૬)

रामसेनाकलकलो वेलाध्वनिरिवोदधेः । लङ्कां बधिरयामास स्फुटद्ब्रह्माण्डभूरिव ॥ ४७ ॥

સમુદ્રની વેલાની ધ્વનિની જેમ જાણે બ્રહ્માંડભૂમિ ફૂટતી હોય તેવો રામની સેનાનો કોલાહલ લોકોને બધિર કરવા લાગ્યો. (૪૭)

दशकन्धरसेनान्योऽनन्यसाधारणौजसः । सद्यः संवर्मयामासुः प्रहस्ताद्या उदायुधाः ॥ ४८ ॥

અનન્ય સાધારણ પરાક્રમવાળા, ઉન્નત આયુધવાળા પ્રહસ્ત વગેરે રાવણના સેવક સેના–નાયકો તત્કાળ બખ્તર ધારણ કરવા લાગ્યા. (૪૮)

केचिन्मतङ्गजोद्वाह्यैरपरे वाहवाहनैः । शार्दूलवाह्यैरन्ये तु खरवाह्यै रथैः परे ॥ ४९ ॥
कुबेरवन्नरैः केचिन्मेषैः केचित्तु वह्निवत् । यमवन्महिषैः केचित्केचिद्रेवन्तवद्धयैः ॥ ५० ॥
विमानैर्देववत्केचित्प्रह्वाः समरकर्मणे । उत्पत्य युगपद्वीराः परिवव्रुर्दशाननम् ॥ ५१ ॥

કોઈ વીર પુરુષો હાથી રૂપી વાહનોથી, બીજા ઉષ્ટ્રરૂપ વાહનોથી, અન્ય સિંહરૂપ વાહનોથી, વળી ખરરૂપ વાહનોથી (તેમ જ) કોઈક રથોથી, કોઈ કુબેરની જેમ મનુષ્યોથી, કોઈ વળી અગ્નિની જેમ મેષોથી, કોઈ યમની જેમ પાડાઓથી કોઈ રેવન્ત કુમારની જેમ અશ્વોથી (વળી) કોઈ સમર્થ દેવની જેમ વિમાનોથી યુદ્ધ કાર્ય માટે (ઊડી) આવીને એકીસાથે રાવણને વીંટળાઈ વળ્યા. (૪૯–૫૦–૫૧)

रोषारुणाक्षः सन्नह्य विविधायुधपूरितम् । अध्यास्त स्यन्दनं रत्नश्रवः प्रथमनन्दनः ॥ ५२ ॥

રોષથી રક્ત નેત્રોવાળો રત્નશ્રવાનો પહેલો પુત્ર (રાવણ) સજ્જ થઈને વિવિધ આયુધોથી પૂર્ણ રથમાં બેઠો. (૫૨)

भानुकर्णः शूलपाणिर्दण्डपाणिरिवाऽपरः । उपेत्य दशकण्ठस्य समभूत्पारिपार्श्वकः ॥ ५३ ॥

જાણે બીજો યમ (ન હોય તેવો) હાથમાં ત્રિશૂળવાળો ભાનુકર્ણ સમીપ જઈને રાવણનો પરિપાર્શ્વક થયો. (૫૩)

कुमाराविन्द्रजिन्मेघवाहनाक्षपराविव । दोर्दण्डौ दशकण्ठस्य पार्श्वयोरेत्य तस्थतुः ॥ ५४ ॥

જાણે બે ભુજાદંડ હોય તેવા કુમાર ઇન્દ્રજિત અને મેઘવાહન આવીને રાવણની પડખે ઊભા રહ્યા. (૫૪)

सूनवोऽन्येऽपिदोष्मन्तः सामन्ताः कोटिशोऽपि च । शुकसारणमारीचमयसुन्दादयोऽभ्ययुः ॥ ५५ ॥

બીજા પણ બળવાન પુત્રો તથા શુક, સારણ, મારીચ, મય અને સુંદર વગેરે ક્રોડો સામંતો આવ્યા. (૫૫)

अक्षौहिणीनां सहस्रैरसंख्यैः संख्यकर्मठैः । दिशः प्रच्छादयन् पुर्याः प्रचचाल दशाननः ॥ ५६ ॥

યુદ્ધમાં ચતુર અસંખ્ય હજાર અક્ષૌહિણી (સેના) વડે દિશાઓને આચ્છાદિત કરતા રાવણે પ્રયાણનો આરંભ કર્યો. (૫૬)

शार्दूलकेतवः केचित्केचिच्छरभकेतवः । चमूरुकेतवः केचित्केचित्करटिकेतवः ॥ ५७ ॥

मयूरकेतवः केचित्केचित्पन्नगकेतवः । मार्जारकेतवः केचित्केचित्कुक्कुटकेतवः ॥ ५८ ॥

कोदण्डपाणयः केचित्केचिन्निस्त्रिंशपाणयः । भुशुण्डीपाणयः केचित्केचिद्मुद्गरपाणयः ॥ ५९ ॥

त्रिशूलपाणयः केचित्केचित्परिघपाणयः । कुठारपाणयः केचित्केचिच्च पाशपाणयः ॥ ६० ॥

विपक्षवीरान् पृच्छन्तो नामग्राहं मुहुर्मुहुः । दशास्यवीराश्चतुरं चिखेलू रणर्मकणि ॥ ६१ ॥

કોઈ ધ્વજામાં સિંહવાળા, કોઈ ધ્વજામાં અષ્ટાપદ મૃગવાળા, (તો) કોઈ ધ્વાજામાં ચમૂરુ મૃગવાળા, કોઈ ધ્વજામાં હસ્તિવાળા, કોઈ ધ્વજામાં મયૂરવાળા, કોઈ ધ્વજામાં સર્પવાળા, કોઈ ધ્વજામાં માર્જારવાળા, કોઈ ધ્વજામાં કુક્કુટવાળા, કોઈ હાથમાં ધનુષ્યવાળા, કોઈ ભુજામાં ખડ્ગવાળા, કોઈ હાથમાં ગોફણવાળા, કોઈ હાથમાં મુદ્દગરવાળા, કોઈ હાથમાં ત્રિશૂળવાળા, કોઈ હાથમાં પઘિરવાળ, કોઈ હાથમાં કુહાડાવાળા (તો) કોઈ હાથમાં પાશવાળા રાવણના યોદ્ધાઓ નામ લઈને વારંવાર શત્રુના યોદ્ધાઓની પૃચ્છા કરતા યુદ્ધકાર્યમાં ચતુરાઈપૂર્વક વિચરવા લાગ્યા. (૫૭ થી ૬૧)

**वैताढ्यस्येव सैन्यस्य प्रथिम्नाच्छाद्य मेदिनीम् । पञ्चाशद्योजनान्यस्थाद्रावणो रणकर्मणे ॥६२॥**

યુદ્ધકાર્યને માટે વૈતાઢ્યની જેમ સૈન્યની વિશાળતાથી પચાસ યોજન પૃથ્વીને ઢાંકીને (રોકીને) રાવણ રહ્યો. (૬૨)

**स्वनायकान् प्रशंसन्तो निन्दन्तः परनायकान् । परस्परं चाक्षिपन्तः कथयन्तो मिथोऽभिधाः ॥ ६३ ॥**
**अस्त्राण्यस्त्रैर्वादयन्तः करास्फोटपुरःसरम् । रामरावणयोः सैन्या मिमिलुः कांस्यतालवत् ॥ ६४ ॥**

પોતાના નાયકોની પ્રશંસા કરતા, પરનાયકોની નિંદા કરતા, પરસ્પર આક્ષેપ કરતા, પરસ્પર નામ કહેતા, કરના આસ્ફોટપૂર્વક અસ્ત્રો વડે અસ્ત્રોને વગાડતા રામ–રાવણના સૈનિકો કાંસ્ય (વાદ્ય) અને તાલીમ જેમ (પરસ્પર) મળ્યા. (૬૩–૬૪)

गच्छ गच्छ तिष्ठ तिष्ठ मां भैषीरुत्सृजायुधम् । कुरुष्वायुधमित्याजौ भटानां तत्र वागभूत् ॥ ६५ ॥

યુદ્ધમાં જા, જા, ઊભો રહે, ઊભો રહે, ભય ન પામ, આયુધનો ત્યાગ કર, આયુધને ગ્રહણ કર આ પ્રમાણે સુભટોની વાણી થતી હતી. (અર્થાત્ સુભટો બોલતા હતા.) (૬૫)

शल्यानि शङ्कवो बाणाश्चक्राणि परिघा गदाः । समुत्पेतुर्द्वयोश्चम्वोर्वनान्तर्विहगा इव ॥ ६६ ॥

બંને સેનામાં શલ્યો, શત્રુઓ, બાણો, ચક્રો, પરિઘો અને ગદાઓ વનની અંદર પક્ષીઓની જેમ આવીને પડવા લાગ્યાં. (૬૬)

खड्गैर्मिथो घातभग्नैर्वेगात्कृत्तैश्च मौलिभिः । उच्छलद्भिरभून्नानाकेतुराह्विव खं तदा ॥ ६७ ॥

તે સમયે પરસ્પર પ્રહારથી ભગ્ન થયેલ ખડ્ગોથી અને છેદાયેલાં ઊછળતાં મસ્તકોથી જાણે આકાશ અનેક શત્રુ અને કેતુવાળું ( ન હોય તેમ લાગતું ) હતું. (૬૭)

सुभटा मुग्दराघातैर्लोठयन्तो द्विपान्मुहुः । दण्डकन्दुकिनीं क्रीडां तन्वाना इव रेजिरे ॥ ६८ ॥

મુદ્ગરના આઘાતોથી હાથીઓને વારંવાર પાડી નાખતા સુભટો ગેડી–દડાની ક્રીડા કરતા હોય તેમ શોભતા હતા. (૬૮)

कुठारघातैराच्छिन्ना भटानामपरैर्भटैः । पञ्चशाखाः पतति स्म शाखाः शाखावतामिव ॥ ६९ ॥

અન્ય સુભટો વડે વૃક્ષોની શાખાની જેમ કુઠારના આઘાતોથી છેદાયેલ સુભટોની પાંચ (બે હાથ, બે પગ, મસ્તક) શાખાઓ પડવા લાગી. (૬૯)

वीराः शीरांसि वीराणां छित्वा भूमौ प्रचिक्षिपुः । बुभुक्षिताय कीनाशायोचितान् कवलानिव ॥ ७० ॥

વીર પુરુષો ક્ષુધાતુર યમરાજને યોગ્ય કોળિયા (ગ્રાસ) સમાન વીરોનાં મસ્તકો છેદીને ભૂમિ ઉપર ફેંકવા લાગ્યા. (૭૦)

रक्षसां वानराणां च युद्धे तस्मिन्महौजसाम् । दायादानां धनमिव जयः साध्योऽभवच्चिरम् ॥ ७१ ॥

મહા પરાક્રમી રાક્ષસો અને વાનરોના તે યુદ્ધમાં ભાગીદારોના ધનની જેમ વિજય ચિરકાળે સિદ્ધ કરવા યોગ્ય થયો. (૭૧)

चिरं प्रवर्तमाने च समरे तत्र वानरैः । अभञ्जि राक्षसबलं काननवन्महाबलैः ॥ ७२ ॥

ત્યાં ચિરકાળ યુદ્ધ પ્રવર્તતે છતે મહા બળવાન વાનરો વડે વનની જેમ રાક્ષસોનું લશ્કર ભાંગી નાખ્યું. (૭૨)

भग्ने रक्षो बले हस्तप्रहस्तौ योद्धुमुद्यतौ । वानरैः सह लङ्केशजयप्रतिभुवौ सदा ॥ ७३ ॥

રાક્ષસસૈન્ય ભગ્ન થયે છતે હંમેશના લંકાપતિના વિજયના સાક્ષીરૂપ હસ્ત-પ્રહસ્ત વાનરો સાથે યુદ્ધ કરવા તત્પર થયા. (૭૩)

द्वयोरपि तयोर्युद्धाध्वरदीक्षितयोरथ । संमुखीनावुदस्थातां नलनीलौ महाकपी ॥ ७४ ॥

હવે યુદ્ધ રૂપી યજ્ઞની દીક્ષા અપાયેલ તે બંનેયની સામે મહા કપિ નલ અને નીલ ઊભા રહ્યા. (૭૪)

हस्तो नलश्चादितोऽपि संमुखीनौ महाभुजौ । रथारूढावमिलतां वक्रावक्रग्रहाविव ॥ ७५ ॥

પહેલાં સન્મુખ રહેલ, મહા પરાક્રમી, રથમાં આરૂઢ થયેલ હસ્ત અને નલ વક્ર અને અવક્ર ગ્રહની જેમ મળ્યા. (૭૫)

आस्फालयामासतुस्तावधिज्यीकृत्य धन्वनी । ज्यानादेन मिथो युद्धनिमन्त्रणपराविव ॥ ७६ ॥

પણછના નાદ વડે જાણે પરસ્પર યુદ્ધનું નિમંત્રણ આપવામાં તત્પર એવા તે બંનેએ ધનુષને પણછ ચઢાવી આસ્ફાલન કર્યું. (૭૬)

तथा ववृषतुर्बाणांस्तौ द्वावपि परस्परम् । शरशूलैर्यथाभूतां रथौ श्वाविन्निभौ तयोः ॥ ७७ ॥

વળી તે બંનેયે બાણોની તેવી રીતે વૃષ્ટિ કરી કે જેમ તે બંનેના રથ બાણોનાં શૂળથી શાહુડી જેવા થયા. (૭૭)

क्षणं नले क्षणं हस्तेऽभूतां जयपराजयौ । तद्बलान्तरमज्ञायि न तत्र निपुणैरपि ॥ ७८ ॥

ક્ષણમાં નલને (અને) ક્ષણમાં હસ્તને જય-પરાજય મળ્યો (તેથી) ત્યાં નિપુણ પુરુષોથી પણ તેઓની શક્તિનું અંતર જાણી શકાયું નહિ. (૭૮)

सभ्यीभूतस्ववीराणामग्रे ह्रीणो नलो बली । अविहस्तो हस्तशिरः क्षुरप्रेणाच्छिदत्क्रुधा ॥ ७९ ॥

સભ્ય સમાન થયેલ પોતાના વીરોની આગળ લજ્જા પામેલ, બળવાન (અને) સ્વસ્થ નલે ક્રોધથી ક્ષુરપ્ર બાણ વડે હસ્તનું મસ્તક છેદી નાખ્યું. (૭૯)

सद्यः प्रहस्ते नीलोऽपि हस्तं नल इवाऽधीत् । दिवोऽभूत् पुष्पवृष्टिश्चोपरिष्टन्नलनीलयोः ॥ ८० ॥

નલે જેમ હસ્તને (તેમ) નીલે પણ શીઘ્ર હસ્તને મારી નાખ્યો. આકાશમાંથી નલ અને નીલ ઉપર પુષ્પ-વૃષ્ટિ થઈ. (૮૦)

हस्तप्रहस्तनिर्धनाद्दशाननबले क्रुधा । मारीचः सिंहजघनः स्वयंभूः सारणः शुकः ॥ ८१ ॥
चन्द्रार्कोद्दामबीभत्साः कामाक्षो मकरो ज्वरः । गंभीरः सिंहरथाश्वरथा अन्येऽप्युपासरन् ॥ ८२ ॥

હસ્ત અને પ્રહસ્તના મૃત્યુથી રાવણના સૈન્યમાં ક્રોધથી મારીચ, સિંહજઘન, સ્વયંભૂ, સારણ, શુક, ચંદ્ર, અર્ક, ઉદ્દામ, બીભત્સ, કામાક્ષ, મકર, જ્વર, ગંભીર, સિંહરથ, અશ્વરથ (અને) બીજા પણ ભેગા થયા. (૮૧-૮૨)

मदनाङ्कुरसंतापप्रथिताक्रोशनंदनाः दुरितानघपुष्पास्त्रविघ्नप्रीतिकरादयः ॥ ८३ ॥
कपयो राक्षसैः सार्धमयुध्यंत पृथक् पृथक् । उत्पतन्तः पतन्तश्च कुक्कुटैरिव कुक्कुटाः ॥ ८४ ॥

કૂકડાઓની સાથે કૂકડાઓની જેમ ઊંચે ઊછળતા (અને) નીચે પડતા મદનાંકુર, સંતાપ, પ્રથિત, આક્રોશ, નંદન, દુરિત, અનઘ, પુષ્પાસ્ત્ર, વિઘ્ન અને પ્રીતિકર વગેરે વાનરો રાક્ષસો સાથે પૃથક્ પૃથક્ યુદ્ધ કરવા લાગ્યા. (૮૩-૮૪)

मारीचरक्षः संतापं नंदनो ज्वरराक्षसम् । उद्दामराक्षसो विघ्नं शुकं दुरितवानरः ॥ ८५ ॥
राक्षसः सिंहजघनः प्रथितं नाम वानरम् । योधयित्वा दृढं जघ्नुर्ययावस्तं च भास्करः ॥ ८६ ॥

મારીચ રાક્ષસે સંતાપને, નંદને જ્વર રાક્ષસને, ઉદ્દામ રાક્ષસે વિઘ્નને (અને) દુરિત વાનરે શુક (રાક્ષસ)ને તેમ જ સિંહજઘન રાક્ષસે પ્રથિત નામે વાનરને દઢ યુદ્ધ કરાવી હણી નાખ્યા (તે સમયે) સૂર્ય અસ્ત થયો. (૮૫-૮૬)

द्वयोरपि हि सैन्यानि रामरावणयोस्ततः । निवृत्त्यास्थुः शोधयन्तः स्वान् हतानहतानपि ॥ ८७ ॥

તેથી રામ અને રાવણ બંનેનાં સૈન્યો ( યુદ્ધથી ) નિવૃત્ત થઈને પોતાના હણાયેલ અને નહિ હણાગાયેલ ( ઘાયલ થયેલ સૈનિકો )ને શોધતા સ્થિર થયાં. (૮૭)

विभातायां विभावर्यां प्रत्यर्कं दानवा इव । प्रति रामबलं रक्षोयोधा योध्धुं डुढौकिरे ॥ ८८ ॥

રાત્રિ પ્રભાત રૂપ થયે છતે સૂર્ય પ્રતિ અસુરોની જેમ રામના સૈન્ય પ્રતિ રાક્ષસ યોદ્ધાઓ યુદ્ધ કરવા જવા લાગ્યા. (૮૮)

मध्येसैन्यं दशास्यो भूमध्ये मेरुरिवाचलः । गजरथ्यरथारूढश्चचाल रणकर्मणे ॥ ८९ ॥

પૃથ્વી મધ્યે મેરુની જેમ સૈન્યની મધ્યમાં અચળ, ( વળી ) હાથીઓ છે વહન કરનારા જેને એવા રથમાં આરૂઢ થયેલ રાવણ યુદ્ધ કાર્ય માટે આલવા લાગ્યો. (૮૯)

बिभ्राणो विविधान्यस्त्राण्यन्तकादपि भीषणः । तत्कालारुणया शत्रून् दृशाऽपि हि दहन्निव ॥ ९० ॥

पश्यन् प्रत्येकमप्यात्मसेनान्यं शतमन्युवत् । मन्यमानस्तृणायारीन् रावणोऽगाद्रणावनिम् ॥ ९१ ॥

વિવિધ અસ્ત્રોને ધારણ કરતો, યમરાજ કરતાં પણ ભયંકર, તત્કાળ રક્ત દૃષ્ટિ વડે પણ જાણે શત્રુઓને બાળતો, ઇંદ્રની જેમ પોતાના પ્રત્યેક સેનાનીને જોતો, શત્રુઓને તૃણ સમાન માનતો રાવણ રણભૂમિ તરફ ગયો. (૯૦-૯૧)

तेऽपि राघवसेनान्यः सैन्यैः सह महौजसः । वीक्ष्यमाणा दिव्यमरैः समरायोपतस्थिरे ॥ ९२ ॥

આકાશમાં ( રહેલ ) દેવતાઓથી જોવાતા મહા પરાક્રમી તે રામના સેનાનાયકો પણ સૈનિકો સાથે યુદ્ધ માટે ઉપસ્થિત થયા. (૯૨)

सनदीकमिव क्वाऽपि रक्तवारिभिरुद्धतैः । उत्पर्वन्तमिव क्वाऽपि पतितैः कपिकुञ्जरैः ॥ ९३ ॥
क्वचिच्चोन्मकरमिव मकरास्यै रथच्युतैः । उद्दन्तमिव च क्वाऽपि सामिभग्नैर्महारथैः ॥ ९४ ॥
उत्ताण्डवैः कबन्धैश्च नृत्तस्थानमिव क्वचित् । अजायत क्षणेनाऽपि समराजिरभूतलम् ॥ ९५ ॥

ક્ષણ વારમાં યુદ્ધ ભૂમિનું આંગણું કોઈ જગ્યાએ ઊછળી રહેલ રુધિર–જળથી જાણે નદીવાળું, કોઈ સ્થળે પડી ગયેલ કપિ–કુંજરોથી જાણે ઊંચા પર્વ ( પર્વતો )વાળું, કોઈ સ્થાને રથમાંથી પડી ગયેલ મકર (આકૃતિવાળાં) મુખોથી જાણે ઉન્નત મગર મચ્છોવાળું, કોઈ ઠેકાણે અર્ધ ભગ્ન રથોથી જાણે ઉન્નત છતોવાળું, ( તો ) કયાંક વળી નૃત્ય કરતા ધડોથી જાણે રંગભૂમિ ( ન ) હોય તેવું થયું. (૯૩–૯૪–૯૫)

अथ रावणहुंकारप्रेरितैं रजनीचरैः । सर्वैः सर्वाऽभिसारेण कपिसैन्या बभञ्जिरे ॥ ९६ ॥

હવે રાવણના હુંકારથી પ્રેરણા કરાયેલ સર્વ રાક્ષસોએ સર્વ બળથી કપિ–સૈન્ય ભાંગી નાખ્યું. (૯૬)

क्रुद्धः स्वसैन्यभङ्गेन सुग्रीवोऽधिज्यकार्मुकः । स्वयं चचाल चलयन्नचलां प्रबलैर्बलैः ॥ ९७ ॥

પોતાના સૈન્યના ભંગથી ક્રોધ પામેલ, પણછ ચડાવેલ ધનુષ્યવાળો સુગ્રીવ જાતે પ્રબળ લશ્કરથી પૃથ્વીને ચલિત કરતો ચાલવા લાગ્યો. (૯૭)

राजन्निहैव तिष्ठ त्वं ममैवेक्षस्व विक्रमम् । एवं निषिध्य सुग्रीवं हनुमानचलद्युधि ॥ ९८ ॥

હે રાજન્ ! તમે અહીં જ રહો (અને) મારા જ પરાક્રમને જુઓ એ પ્રમાણે સુગ્રીવને રોકીને હનુમાન યુદ્ધ માટે ગયા. (૯૮)

हनुमान् राक्षसानीकमनेकानीकदुर्मदम् । दुर्ग्राहमप्यगाहिष्ट महाब्धिमिव मन्दरः ॥ ९९ ॥

મહા સાગરમાં મંદર (પર્વત)ની જેમ અનેક સૈન્યોથી ગર્વિષ્ઠ દુર્ગ્રાહ (દુષ્પ્રવેશ્ય) રાક્ષસોના સૈન્યમાં હનુમાને પ્રવેશ કર્યો. (૯૯)

अथ पर्जन्यवद्गर्जन्नूर्जितं युधि दुर्जयः । अढौकत धनुस्तूणमाली माली हनूमते ॥ १०० ॥

હવે મેઘની જેમ ઉગ્ર ગર્જના કરતો, યુદ્ધમાં દુર્જય, ધનુષ અને ભાથા રૂપી માળાવાળો માલી હનુમાન તરફ ગયો. (૧૦૦)

हनुमन्मालिनौ वीरौ धनुष्टंकारकारिणौ । पुच्छास्फोटकरौ सिंहाविवोद्दामौ विरेजतुः ॥ १०१ ॥

ધનુષનો ટંકાર કરનારા, પુચ્છના આસ્ફોટને કરનારા, સિંહની જેમ અતિ ઉગ્ર શૂરવીર હનુમાન અને માલી શોભતા હતા. (૧૦૧)

अस्त्रैर्मालिहनूमन्तौ प्रजह्राते परस्परम् । चिच्छेदाते मिथोऽस्त्राणि मिथाऽतर्जयतां च तौ ॥ १०२ ॥

માલી અને હનુમાને અસ્ત્રો વડે પરસ્પર પ્રહાર કર્યો, તે બંનેએ અસ્ત્રોને છેદી નાખ્યાં અને પરસ્પર તર્જના કરવા લાગ્યા. (૧૦૨)

चिरं च युध्ध्वा हनुमान्मालिनं वीर्यशालिनम् । चक्रे निरस्त्रं निस्तोयं ग्रीष्मार्क इव पल्वलम् ॥ १०३ ॥

ગ્રીષ્મનો સૂર્ય જેમ નાના તળાવને પ્રાણી રહિત કરે (તેમ) ચિર કાળ યુદ્ધ કરી હનુમાને પરાક્રમી માલીને અસ્ત્ર રહિત કરી દીધો. (૧૦૩)

गच्छ गच्छ जरद्रक्षः किं हतेन त्वया ननु । इति ब्रुवाणं श्रीशैलमेत्य वज्रोदरोऽवदत् ॥ १०४ ॥

હે વૃદ્ધ રાક્ષસ! તું જા, જા, તારા હણાયાથી શું? એ પ્રમાણે બોલતા હનુમાન પાસે આવીને વજ્રોદર કહેવા લાગ્યો: (૧૦૪)

अरे रे म्रियसे पाप वदन्नेवं हि कद्वदः । एह्येहि युध्स्व मध्ययया न भवस्येष मा स्म गाः ॥ १०५ ॥

'અરે! રે! હે કુત્સિત વચન બોલનાર પાપી! એવું બોલતો તું મરી જઈશ. આવ, આવ, મારી સાથે યુદ્ધ કર. આ તું હોઈશ નહિ તું જઈશ નહિ. (૧૦૫)

मारुतिस्तद्वचः श्रुत्वा हक्कामिव मृगाधिपः । बूत्कुर्वन्नुर्वहंकारश्छादयामास तं शरैः ॥ १०६ ॥

તેના વચન સાંભળીને કેશરીસિંહ જેમ ગર્જના કરે તેમ બૂત્કાર કરતા ભારે ગર્વિષ્ઠ હનુમાને તેને બાણોથી ઢાંકી દીધો. (૧૦૬)

तद्बाणवृष्टिं निर्धूय शरैर्वज्रोदरोऽपि तम् । तिरयामास मार्तण्डं प्रावृट्काल इवाम्बुदैः ॥ १०७ ॥

વાદળાં વડે વર્ષાકાળ જેમ સૂર્યને (તેમ) વજ્રોદરે પણ બાણોથી તે (હનુમાન)ની બાણવૃષ્ટિને દૂર કરી તેને ઢાંકી દીધો. (૧૦૭)

अहो वज्रोदरो वीरो योऽलमस्मै हनूमते । अहो वीरः पावनिर्योऽलं वज्रोदररक्षसे ॥१०८॥
एवं गिरो रणक्रीडासदस्यानां दिवौकसाम् । असहिष्णुर्द्विषज्जिष्णुर्हनुमान् मानपर्वतः ॥१०९॥
वर्षन् युगपदस्त्राणि चित्राण्युत्पातमेघवत् । वज्रोदरं तमवधीत्पश्यतामपि रक्षसाम् ॥११०॥

અહો ! જે વીર વજ્રોદર આ હનુમાન માટે પૂરતા છે. અને અહો ! જે વીર હનુમાન વજ્રોદર રાક્ષસ માટે સમર્થ છે. યુદ્ધ-ક્રીડાના સભ્ય દેવતાઓની આવી વાણી સહન નહિ કરનાર, શત્રુઓને જિતનાર અભિમાનના પર્વત સમાન, ઉત્પાત મેઘની જેમ એકીસાથે વિચિત્ર અસ્ત્રોની વૃષ્ટિ કરતા હનુમાને રાક્ષસોના દેખતાં જ તે વજ્રોદારને મારી નાખ્યો. (૧૦૮-૧૦૯-૧૧૦)

वज्रोदरवधक्रुद्धो रावणिर्जम्बुमाल्यथ । तर्जन् मारुतिमाह्वास्त प्रतिकार इव द्विपम् ॥१११॥

હવે હાથીને મહાવતની જેમ વજ્રોદરના વધથી ક્રોધ પામેલ તર્જના કરતા રાવણ-પુત્ર જંબુમાલીએ હનુમાનને બોલાવ્યો. (૧૧૧)

उभावपि महामल्लावन्योऽन्यवधकांक्षिणौ । युयुधाते चिरं बाणैः पन्नगैर्वार्तिकाविव ॥११२॥

સર્પો વડે ગારુડિકોની જેમ અન્યોન્યના વધને ઇચ્છનારા બંનેય મહા મલ્લોએ બાણો વડે ચિરકાળ યુદ્ધ કર્યું. (૧૧૨)

इषुभ्यः प्रतियच्छन्तौ द्विगुणद्विगुणानिषून् । परस्परं प्रापतुस्तावधमर्णोत्तमर्णताम् ॥११३॥

બાણો કરતાં ભમણાં ભમણાં બાણોને સામે આપતા તે બંને પરસ્પર અધમર્ણપણું અને ઉત્તમર્ણપણું પામ્યાં. (૧૧૩)

क्रुद्धोऽथ कृत्वा हनुमानरथ्यरथसारथिम् । तं द्विषं ताडयामास मुद्गरेण गरीयसा ॥११४॥

હવે ક્રોધ પામેલ હનુમાન તે શત્રુને ઘોડા, રથ અને સારથિ વિનાનો કરી ભારે મુદ્ગર વડે તાડન કરવા લાગ્યા. (૧૧૪)

मूर्च्छितो जम्बूमाल्युर्व्यां निपपातोत्पपात च । रुषा महोदरो रक्षोवीरो वर्षञ्छिलीमुखान् ॥११५॥

( તેથી ) મૂર્ચ્છિત થયેલ જંબૂમાલી પૃથ્વી પર પડયો અને રોષથી બાણોને વરસાવતો રાક્ષસવીર મહોદર ઊભો થયો. (૧૧૫)

अन्येऽपि राक्षसभटा हनूमन्तं जिघांसवः । जात्यश्वान इव क्रोडं वेष्टयामासुरुच्चकैः ॥११६॥

ડુક્કરને જેમ જાતવંત કૂતરાઓ ( તેમ ) બીજા પણ હણવાની ઇચ્છાવાળા યોદ્ધાઓ હનુમાનને ચારે બાજુથી વીંટળાઈ વળ્યા. (૧૧૬)

दोष्णोः केऽपि मुखे केऽपि केऽप्यंघ्र्योर्हृदि केऽपि च । कुक्षौ केऽपि शरैस्तीक्ष्णैर्जघ्निरे ते हनूमता ॥११७॥

હનુમાન વડે તીક્ષ્ણ બાણોથી તેઓ કોઈ બે બાહુમાં, કોઈ મુખ ઉપર, કોઈ બે ચરણોમાં, કોઈ હૃદય ઉપર તેમ જ કોઈ ઉદર ઉપર પ્રહાર કરાયા. (૧૧૭)

अन्तर्वणं दव इव मध्येऽम्भोधीव वाडवः । मध्ये रक्षोबलं वीरश्चकासामास मारुतिः ॥ ११८ ॥

વનમાં જેમ દાવાનળ, સમુદ્રમાં જેમ વડવાનળ, (તેમ) રાક્ષસ સૈન્યમાં વીર મારુતિ પ્રકાશવા લાગ્યો. (૧૧૮)

क्षणादभाङ्क्षीद्रक्षांसि तमांसीव दिवाकरः । महौजसां शिरोरत्नं पवनञ्जयनन्दनः ॥ ११९ ॥

જેમ અંધકારને સૂર્ય (તેમ) મહાશક્તિશાળીઓમાં ચૂડામણિ રત્ન સમાન પવનંજયના પુત્રે ક્ષણ વારમાં રાક્ષસોને નષ્ટ કરી દીધા. (૧૧૯)

रक्षोभङ्गेन संक्रुद्धः कुम्भकर्णोऽथ शूलभृत् । ईशान इव भूमिष्ठः स्वयं योद्धुमधावत ॥ १२० ॥

રાક્ષસોના ભંગથી ક્રોધ પામેલ, ભૂમિ ઉપર રહેલ જાણે ઈશાનેન્દ્ર (ન હોય તેવો) ત્રિશૂળ ધારી કુંભકર્ણ જાતે યુદ્ધ કરવા દોડ્યો. (૧૨૦)

कानप्यंघ्रिप्रहारेण मुष्टिघातेन कानपि । कांश्चित्कूर्परघातेन तलघातेन कांश्चन ॥ १२१ ॥

कांश्चिन्मुद्गरघातेन शूलघातेन कांश्चन । कानप्यन्योऽन्यघातेन कुम्भकर्णोऽवधीत्कपीन् ॥ १२२ ॥

કુંભકર્ણ કોઈ વાનરોને ચરણપ્રહારથી, કોઈને મુષ્ટિના ઘાતથી, કોઈને કોણીના મારથી, કોઈને તમાચો મારવાથી, કોઈને મુદ્‌ગરના ઘાથી, કોઈને ત્રિશૂળના પ્રહારથી અને કોઈને પરસ્પર અથડાવવા વડે હણવા લાગ્યો. (૧૨૧-૧૨૨)

कल्पान्ताऽर्णवकल्पं तमापतन्तं तरस्विनम् । रावणानुजमालोक्य सुग्रीवः समधावत ॥ १२३ ॥

કલ્પાન્ત કાળના સમુદ્ર સમાન બળવાન તે રાવણના નાના ભાઈને આવતો જોઈને સુગ્રીવ (તેની) સન્મુખ દોડયો. (૧૨૩)

**भामण्डलो दधीमुखो महेन्द्रः कुमुदोऽङ्गदः । अपरेऽप्यन्वधावन्त प्रदीपन इवोद्यतः ॥१२४॥**

પ્રજ્વલિત થયેલ અગ્નિની સમાન ભામંડલ, દધિમુખ, મહેન્દ્ર, કુમુદ, અંગદ અને બીજા પણ દોડી આવ્યા. (૧૨૪)

**दशाननाऽनुजं पञ्चाननं व्याधा इवारुधन् । वर्षन्तोऽस्त्राणि चित्राणि युगपद्वानरोत्तमाः ॥१२५॥**

શિકારીઓ જેમ સિંહને (તેમ) એકીસાથે વિચિત્ર અસ્ત્રોને વરસાવતા શ્રેષ્ઠ વાનરોએ કુંભકર્ણને રોકી રાખ્યો. (૧૨૫)

**प्रस्वापनास्त्रं तेषूच्चैः कालरात्रिमिवापराम् । रात्रिञ्चरवरोऽमुञ्चदमोघं मुनिवाक्यवत् ॥१२६॥**

રાક્ષસ શ્રેષ્ઠ તેણે જાણે બીજી કાળરાત્રિ હોય તેવું, મુનિના વચન જેવું અમોઘ પ્રસ્વાપન (નામે) અસ્ત્ર ઊંચેથી તેઓ ઉપર મૂકયું. (૧૨૬)

**निद्रायमाणं स्वं सैन्यं दिवा कुमुदखण्डवत् । दृष्ट्वा सस्मार सुग्रीवो महाविद्यां प्रबोधिनीम् ॥१२७॥**

દિવસે કુમુદ ખંડની જેમ પોતાના સૈન્યને નિદ્રા કરતું જોઈને સુગ્રીવે પ્રબોધિની (નામે) મહાવિદ્યાનું સ્મરણ કર્યું. (૧૨૭)

**अरे क्व कुम्भकर्णोऽस्तीत्युच्चैस्तुमुलकारिणः । उत्तस्थुर्वानरभटाः खगा इव निशात्यये ॥१२८॥**

રાત્રિ દૂર થયે છતે પક્ષીઓની જેમ, અરે! કુંભકર્ણ ક્યાં છે? એમ ઊંચેથી કોલાહલ કરતા વાનર સુભટો ઊભા થયા. (૧૨૮)

उपाद्रवन् कुम्भकर्णमाकर्णाकृष्टकार्मुकाः । सुग्रीवाधिष्ठिताः सुष्ठुयोधिनः कपिकुञ्जराः ॥ १२९ ॥

સારી રીતે યુદ્ધ કરનારા, કર્ણ સુધી ધનુષ્ય ખેંચેલ, સુગ્રીવાધિષ્ઠિત શ્રેષ્ઠ કપિઓ કુંભકર્ણને ઉપદ્રવ કરવા લાગ્યા. (૧૨૯)

सुग्रीवो दलयामास कुम्भकर्णस्य सारथिम् । रथं रथ्यांश्च गदयाऽगदङ्कारो गदानिव ॥ १३० ॥

વૈદ્ય જેમ રોગોને (તેમ) સુગ્રીવે કુંભકર્ણના સારથિ, રથ અને અશ્વોનો ગદાથી નાશ કર્યો. (૧૩૦)

भूमिष्ठः कुम्भकर्णोऽथ हस्तेनोदस्तमुद्गरः । एकशृङ्गो गिरिरिव सुग्रीवायाऽभ्यधावत ॥ १३१ ॥

એક શિખરવાળા પર્વતની જેમ ભૂમિ ઉપર રહેલો, હાથ વડે મુદ્ગર ઊંચો કરેલ કુંભકર્ણ સુગ્રીવ તરફ દોડયો. (૧૩૧)

युद्धार्थं धावतस्तस्याङ्गवातेन गरीयसा । भूयांसः कपयः पेतुः करिस्पर्शेन वृक्षवत् ॥ १३२ ॥

યુદ્ધ માટે દોડતાં તેના અતિ ભારે અંગના પવનથી હસ્તિના સ્પર્શથી વૃક્ષની જેમ ઘણા કપિઓ પડી ગયા. (૧૩૨)

प्लवङ्गमैरस्खलितः स्थलैरिव नदीरयः । सुग्रीवरथमाहत्याऽचूर्णयन्मुद्गरेण सः ॥ १३३ ॥

સ્થળ વડે નદીના વેગની જેમ વાનરોથી સ્ખલિત નહિ થયેલ તેણે મુદ્ગર વડે પ્રહાર કરી સુગ્રીવના રથના ચૂરેચૂરા કરી નાંખ્યા. (૧૩૩)

खे समुत्पत्य सुग्रीवः शिलामेकां महीयसीम् । मुमोच कुम्भकर्णाय वज्री वज्रमिवाद्रये ॥ १३४ ॥

ઇન્દ્રની જેમ પર્વત ઉપર વજ્ર (નાખે તેમ) સુગ્રીવે આકાશમાં ઊડીને એક અતિ મોટી શીલા કુંભકર્ણ ઉપર નાખી. (૧૩૪)

कुम्भकर्णो मुद्गरेण तां शिलां कणशोऽकरोत् । उत्पातिकीं रजोवृष्टिं कपीनां दर्शयन्निव ॥ १३५ ॥

વાનરોને જાણે ઉત્પાત નિમિત્તક રજની વૃષ્ટિ દેખાડતો હોય તેમ કુંભકર્ણે મુદ્‌ગરવડે તે શિલાના ટુકડે ટુકડા કરી નાંખ્યા. (૧૩૫)

तडत्तडिति कुर्वाणं तडिद्दण्डास्त्रमुत्कटम् । रावणाऽवरजायाथ वालिनोऽवरजोऽमुचत् ॥ १३६ ॥

(તેથી) વાલિના લઘુબંધુએ તડત્ તડત્ એ પ્રમાણે (અવાજ) કરતું ઉગ્ર તડિત્ દંડાસ્ત્ર રાવણના અનુજ બંધુ ઉપર મૂક્યું. (૧૩૬)

तडिद्दण्डाय चण्डाय तस्मै शस्त्राण्यनेकशः । कुम्भकर्णः प्रचिक्षेप मोघीभूतानि तानि तु ॥ १३७ ॥

પ્રચંડ એવા તે વિદ્યુદ્દંડ ઉપર કુંભકર્ણે અનેક શસ્ત્રો છોડયાં પરંતુ તે (સર્વ) નિષ્ફળ ગયાં. (૧૩૭)

कुम्भकर्णः पपातोर्व्यां तडिद्दण्डेन ताडितः । जगद्भयंकराकारः कल्पान्त इव पर्वतः ॥ १३८ ॥

વિદ્યુદ્દંડ વડે તાડન કરાયેલ, જગતને ભય ઉત્પન્ન કરનારા આકારવાળો, કલ્પાંતકાળના પર્વત સમાન કુંભકર્ણ પૃથ્વી ઉપર પડયો. (૧૩૮)

मूर्च्छिते भ्रातरि क्रुद्धः स्वयमेव दशाननः । साक्षादिवाऽन्तकोऽचालीद्भ्रुकुटीभीषणाननः ॥ १३९ ॥

ભાઈ મૂર્ચ્છિત થયે છતે ક્રુદ્ધ બનેલ, સાક્ષાત્ યમરાજ સમાન, ભૃકુટીથી ભયંકર મુખવાળો રાવણ પોતે જ (યુદ્ધભૂમિ તરફ ચાલ્યો.) (૧૩૯)

**नत्वेन्द्रजित्तमित्यूचे स्वामिंस्तव पुरो रणे । न यमो वरुणो नाऽपि न कुबेरो न वा हरिः ॥१४०॥**

તેને નમસ્કાર કરી ઇન્દ્રજિત એ પ્રમાણે બોલ્યો, 'હે સ્વામિન્ ! યુદ્ધમાં તમારી આગળ યમ, વરુણ, કૂબેર કે ઇન્દ્ર પણ (ઊભો રહી શકે તેમ) નથી, (૧૪૦)

**तिष्ठन्ति किं नु प्लवगा एवैते देव तिष्ठ तत् । गत्वैष तान् हनिष्यामि रुष्टो मशकमुष्टिवत् ॥१४१॥**

તો આ વાનરો શું ઊભા રહેશે ? તેથી, હે દેવ ! આપ રહો, આ રોષાયમાન થયેલ હું જ જઈને તેઓને મુષ્ટિ વડે મચ્છરની જેમ હણી નાખીશ. (૧૪૧)

**निषिध्यैवं दशग्रीवं मानोद्ग्रीवः स शक्रजित् । आघ्नानः प्रविवेशाऽन्तः कपिसैन्यं महाभुजः ॥१४२॥**

આ પ્રમાણે રાવણને નિષેધ કરીને અભિમાનથી ઉન્નત ગ્રીવાવાળો, મહા પરાક્રમી તે ઇન્દ્રજિત પ્રહારો કરતો કપિસૈન્યની અંદર પ્રવેશ્યો. (૧૪૨)

**कासारः कासरस्येव भेकैरापततः सतः । कपिभिर्मुमुचे तस्य समरोर्वी महौजसः ॥१४३॥**

મહિષ આવતે છતે દેડકાંઓ વડે જેમ સરોવર (ત્યજી દેવાય તેમ) વાનરો વડે મહાપરાક્રમી તેની યુદ્ધભૂમિ છોડી દેવાઈ. (૧૪૩)

**स त्रस्यतः कपीनूचे रे रे तिष्ठत वानराः । अयुध्यमानान्नो हन्मि रावणस्याऽस्मि नन्दनः ॥१४४॥**

ત્રાસ પામતા કપિઓને તે કહેવા લાગ્યો, રે....રે....વાનરો ઊભા રહો.......હું યુદ્ધ ન કરનારાઓને હણતો નથી, હું રાવણનો પુત્ર છું. (૧૪૪)

क्व मारुतिः क्व सुग्रीवस्ताभ्यामप्यथवा कृतम् । क्व नु तौ रामसौमित्री अभ्यमित्रीयमानिनौ ॥ १४५ ॥

હનુમાન ક્યાં છે? સુગ્રીવ ક્યાં છે.? અથવા તે બંને વડે સર્યું, પરંતુ વીર માનનાર તે રામ-લક્ષ્મણ ક્યાં છે? (૧૪૫)

इति ब्रुवाणं दोर्दर्पादमर्षारुणितेक्षणः । रणायाह्वत सुग्रीवस्तं दशग्रीवनन्दनम् ॥ १४६ ॥

ભુજાના અભિમાનથી આ પ્રમાણે બોલતા તે રાવણ-પુત્રને અમર્ષથી રક્ત બનેલ નેત્રવાળા સુગ્રીવે યુદ્ધ માટે બોલાવ્યો. (૧૪૬)

भामण्डलोऽपीन्द्रजितोऽवरजं मेघवाहनम् । आयोधयितुमारेभे शरभं शरभो यथा ॥ १४७ ॥

અષ્ટાપદ જેમ અષ્ટાપદને (તેમ) ભામંડલે પણ ઇન્દ્રજિતના નાના ભાઈ મેઘવાહનને યુદ્ધ કરાવવાનો આરંભ કર્યો. (૧૪૭)

दिग्गजा इव चत्वारश्चत्वारः सागरा इव । आस्फालन्तः शुशुभिरे ते त्रिलोकीभयङ्कराः ॥ १४८ ॥

ચાર દિગ્ગજો સમાન (અથવા) ચાર સમુદ્ર સમાન, ત્રણે લોકને ભયંકર, તાડન કરતા તેઓ શોભવા લાગ્યા. (૧૪૮)

गतागतैस्तद्रथानाकम्पत वसुन्धरा । चकम्पिरे सानुमन्तश्चुक्षोभ च महोदधिः ॥ १४९ ॥

તેમના રથોના જવા–આવવાથી પૃથ્વી કંપવા લાગી, પર્વતો ધ્રૂજી ઊઠ્યા અને સમુદ્ર ખળભળી ઊઠ્યો. (૧૪૯)

बुबुधे नाऽन्तरं तेषां बाणाकर्षणमोक्षयोः । अत्यन्तलघुहस्तानामविहस्तत्वशालिनाम् ॥ १५० ॥

(શસ્ત્રો ફેંકવામાં) અત્યંત ઝડપી હસ્તવાળા, અને અવ્યાકુળપણાથી શોભનારા તેઓનું બાણો ગ્રહણ કરવામાં (ખેંચવામાં) અને છોડવામાં (કેટલું) અંતર (છે તે કોઈ વડે) જાણી શકાયું નહિ. (૧૫૦)

**आयसैर्दैवतैरस्त्रैरयुध्यन्त चिराय ते । परं न कोऽपि केनापि तेषां मध्यादजीयत ॥ १५१ ॥**

તેઓએ લોહમય અને દેવતાઈ અસ્ત્રોથી ચિરકાળ યુદ્ધ કર્યું, પરંતુ તેઓમાંથી કોઈ કોઈથી જીતી શકાયો નહિ. (૧૫૧)

**अथो मुमुचतुः क्रुद्धाविन्द्रजिन्मेघवाहनौ । सुग्रीवभामण्डलयोर्नागपाशास्त्रमुद्धतम् ॥ १५२ ॥**

હવે ગુસ્સે થયેલ ઇન્દ્રજિત અને મેઘવાહને સુગ્રીવ અને ભામંડલ ઉપર ઉદ્ધત નાગપાશ અસ્ત્ર મૂક્યું. (૧૫૨)

**नागपाशैस्तथा बद्धौ भामण्डलकपीश्वरौ । अनीश्वरौ निश्वसितुमप्यभूतां यथा हि तौ ॥ १५३ ॥**

ભામંડળ અને કપિરાજ નાગપાશો વડે તેવા બંધાઈ ગયા કે જેથી તેઓ શ્વાસ લેવા માટે પણ અસમર્થ થઈ ગયા. (૧૫૩)

**इतश्च लब्धसंज्ञेन कुम्भकर्णेन रोषतः । गदया ताडितः पृथ्व्यां मारुतिर्मूर्च्छितोऽपतत् ॥ १५४ ॥**

આ બાજુ સંજ્ઞા પ્રાપ્ત કરેલ કુંભકર્ણ વડે રોષપૂર્વક ગદાથી તાડન કરાયેલ હનુમાન મૂર્ચ્છિત થયા છતા પૃથ્વી ઉપર પડ્યા. (૧૫૪)

**दोष्णा तक्षककल्पेन तं करीव करेण सः । समुद्द्भ्रेलयितेनाऽन्तःकक्षं न्यधत्त च ॥ १५५ ॥**

સૂંઢ વડે હાથીની જેમ તક્ષક (નાગ) સમાન ગોળાકાર થયેલ ભુજા વડે તેને પકડયો અને કાખમાં ઉપાડી લીધો (સ્થાપન કર્યો). (૧૫૫)

ऊचे बिभीषणो रामं स्वामिन्नेतौ हि ते बले । बलीयसौ सारभूतावानने नयने इव ॥ १५६ ॥

બિભીષણે રામને કહ્યું : 'હે સ્વામિન્! તમારા લશ્કરમાં આ બંને બલિષ્ઠ અને વદનમાં બે લોચનની જેમ સાર રૂપ છે. (૧૫૬)

बद्धौ वैदेहिसुग्रीवौ रावणिभ्यां महोरगैः । यावल्लङ्कां न नीयेते तावत्तौ मोचयाम्यहम् ॥ १५७ ॥

રાવણપુત્રો (ઇન્દ્રજિત અને મેઘવાહન) વડે મહાસર્પોથી બંધાયેલા ભામંડલ અને સુગ્રીવ જ્યાં સુધી લંકામાં ન લઈ જવાય તેટલામાં તે બંનેને હું મુક્ત કરાવી લાવું. (૧૫૭)

हनुमान् कुम्भकर्णेन बद्धो दोष्णा महीयसा । लङ्कामप्राप्त एवाऽयं मोचनीयो रघूद्वह ॥ १५८ ॥

હે રઘુશ્રેષ્ઠ! કુંભકર્ણ વડે અતિ મોટી ભુજાથી બંધાયેલ આ હનુમાન લંકાને પ્રાપ્ત કર્યા પહેલાં જ મુક્ત કરાવવા યોગ્ય છે. (૧૫૮)

स्वामिन् विना हि सुग्रीवभामण्डलहनूमतः । अवीरमिव नः सैन्यमनुजानीहि यामि तत् ॥ १५९ ॥

કેમ કે સુગ્રીવ, ભામંડલ અને હનુમાન વિના આપણું સૈન્ય જાણે વીર (પુરુષો) વિનાનું છે. તેથી હે સ્વામિન્ રજા આપો, હું જાઉં. (૧૫૯)

एवं तत्र ब्रुवत्येव वेगाद्गत्वाङ्गदो भटः । आक्षिप्य कुम्भकर्णेन युयुधे युद्धकोविदः ॥१६०॥

ત્યાં (બિભીષણ) આ પ્રમાણે બોલતે છતે જ વેગથી જઈને યુદ્ધવિશારદ અંગદ સુભટ આક્ષેપ કરી કુંભકર્ણ સાથે યુદ્ધ કરવા લાગ્યો. (૧૬૦)

क्रोधाऽन्ध्यात्कुम्भकर्णेन प्रोत्क्षिप्तभुजपाशतः । ययौ मारुतिरुत्पत्य विहङ्ग इव पञ्जरात् ॥१६१॥

ક્રોધાંધપણાથી કુંભકર્ણ વડે ઊંચા કરાયેલ ભુજપાશમાંથી પિંજરમાંથી પક્ષીની જેમ હનુમાન ઊડીને નીકળી ગયા. (૧૬૧)

बिभीषणो मोचयितुं भामण्डलकपीश्वरौ । रावणिभ्यां समं योद्धुमधावत रथस्थितः ॥ १६२ ॥

રથમાં રહેલ બિભીષણ ભામંડલ અને કપિરાજને મુક્ત કરાવવા માટે રાવણપુત્ર (ઈન્દ્રજિન–મેઘવાહન) સાથે યુદ્ધ કરવા દોડયો. (૧૬૨)

दध्यतुश्चेन्द्रजिन्मेघवाहनावेष नः पितुः । अनुजः स्वयमभ्येति कर्तुमस्माभिराहवम् ॥ १६३ ॥

ઈન્દ્રજિત અને મેઘવાહન વિચાર કરવા લાગ્યા (કે) આ આપણા પિતાના બંધુ પોતે આપણી સાથે યુદ્ધ કરવા સન્મુખ આવી રહ્યા છે. (૧૬૩)

अनेन तातकल्पेन योद्धव्यं कथमद्य हा । इतोऽपसरणं युक्तं न ह्रीः पूज्याद्धि बिभ्यताम् ॥ १६४ ॥

હા........પિતા સમાન આમની સાથે આજે શી રીતે યુદ્ધ કરવું ? એથી ખસી જવું (એ જ) સારું છે કેમ કે પૂજ્યથી ભય પામતાં શરમ ન હોય. (૧૬૪)

पाशबद्धाविमौ चारी निश्चितं हि मरिष्यतः । इहैव हि तदासातां तातो नाऽन्वेति नौ यथा ॥ १६५ ॥

વળી પાશથી બંધાયેલા આ બંને શત્રુ ચોક્કસ મૃત્યુ પામશે તેથી (તે બંને) અહીં જ ભલે રહે, કે જેથી કાકા આપણી પાછળ ન આવે. (૧૬૫)

विचिन्त्यैवं नेशतुस्तौ धीमन्तौ रावणी रणात् । पश्यन् बिभीषणश्चाऽस्थाद्भामण्डलकपीश्वरौ ॥ १६६ ॥

એમ વિચારી બુદ્ધિમાન તે બંને રાવણપુત્રો યુદ્ધભૂમિમાંથી નાસી ગયા, અને ભામંડલ તથા કપિરાજને જોતો બિભીષણ ઊભો રહ્યો. (૧૬૬)

चिन्ताम्लानाननौ तत्र तस्थतू रामलक्ष्मणौ । हिमानीच्छन्नवपुषौ सूर्यचन्द्रमसाविव ॥ १६७ ॥

મહા હિમથી આચ્છાદિત દેહવાળા સૂર્ય અને ચન્દ્રની જેમ, ચિંતાથી ગ્લાન મુખવાળા રામ-લક્ષ્મણ (પણ) ત્યાં ઊભા રહ્યા. (૧૬૭)

रामभद्रस्ततः पूर्वप्रतिपन्नवरं सुरम् । महालोचनमस्मार्षीत्सुपर्णामरपुंगवम् ॥ १६८ ॥

ત્યાર બાદ રામચંદ્રજીએ પૂર્વે વરદાન (આપવાનું) સ્વીકારેલ મહાલોચન (નામે) શ્રેષ્ઠ સુવર્ણકુમાર દેવનું સ્મરણ કર્યું. (૧૬૮)

ज्ञात्वा चावधिनाऽभ्येत्य ददौ पद्माय सोऽमरः । विद्यां सिंहनिनादाख्यां मुशलं स्यन्दनं हलम् ॥ १६९ ॥

અવધિ વડે જાણીને, સન્મુખ આવી તે દેવે રામને સિંહ નિનાદા નામે વિદ્યા, મુશળ, રથ અને હળ આપ્યાં. (૧૬૯)

लक्ष्मणाय ददौ विद्यां गारुडीं स्यन्दनं तथा । गदां च विद्युद्वदनां समरे रिपुनाशिनीम् ॥ १७० ॥
તેમ જ લક્ષ્મણને ગારુડી ( નામે ) વિદ્યા, રથ તથા યુદ્ધમાં શત્રુઓનો નાશ કરનારી વિદ્યુદ્વદના ( નામે ) ગદા આપી. (૧૭૦)

वरुणाग्नेयवायव्यप्रमुखाण्यपराण्यपि । दिव्यान्यस्त्राणि छत्रे च स ददावुभयोरपि ॥ १७१ ॥
વળી તેણે બંનેયને વારુણ, આગ્નેય, વાયવ્ય વગેરે બીજાં પણ દિવ્ય અસ્ત્રો અને છત્ર આપ્યાં. (૧૭૧)

सौमित्रेर्वाहनीभूतं गरुडं प्रेक्ष्य तत्क्षणम् । सुग्रीवभामण्डलयोः प्रणेशुः पाशपन्नगाः ॥ १७२ ॥
ગરુડને લક્ષ્મણના વાહન રૂપે થયેલ જોઈને તત્કાળ સુગ્રીવ અને ભામંડલના પાશના સર્પો નાસી ગયા. (૧૭૨)

जज्ञे जयजयारावो रामसैन्ये समन्ततः । रक्षोबलमिवास्तं च ययौ देवोऽब्जिनीपतिः ॥ १७३ ॥
રામના સૈન્યમાં સર્વ બાજુએ જય જયારાવ થયો અને રાક્ષસોના સૈન્યની જેમ કમલિની પતિ ( સૂર્ય ) દેવ અસ્ત થઈ ગયા. (૧૭૩)

प्रातर्भूयोऽपि सैन्यानि रघूद्वहदशास्ययोः । सर्वाऽभिसारसाराणि रणांगमुपासरन् ॥ १७४ ॥
પ્રાતઃકાળે સાર રૂપ સર્વ બળવાળાં રામ અને રાવણનાં સૈન્યો ફરીથી પણ યુદ્ધ-પ્રાંગણની સમીપ આવ્યાં. (૧૭૪)

तेषां कृतान्तदन्ताभस्फुरदस्त्रभयङ्करः । अकाण्डारब्धसंवर्तः प्रावर्तत महारणः ॥ १७५ ॥

યમરાજના દાંત સમાન સ્ફુરાયમાન અસ્ત્રો વડે ભયંકર, અકાળે આરંભાયેલ સંવર્ત (મેઘ) સમાન તેઓનું મહા યુદ્ધ શરૂ થયું. (૧૭૫)

क्रुद्धैरक्षोभि रक्षोभिर्वानराणां वरूथिनी । मध्याह्नापसंतप्तैः सरसी सूकरैरिव ॥ १७६ ॥

મધ્યાહ્નના તાપથી સંતપ્ત થયેલ ડુક્કરોથી જેમ સરોવર (તેમ) ગુસ્સે થયેલ રાક્ષસો વડે વાનરોની સેના ક્ષુબ્ધ કરાઈ. (૧૭૬)

भग्नप्रायां चमूं प्रेक्ष्य सुग्रीवाद्या महौजसः । रक्षोऽनीकेषु विविशुर्योगिनोऽन्यवपुःष्विव ॥ १७७ ॥

યોગીઓ જેમ અન્ય શરીરમાં (પ્રવેશ કરે તેમ) સેનાને ભગ્નપ્રાયા જોઈને સુગ્રીવ વગેરે મહાવીરોએ રાક્ષસ-સૈન્યમાં પ્રવેશ કર્યો. (૧૭૭)

विदुद्रुवू राक्षसास्तेऽप्याक्रान्तास्तैः कपीश्वरैः । नागा इव गरुत्मद्भिरद्भिरामघटा इव ॥ १७८ ॥

ગરુડોથી જેમ સર્પો, જળ વડે જેમ કાચા ઘડા (તેમ) તે કપિરાજોથી આક્રમણ કરાયેલ તે રાક્ષસો પણ નાસી ગયા. (૧૭૮)

रक्षोभङ्गेन संक्रुद्धो दधावे रावणः स्वयम् । महारथप्रचारेण दारयन्निव मेदिनीम् ॥ १७९ ॥

રાક્ષસોના ભંગથી અતિ ક્રોધ પામેલ, મહા રથના પ્રચાર વડે જાણે પૃથ્વીને ફાડી નાખતો (ન) હોય તેમ રાવણ જાતે દોડ્યો. (૧૭૯)

तस्य प्रसरतो दावबह्नेरिव तरस्विनः । मुहूर्तमपि नाऽग्रेऽस्थात्कपिवीरेषु कश्चन ॥ १८० ॥

પ્રસરતા દાવાનળ સમાન બળવાન એવા તેની સન્મુખ કપિવીરોમાંનો કોઈ એક મુહૂર્ત પણ ઊભો રહી શક્યો નહિ. (૧૮૦)

तद्युद्धे चलितं रामं निषिध्य प्रश्रयादथ । विभीषणः क्षणादेत्य रुरोध दशकन्धरम् ॥ १८१ ॥

હવે તેની સાથેના યુદ્ધમાં જઈ રહેલ રામને વિનયપૂર્વક રોકીને ક્ષણ વારમાં બિભીષણે આવીને રાવણને અટકાવી દીધો. (૧૮૧)

तं रावणोऽवदद्रे रे कं श्रितोऽसि विभीषणः । क्रुद्धस्य मम येनाजौ क्षिप्तः कवलवन्मुखे ॥ १८२ ॥

રાવણે તેને કહ્યું, ' રે....રે....બિભીષણ ! તેં કોનો આશ્રય લીધો છે ? જેના વડે યુદ્ધમાં ક્રુધ બનેલ મારા મુખમાં કોળિયા જેમ તું મુકાયો છે. (૧૮૨)

व्याधेनेव किरौ श्वानं मयि त्वां रे प्रहिण्वता । रामेण मन्त्रितं साधु साध्विदं ह्यात्मरक्षणम् ॥ १८३ ॥

શિકારી વડે ડુક્કર ઉપર શ્વાનની જેમ મારી ઉપર તને મોકલવા રામ વડે સારો વિચાર કરાયો છે., કેમ કે આ સારું આત્મરક્ષણ છે. (૧૮૩)

अद्याऽपि मम वात्सल्यं त्वयि वत्सास्ति गच्छ तत् । एतौ ह्यद्य हनिष्यामि ससैन्यौ रामलक्ष्मणौ ॥ १८४ ॥

હે વત્સ ! હજુ પણ મને તારી ઉપર વાત્સલ્ય છે, તેથી તું જા, કેમ કે સૈન્ય સહિત આ રામ લક્ષ્મણને હું આજે મારી નાખીશ. (૧૮૪)

अमीषां वध्यमानानां मा संख्यापूरणः स्म भूः । एहि स्वस्थानमेव त्वं पृष्ठे हस्तोऽयमद्य ते ॥ १८५ ॥

વધ કરાતા એવા એમની સંખ્યાને પૂર્ણ કરનારો તું ન થા, તું પોતાના સ્થાને આવતો રહે, હજુ તારી પીઠ ઉપર આ ( મારો ) હાથ છે.' (૧૮૫)

बिभीषणोऽप्युवाचैवं रामोऽन्तक इव स्वयम् । अचाली प्रति क्रुद्धो निषिधश्च मया छलात् ॥ १८६ ॥

બિભીષણે પણ એ પ્રમાણે કહ્યું: ' યમરાજ સમાન ક્રોધ પામેલ રામ જાતે તમારી તરફ આવતા હતા (પરંતુ) મારા વડે છળથી નિષેધ કરાયા છે. (૧૮૬)

त्वां बोधयितुकामोऽहं युद्धव्याजादिहागतः । अद्याऽपि मुच्यतां सीता प्रसीद कुरु मद्वचः ॥ १८७ ॥

તમને સમજાવવાની ઇચ્છાવાળો હું યુદ્ધના બહાનાથી અહીં આવ્યો છું. હજુ પણ સીતાને મુક્ત કરો, પ્રસન્ન થાઓ ( અને ) મારું વચન ( માન્ય ) કરો. (૧૮૭)

हन्त मृत्युभयान्नाहं राज्यलोभेन नाऽपि वा । गतोऽस्मि रामं निर्वादभयात् किं तु दशानन ॥ १८८ ॥

હે રાવણ ! હું રામની પાસે મત્યુના ભયથી નહિ, રાજ્યના લોભથી પણ નહિ, પરંતુ અપવાદના ભયથી ગયો છું. (૧૮૮)

सीतार्पणेन निर्वादं प्रणाशय यथा ह्ययम् । पुनरेव श्रयामि त्वां विहाय रघुपुङ्गवम् ॥ १८९ ॥

સીતાને અર્પણ કરવા વડે તું અપવાદનો નાશ કર કે જેથી હું રઘુશ્રેષ્ઠ ( રામ )ને છોડીને ફરીથી તમારો જ આશ્રય લઉં.' (૧૮૯)

क्रुद्धोऽथ रावणः प्रोचे किमद्यापि बिभीषिकाम् । रे बिभीषण दुर्बुद्धे प्रदर्शयसि कातर ॥ १९० ॥
હવે ગુસ્સે થયેલ રાવણ બોલ્યો: 'રે દુમર્તિ અને કાયર બિભીષણ! તું શું હજુ પણ ભય બતાવે છે? (૧૯૦)

भ्रातृहत्याभयादुक्तोऽस्येवं नान्येन हेतुना । इत्युक्त्वास्फालयामास कार्मुकं दशकन्धरः ॥ १९१ ॥
તું ભ્રાતૃહત્યાના ભયથી આ પ્રમાણે કહેવાયો છે બીજા (કોઈ) હેતુથી નહિ,' એમ કહી રાવણે ધનુષ્યનું આસ્ફાલન કર્યું. (૧૯૧)

भ्रातृहत्याभयादुक्तोऽस्येवं नान्येन हेतुना । इत्युक्त्वास्फालयामास धनुः सोऽपि बिभीषणः ॥१९२ ॥
તે બિભીષણે પણ 'ભ્રાતૃહત્યાના ભયથી તમે આમ કહેવાયા છો બીજા કારણે નહિ,' એમ કહી ધનુષ્યનું આસ્ફાલન કર્યું. (૧૯૨)

ततः प्रववृताते ता भ्रातरौ योद्धुमुद्यतौ । चित्राण्यस्त्राणि कर्षन्तौ वर्षन्तौ च निरन्तरम् ॥ १९३ ॥
ત્યાર બાદ ઉદ્યમી તે બંને ભાઈઓ વિચિત્ર અસ્રો ખેંચતા અને નિરંતર વૃષ્ટિ કરતા યુદ્ધ માટે પ્રવૃત્ત થયા. (૧૯૩)

अथेन्द्रजित्कुम्भकर्णौ रक्षसा अपरेऽपि हि । स्वामिभक्त्याभ्यधावन्त कृतान्तस्येव किंकराः ॥ १९४ ॥
હવે યમરાજના સેવકોની જેમ ઇન્દ્રજિત, કુંભકર્ણ તથા બીજા પણ રાક્ષસો સ્વામી–ભક્તિથી સન્મુખ દોડી આવ્યા. (૧૯૪)

रामोऽरौत्सीत्कुम्भकर्णं लक्ष्मणो रावणिं पुनः । नीलस्तु सिंहजघनं दुर्मर्षश्च घटोदरम् ॥ १९५ ॥

રામે કુંભકર્ણને, લક્ષ્મણે વળી રાવણ પુત્ર ( ઇન્દ્રજિત )ને તેમ જ નીલે સિંહજઘનને અને દુર્મર્ષે ઘટોદરને રોકી લીધો. (૧૯૫)

स्वयंभूर्दुर्मतिं शंभुं नलवीरोऽङ्गदो मयम् । स्कन्दः पुनश्चन्द्रणखं विघ्नं चन्द्रोदरात्मजः ॥ १९६ ॥

केतुं भामण्डलनृपः श्रीदत्तो जम्बुमालिनम् । कुम्भकर्णसुतं कुम्भं पवनञ्जयनन्दनः ॥ १९७ ॥

किष्किन्धेशः सुमालाख्यं कुन्दो धूम्राक्षराक्षसम् । वालिसूश्चन्द्ररश्मिश्च भटं सारणराक्षसम् ॥ १९८ ॥

राक्षसानेवमन्योन्यमरोत्सुः कपयोऽपरे । अयुध्यन्त च तैः सार्धं नक्रैर्नक्रा इवार्णवे ॥ १९९ ॥

સ્વયંભૂએ દુર્મતિને, વીર નલે શંભુને, અંગદે મયને, સ્કંદે વળી ચન્દ્રણખને, ચન્દ્રોદરના પુત્રે વિઘ્નને, ભામંડલ રાજાએ કેતુને, શ્રીદત્તે જંબૂમાલીને, હનુમાને કુંભકર્ણના પુત્ર કુંભને, કિષ્કિંધા પતિ ( સુગ્રીવ રાજા )એ સુમાલ નામે ( રાક્ષસ )ને, કુંદે ધૂમ્રાક્ષ રાક્ષસને તથા વાલિપુત્ર ચન્દ્રરશ્મિએ સુભટ સારણ રાક્ષસને–આ પ્રમાણે બીજા વાનરોએ ( અન્ય ) રાક્ષસોને પરસ્પર અટકાવી લીધા અને તેઓ સાથે સમુદ્રમાં મગરોની સાથે મગરો જેમ યુદ્ધ કર્યું. (૧૯૬ થી ૧૯૯)

एवं युद्धे वर्तमाने भीषणेभ्योऽपि भीषणे । लक्ष्मणायामुचत्क्रोधादस्त्रं तामसमिन्द्रजित् ॥ २०० ॥

આ પ્રમાણે અતિ ભયંકર યુદ્ધ પ્રવર્તતે છતે ક્રોધથી ઇન્દ્રજિતે લક્ષ્મણ ઉપર તામસાસ્ત્ર મૂક્યું. (૨૦૦)

तदस्त्रं तपनास्त्रेण सौमित्रिः शत्रुतापनः । सद्यो विद्रावयमासाऽग्निना मदनपिण्डवत् ॥२०१॥

શત્રુઓને સંતાપ પમાડનાર લક્ષ્મણે તત્કાળ અગ્નિ વડે મીણના પિંડની જેમ તપનાસ્ત્ર વડે તે અસ્ત્ર ગાળી નાખ્યું. (૨૦૧)

सौमित्रिर्नागपाशास्त्रं मुमोचेन्द्रजिते क्रुधा । तन्तुनाऽम्भसि हस्तीव स तेन द्रागवध्यत ॥ २०२॥

લક્ષ્મણે રોષથી ઇન્દ્રજિત ઉપર નાગપાશાસ્ત્ર મૂક્યું. જળમાં તંતુ વડે હસ્તિની જેમ તેના વડે તે શીઘ્ર બંધાઈ ગયો. (૨૦૨)

आक्रम्यमाणसर्वाङ्गो नागास्त्रेण दशास्यसूः । निपपाताऽशनिरिव दारयन् सागराम्बरम् ॥ २०३॥

નાગાસ્ત્ર વડે સર્વાંગે આક્રમણ કરાતો રાવણપુત્ર વસુધાને ફાડી નાખતા વજ્રની જેમ નીચે પડ્યો. (૨૦૩)

चिक्षेप स्वरथाङ्के तं विराधो लक्ष्मणाज्ञया । कारापाल इवानैषीन्निजे च शिबिरे द्रुतम् ॥ २०४॥

લક્ષ્મણની આજ્ઞાથી વિરાધે તેને પોતાના રથની અંદર નાખ્યો અને કારાગૃહના રક્ષકની જેમ પોતાની છાવણીમાં લઈ ગયો. (૨૦૪)

नागपाशैः कुम्भकर्णं त्वबध्नाल्लक्ष्मणाग्रजः । भामण्डलस्तं शिबिरेऽनैषीद्रामाज्ञया ततः ॥ २०५॥

રામચંદ્રજીએ નાગપાશો વડે કુંભકર્ણને બંધન ગ્રસ્ત કર્યો. ત્યાર બાદ રામચંદ્રજીની આજ્ઞાથી ભામંડલ તેને શિબિરમાં લઈ ગયો. (૨૦૫)

अन्येऽपि प्रतियोद्धारो बद्धा रामस्य सैनिकैः । मेघवाहनमुख्यास्ते निन्यिरे शिबिरे निजे ॥ २०६ ॥

રામચંદ્રજીના સૈનિકો વડે બીજા પણ મેઘવાહન વગેરે શત્રુયોદ્ધાઓ બંધાયા (તેમ જ) તેઓ પોતાની છાવણીમાં લઈ જવાયા. (૨૦૬)

दृष्ट्वा दशमुखस्तत्तु क्रोधशोकसमाकुलः । बिभीषणाय चिक्षेप शूलं मूलं जयश्रियः ॥ २०७ ॥

તે જોઈ રોષ અને શોકથી વ્યાકુળ બનેલ રાવણે વિજયલક્ષ્મીના મૂળ સમાન ત્રિશૂળ બિભીષણ ઉપર મૂક્યું. (૨૦૭)

तच्छूलमंतरालेऽपि कदलीकाण्डलीलया । चकार कणशो रामावरजः पत्रिभिः शितैः ॥ २०८ ॥

વચમાં જ તે ત્રિશૂળને લક્ષ્મણે તીક્ષ્ણ બાણોથી કદલી ખંડની લીલાથી કણ કણ કરી નાખ્યું. (૨૦૮)

धरणेन्द्रप्रदत्तांताममोघविजयाह्वयाम् । विजयार्थी दशग्रीवो महाशक्तिं समुद्दधे ॥ २०९ ॥

વિજયના અર્થી રાવણે ધરણેન્દ્રે અર્પણ કરેલ અમોઘ વિજયા નામે તે મહા શક્તિને સમ્યગ્ રીતે ધારણ કરી. (૨૦૯)

धगद्धगिति ज्वलन्तीं तडत्तडिति नादिनीम् । संहाराब्दतडिल्लेखामिव खेऽभ्रमयत्स ताम् ॥ २१० ॥

ધગ ધગ એ પ્રમાણે પ્રજ્વલિત થતી, તડ તડ એ પ્રમાણે અવાજ કરતી પ્રલયકાળના મેઘની વિદ્યુલ્લેખા સમાન તેને તે આકાશમાં ભમાડવા લાગ્યો. (૨૧૦)

अपसस्रुर्दिवि सुरा दृशं सैनान्यमीलयन् । तां विलोक्य न केऽप्यस्थुः सुस्थितं सुस्थिता अपि ॥ २११ ॥

તેને જોઈને ગગનમાંથી દેવતાઓ ખસી ગયા, સૈનિકોએ નેત્રો મીંચી દીધાં, સ્વસ્થ (પુરુષો) પણ કોઈ સ્વસ્થ ન રહી શક્યા. (૨૧૧)

रामः सौमित्रिमित्यूचेऽस्माकमेष बिभीषणः । आगन्तुर्हन्यते हन्त धिग्न आश्रितघातिनः ॥ २१२ ॥

રામે લક્ષ્મણને આ પ્રમાણે કહ્યું: 'ખેદની વાત છે–આ આપણો અતિથિ બિભીષણ હણાય છે. આશ્રિતનો નાશ કરનારા આપણને ધિક્કાર હો.' (૨૧૨)

इति रामवचः श्रुत्वा सौमित्रिर्मित्रवत्सलः । बिभीषणाऽग्रे गत्वास्थादाक्षिपन् दशकन्धरम् ॥ २१३ ॥

એ પ્રમાણે રામનું વચન સાંભળી મિત્રવત્સલ લક્ષ્મણ બિભીષણની આગળ જઈને રાવણને આક્ષેપ કરતા ઊભા રહ્યા. (૨૧૩)

पुरःस्थं गरुडस्थं तं प्रेक्ष्योवाच दशाननः । न तुभ्यं शक्तिरुत्क्षिप्ता मा मृथाः परमृत्युना ॥ २१४ ॥

ગરુડ ઉપર રહેલ તેને સન્મુખ રહેલ જોઈને રાવણે કહ્યું: 'તારા માટે શક્તિ મૂકેલ નથી, બીજાના મૃત્યુથી મૃત્યુ ન પામ. (૨૧૪)

म्रियस्व यदि वा मार्यस्त्वमेवाऽसि यतो मम । वराकस्त्वत्पदे ह्येष ममाग्रेऽस्थाद्बिभीषणः ॥ २१५ ॥

અથવા તું (જ) મર, જે કારણે તું જ મારવા યોગ્ય છે, કારણ કે મારો આ રાંક (ભાઈ) બિભીષણ મારી આગળ તારા સ્થાને રહ્યો છે.' (૨૧૫)

इत्युक्त्वा भ्रमयित्वा तां शक्तिं रामानुजन्मने । मुमोच पतदुत्पाताशनिकल्पां दशाननः ॥ २१६ ॥

એમ કહી રાવણે પડતા ઉત્પાત વજ્ર સમાન તે શક્તિને ભમાવીને લક્ષ્મણ ઉપર મૂકી. (૨૧૬)

तामापतन्तीं सौमित्रिः सुग्रीवो हनुमान्नलः । भामण्डलो विराधोऽन्येऽप्यस्त्रैः स्वैः स्वैरताडयन् ॥ २१७ ॥

આવતી એવી તે (શક્તિ)ને લક્ષ્મણ, સુગ્રીવ, હનુમાન, નલ, ભામંડલ, વિરાધ અને બીજાઓએ પણ પોતપોતાનાં અસ્ત્રોથી પ્રહાર કર્યો. (૨૧૭)

सावज्ञाय तदस्त्रौघं व्यालद्विप इवांकुशम् । उर्वानल इवाम्भोधौ लक्ष्मणोरःस्थलेऽपतत् ॥ २१८ ॥

દુષ્ટ ગજ જેમ અંકુશની તેમ તે અસ્ત્રસમૂહની અવજ્ઞા કરી તે (શક્તિ) વડવાનલ જેમ સમુદ્રમાં (પડે તેમ) લક્ષ્મણના ઉરઃસ્થળ ઉપર પડી. (૨૧૮)

तया भिन्नो महीपृष्ठे निपपात च लक्ष्मणः । उत्पपात च तत्सैन्ये विष्वग्धा हा रवो महान् ॥ २१९ ॥

તે (શક્તિ) વડે ભેદાયેલ લક્ષ્મણ પૃથ્વીપીઠ પર પડ્યા અને તેમના સૈન્યમાં ચારે તરફ મોટો હાહાકાર મચી રહ્યો (થઈ પડ્યો). (૨૧૯)

क्रुद्धोऽथ ज्येष्ठकाकुत्स्थो जिघत्सुरिव रावणम् । आयोधयितुमारेभे पञ्चाननरथस्थितः ॥ २२० ॥

કોપાયમાન બનેલ તથા (જાણે) રાવણને હણવાની ઇચ્છાવાળા, પંચાનન રથમાં રહેલ રામે યુદ્ધ કરાવવાનો આરંભ કર્યો. (૨૨૦)

क्षणाच्चकार विरथं पञ्चाननरथो द्विषम् । दशाननोऽपि वेगेनाऽध्यारुरोह रथाऽन्तरम् ॥ २२१ ॥

ક્ષણ વારમાં પંચાનન રથવાળા (રામચંદ્રજી)એ શત્રુને રથહીન કરી દીધો. રાવણ પણ વેગથી અન્ય રથ પર આરૂઢ થયો. (૨૨૧)

भंक्त्वा भंक्त्वा रथानेवं पञ्चवारान् दशाननम् । काकुत्स्थो विरथीचक्रे जगदद्वैतपौरुषः ॥ २२२ ॥

આ પ્રમાણે જગતમાં અદ્વિતીય પરાક્રમવાળા રામચંદ્રજીએ પાંચ વાર રથોને ભાંગી ભાંગીને રાવણને રથ વગરનો કર્યો. (૨૨૨)

दशास्योऽचिन्तयच्चैवं भ्रातृस्नेहादयं स्वयम् । मरिष्यत्येव तत्किं मे योधितेनाऽधुनाऽमुना ॥ २२३ ॥

રાવણ એ પ્રમાણે વિચારવા લાગ્યો: 'બંધુસ્નેહથી આ જાતે જ મૃત્યુ પામશે, તો હવે આની સાથે મારે યુદ્ધ વડે સર્યું". (૨૨૩)

दशग्रीवो विमृश्यैवं ययौ लङ्कापुरीं द्रुतम् । अस्तं जगाम च रवी रामशोकादिवातुरः ॥ २२४ ॥

આ પ્રમાણે વિચાર કરી રાવણ શીઘ્ર લંકાનગરીમાં (પાછો) ગયો અને જાણે રામના શોકથી દુઃખી થયેલ સૂર્ય (પણ)અસ્ત થયો. (૨૨૪)

भग्नेऽथ रावणे रामो निवृत्त्येयाय लक्ष्मणम् । तं च दृष्ट्वा निपतितं पपात भुवि मूर्च्छितः ॥ २२५ ॥

હવે રાવણ નાસી ગયે છતે પાછા ફરીને રામ લક્ષ્મણ પાસે આવ્યા તથા તેમને નીચે પડેલ જોઈ મૂર્ચ્છિત થયેલ (તે રામ) પૃથ્વી ઉપર પડ્યા. (૨૨૫)

सुग्रीवादिभिरासिक्तो रामश्चन्दनवारिणा । लब्धसंज्ञो निषद्योपसौमित्रीत्यगदद्रुदन् ॥ २२६ ॥

સુગ્રીવ આદિ વડે ચંદન જળથી સિંચન કરાયેલ (અને તેથી) સંજ્ઞા પ્રાપ્ત કરેલ રામ લક્ષ્મણ પાસે બેસી રુદન કરતા આ પ્રમાણે બોલ્યાઃ (૨૨૬)

तव किं बाधते वत्स ब्रूहि तूर्णीं स्थितोऽसि किम् । संज्ञयाऽपि समाख्याहि प्रीणयाऽग्रजमात्मनः ॥ २२७ ॥

હે વત્સ! તને શું પીડા થાય છે! બોલ, મૂક કેમ રહ્યો છે? સંજ્ઞાથી પણ જણાવ (અને) તારા મોટા ભાઈને પ્રસન્ન કર. (૨૨૭)

एते त्वन्मुखमीक्षन्ते सुग्रीवाद्यास्तवानुगाः । नानुगृह्णासि किं वाचा दृशा वा प्रियदर्शन ॥ २२८ ॥

હે પ્રિયદર્શન! આ સુગ્રીવ વગેરે તારા સેવકો તારું મુખ જોઈ રહ્યા છે, (તો) વાણીથી અથવા દૃષ્ટિથી (પણ) તું કેમ અનુગ્રહ કરતો નથી? (૨૨૮)

जीवन्रणाद्रावणोऽगादिति लज्जावशाध्ध्रुवम् । न भाषसे तद्भाषस्व पूरयिष्ये तवेप्सितम् ॥ २२९ ॥

"યુદ્ધભૂમિમાંથી રાવણ જીવતો ગયો" એમ લજ્જા વશે તું નક્કી બોલતો નથી, તો બોલ, તારા ઇચ્છિતને હું પૂર્ણ કરીશ. (૨૨૯)

रे रे रावण दुष्टात्मंस्तिष्ठ तिष्ठ क्व यास्यसि । एष प्रस्थापयामि त्वां नचिराय महापथे ॥ २३० ॥

રે....રે....દુષ્ટાત્મન્ રાવણ ! ઊભો રહે, ઊભો રહે, ક્યાં જઈશ ? આ હું તને અલ્પકાળમાં મહાપંથે ( મૃત્યુમાર્ગે ) પ્રયાણ કરાવી દઉં'. (૨૩૦)

इत्युक्त्वा धनुरास्फाल्योदस्थाद्यावद्रघूद्वहः । तावत्कपीश्वरेणैवमूचे विनयपूर्वकम् ॥ २३१ ॥

એમ કહીને ધનુષ્યનું આસ્ફાલન કરી રામચંદ્રજી જેટલામાં ઊભા થયા તેટલામાં સુગ્રીવ વડે વિનયપૂર્વક આ પ્રમાણે કહેવાયું: (૨૩૧)

स्वामिन्निशेयमगमल्लङ्कां च स निशाचरः । शक्तिप्रहारविधुरः स्वामी नश्चैष वर्तते ॥ २३२ ॥

'હે સ્વામિન્ ! આ રાત્રિ છે. વળી તે રાક્ષસ લંકામાં ગયો છે. તેમ જ આ અમારા સ્વામી શક્તિના પ્રહારથી વ્યાકુલ ( મૂર્ચ્છિત ) છે. (૨૩૨)

धैर्यमाधेहि जानीहि हतमेव दशाननम् । प्रतिजागरणोपायं सौमित्रेरेव चिन्तय ॥ २३३ ॥

ધૈર્યને ધારણ કરો. રાવણને હણાયેલો જ જાણો. ( પરંતુ હમણાં તો ) લક્ષ્મણના જાગ્રત કરવાના ઉપાયને જ વિચારો.' (૨૩૩)

भूयो रामो जगादैवं हृता भार्या हतोऽनुजः । तिष्ठत्यद्यापि रामोऽयं शतधा न विदीर्यते ॥ २३४ ॥

ફરી રામ એ પ્રમાણે બોલ્યા: 'પત્ની અપહરણ કરાઈ, નાનો ભાઈ હણાયો, હજુ પણ રામ ( જીવતો ) રહ્યો છે, આ શતધા વિદારણ કેમ થતો નથી ? (૨૩૪)

सखे सुग्रीव हनुमन् भामण्डल नलाङ्गद । विराधाद्याश्च सर्वेऽपि यात स्वौकसि संप्रति ॥ २३५ ॥

હે મિત્ર સુગ્રીવ! હનુમાન, ભામંડલ, નલ, અંગદ, વિરાધ વગેરે (તમો) સર્વ પણ હવે પોતાનાં ઘેર જાઓ. (૨૩૫)

सीताऽपहारात् सौमित्रिवधादप्यधिकं शुचे । सखे बिभीषणाभूस्त्वं यत्कृतार्थीकृतोऽसि न ॥ २३६ ॥

હે મિત્ર બિભીષણ! તું જે કૃતાર્થ કરાયો નથી (તેનો) સીતાના અપહરણ કરતાં અને લક્ષ્મણના વધ કરતાં પણ હું અધિક શોક કરું છું. (૨૩૬)

प्रातः पश्य परं बन्धो निजबान्धववर्त्मना । नीयमानं स्वबन्धुं तं बन्धुरूपेण वैरिणम् ॥ २३७ ॥

પરંતુ હે બંધુ! તું પ્રાતઃકાળે બંધુરૂપે શત્રુ એવા તે તારા ભાઈને મારા ભાઈના માર્ગે (મૃત્યુ માર્ગે) લઈ જવાતો દેખજે. (૨૩૭)

प्रातः कृतार्थीकृत्य त्वामनुयास्यामि लक्ष्मणम् । लक्ष्मणं हि विना किं मे सीतया जीवितेन च ॥ २३८ ॥

પ્રભાતકાળે તને કૃતાર્થ કરીને હું લક્ષ્મણને અનુસરીશ, કેમ કે લક્ષ્મણ વિના સીતા વડે કે જીવિતથી સર્યું". (૨૩૮)

बिभीषणो बभाषेऽथ किमधैर्यमिदं प्रभो । शक्त्या हतोऽपि ह्यनया पुमान् जीवति यामिनीम् ॥ २३९ ॥

હવે બિભીષણ બોલ્યો: 'હે પ્રભો! આ અધૈર્ય શા માટે? કેમ કે આ શક્તિ વડે પ્રહાર કરાયેલ પણ પુરુષ રાત્રિ સુધી જીવે છે. (૨૩૯)

मन्त्रतन्त्रादिना घातप्रतीकाराय सर्वथा । प्रयत्यतां प्रभो यावन्न विभाति विभावरी ॥ २४० ॥

હે પ્રભુ ! જ્યાં સુધી રાત્રિ દૂર થતી ન જણાય ત્યા સુધી ઘાતના પ્રતિકાર માટે મંત્ર–તંત્રાદિથી સર્વ પ્રકારે પ્રયત્ન કરાઓ'. (૨૪૦)

आमेति राघवेणोक्ते सुग्रीवाद्यास्तु विद्यया । सप्तवप्रांश्चतुर्द्वारान् राघवौ परितो न्यधुः ॥ २४१ ॥

રામ વડે 'ભલે' એ પ્રમાણે કહેવાયે છતે સુગ્રીવ વગેરેએ વિદ્યાથી (રામ–લક્ષ્મણ) રાઘવોની ચારે બાજુ ચાર દ્વારવાળા સાત કિલ્લાની રચના કરી. (૨૪૧)

प्राच्यां द्वारेषु तत्रास्थुः सुग्रीवः पावनञ्जयिः । तारः कुन्दो दधिमुखो गवाक्षो गवयः क्रमात् ॥ २४२ ॥

ત્યાં પૂર્વ દિશામાં દ્વારો ઉપર અનુક્રમે સુગ્રીવ, હનુમાન, તાર, કુંદ, દધિમુખ, ગવાક્ષ અને ગવય રહ્યા. (૨૪૨)

उदीच्यामङ्गदः कूर्मोऽङ्गो महेन्द्रो विहङ्गमः । सुषेणश्चन्द्ररश्मिश्च द्वारेष्वस्थुः क्रमादमी ॥ २४३ ॥

ઉત્તર દિશામાં દ્વાર ઉપર અંગદ, કૂર્મ, અંગ, મહેન્દ્ર, વિહંગમ, સુષેણ, ચન્દ્રરશ્મિ આ અનુક્રમે રહ્યા. (૨૪૩)

प्रतीच्यां नीलसमरशीलदुर्धरमन्मथाः । जयश्च विजयश्चैव संभवश्चाऽवतस्थिरे ॥ २४४ ॥

પશ્ચિમ દિશામાં (દ્વાર ઉપર અનુક્રમે) નીલ, સમરશીલ, દુર્ધર, મન્મથ, જય, વિજય, તેમ જ સંભવ ઊભા રહ્યા. (૨૪૪)

भामण्डलो विराधश्च गजो भुवनजिन्नलः । मैन्दो विभीषणश्चास्थुर्दक्षिणस्यां क्रमादमी ॥ २४५ ॥

તેમ જ દક્ષિણ દિશામાં ભામંડલ, વિરાધ, ગજ, ભુવનજિત, નલ, મૈંદ અને બિભીષણ—આ અનુક્રમે રહ્યા. (૨૪૫)

**मध्ये कृत्वेति काकुत्स्थौ सुग्रीवाद्या महाभुजाः । प्रजागरपरास्तस्थुरात्मारामा इवोद्यताः ॥ २४६ ॥**

આ પ્રમાણે કાકુત્સ્થ (રામ–લક્ષ્મણ) ને મધ્યમાં કરીને ઉદ્યમશીલ યોગીઓની જેમ જાગ્રત કરવામાં તત્પર સુગ્રીવ વગેરે મહાવીરો ઊભા રહ્યા. (૨૪૬)

**सीतायाः कश्चिदाचख्यौ यच्छक्त्या लक्ष्मणो हतः । प्रातर्विपत्स्यते रामभद्रोऽपि भ्रातृसौहृदात् ॥ २४७ ॥**

સીતાને કોઈએ કહ્યું: 'જે શક્તિથી લક્ષ્મણ હણાયા છે અને ભાઈના સ્નેહથી રામચંદ્રજી પણ પ્રભાતે મૃત્યુ પામશે'. (૨૪૭)

**वज्रनिर्घोषवद्घोरं तच्छ्रुत्वा जनकात्मजा । पपात मूर्च्छया पृथ्व्यां लतेव पवनाहता ॥ २४८ ॥**

વજ્રધ્વનિ જેવું ભયંકર તે (વચન) સાંભળી પવન વડે હણાયેલ લતાની જેમ જનકપુત્રી મુર્ચ્છાથી ભૂમિ ઉપર પડયાં. (૨૪૮)

**विद्याधरीभिरम्भोभिः संसिक्ता लब्धचेतना । उत्थाय विललापैवं जानकी करुणस्वरम् ॥ २४९ ॥**

વિદ્યાધરીઓ વડે જળથી સિંચન કરાયેલ, ચેતના પ્રાપ્ત કરેલ સીતા ઊઠીને આ પ્રમાણે કરુણસ્વરે વિલાપ કરવા લાગ્યાં: (૨૪૯)

हा वत्स लक्ष्मण क्वाऽगास्त्यक्त्वैकाकिनमग्रजम् । मुहूर्तमपि हि स्थातुं विना त्वामेष न क्षमः ॥ २५० ॥

હે વત્સ લક્ષ્મણ ! હા....મોટા ભાઈને એકલા મૂકી તમે ક્યાં ગયા ? તમારા વિના એ મુહૂર્ત પણ રહી શકવા સમર્થ નથી. (૨૫૦)

धिगहं मन्दभाग्याऽस्मि यतो मम कृतेऽधुना । स्वामिदेवरयोर्देवतुल्ययोरीदृगागतम् ॥ २५१ ॥

ધિક્કાર હો....હું મંદ ભાગ્યા છું, જેથી મારા માટે હમણાં દેવ જેવા સ્વામી અને દિયરને આવું (કષ્ટ) પ્રાપ્ત થયું. (૨૫૧)

प्रसीद मत्प्रवेशाय द्विधा भव वसुन्धरे । प्राणनिर्वाणहेतोस्त्वं भव वा हृदय द्विधा ॥ २५२ ॥

હે વસુંધરા ! તું પ્રસન્ન થા, (તેમ જ) મારે પ્રવેશ કરવા બે ભાગે થઈ જા, અથવા હે હૃદય ! પ્રાણોના વિનાશ માટે તું દ્વિધા થઈ જા. (૨૫૨)

एवं रुदन्तीं करुणं सीतां काऽपि कृपावती । अवलोक्याऽवलोकिन्या विद्याधर्यब्रवीदिति ॥ २५३ ॥

આ પ્રમાણે કરુણ રુદન કરતી સીતાને કોઈ દયાળુ વિદ્યાધરીએ અવલોકિની (વિદ્યા) વડે અવલોકન કરી આ પ્રમાણે કહ્યું : (૨૫૩)

भविष्यत्यक्षताङ्गस्ते प्रभाते देवि देवरः । समं च रामभद्रेण त्वामेत्यानन्दयिष्यति ॥ २५४ ॥

હે દેવી ! પ્રભાતે તમારા દિયર અક્ષત અંગવાળા થશે અને રામચંદ્રજી સાથે આવીને તમને આનંદિત કરશે'. (૨૫૪)

स्त्रस्थावस्था तद्गिरास्थात्काकुत्स्थगृहिणीतिदा । सूर्योदयं चिन्तयन्ती चक्रवाकीव जाग्रती ॥ २५५ ॥

તેણીનાં વચનથી તે સમયે સ્વસ્થ અવસ્થાવાળાં રામનાં પત્ની ( સીતા ) સૂર્યોદયનું ચિંતવન કરતાં ચક્રવાકી જેમ જાગ્રત રહ્યાં. (૨૫૫)

सौमित्रिर्मारितोऽद्येति क्षणं जहर्ष रावणः । क्षणं स्मृत्वा भ्रातृपुत्रमित्रबन्धं रुरोद च ॥ २५६ ॥

'આજે લક્ષ્મણ મરાયો' એમ ( ચિંતવી ) રાવણ ક્ષણભર હર્ષ પામ્યો. અને ભાઈ, પુત્રો તથા મિત્રોના બંધનને સ્મરણ કરી ક્ષણ વારે રડવા લાગ્યો : (૨૫૬)

हा वत्स कुम्भकर्ण त्वं ममात्मैवापरः परः । द्वितीयाविव मे बाहू हेन्द्रजिन्मेघवाहनौ ॥ २५७ ॥

હા, વત્સ કુંભકર્ણ ! તું મારો શ્રેષ્ઠ બીજો આત્મા જ હતો (તથા) હા, ઇન્દ્રજિત ! મેઘવાહન ! (તમે બંને) મારી બીજી ભુજાઓ જેવા હતા. (૨૫૭)

हा वत्सा जम्बुमाल्याद्या मम रूपान्तरोपमाः अप्राप्तपूर्वं प्राप्तास्स्थ कथं बन्धं गजा इव ॥ २५८ ॥

હા....મારા અન્ય રૂપની ઉપમાવાળા જંબૂમાલી વગેરે વત્સો ! હસ્તિઓની જેમ તમે પૂર્વે અપ્રાપ્ત બંધનને શી રીતે પ્રાપ્ત થઈ ગયા ? (૨૫૮)

स्मारं स्मारं स्वबन्धूनामित्थं बन्धादि नूतनम् । भूयो भूयो दशग्रीवो मुमूर्च्छ च रुरोद च ॥ २५९ ॥

આ રીતે પોતાના બંધુઓના આશ્ચર્યકારી બંધનાદિને ફરી ફરી યાદ કરી રાવણ મૂર્ચ્છા પામવા લાગ્યો તથા રુદન કરવા લાગ્યો. (૨૫૯)

**इतश्च पद्मसैन्ये प्राक्प्राकारद्वाररक्षकम् । भामण्डलमुपेत्यैवं कोऽपि विद्याधरोऽवदत् ॥ २६० ॥**

આ બાજુ રામના સૈન્યમાં ( દક્ષિણ સંબંધી ) પ્રથમ કોટના દ્વારપાલ ભામંડલ પાસે આવીને કોઈ વિદ્યાધર આ પ્રમાણે કહેવા લાગ્યો : (૨૬૦)

**पद्मपादान्दर्शय मे तदाप्तो ननु यद्यसि । अलं लक्ष्मणजीवातुमाख्यास्यामि हितोऽस्मि वः ॥ २६१ ॥**

'જો તમે તેમના આપ્તજન છો (તો) મને રામનાં ચરણોનાં દર્શન કરાવો. હું લક્ષ્મણના જીવન માટે સમર્થ ઔષધને જણાવીશ. હું તમારો હિતકારી છું.' (૨૬૧)

**विधृत्य पाणिना दोर्ष्णि नीतो भामण्डलेन सः । पद्मस्य पादपद्मान्ते प्रणम्यैवं व्यजिज्ञपत् ॥ २६२ ॥**

ભુજા વડે હસ્ત ઉપર ધારણ કરી ભામંડલ વડે રામનાં ચરણકમળ સમીપે લઈ જવાયેલ તેણે પ્રણામ કરી આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરીઃ (૨૬૨)

**संगीतपुरनाथस्य शशिमण्डलभूपतेः । तनयः प्रतिचन्द्रोऽहं सुप्रभाकुक्षिसंभवः ॥ २६३ ॥**

સંગીતપુર નરેશ શશિમંડલ ભૂપતિનો સુપ્રભાની કુક્ષિથી ઉત્પન્ન થયેલ પ્રતિચંદ્ર (નામે) હું પુત્ર છું. (૨૬૩)

**क्रीडार्थं सकलत्रोऽहं चलितोऽन्येद्युरम्बरे । दृष्टः सहस्रविजयनाम्ना विद्याधरेण च ॥ २६४ ॥**

અન્યદા ક્રીડા માટે પત્ની સહિત આકાશમાર્ગે ગમન કરી રહેલ હું સહસ્ર વિજય નામે વિદ્યાધર વડે જોવાયો. (૨૬૪)

**तेन मैथुनिकाद्वैराद्योधितोऽहं चिरं तदा । पातितश्चण्डरवया शक्त्या चाहत्य भूतले ॥ २६५ ॥**

તેના વડે કામેચ્છાથી ઉત્પન્ન થયેલ વૈરથી ચિરકાળ યુદ્ધ કરાયેલ હું તે સમયે ચંડરવા શક્તિથી પ્રહાર કરી પૃથ્વીતળ ઉપર પાડી નંખાયો. (૨૬૫)

**साकेतपुर्यां माहेन्द्रोदयोद्याने लुठन् भुवि । दृष्टश्च भरतेनाऽहं त्वद्भ्रात्राऽतिकृपालुना ॥ २६६ ॥**

અયોધ્યા નગરીના માહેન્દ્રોદય ઉદ્યાનમાં પૃથ્વી ઉપર આળોટતો હું અતિ દયાળુ તમારા ભાઈ ભરત વડે જોવાયો. (૨૬૬)

**सद्यो गन्धाम्बुभिस्तेन सिक्तोऽहं पृथिवीभुजा । मत्तश्च निरगाच्छक्तिर्दस्युः परगृहादिव ॥ २६७ ॥**

તત્કાળ તે મહીપાલ વડે હું ગંધોદકથી સિંચન કરાયો અને પરગૃહમાંથી ચોરની જેમ મારામાંથી શક્તિ નીકળી ગઈ. (૨૬૭)

**सद्यो रूढप्रहारेण मया विस्मितचेतसा । पृष्टो गन्धाम्बुमाहात्म्यं शंसत्तवानुजः ॥ २६८ ॥**

શીઘ્ર રુઝાઈ ગયેલ પ્રહારથી વિસ્મિત ચિત્તવાળા મારા વડે ગંધોદકનું માહાત્મ્ય પુછાયેલ તમારા બંધુએ આ પ્રમાણે કહ્યું : (૨૬૮)

**सार्थवाहो विन्ध्यनामाभ्यागाद्गजपुरादिह । एकस्तन्महिषो मार्गेऽतिभारत्रुटितोऽपतत् ॥ २६९ ॥**

'ગજપુર નગરથી વિંધ્યનામે સાર્થવાહ અહીં આવતો હતો. માર્ગમાં તેનો એક પાડો અતિભારથી જખ્મ કરાયેલ પડી ગયો. (૨૬૯)

तन्मूर्ध्नि पादं विन्यस्य संचचार पुरीजनः । उपद्रवेण महता विपन्नः सोऽथ सैरिभः ॥ २७० ॥

તેના મસ્તક ઉપર પગ મૂકીને નગરલોક ચાલતા હતા. હવે મહા ઉપદ્રવથી તે પાડો મૃત્યુ પામ્યો. (૨૭૦)

सोऽकामनिर्जरायोगाच्छ्वेतङ्करपुरेश्वरः । सुरो वायुकुमारोऽभून्नाम्ना पवनपुत्रकः॥ २७१ ॥

અકામ નિર્જરાના યોગે તે શ્વેતંકર નગરનો સ્વામી પવનપુત્રક નામે વાયુકુમાર દેવ થયો. (૨૭૧)

ज्ञात्वा चाऽवधिना पूर्वं मृत्युं प्रकुपितोऽथ सः । पुरे जनपदे चाऽस्मिन् व्याधीन्नानाविधान् व्यधात् ॥ २७२ ॥

હવે અવધિજ્ઞાન વડે પૂર્વ મૃત્યુને જાણી કોપ પામેલ તેણે આ નગરમાં તથા દેશમાં અનેક પ્રકારના વ્યાધિઓ ઉત્પન્ન કર્યા. (૨૭૨)

देशे गृहे च न व्याधिरभून्मन्मातुलस्य तु । द्रोणमेघनरेन्द्रस्य मन्महीवर्तिनोऽपि हि ॥ २७३ ॥

પરંતુ મારી ભૂમિમાં રહેનારા છતાં મારા મામા દ્રોણમેઘ ભૂપતિના દેશમાં કે ઘરમાં વ્યાધિ થયો નહિ. (૨૭૩)

अव्याधिकारणं पृष्टो मया द्रोणघनोऽवदत् । भार्या प्रियङ्करा मेऽभूत्पुरातिव्याधिबाधिता ॥ २७४ ॥

મારા વડે વ્યાધિ ન હોવાનું કારણ પુછાયેલા દ્રોણઘને કહ્યું : 'મારી પત્ની પ્રિયકંરા પ્રથમ અત્યંત રોગથી પીડાતી હતી. (૨૭૪)

जाते गर्भे तत्प्रभावाद्व्याधिनाऽमुच्यताऽथ सा । सुषुवे च क्रमात्पुत्रीं विशल्याऽभिधानतः ॥ २७५ ॥

( તેણીને ) ગર્ભ રહે છતે તે વ્યાધિથી મુક્ત કરાઈ. અનુક્રમે તેણે વિશલ્યા નામે પુત્રીને જન્મ આપ્યો. (૨૭૫)

त्वद्देश इव मद्देशेऽप्युद्भूते व्याध्युपद्रवे । विशल्यास्नानतोयेन सिक्तो लोकोऽभवद्विरुक् ॥ २७६ ॥

તારા દેશની જેમ મારા દેશમાં પણ આશ્ચર્યકારી વ્યાધિનો ઉપદ્રવ થયે છતે વિશલ્યાના સ્નાનજળથી સિંચન કરાયેલ લોક રોગ રહિત થયા હતા. (૨૭૬)

पृष्टो मया सत्यभूतशरणो मुनिरन्यदा । वदति स्म विशल्यायाः प्राग्जन्मतपसः फलम् ॥ २७७ ॥

અન્યદા મારા વડે સત્યભૂતશરણ મુનિ પુછાયા. તેમણે ( આ ) વિશલ્યાના પૂર્વજન્મના તપનું ફળ કહ્યું. (૨૭૭)

व्रणसंरोहणं शल्याऽपहारो व्याधिसंक्षयः । नृणां स्नानाम्भसाऽप्यस्या भावी भर्ता च लक्ष्मणः ॥ २७८ ॥

આના સ્નાન જળથી મનુષ્યોને વ્રણ ( ઘા )નું રુઝાઈ જવું, શલ્યનો અપહાર અને વ્યાધિનો નાશ થશે તથા ( આનો ) પતિ લક્ષ્મણ થશે. (૨૭૮)

तया मुनिगिरा सम्यग्ज्ञानादनुभवादपि । विशल्यास्नानपयसः प्रभावो निश्चितो मया ॥ २७९ ॥

મુનિના તે વચનથી, સમ્યગ્જ્ઞાનથી અને અનુભવથી પણ વિશલ્યાના સ્નાન–જળનો પ્રભાવ મારા વડે નિશ્ચિત કરાયો. (૨૭૯)

इत्युदित्वा द्रोणमेघो विशल्यास्नपनोदकम् । ममाऽपि ह्यर्पयत्तेनाऽभवद्भूमिर्ममाऽप्यरुक् ॥ २८० ॥

એમ કહી દ્રોણમેઘે મને પણ વિશલ્યાનું સ્નાન જળ આપ્યું. તે (જળ)થી મારી ભૂમિ પણ નીરોગી થઈ. (૨૮૦)

तस्याः स्नानाऽम्भसाऽनेन मया सिक्तस्त्वमप्यहो । निःशक्तिशल्यः संरूढव्रणश्च त्वमभूः क्षणात् ॥ २८१ ॥

અહો ! મારા વડે તેણીના સ્નાન વારિથી સિંચન કરાયેલ તું પણ ક્ષણ વારમાં શક્તિના શલ્ય રહિત અને રુઝાઈ ગયેલ વ્રણવાળો થયો. (૨૮૧)

भरतस्य ममाऽप्येवमुत्पन्नः प्रत्ययः प्रभो । आ प्रत्यूषादानयत विशल्यास्नानवारि तत् ॥ २८२ ॥

એ પ્રમાણે ભરતને (અને) મને પણ ખાતરી થઈ ગઈ છે, તેથી હે પ્રભુ ! પ્રભાતકાળ સુધીમાં વિશલ્યાનું સ્નાનજળ મંગાવી દો. (૨૮૨)

त्वर्यतां त्वर्यतां तस्मात्प्रत्यूषे किं करिष्यथ । पर्यस्ते शकटे हन्त किं कुर्वीत गणाऽधिपः ॥ २८३ ॥

તેથી ત્વરા કરો, ત્વરા કરો. પ્રાતઃકાળ થઈ ગયે છતે શું કરી શકશો ? રથ વીંખાઈ પડચ છતે ગણનાયક શું કરી શકે ?' (૨૮૩)

भामण्डलं हनूमन्तमङ्गदं च रघूद्वहः । आदिशत्प्रतिभरतं विशल्यास्नानवारिणे ॥ २८४ ॥

રામચંદ્રજીએ ભામંડલ, હનુમાન અને અંગદને વિશલ્યાના સ્નાન-જળ માટે ભરત પાસે જવા આદેશ કર્યો. (૨૮૪)

प्रययुस्ते विमानेनाऽयोध्यां पवनरंहसा । प्रासादाङ्के च ददृशुः शयानं भरतं नृपम् ॥ २८५॥
તેઓ વિમાનથી વાયુવેગે અયોધ્યા ગયા, અને પ્રાસાદની મધ્યમાં ભરત રાજાને સૂઈ રહેલા જોયા. (૨૮૫)

भरतस्य प्रबोधाय ते गीतं चक्रुरम्बरे । राजकार्येऽपि राजान उत्थाप्यन्ते ह्युपायतः ॥ २८६ ॥
ભરતને જાગ્રત કરવા માટે તેઓ આકાશમાં સ્તુતિ કરવા લાગ્યા. કેમ કે રાજકાર્યમાં પણ રાજાઓ ઉપાયથી ઉઠાડાય છે. (૨૮૬)

विबुध्य भरतेनाऽपि दृष्टः पृष्टः पुरो नमन् । ऊचे भामण्डलः कार्यं नाप्तस्याप्ते प्ररोचना ॥ २८७ ॥
ભરત વડે પણ જાગ્રત થઈને આગળ જોવાયેલ અને પુછાયેલ ભામંડલે નમસ્કાર કરતાં કહ્યું. "આપ્તનું (કાર્ય) પ્રાપ્ત થયે છતે પ્રસ્તાવના હોતી નથી". (૨૮૭)

सेत्स्यत्येतन्मया तत्रेयुषेति भरतस्ततः । तद्विमानाऽधिरूढोऽगात्पुरं कौतुकमङ्गलम् ॥ २८८ ॥
ત્યાં ગયેલા મારાથી આ કાર્ય સિદ્ધ થશે એમ (વિચારી) તે (જ) વિમાનમાં આરૂઢ થયેલ ભરત કૌતુકમંગલ નગરે ગયો. (૨૮૮)

भरतेन द्रोणघनो विशल्यामथ याचितः । सहोद्वाह्य स्त्रीसहस्रसहितां तामदत्त च ॥ २८९ ॥
હવે ભરતે દ્રોણઘન પાસે વિશલ્યાની યાચના કરી. તેણે એક હજાર કન્યાઓ સહિત તેણીને (લક્ષ્મણ) સાથે વિવાહ કરી (તે) આપી. (૨૮૯)

भामण्डलोऽप्ययोध्यायां मुक्त्वा भरतमुत्सुकः । आययौ सपरीवारो विशल्यासंयुतस्ततः ॥ २९० ॥
ઉત્સુક એવો ભામંડલ પણ ભરતને અયોધ્યામાં મૂકીને વિશલ્યાયુક્ત પરિવાર સાથે ત્યાં આવ્યો. (૨૯૦)

ज्वलद्दीपविमानस्थो भीतैः सूर्योदयभ्रमात् । क्षणं दृष्टो निजैः सोऽधाद्विशल्यामुपलक्ष्मणम् ॥ २९१ ॥
પ્રજ્વલિત દીપકવાળા વિમાનમાં રહેલ તે ક્ષણ વાર સૂર્યોદયના ભ્રમથી ભય પામેલ આત્મીય (જનો)થી જોવાયો. (તેણે તરત જ) વિશલ્યાને લક્ષ્મણ પાસે મૂકી દીધી. (૨૯૧)

तया च पाणिना स्पृष्टाल्लक्ष्मणात्तत्क्षणादपि । निर्जगाम महाशक्तिर्यष्टिनेव महोरगी ॥ २९२ ॥
યષ્ટિ વડે (સ્પર્શ કરાયેલ) મહા સર્પિણીની જેમ તેણી વડે હસ્તથી સ્પર્શ કરાયેલ લક્ષ્મણમાંથી તે જ ક્ષણે મહા શક્તિ નીકળી ગઈ. (૨૯૨)

समुत्पतन्ती सा शक्तिः समुत्पत्य हनूमता । प्रसभं जगृहे श्येनविहगेनेव वर्तिका ॥ २९३ ॥
શ્યેન પક્ષી વડે ચકલીની જેમ ઊર્ધ્વગમન કરતી તે શક્તિને હનુમાને કૂદકો મારીને બળાત્કારે પકડી લીધી. (૨૯૩)

साऽप्यूचे देवतारूपा न मे दोषोऽस्ति कश्चन । प्रदत्ता धरणेनाऽस्मै प्रज्ञप्तिभगिनी ह्यहम् ॥ २९४ ॥
દેવતા સ્વરૂપી તે પણ બોલીઃ 'મારો કંઈ દોષ નથી. પ્રજ્ઞપ્તિની (વિદ્યાની) બહેન હું ધરણેન્દ્ર વડે આ (રાવણ)ને અપાયેલ છું. (૨૯૪)

विशल्याप्राग्भवतपस्तेजः सोढुमनीश्वरी । एषा यास्यामि मां मुञ्च प्रैष्यभावादनागसम् ॥ २९५ ॥

વિશલ્યાના પૂર્વ જન્મના તપ-તેજને સહન કરવા અસમર્થ આ હું જાઉં છું. કિંકર ભાવથી નિરપરાધી મને તું મુક્ત કર.' (૨૯૫)

इत्युक्तो मुक्तवान् शक्तिं मारुतिस्तां महाभुजः । मुक्तमात्रा च साशक्तिर्लज्जितेव तिरोदधे ॥ २९६ ॥

આ પ્રમાણે કહેવાયેલ મહાબલી હનુમાને તે શક્તિને મુક્ત કરી. મુક્ત કરાયેલ તે શક્તિ તરત જ લજ્જિત થયેલની જેમ અદૃશ્ય થઈ ગઈ. (૨૯૬)

विशल्याऽपि हि सौमित्रिं भूयः पस्पर्श पाणिना । विलिलेप च गोशीर्षचन्दनेन शनैः शनैः ॥ २९७ ॥

વિશલ્યાએ પણ ફરીથી લક્ષ્મણને હસ્ત વડે સ્પર્શ કર્યો, અને ગોશીર્ષ ચંદન વડે ધીમે ધીમે વિલેપન કર્યું. (૨૯૭)

रूढव्रणोऽथ सौमित्रिर्द्रागप्रसुप्त इवोत्थितः । सस्वजे रामभद्रेण वर्षताऽश्रुजलं मुदा ॥ २९८ ॥

એથી રુઝાયેલ વ્રણવાળો, સુપ્ત પુરુષની જેમ શીઘ્ર ઊભો થયેલ લક્ષ્મણ આનંદથી અશ્રુ–જળ વરસાવતા રામચંદ્રજી વડે આલિંગન કરાયો. (૨૯૮)

सर्वं विशल्यावृत्तान्तं रामस्तस्मै शशंस च । तत्स्नानपयसा चाशु स्वान् परांश्चाऽभ्यषेचयत् ॥ २९९ ॥

રામચંદ્રજીએ તેને વિશલ્યાનો સર્વ વૃત્તાંત કહ્યો અને તેના સ્નાન–જળથી શીઘ્ર સ્વ–પર (દરેક)ને અભિ-સિંચન કર્યું. (૨૯૯)

कन्यासहस्रसहितां विशल्यां रामशासनात् । तदानीमेव सौमित्रिरुपयेमे यथाविधि ॥ ३०० ॥

તે જ સમયે રામચંદ્રજીની આજ્ઞાથી લક્ષ્મણે હજાર કન્યાઓ સહિત વિશલ્યાનો વિધિ અનુસાર સ્વીકાર કર્યો. (૩૦૦)

सौमित्रेर्जीवनोद्वाहोत्साहजन्मा महोत्सवः । विद्याधरनृपैश्चक्रे जगदाश्चर्यकारणम् ॥ ३०१ ॥

વિદ્યાધર રાજાઓ વડે જગતને આશ્ચર્યના કારણ રૂપ લક્ષ્મણને (નવીન) જીવન તથા વિવાહના ઉત્સાહથી પ્રગટ થયેલ મહોત્સવ કરાયો. (૩૦૧)

सौमित्रिर्जीवित इति चरैर्नक्तंचराधिपः । विज्ञाय मन्त्रयाञ्चक्रे समं मन्त्रिवरैरिति ॥ ३०२ ॥

'લક્ષ્મણ જીવન પામ્યો છે.' એ પ્રમાણે ગુપ્તચરો દ્વારા જાણી રાક્ષસ પતિ મંત્રીવરો સાથે આ પ્રમાણે મંત્રણા કરવા લાગ્યો. (૩૦૨)

अभवन्मम भावोऽयं सौमित्रिः शक्तिताडितः । प्रातर्मरिष्यति ततो रामोऽपि स्नेहपीडितः ॥ ३०३ ॥

મારી એવી ધારણા હતી (કે) શક્તિથી પ્રહાર કરાયેલ આ લક્ષ્મણ પ્રાતઃકાળે મૃત્યુ પામશે (અને) તેથી સ્નેહથી પીડિત રામ પણ (મૃત્યુ પામશે). (૩૦૩)

यास्यन्ति कपयो नंष्ट्वा ते च मद्बन्धुसूनवः । कुम्भकर्णेन्द्रजिन्मुख्याः स्वयमेष्यन्ति मामिह ॥ ३०४ ॥

વાનરો નાસી જશે અને કુંભકર્ણ તથા ઇન્દ્રજિત વગેરે તે મારા બંધુ અને પુત્રો જાતે અહીં મારી પાસે આવશે. (૩૦૪)

**अधुना दैववैगुण्याल्लक्ष्मणः सोऽपि जीवितः । मया मोचयितव्यास्ते कुम्भकर्णादयः कथम् ॥ ३०५ ॥**

(પરંતુ) દૈવદોષથી તે લક્ષ્મણ પણ સજીવન થયા છે. (તેથી) હવે મારે તે કુંભકર્ણ વગેરેને શી રીતે મુક્ત કરાવવા ? (૩૦૫)

**मन्त्रिणोऽप्येवमूचुस्तं जानकीमोक्षणं विना । न मोक्षः कुंभकर्णादिवीराणां प्रत्युताशिवम् ॥ ३०६ ॥**

મંત્રીઓ પણ એમ કહેવા લાગ્યા (કે) તે સીતાની મુક્તિ વિના કુંભકર્ણ વગેરે વીરોનો છુટકારો થશે નહિ, ઊલટું અકલ્યાણ થશે. (૩૦૬)

**इयत्यपि गते स्वामिन् रक्ष रक्ष निजं कुलम् । उपायश्चाऽत्र नाऽन्योऽस्ति रामानुनयनं विना ॥ ३०७ ॥**

હે સ્વામિન્ ! આટલું ગયા છતાં પણ તમે સ્વકુળનું રક્ષણ કરો, રક્ષણ કરો, (કેમ કે) રામના અનુનય વિના અહીં અન્ય (કોઈ) ઉપાય નથી. (૩૦૭)

**रावणस्तानवज्ञाय दूतं सामन्तमादिशत् । सामदानदण्डपूर्वमनुशिष्योपराघवम् ॥ ३०८ ॥**

રાવણે તેઓની અવજ્ઞા કરી સામંત (નામે) દૂતને સામ,દાન અને દંડપૂર્વક સમજાવીને રામ પાસે જવા આજ્ઞા કરી. (૩૦૮)

स गत्वा द्वाःस्थविज्ञप्तः सुग्रीवादिसमावृतम् । पद्मनाभं नमस्कृत्य व्याजहारेति धीरगीः ॥ ३०९ ॥

જઈ ને દ્વારપાળ વડે વિજ્ઞપ્તિ કરાયેલ ધીર વાણીવાળો તે સુગ્રીવ વગેરેથી પરિવરિત રામચંદ્રજીને નમસ્કાર કરી આ પ્રમાણે બોલ્યો : (૩૦૯)

दशास्यस्त्वां वदत्येवं बन्धुवर्गं विमुञ्च मे । जानकीमनुमन्यस्व राज्यार्धं च गृहाण मे ॥ ३१० ॥

રાવણ તમને એમ કહે છે (કે) "મારા બંધુ વર્ગને છોડી મૂકો, સીતાને સમ્મતિ આપો અને મારા અર્ધ રાજ્યને ગ્રહણ કરો. (૩૧૦)

त्रिणि कन्यासहस्राणि तुभ्यं दास्यामि तेन च । संतुष्य नो चेत्ते सर्वं न ह्येतन्न च जीवितम् ॥ ३११ ॥

તમને ત્રણ હજાર કન્યાઓ આપીશ, તેથી સંતુષ્ટ થાઓ, નહિ તો આ સર્વ નહિ રહે અને જીવન પણ નહિ રહે." (૩૧૧)

बभाषे पद्मनाभोऽथ नाऽर्थो मे राज्यसंपदा । न चाऽन्यप्रमदावर्गभोगेन महताऽपि हि ॥ ३१२ ॥

હવે રામચંદ્રજી બોલ્યાઃ 'મારે રાજ્ય સંપત્તિથી તથા અન્ય મોટા સમૂહના ભોગથી પણ (કંઈ) પ્રયોજન નથી. (૩૧૨)

प्रेषयिष्यत्यर्चयित्वा जानकीं रावणो यदि । तदा मोक्ष्यामि तद्बन्धुतनयानन्यथा न हि ॥ ३१३ ॥

જો રાવણ સીતાને આદર કરી મોકલી આપશે (તો) હું તે સમયે તેના બંધુ અને પુત્રોને મુક્ત કરીશ અન્યથા નહિ'. (૩૧૩)

सामन्तः पुनरप्यूचे राम नैतत्तवोचितम् । स्त्रीमात्रकस्याऽस्य कृते स्वं क्षेप्तुं प्राणसंशये ॥ ३१४ ॥

સામંતે ફરી પણ કહ્યું: 'હે રામચંદ્રજી! માત્ર આ સ્ત્રી માટે પોતાના પ્રાણો સંશયમાં મૂકવા એ તમને યોગ્ય નથી. (૩૧૪)

सौमित्रिरेकवारं चेज्जीवितो रावणाहतः । जीविष्यति कथं सोऽद्य त्वं चाऽमी च प्लवङ्गमाः ॥ ३१५ ॥

જો (કે) રાવણ વડે હણાયેલ લક્ષ્મણ એક વાર સજીવન થઈ ગયા. (પણ) હવે તે, તમે અને આ વાનરો શી રીતે જીવી શકશો? (૩૧૫)

एकोऽपि रावणो हन्तुमिदं विश्वमपीश्वरः । सर्वथा तद्वचो मान्यमुदर्कं विमृश स्वयम् ॥ ३१६ ॥

એકલો રાવણ પણ આ વિશ્વને હણવા સમર્થ છે (તેથી) તેનું વચન સર્વથા માન્ય કરવા જેવું છે. તમે જાતે પરિણામનો વિચાર કરો.' (૩૧૬)

लक्ष्मणस्तद्गिराक्रुद्धोऽभ्यधाद्रे दूतपांशन । स्वशक्तिं परशक्तिं वा वेत्त्यद्यापि न रावणः ॥ ३१७ ॥

તે (દૂત)ના વચનથી ક્રોધ પામેલ લક્ષ્મણે કહ્યું: 'રે અધમ દૂત! હજી પણ રાવણ સ્વશક્તિ કે અન્યની શક્તિને જાણતો નથી. (૩૧૭)

हतबन्धुपरीवारो भार्याशेषीकृतोऽपि सन् । पौरुषं नाटयत्येष एषा का तस्य धृष्टता ॥ ३१८ ॥

જેના બંધુ અને પરીવાર હણાયા છે, (માત્ર) સ્ત્રીઓ જ શેષ રહેલી છે. છતાં પણ આ (રાવણ) પરાક્રમ–મર્દાનગી જણાવે છે, આ તેની કેવી ધૃષ્ટતા? (૩૧૮)

शेषैकमूलमुशलच्छिन्नाशेषजटस्तरुः । यथा सोऽपि तथैकाङ्गः कियत्स्थास्यति रावणः ॥ ३१९ ॥

જેમ એક મૂળ રૂપી મુશલ શેષ રહેલ અને સમસ્ત શાખાઓ છેદાઈ ગયેલા વૃક્ષ (કેટલું રહી શકે ?) તેમ એક અંગવાળો તે રાવણ પણ કેટલું રહેશે ? (૩૧૯)

तद्गच्छ संवाहय तं युद्धाय दशकंन्धरम् । कृतान्त इव सज्जो मे तं व्यापादयितुं भुजः ॥ ३२० ॥

તેથી તું જા, (અને) યુદ્ધ માટે રાવણને મોકલ. યમરાજ સમાન મારી ભુજા તેનો નાશ કરવા તૈયાર છે.' (૩૨૦)

लक्ष्मणेनैवमाक्षिप्तो विभाषितुमना स तु । उत्थाय धृत्वा ग्रीवायां वानरैर्निरवास्यत ॥ ३२१ ॥

લક્ષ્મણ વડે એ પ્રમાણે આક્ષેપ કરાયેલ, પરંતુ (કંઈક) કહેવાની ઇચ્છાવાળો તે વાનરો વડે ઊભા થઈ ગળે પકડીને બહાર કાઢાયો. (૩૨૧)

रावणाय स गत्वाख्यत्सर्वं राघववाचिकम् । सचिवान् रावणोऽप्यूचे किं कार्यं ब्रूत संप्रति ॥ ३२२ ॥

તેણે જઈને રાવણને રામ સંબંધી સર્વ સમાચાર કહ્યા. રાવણે પણ પ્રધાનોને કહ્યું, 'કહો, હવે શું કરવા યોગ્ય છે ?' (૩૨૨)

अब्रुवन्मन्त्रिणोऽप्येवं सीताऽर्पणमिहोचितम् । व्यतिरेकफलं दृष्टं पश्याऽन्वयफलं प्रभो ॥ ३२३ ॥

મંત્રીઓએ પણ એ પ્રમાણે કહ્યું: 'સીતાનું અપર્ણ કરવું (એ જ) અહીં યોગ્ય છે. (સીતાને નહિ અર્પણ કરવા રૂપ) વ્યતિરેક ફળ જોઈ લીધું. હે પ્રભુ ! (હવે સીતાને અર્પણ કરવા રૂપ) અન્વય ફળ જુઓ. (૩૨૩)

अन्वयव्यतिरेकाभ्यां सर्वं कार्यं परीक्ष्यये । एकेन व्यतिरेकेण किं स्थितोऽसि दशानन ॥ ३२४ ॥

સર્વ કાર્ય અન્વય અને વ્યતિરેક વડે પરીક્ષા કરાય છે. હે રાવણ! એકલા વ્યતિરેક વડે તમે કેમ રહ્યા છો? (૩૨૪)

अक्षता बहवोऽद्यापि बन्धवः सूनवश्च ते । सीतार्पणाद्विमुक्तैस्तैः सममेधस्व संपदा ॥ ३२५ ॥

અત્યારે પણ તમારા ઘણા બંધુઓ અને પુત્રો અક્ષત છે. સીતાને અર્પણ કરવાથી મુક્ત કરાયેલા એવા તેઓની સાથે તમે સંપત્તિથી વૃદ્ધિ પામો. (૩૨૫)

तेषां सीताऽर्पणगिरा मर्मणीव हतोऽधिकम् । अंतर्दूनो दशमुखश्चिरं स्वयमचिन्तयत् ॥ ३२६ ॥

તેઓની સીતા અર્પણ કરવાની વાતથી જાણે મર્મ ભાગમાં અધિક ઘા કરાયેલ અંતરમાં દુઃખી થયેલ રાવણે જાતે દીર્ઘકાળ સુધી વિચાર કર્યો. (૩૨૬)

विद्याया बहुरूपाया हृदि निर्णीय साधनम् । शान्तिचैत्यं ययौ शान्तकषायीभूय रावणः ॥ ३२७ ॥

હૃદયમાં બહુરૂપી વિદ્યાને સિદ્ધ કરવાનો નિર્ણય કરી શાન્ત કષાયવાળો થઈ રાવણ શ્રી. શાન્તિનાથ પ્રભુના ચૈત્યમાં ગયો. (૩૨૭)

स्नात्रं श्रीशान्तिनाथस्य पयस्कुम्भैर्दशाननः । स्वयमिन्द्र इवाऽकार्षीद्भक्त्या विकसिताननः ॥ ३२८ ॥

ભક્તિ વડે વિકસિત મુખવાળા રાવણે ઈન્દ્રની જેમ જાતે જળકુંભોથી શ્રી. શાન્તિનાથ પ્રભુનું સ્નાત્ર કર્યું. (૩૨૮)

गोशीर्षचन्दनेनाङ्गरागं पुष्पैश्च देवतैः । पूजां विधाय श्रीशान्तेः स्तुतिमेवं विनिर्ममे ॥ ३२९ ॥

ગોશીર્ષ ચંદન વડે વિલેપન અને દેવતાઈ પુષ્પોથી પૂજા કરીને તેણે શ્રી. શાન્તિનાથ પ્રભુની આ પ્રમાણે સ્તુતિ કરીઃ (૩૨૯)

देवाधिदेवाय जगत्तायिने परमात्मने । श्रीमते शान्तिनाथाय षोडशायाऽर्हते नमः ॥ ३३० ॥

"દેવાધિદેવ, જગતનું રક્ષણ કરનારા, પરમાત્મા શ્રીમાન્ સોળમા શ્રી. શાન્તિનાથ તીર્થંકરને નમસ્કાર થાઓ." (૩૩૦)

श्रीशान्तिनाथ भगवन् भवाऽम्भोनिधितारण । सर्वार्थसिद्धमन्त्राय त्वन्नाम्नेऽपि नमोनमः ॥ ३३१ ॥

"હે ભવરૂપી સમુદ્રથી તારનારા શાન્તિનાથ ભગવાન! સર્વ અર્થને સિદ્ધ કરવામાં મંત્ર સ્વરૂપ તમારા નામને પણ વારંવાર નમસ્કાર થાઓ." (૩૩૧)

ये तवाऽष्टविधां पूजां कुर्वन्ति परमेश्वर । अष्टाऽपि सिद्धयस्तेषां करस्था अणिमादयः ॥ ३३२ ॥

"હે પરમેશ્વર! જેઓ તમારી અષ્ટપ્રકારી પૂજા કરે છે તેઓને અણિમા વગેરે આઠેય સિદ્ધિઓ હસ્તમાં રહેલી છે." (૩૩૨)

धन्यान्यक्षीणि यानि त्वां पश्यन्ति प्रतिवासरम् । तेभ्योऽपि धन्यं हृदयं तद्दृष्टो येन धार्यसे ॥ ३३३ ॥

"(તે) ચક્ષુઓને ધન્ય છે (કે) જેઓ હંમેશાં તારું દર્શન કરે છે. (અને) તે (ચક્ષુઓ) કરતાં પણ હૃદયને ધન્ય છે (કે) જેના વડે તે (નેત્રો) થી દર્શન કરાયેલ તું ધારણ કરાય છે." (૩૩૩)

देव त्वत्पादसंस्पर्शादपि स्यान्निर्मलो जनः । अयोऽपि हेमीभवति स्पर्शवेधिरसान्न किम् ॥३३४॥

"હે દેવ! તમારા ચરણસ્પર્શથી પણ માનવ નિર્મળ થઈ જાય છે. શું સ્પર્શવેધી રસથી લોઢું પણ સુવર્ણ થતું નથી? (થાય જ છે.)" (૩૩૪)

त्वत्पादाब्जप्रणामेन नित्यं भूलुण्ठनैः प्रभो । शृङ्गारतिलकीभूयान्मम भाले किणावलिः ॥ ३३५ ॥

"હે પ્રભુ! તમારાં ચરણ–કમળને પ્રણામ કરવાના હેતુથી હંમેશાં ભૂમિ ઉપર આળોટવાથી મારા લલાટમાં (થયેલ) ક્ષતવ્રણની પંક્તિ ંગાર તિલક સમાન થાઓ." (૩૩૫)

पदार्थैः पुष्पगन्धाद्यैरुपहारीकृतैस्तव । प्रभो भवतु मद्राज्यसंपद्वल्लैः सदा फलम् ॥ ३३६ ॥

"હે સ્વામિન્! તમને ઉપહારરૂપ કરાયેલ પુષ્પગંધાદિ પદાર્થોથી મારી રાજ્ય સંપદા રૂપી લતાને હંમેશાં ફળ પ્રાપ્ત થાઓ." (૩૩૬)

भूयो भूयः प्रार्थये त्वामिदमेव जगद्विभो । भगवन् भूयसी भूयात्त्वयि भक्तिर्भवे भवे ॥ ३३७ ॥

"હે પૂજ્ય જગતના નાથ! ફરી ફરી તમને આ જ પ્રાર્થના કરું છું (કે) ભવોભવ તમારા પ્રત્યે અત્યધિક ભક્તિ પ્રાપ્ત થજો." (૩૩૭)

स्तुत्वेति शान्तिं लङ्केशः पुरो रत्नशिलास्थितः । तां साधयितुमारेभे विद्यामक्षस्रजं दधत् ॥ ३३८ ॥

આ પ્રમાણે શ્રી. શાન્તિનાથ પ્રભુની સ્તુતિ કરીને (તેમની) સન્મુખ રત્નશીલા ઉપર રહેલા, અક્ષમાળાને ધારણ કરતા લંકાપતિએ તે વિદ્યાને સિદ્ધ કરવાનો આરંભ કર્યો. (૩૩૮)

अथ मन्दोदरी द्वाःस्थं यमदण्डमदोऽवदत् । जिनधर्मरतोऽष्टाहान्यस्तु सर्वोऽपि पूर्जनः ॥ ३३९ ॥

હવે મંદોદરીએ યમદંડ (નામે) દ્વારરક્ષકને એમ કહ્યું (કે) 'સર્વ પણ નગર-જન આઠ દિવસ તો જિન ધર્મમાં તત્પર રહે. (૩૩૯)

न करिष्यति यस्त्वेवं तस्य दण्डो वधात्मकः । भविष्यतीति लङ्कायामाघोषय हतानकः ॥ ३४० ॥

વળી જે આ પ્રમાણે નહિ કરે તેનો મૃત્યુરૂપ દંડ થશે.' આ પ્રમાણે લંકા નગરીમાં પડહ વગાડાવેલ (વગડાવીને) તું આ ઘોષણા કર. (૩૪૦)

तदादेशेन स द्वाःस्थः पुर्यामाघोषयत्तथा तच्च चारनरैरेत्य सुग्रीवाय न्यवेद्यत ॥ ३४१ ॥

તે (મંદોદરી) ની આજ્ઞાથી તે દ્વારપાળે નગરીમાં તે રીતે આઘોષણા કરી અને તે (સમાચાર) ચરપુરુષોએ આવીને સુગ્રીવને જણાવ્યા. (૩૪૧)

सुग्रीवोऽप्यब्रवीदेवं न यावद्बहुरूपिणीम् । विद्यां साधयति स्वामिंस्तावत्साध्यो दशाननः ॥ ३४२ ॥

સુગ્રીવે પણ એ પ્રમાણે કહ્યુંઃ 'હે સ્વામિન્! જ્યાં સુધી રાવણ બહુરૂપી વિદ્યાને સિદ્ધ ન કરે ત્યાં સુધી (તેને) સાધી લેવો જોઈએ.' (૩૪૨)

स्मित्वा पद्मोऽप्युवाचैवं शान्तं ध्यानपरायणम् । कथं दशास्यं गृह्णामि न ह्यहं स इवच्छली ॥ ३४३ ॥

રામે પણ હસીને આ પ્રમાણે કહ્યુંઃ 'શાન્ત અને ધ્યાનમાં લીન રાવણને હું શી રીતે પકડું ? કેમ કે હું તેના જેવો કપટી નથી.' (૩૪૩)

इति रामवचः श्रुत्वा छन्नमेवाङ्गदादयः । विद्याभ्रंशाय लङ्केशं शान्तिचैत्यस्थितं ययुः ॥ ३४४ ॥

આ પ્રમાણે રામના વચનને સાંભળી અંગદ વગેરે ગુપ્ત રીતે વિદ્યાભ્રષ્ટ કરવા શ્રી. શાન્તિનાથના ચૈત્યમાં રહેલ લંકાપતિ પાસે ગયા. (૩૪૪)

विदधुर्विविधांस्तत्रोपसर्गांस्ते निरर्गलाः । मनागपि न तु ध्यानादचालीद्दशकन्धरः ॥ ३४५ ॥

ત્યાં પ્રતિબંધ રહિત તેઓએ વિવિધ ઉપસર્ગો કર્યા. પરંતુ રાવણ ધ્યાનથી જરા પણ ચલિત થયો નહિ. (૩૪૫)

अथाऽगंदो जगादैवं रामाद्भीतेन किं त्वया । इदं पाखण्डमारब्धमप्राप्तशरणेन भोः ॥ ३४६ ॥

હવે અંગદે આ પ્રમાણે કહ્યુંઃ 'અરે! રામથી ભય પામેલા, શરણ નહિ પ્રાપ્ત કરાયેલ તારા વડે આ શું પાખંડ આરંભાયું છે? (૩૪૬)

त्वया परोक्षे मद्भर्तुर्हृता भार्या महासती । मन्दोदरीं तु ते पत्नीं पश्यतोऽपि हराम्यहम् ॥ ३४७ ॥

તારા વડે મારા સ્વામિની મહાસતી સ્ત્રી પરોક્ષમાં અપહરણ કરાઈ, પરંતુ હું તારી પત્ની મંદોદરીને (તારા) દેખતાં જ લઈ જાઉં છું.' (૩૪૭)

इत्युदीर्याऽमन्दरोषोऽकर्षन्मन्दोदरीं कचैः । सोऽनाथामिव रुदन्तीं कुररीकरुणस्वराम् ॥ ३४८ ॥

એમ કહી અતિ રોષવાળો તે અનાથ જેવી ટીટોડીની જેમ કરુણ સ્વરે રુદન કરતી મંદોદરીને કેશ વડે (પકડી) ખેંચવા લાગ્યો. (૩૪૮)

रावणो ध्यानसंलीनः प्रेक्षाञ्चक्रेऽपि तां न हि । प्रादुरासीच्च सा विद्या द्योतयन्ती नभस्तलम् ॥ ३४९ ॥

ધ્યાનમાં લીન બનેલ રાવણે તેણીને જોઈ પણ નહિ. (તે જ સમયે) ગગનતલને પ્રકાશિત કરતી તે વિદ્યા પ્રગટ થઈ. (૩૪૯)

सेत्यूचे तव सिद्धाऽस्मि ब्रूहि किं करवाणि भोः । करोमि ते वशे विश्वं कियन्मात्रौ हि राघवौ ॥ ३५० ॥

તે એ પ્રમાણે બોલીઃ 'અરે! હું તને સિદ્ધ થઈ છું. બોલ, હું શું કરું? હું વિશ્વ તારા અધીનપણામાં કરી શકું છું તો રાઘવો (રામ–લક્ષ્મણ) કોણ માત્ર છે?' (૩૫૦)

रावणः प्रत्युवाचैवं सर्वं निष्पद्यते त्वया । स्मृता समापतेः काले स्वस्थानं गच्छ सम्प्रति ॥ ३५१ ॥

રાવણે જવાબ આપ્યોઃ 'તમે બધું એ પ્રમાણે કરી શકો છો (પરંતુ) હમણાં સ્વસ્થાને જાઓ. યોગ્ય કાળે સ્મરણ કરાયેલ તમે પધારજો.' (૩૫૧)

तद्विसृष्टा तिरोऽधत्त सा विद्या तेऽपि वानराः । स्कन्धावारं निजं जग्मुरुत्पत्य पवमानवत् ॥ ३५२ ॥

તેના વડે વિદાય કરાયેલ તે વિદ્યા અંતર્ધાન થઈ. તે કપિઓ પણ પવનની જેમ ઊર્ધ્વગમન કરી પોતાની શિબિરમાં ગયા. (૩૫૨)

मन्दोदर्यङ्गदोदन्तं शुश्राव च दशाननः । चक्रे च सद्योऽहंकारगर्भं हुंकारमुच्चकैः ॥ ३५३ ॥

રાવણે મંદોદરી અને અંગદના સમાચાર સાંભળ્યા. તત્કાળ તેણે ઊંચેથી અહંકાર ગર્ભિત હુંકાર કર્યો. (૩૫૩)

स्नात्वा भुक्त्वा च लङ्केशोऽगाद्देवरमणे वने । ऊचे सीतां च सुचिरं मया तेऽनुनयः कृतः ॥ ३५४ ॥

સ્નાન તથા ભોજન કરી લંકાપતિ દેવરમણ વનમાં ગયો અને સીતાને કહ્યું: 'મારા વડે અતિ દીર્ઘકાળ તારો અનુભવ કરાયો. (૩૫૪)

उज्झित्वा नियमभङ्गभीरुत्वमधुना पुनः । रमयिष्ये प्रसह्य त्वां हत्वा त्वत्पतिदेवरौ ॥ ३५५ ॥

પરંતુ હવે નિયમભંગની ભીરુતાનો ત્યાગ કરી તારા પતિ અને દિયરને હણી તારી પાસે બળાત્કારે ક્રીડા કરાવીશ. (૩૫૫)

तद्वाचा विषसध्रीच्या मूर्च्छिता जनकात्मजा । निपपात दशास्यस्य तस्यामाशेव तत्क्षणम् ॥ ३५६ ॥

વિષ તુલ્ય તેના વચનથી મૂર્ચ્છિત બનેલી જનકપુત્રી તત્કાળ તે (સીતા)ને વિષે રાવણની આશાની જેમ નીચે પડી. (૩૫૬)

कथञ्चिल्लब्धसंज्ञा सा जग्राहैवमभिग्रहम् । मृत्युश्चेद्रामसौमित्र्योस्तदाऽस्त्वनशनं मम ॥ ३५७ ॥

મુશ્કેલીએ સંજ્ઞા પ્રાપ્ત કરેલ તેણીએ એ પ્રમાણે અભિગ્રહ કર્યો: 'જો રામ–લક્ષ્મણનું મૃત્યુ થાય તો મારે અનશન હો.' (૩૫૭)

तच्छ्रुत्वा रावणो दध्यौ रामे स्नेहो निसर्गजः । अस्यास्तदस्यां मे रागः स्थले कमलरोपणम् ॥ ३५८ ॥

તે સાંભળી રાવણે વિચાર કર્યો: 'આને રામ ઉપર નૈસર્ગિક સ્નેહ છે. તેથી આની ઉપર મારો પ્રેમ (જળ હીન) સ્થળમાં કમળ રોપવા સમાન છે. (૩૫૮)

कृतं युक्तं मया तन्नाऽवज्ञातो यद्विभीषणः । नाऽमात्या मानिताः स्वं च कुलमेतत्कलङ्कितम् ॥ ३५९ ॥

મારા વડે જે બિભીષણ અવજ્ઞા કરાયો, મન્ત્રીઓ અપમાન કરાયા તથા મારું આ કુલ કલંકિત કરાયું તે સારું કરાયું નથી. (૩૫૯)

मुञ्चाम्येतामद्य चेत्तन्न विवेकपदे पतेत् । रामाक्रान्तेन मुक्तेयमिति स्यात्प्रत्युताशयः ॥ ३६० ॥

જો અત્યારે આને મુક્ત કરું તો (તે) વિવેકસ્થાને નહિ થાય, ઊલટું રામ વડે આક્રમણ કરાયેલ (રાવણ) થી આ મુક્ત કરાઈ એમ અપકીર્તિ પ્રાપ્ત થશે. (૩૬૦)

बध्ध्वेह रामसौमित्री समानेष्ये ततस्तयोः । अर्पयिष्याम्यमूं धर्म्यं यशस्यं च हि तद्भवेत् ॥ ३६१ ॥

તેથી હું રામ-લક્ષ્મણને બંધન ગ્રસ્ત કરી અહીં લાવીશ ( અને ) તેમને આ ( સીતા ) અર્પણ કરીશ કેમ કે તે ધર્મવાળું અને યશયુક્ત થશે. (૩૬૧)

इति निश्चित्य लङ्केशस्तामतीत्य विभावरीम् । युद्धे चचालाऽशकुनैर्वार्यमाणोऽपि दुर्मदः ॥ ३६२ ॥

એમ નિર્ણય કરી તે રાત્રિ વ્યતીત કરી, અપશકુનોથી અટકાવ.તો પણ તે દુર્મદ રાવણ યુદ્ધ કરવા ચાલ્યો. (૩૬૨)

भूयः प्रववृते युद्धं रामरावणसैन्ययोः । अत्युद्भटभटभुजास्फोटत्रासितदिग्गजम् ॥ ३६३ ॥

રામ-રાવણના સૈન્યના અતિ ઉગ્ર સુભટોની ભુજાના આસ્ફોટોથી ત્રાસ કરાયેલ દિગ્ગજોવાળું યુદ્ધ ફરીથી શરૂ થયું. (૩૬૩)

विधूयाऽशेषरक्षांसि तूलानीव महाबलः । लक्ष्मणस्ताडयामास विशिखैर्दशकन्धरम् ॥ ३६४ ॥

રૂને જેમ પવન ( તેમ ) સમસ્ત રાક્ષસોને દૂર કરી લક્ષ્મણ બાણો વડે રાવણને તાડન કરવા લાગ્યો. (૩૬૪)

सौमित्रेर्विक्रमं दृष्ट्वा साशङ्को दशकन्धरः । सस्मार बहुरूपां तां विद्यां विश्वभयङ्करीम् ॥ ३६५ ॥

લક્ષ્મણના પરાક્રમને જોઈને ( વિજયમાં ) સંશયવાળા રાવણે વિશ્વને ભય કરનારી તે બહુરૂપી વિદ્યાનું સ્મરણ કર્યું. (૩૬૫)

स्मृतिमात्रोपस्थितायां विद्यायां तत्र रावणः । विचक्रे भैरवाण्याशु स्वानि रूपाण्यनेकशः ॥ ३६६ ॥

સ્મૃતિમાત્રથી વિદ્યા ત્યાં હાજર થયે છતે રાવણે તત્કાળ પોતાનાં અનેક ભયંકર રૂપો વિકુર્વ્યાં. (૩૬૬)

भूमौ नभसि पृष्ठेऽग्रे पार्श्वयोरपि लक्ष्मणः । अपश्यद्रावणानेव विविधायुधवर्षिणः ॥ ३६७ ॥

લક્ષ્મણે પૃથ્વી ઉપર, આકાશમાં, પાછળ, આગળ (અને) બન્ને પડખે પણ વિવિધ આયુધોની વૃષ્ટિ કરનારા રાવણોને જ જોયા. (૩૬૭)

तावद्रूप इवैकोऽपि तार्क्ष्यस्थो लक्ष्मणोऽपि तान् । जघान रावणान् बाणैश्चिन्तितोपनतैः शरैः ॥ ३६८ ॥

એકલા છતાં જાણે તેટલા રૂપવાળા ગરુડ ઉપર રહેલ લક્ષ્મણ ચિંતન (માત્ર)થી પ્રાપ્ત થયેલ અનેક બાણોથી તે રાવણોને હણવા લાગ્યો. (૩૬૮)

नारायणस्य तैर्बाणैर्विधुरो दशकन्धरः । सस्मार जाज्वलच्चक्रमर्धचक्रित्वलाञ्छनम् ॥ ३६९ ॥

લક્ષ્મણનાં તે બાણોથી વ્યાકુળ બનેલા રાવણે અર્ધચક્રિત્વના ચિહ્નરૂપ જાજ્વલ્યમાન ચક્રનું સ્મરણ કર્યું. (૩૬૯)

रोषारुणाक्षस्तच्चक्रं भ्रमयित्वा नभस्तले । मुमोच रावणः शस्त्रमन्त्यं रामाऽनुजन्मने ॥ ३७० ॥

રોષથી રક્તનેત્રોવાળા રાવણે અંતિમ શસ્ત્રરૂપ તે ચક્ર ગગનતળમાં ભમાડીને રામના નાના ભાઈ (લક્ષ્મણ) ઉપર મૂક્યું. (૩૭૦)

कृत्वा प्रदक्षिणां तत्तु सौमित्रेर्दक्षिणे करे । अवतस्थे रविरिवोदयपर्वतमूर्धनि ॥ ३७१ ॥

પરંતુ ઉદયાચલના શિખર ઉપર સૂર્યની જેમ તે (ચક્ર) પ્રદક્ષિણા કરીને લક્ષ્મણના જમણા હાથમાં સ્થિર થયું. (૩૭૧)

विषण्णो रावणो दध्यौ सत्यं जातं मुनेर्वचः । तेषां बिभीषणादीनां सत्यश्चालोचनिर्णयः ॥ ३७२ ॥

ખિન્ન બનેલ રાવણ વિચારવા લાગ્યોઃ 'મુનિનું વચન સત્ય થયું.' (તેમ જ) 'તે બિભીષણ વગેરેના વિચારનો નિર્ણય સત્ય થયો.' (૩૭૨)

विषण्णं भ्रातरं प्रेक्ष्य भूयोऽप्यूचे बिभीषणः । भ्रातरद्यापि वैदेहीं मुञ्च त्वं चेज्जिजीविषुः ॥ ३७३ ॥

ભાઈને ખિન્ન થયેલ જોઈને ફરી પણ બિભીષણે કહ્યું: 'હે ભાઈ! જો તમે જીવવાની ઇચ્છાવાળા હો (તો) હજુ પણ સીતાને મૂકી દો.' (૩૭૩)

क्रुद्धस्तं रावणोऽवोचत् किं मेऽस्त्रं चक्रमेव रे । द्विषं सचक्रमप्येनं द्राग्घनिष्यामि मुष्टिना ॥ ३७४ ॥

ગુસ્સે થયેલ રાવણે તેને કહ્યું: 'શું મારે ચક્ર જ અસ્ત્ર છે? ચક્ર સહિત છતાં આ શત્રુને હું શીઘ્ર મુષ્ટિથી હણી નાખીશ.' (૩૭૪)

इति दर्पाद्ब्रुवतो रक्षोनाथस्य लक्ष्मणः । वक्षस्तेनैव चक्रेण कूष्माण्डवदपाटयत् ॥ ३७५ ॥

એ પ્રમાણે અભિમાનથી બોલતા રાક્ષસપતિની છાતી લક્ષ્મણે તે જ ચક્ર વડે કોળા (ફળ) ની જેમ ફાડી નાખી. (૩૭૫)

तदा च ज्येष्ठकृष्णैकादश्यामह्नश्च पश्चिमे । यामे मृतो दशग्रीवश्चतुर्थं नरकं ययौ ॥ ३७६ ॥

તે સમયે જ્યેષ્ઠ (માસ)ની કૃષ્ણ એકાદશીએ દિવસના પાછલા પહોરે મૃત્યુ પામેલ રાવણ ચોથી નરકે ગયો. (૩૭૬)

सपदि जय जयेति व्याहरद्भिर्घुसद्भिर्व्यरचि कुसुमवृष्टिर्लक्ष्मणस्योपरिष्टात् ।
समजनि च कपीनां ताण्डवं चण्डहर्षोत्थितकिलकिलनादापूर्णरोदोनिकुञ्जम् ॥ ३७७ ॥

તરત જ 'જય પામો, વિજય પામો' એ પ્રમાણે બોલતા દેવતાઓ વડે લક્ષ્મણ ઉપર પુષ્પવૃષ્ટિ કરાઈ, તેમ જ પ્રચંડ હર્ષથી ઊઠેલા કિલકિલ નાદ વડે ભરી દેવાયેલ પૃથ્વી અને આકાશરૂપી લતામંડપવાળું કપિઓનું તાંડવ નૃત્ય થવા લાગ્યું. (૩૭૭)

સાતમો સર્ગ સમાપ્ત

# આઠમો સર્ગ

अथो बिभीषणस्तत्र कांदिशीकान्निशाचरान् । एवमाश्वासयामास ज्ञातिस्नेहवशीकृतः ॥ १ ॥

હવે ત્યાં ભયભીત થયેલ રાક્ષસોને જ્ઞાતિસ્નેહથી વશ કરાયેલ બિભીષણે આ પ્રમાણે આશ્વાસન આપ્યું: (૧)

पद्मनारायणावेतावष्टमौ बलशार्ङ्गिणौ । शरण्यौ शरणायाशु श्रयध्वमविशंकिताः ॥ २ ॥

આ રામ અને લક્ષ્મણ ( નામે ) આઠમા બળદેવ અને વાસુદેવ શરણ કરવા યોગ્ય છે ( એથી ) શંકા વિના તમે શીઘ્ર શરણ માટે ( એમનો ) આશ્રય સ્વીકારો. (૨)

ते सर्वे शिश्रियुः पद्मसौमित्री तौ च चक्रतुः । तेषां प्रसादं वीरा हि प्रजासु समदृष्टयः ॥ ३ ॥

તે સર્વેએ રામ–લક્ષ્મણનો આશ્રય સ્વીકાર્યો, અને તે બંનેએ તેમની ઉપર અનુગ્રહ કર્યો કેમ કે **'વીર પુરુષો પ્રજા પ્રત્યે સમદૃષ્ટિવાળા હોય છે.'** (૩)

हतं च भ्रातरं दृष्ट्वा शोकावेशाद्बिभीषणः । मर्तुकामः स्वयमपि चकर्ष छुरिकां निजाम् ॥ ४ ॥

ભાઈને હણાયેલ જોઈ શોકના આવેશથી મરવાની ઇચ્છાવાળા બિભીષણે પોતે પણ પોતાની છરી ખેંચી. (૪)

तया स्वकुक्षिमाधातं दध्रे रामो बिभीषणम् । हा भ्रातर्भ्रातरित्युच्चैः क्रन्दन्तं करुणाक्षरम् ॥ ५ ॥

તે (છરી) વડે પોતાના ઉદરમાં ઘા કરતા (અને) હા ભાઈ! હા....ભાઈ ! એ પ્રમાણે ઊંચેથી કરુણ સ્વરે વિલાપ કરતા બિભીષણને રામે પકડી લીધો. (૫)

मन्दोदर्यादिभिः सार्धं रुदन्तमुपरावणम् । इति तं बोधयामास पद्मनाभः सलक्ष्मणः ॥ ६ ॥

રાવણની સમીપે મંદોદરી વગેરે સાથે રુદન કરતા તેને લક્ષ્મણ સહિત રામ આ પ્રમાણે સમજાવવા લાગ્યાઃ (૬)

ईदृक्पराक्रमः सोऽयं न हि शोच्यो दशाननः । यस्याशशंकिरे दूरे समरेष्वमरा अपि ॥ ७ ॥

જેના યુદ્ધોમાં દેવતાઓ પણ દૂરથી (જ) ભય પામતા હતા તે આ આવો પરાક્રમી રાવણ શોક કરવા યોગ્ય નથી જ. (૭)

वीरवृत्त्यानया मृत्युं गतोऽसौ कीर्त्तिभाजनम् । तदस्योत्तरकार्याणि कुरुध्वं रुदितैरलम् ॥ ८ ॥

આવી વીરવૃત્તિથી મૃત્યુ પામેલ આ કીર્તિનું પાત્ર થયો છે. તેથી આની ઉત્તરક્રિયાઓ કરો, રડવા વડે સર્યું. (૮)

इत्युदित्वा पद्मनाभो महात्मा प्राप्तबन्धनान् । कुम्भकर्णेन्द्रजिन्मेघवाहनादीनमोचयत् ॥ ९ ॥

આ પ્રમાણે કહીને મહાત્મા રામચંદ્રજીએ બંધનને પામેલા કુંભકર્ણ, ઇન્દ્રજિત અને મેઘવાહન વગેરેને મુક્ત કરાવ્યા. (૯)

बिभीषणः कुम्भकर्णः शक्रजिन्मेघवाहनः । मन्दोदर्यपि सम्भूयापरेऽपि पतदश्रवः ॥ १० ॥

दशग्रीवांगसंस्कारं सद्यो गोशीर्षचन्दनैः । कर्पूरागरुसंमिश्रैर्विदधुर्ज्वालितानलैः ॥ ११ ॥

બિભીષણ, કુંભકર્ણ, ઇન્દ્રજિત, મેઘવાહન, મંદોદરી અને અશ્રુ ઝરતાં બીજાંઓએ પણ ભેગા થઈને કર્પૂર તથા અગરૂથી મિશ્રિત ગોશીર્ષ ચંદનથી પ્રજ્વાલિત અગ્નિથી શીઘ્ર રાવણના દેહનો સંસ્કાર કર્યો. (૧૦-૧૧)

पद्मः पद्मसरस्येत्य ते च स्नात्वा जलाञ्जलिम् । सममश्रुजलैः कोष्णैः प्रददुर्दशमौलये ॥ १२॥

રામ તથા તેઓએ પદ્મસરોવરમાં આવી સ્નાન કરી કંઈક ઉષ્ણ અશ્રુજળ સાથે રાવણને જલની અંજલિ અર્પણ કરી. (૧૨)

गिराभिरामया रामः किरन्निव सुधारसम् । सलक्ष्मणः कुम्भकर्णप्रभृतीनित्यभाषत ॥ १३ ॥

(ત્યાર બાદ) મનોહર વાણી વડે જાણે અમૃતરસની વૃષ્ટિ કરતા લક્ષ્મણ સહિત રામે કુંભકર્ણ વગેરેને આ પ્રમાણે કહ્યું : (૧૩)

पूर्ववत्स्वराज्यानि कुरुध्वमधुनापि हि । युष्मल्लक्ष्म्या न नः कृत्यं हे वीराः क्षेममस्तु वः ॥ १४ ॥

'હે વીરો ! તમે પૂર્વની જેમ અત્યારે પણ પોતપોતાનું રાજ્ય કરો, કેમ કે તમારી લક્ષ્મીનું અમારે પ્રયોજન નથી, તમારું કલ્યાણ થાઓ.' (૧૪)

इत्युक्ताः पद्मनाभेन युगपच्छोकविस्मयौ । बिभ्राणाः कुम्भकर्णाद्या जगदुर्गद्गदाक्षरम् ॥ १५ ॥

રામચંદ્રજી વડે એ પ્રમાણે કહેવાયેલ, એકીસાથે શોક અને વિસ્મયને ધારણ કરતા કુંભકર્ણ વગેરે ગદ્ગદ સ્વરે બોલ્યા : (૧૫)

नार्थो राज्येन नः कश्चित्साम्राज्येनापि महाभुज । ग्रहीष्यामः परिव्रज्यां मोक्षसाम्राज्यसाधनीम् ॥ १६ ॥

'હે મહાવીર ! અમારે વિશાળ એવા રાજ્યથી પણ કંઈ અર્થ નથી. અમે મોક્ષસામ્રાજ્યને સાધી આપનાર પ્રવ્રજ્યાને સ્વીકારીશું.' (૧૬)

अत्रान्तरे च कुसुमायुधोद्याने महामुनिः । अप्रमेयबलो नाम चतुर्ज्ञानी समाययौ ॥ १७ ॥

એ સમયે કુસુમાયુધ ઉદ્યાનમાં અપ્રમેયબલ નામે ચાર જ્ઞાનવાળા મહામુનિ પધાર્યા. (૧૭)

तत्रैव निशि तस्याभूत् केवलज्ञानमुज्ज्वलम् । चक्रुश्च केवलज्ञानमहिमानं दिवौकसः ॥ १८ ॥

તે જ રાત્રિએ તેમને ઉજ્જ્વળ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. અને દેવતાઓએ કેવળજ્ઞાનનો મહિમા કર્યો. (૧૮)

प्रातश्च रामसौमित्री कुम्भकर्णादयश्च ते । उपेत्य तमवन्दन्त ततो धर्मं च शुश्रुवुः ॥ १९ ॥

પ્રાતઃકાળે રામ, લક્ષ્મણ તેમ જ તે કુંભકર્ણ વગેરેએ તેમની સમીપ જઈને વંદન કર્યું તથા તેમની પાસેથી ધર્મ શ્રવણ કર્યો. (૧૯)

पप्रच्छतुर्देशनान्ते शक्रजिन्मेघवाहनौ । परं वैराग्यमापन्नौ पुरातनभवान्निजान् ॥ २० ॥

દેશનાના અંતે ઉત્કટ વૈરાગ્યને પ્રાપ્ત કરેલ ઈન્દ્રજિત અને મેઘવાહને પોતાના પૂર્વભવોની પૃચ્છા કરી. (૨૦)

मुनिः सोऽथाब्रवीत्पुर्यां कौशाम्ब्यामिह भारते । निःस्वौ बन्धू युवां जातौ नाम्ना प्रथमपश्चिमौ ॥ २१ ॥

હવે તે મુનિરાજે કહ્યું: 'આ ભારતમાં કૌશામ્બી નગરીમાં પ્રથમ અને પશ્ચિમ નામે તમે બે નિર્ધન ભાઈઓ હતા. (૨૧)

तावन्यदा भवदत्ताद्धर्मं श्रुत्वा महामुनेः । व्रतं जगृहतुः शान्तकषायौ च विजहृतुः ॥ २२ ॥

અન્યદા ભવદત્ત મહામુનિ પાસેથી ધર્મ શ્રવણ કરી તે બન્નેએ વ્રત ગ્રહણ કર્યું અને શાન્ત કષાયવાળા તેઓ વિહાર કરવા લાગ્યા. (૨૨)

अन्येद्युस्तौ तु कौशाम्ब्यां गतौ ददृशतुर्नृपम् । पत्न्येन्दुमुख्या क्रीडन्तं नन्दिघोषं मधूत्सवे ॥ २३ ॥

વળી અન્ય અવસરે કૌશામ્બીમાં ગયેલ તે બન્નેએ વસંતોત્સવમાં ઇન્દ્રમુખી (નામે) પત્ની સાથે ક્રીડા કરતા નંદિઘોષ રાજાને જોયો. (૨૩)

तं दृष्ट्वा पश्चिमोऽकार्षीन्निदानं तपसामुना । ईदृक्क्रीडापरः पुत्रो भूयासमनयोरहम् ॥ २४ ॥

તેને જોઈને પશ્ચિમે નિયાણું કર્યું (કે) 'આ તપ વડે આવા પ્રકારની ક્રીડામાં તત્પર હું આ (રાજા–રાણી)નો પુત્ર થાઉં.' (૨૪)

साधुभिर्वार्यमाणोऽपि निदानान्न न्यवर्तत । मृत्वा च पश्चिमो जज्ञे तयोस्तुग्रतिवर्धनः ॥ २५ ॥

સાધુઓ વડે નિષેધ કરાતાં છતાં પણ તે નિયાણાથી નિવૃત્ત થયો નહિ અને મૃત્યુ પામી તે (રાજા–રાણી) નો રતિવર્ધન ( નામે ) પુત્ર થયો. (૨૫)

क्रमेणप्राप्तयौवनः प्राप्तराज्यः स रतिवर्धनः । पितेव रेमे विविधं रमणीभिः समावृतः ॥ २६ ॥

અનુક્રમે યૌવન પ્રાપ્ત કરેલ, નવયૌવનાઓથી વીંટળાયેલો તે રતિવર્ધન પિતાની જેમ વિવિધ પ્રકારે ક્રીડા કરવા લાગ્યો. (૨૬)

मृत्वा प्रथमसाधुस्तु निर्निदानतपोवशात् । बभूव पञ्चमे कल्पे त्रिदशः परमर्द्धिकः ॥ २७ ॥

વળી પ્રથમ ( નામે ) સાધુ મૃત્યુ પામી નિયાણા રહિત તપોબલથી પંચમ દેવલોકમાં પરમ ઋદ્ધિવાળો દેવ થયો. (૨૭)

सोऽवधेर्भ्रातरं ज्ञात्वा तत्रोत्पन्नं महीपतिम् । तं बोधयितुमभ्यागान्मुनिरूपधरः सुरः ॥ २८ ॥

અવધિજ્ઞાન દ્વારા ( કૌશામ્બીમાં ) ઉત્પન્ન થયેલ રાજાને ભાઈ જાણીને તેને પ્રતિબોધ કરવા મુનિ રૂપધારી દેવ ત્યાં આવ્યો. (૨૮)

रतिवर्धनराजेनार्पिते पट्टे निषद्य सः । शशंस प्राग्भवं तस्य स्वस्य च भ्रातृसौहृदात् ॥ २९ ॥

રતિવર્ધન રાજા વડે અપાયેલ આસન ઉપર બેસીને તેણે ભ્રાતૃસ્નેહપણાથી તેનો અને પોતાનો પૂર્વભવ કહ્યો. (૨૯)

संजातजातिस्मरणाद्विरक्तो रतिवर्धनः । प्राव्राजीदथ मृत्वा च ब्रह्मलोके सुरोऽभवत् ॥ ३० ॥

હવે ઉત્પન્ન થયેલ જાતિસ્મરણથી વૈરાગી બનેલ રતિવર્ધને પ્રવ્રજ્યા ગ્રહણ કરી અને મૃત્યુ પામી બ્રહ્મલોકમાં દેવ થયો. (૩૦)

च्युत्वा ततो विदेहेषु विबुद्धनगरे युवाम् । अभूतं भ्रातरौ भूपौ प्रव्रज्याच्युतमीयथुः ॥ ३१ ॥

ત્યાંથી ચ્યવી વિદેહક્ષેત્રમાં વિબુદ્ધનગરમાં તમે બંને ભાઈ રાજા થયા (અને) પ્રવ્રજ્યા ગ્રહણ કરી (મૃત્યુ પામી) અચ્યુત (દેવલોક) માં ગયા. (૩૧)

च्युत्वाच्युताद्दशास्यस्य प्रतिविष्णोस्तु सम्प्रति । पुत्रौ युवामजायेथामिन्द्रजिन्मेघवाहनौ ॥ ३२ ॥

વળી અચ્યુત લોકથી ચ્યવી અત્યારે તમે બન્ને પ્રતિવાંસુદેવ રાવણના ઇન્દ્રજિત અને મેઘવાહન (નામે) પુત્ર થયા છો. (૩૨)

रतिवर्धनमाता तु भवं भ्रान्त्वेन्दुमुख्यपि । मन्दोदरी समभवज्जननी युवयोरियम् ॥ ३३ ॥

વળી રતિવર્ધનની માતા ઇન્દુમુખી પણ ભવભ્રમણ કરી મંદોદરી (નામે) આ તમારી માતા થઈ છે. '(૩૩)

कुम्भकर्णेन्द्रजिन्मेघवाहनाद्या निशम्य तत् । मन्दोदर्यादयश्चापि तदैवाददिरे व्रतम् ॥ ३४ ॥

તે સાંભળી કુંભકર્ણ, ઇન્દ્રજિત અને મેઘવાહન વગેરેએ તેમ જ મંદોદરી વગેરેએ પણ તે જ સમયે વ્રતનો સ્વીકાર કર્યો. (૩૪)

मुनिं नत्वा तु तं रामः ससौमित्रिकपीश्वरः । बिभीषणेन प्रह्वेण वेत्रिणेवाग्रगामिना ॥ ३५ ॥
दर्श्यमानपथो विद्याधरीभिः कृतमंगलः । ऋद्ध्या महत्येन्द्र इव लंकायां प्राविशत्पुरी ॥ ३६ ॥

ત્યાર બાદ તે મુનિરાજને નમસ્કાર કરી છડીદારની જેમ અગ્રગામી, નમ્ર એવા બિભીષણ વડે દેખાડાતા માર્ગવાળા, વિદ્યાધરીઓ વડે મંગળ કરાયેલ (તેમ જ) મહા ઋદ્ધિથી ઇન્દ્ર સમાન રામચંદ્રજીએ લક્ષ્મણ તથા કપિરાજ સાથે લંકામાં પ્રવેશ કર્યો. (૩૫-૩૬)

गिरेः पुष्पगिरेर्मूर्धन्युद्याने तत्र मैथिलीम् । गत्वा ददर्श काकुत्स्थो यथाख्यातां हनूमता ॥ ३७ ॥

ત્યાં પુષ્પગિરિ પર્વતના શિખર ઉપર ઉદ્યાનમાં જઈને હનૂમાન વડે જેવાં કહેવાયાં હતાં (તેવાં) સીતાજીને રામચંદ્રજીએ જોયાં. (૩૭)

तामुत्क्षिप्य निजोत्सङ्गे द्वितीयमिव जीवितम् । तदैव जीवितंमन्यो धारयामास राघवः ॥ ३८ ॥

જાણે બીજું જીવન ન હોય! તેમ તે જ સમયે પોતાને જીવતા થયેલ માનતા રામે તેમને ઉપાડીને પોતાના ઉત્સંગમાં ધારણ કર્યા. (૩૮)

इयं महासती सीता जयत्विति मरुत्पथे । तदानीं जुघुषुः सिद्धगन्धर्वाद्याः प्रमोदिनः ॥ ३९ ॥

તે અવસરે 'આ મહાસતી સીતા જય પામો' એ પ્રમાણે હર્ષ પામતા સિદ્ધો અને ગંધર્વોએ ગગનમાં ઘોષણા કરી. (૩૯)

सीतादेव्या नमश्चक्रे पादौ प्रक्षालयन्निव । निरन्तरैरश्रुजलैः सुमित्रानन्दनो मुदा ॥ ४० ॥

જાણે અંતર વગરનાં અશ્રુજલથી ચરણોને પ્રક્ષાલન કરતા ( ન હોય તેમ ) સુમિત્રાપુત્રે હર્ષથી સીતાદેવીને નમસ્કાર કર્યા. (૪૦)

चिरं जीव चिरं नन्द चिरं जय मदाशिषा । इति ब्रुवाणा वैदेही जघ्रौ शिरसि लक्ष्मणम् ॥ ४१ ॥

મારી આશિષથી તમે ચિર કાળ જીવો, દીર્ઘ કાળ આનંદ પામો, ( અને ) ચિર કાળ વિજય પામો એમ બોલતાં સીતાએ લક્ષ્મણને શિર ઉપર આઘ્રાણ કર્યું. (૪૧)

भामण्डलो नमश्चक्रे सीतां सीतापि तं मुदा । आशिषानन्दयामास मुनिवाक्यसमानया ॥ ४२ ॥

( પછી ) ભામંડલે સીતાને નમસ્કાર કર્યા. સીતાએ પણ હર્ષથી મુનિના વાક્ય સમાન ( અમોઘ ) આશીષથી તેને આનંદિત કર્યા. (૪૨)

स्वनामाख्यानपूर्वं च कपिराजो बिभीषणः । हनुमानंगदोऽन्येऽपि प्रणेमुर्जनकात्मजाम् ॥ ४३ ॥

( ત્યાર બાદ ) પોતાના નામો કહેવાપૂર્વક સુગ્રીવ, બિભીષણ, હનુમાન, અંગદ અને બીજાઓએ પણ જનકપુત્રીને નમસ્કાર કર્યા. (૪૩)

पार्वणेन शशांकेन चिरात्कुमुदिनीव सा । रामेण शुशुभे सीता विकाशं समुपेयुषी ॥ ४४ ॥

પૂર્ણિમા સંબંધી ચન્દ્ર વડે ( વિકાસ પામેલ ) પોયણીની જેમ દીર્ઘ કાળે રામ વડે વિકાસ પામેલ તે સીતાજી શોભવા લાગ્યા. (૪૪)

ससीतोऽध्यास्य भुवनालंकारं राघवो गजम् । जगाम रावणावासं सुग्रीवाद्यैः समावृतः ॥ ४५ ॥

સુગ્રીવ વગેરેથી પરિવરેલ રામ સીતાજી સાથે ભુવનાલંકાર હસ્તિ ઉપર આરૂઢ થઈ રાવણના આવાસે ગયા. (૪૫)

तदन्तश्च मणिस्तम्भसहस्रांकं जिनेशितुः । चैत्यं श्रीशान्तिनाथस्य प्रविवेश विवन्दिषुः ॥ ४६ ॥

વંદનની ઇચ્છાવાળા તેમણે તેની અંદર (રહેલ) સહસ્ર સંખ્યાંક મણિ સ્તંભોવાળા શ્રી શાન્તિનાથ જિનેશ્વરના ચૈત્યમાં પ્રવેશ કર્યો. (૪૬)

बिभीषणार्पितैस्तत्र कुसुमाद्यैरुपस्करैः । शान्तिमानर्च काकुत्स्थः सीतासौमित्रिसंयुतः ॥ ४७ ॥

ત્યાં સીતા અને લક્ષ્મણ સહિત રામે બિભીષણ વડે અર્પણ કરાયેલ કુસુમ વગેરે ઉપસ્કરો (સાધનો)થી શ્રી શાન્તિનાથ પ્રભુની પૂજા કરી. (૪૭)

बिभीषणाभ्यर्थितोऽथ बिभीषणगृहं ययौ । रामः ससीतासौमित्रिः सुग्रीवादिभिरन्वितः ॥ ४८ ॥

હવે બિભીષણ વડે પ્રાર્થના કરાયેલા સીતા અને લક્ષ્મણ સહિત રામ સુગ્રીવ વગેરે સાથે બિભીષણના આવાસે ગયા. (૪૮)

तत्र देवार्चनं स्नानभोजनादि च राघवः । चक्रे सपरिवारोऽपि मानयन् रावणानुजम् ॥ ४९ ॥

ત્યાં બિભીષણને માન આપતા રામે પરિવાર સાથે દેવપૂજા, સ્નાન અને ભોજનાદિ કર્યાં. (૪૯)

रामं सिंहासनासीनमग्रासीनो विभीषणः । वाससी परिधायोभे बभाषेऽथ कृताञ्जलिः ॥ ५० ॥

હવે સન્મુખ રહેલા, (માત્ર) બે વસ્ત્ર ધારણ કરી અંજલિ રચેલ બિભીષણે સિંહાસન ઉપર બેઠેલા રામને કહ્યું : (૫૦)

रत्नस्वर्णादिकोशोऽयमिदं हस्तिहयादि च । अयं च राक्षसद्वीपो गृह्यतां पत्तिरस्मि ते ॥ ५१ ॥

'આ રત્ન–સ્વર્ણાદિનો ભંડાર, આ હાથી–ઘોડા વગેરે અને આ રાક્ષસદ્વીપ (તમે) ગ્રહણ કરો, હું તમારો સૈનિક છું. (૫૧)

राज्याभिषेकमधुना कुर्महे ते त्वदाज्ञया । पवित्रय पुरीं लंकां प्रसीदानुगृहाण माम् ॥ ५२ ॥

અમે તમારી આજ્ઞાથી અત્યારે (જ) તમારા રાજ્યાભિષેકને કરીશું. (તમે) લંકા નગરીને પાવન કરો. પ્રસન્ન થાઓ (અને) મારી ઉપર અનુગ્રહ કરો.' (૫૨)

रामोऽप्युवाच दत्तं ते लंकाराज्यं मया पुरा । व्यस्मार्षीस्तदिदानीं किं महात्मन् भक्तिमोहितः ॥ ५३ ॥

પરંતુ રામે કહ્યું 'હે મહાત્મન્! લંકાનું રાજ્ય પૂર્વે મેં તમને અર્પણ કરેલું છે, શું ભક્તિથી મોહિત થયેલ તમે હવે તે ભૂલી ગયા છો? (૫૩)

एवं निषिध्य तं पद्मो लंकाराज्ये तदैव हि । अभ्यषिञ्चत् स्वयं प्रीतः प्रतिज्ञातार्थ चालकः ॥ ५४ ॥

આ પ્રમાણે નિષેધ કરીને તે જ સમયે પ્રતિજ્ઞા કરાયેલ અર્થનું પાલન કરનારા, પ્રસન્ન થયેલ રામચંદ્રજીએ જાતે તેનો લંકાના રાજ્ય ઉપર અભિષેક કર્યો. (૫૪)

सीतासौमित्रिसुग्रीवप्रमुखैरावृतो ययौ । रामोऽथ रावणगृहे सुधर्मायामिवाद्रिभित् ॥ ५५ ॥

હવે સુધર્મા સભામાં ઇન્દ્રની જેમ સીતા, લક્ષ્મણ અને સુગ્રીવ વગેરેથી પરિવરેલ રામ રાવણના આવાસે ગયા. (૫૫)

तत्र सिंहोदरादीनामुद्वोढुं प्राक् प्रतिश्रुताः । कन्या रामाज्ञयानैषुस्तत्र विद्याधरोत्तमाः ॥ ५६ ॥

ત્યાં રામચંદ્રજીની આજ્ઞાથી પૂર્વે વિવાહ કરવાને સ્વીકારાયેલ સિંહોદર વગેરેની કન્યાઓને ઉત્તમ વિદ્યાધરો ત્યાં લઈ આવ્યા. (૫૬)

अथ स्वस्वप्रतिपन्नास्ताः कुमारीर्यथाविधि । राघवावुपयेमाते खेचरीगीतमङ्गलौ ॥ ५७ ॥

પછી પોતપોતાના વડે સ્વીકારાયેલ તે કન્યાઓને વિદ્યાધરીઓ વડે મંગળ ( ગીતો ) ગવાયેલ રાઘવકુમારો વિધિપૂર્વક પરણ્યા. (૫૭)

भोगांस्तत्रोपभुञ्जानौ निर्विघ्नं रामलक्ष्मणौ । सुग्रीवाद्यैः सेव्यमानौ षडब्दीमतिनिन्यतुः ॥ ५८ ॥

ત્યાં નિર્વિઘ્નપણે ભોગો ભોગવતા ( અને ) સુગ્રીવ વગેરેથી સેવા કરાતા રામ–લક્ષ્મણે છ વર્ષ વ્યતીત કર્યાં. (૫૮)

अत्रान्तरे विन्ध्यस्थल्यामिन्द्रजिन्मेघवाहनौ । तौ सिद्धिमीयतुर्जज्ञे तीर्थं मेघरथं च तत् ॥ ५९ ॥

એ સમક્ષે વિંધ્યસ્થલીમાં તે ઇન્દ્રજિત અને મેઘવાહન મોક્ષે ગયા તેથી ( ત્યાં ) ‘ મેઘરથ ’ તીર્થ થયું. (૫૯)

नर्मदायां कुम्भकर्णो नद्यां सिद्धिमियाय च । पृष्टरक्षितमित्यासीत्तत्तीर्थं चाभिधानतः ॥ ६० ॥ ॥ ५८२ ॥

કુંભકર્ણ નર્મદા નદીમાં મોક્ષે ગયા. તે પૃષ્ટરક્ષિત એ નામે તીર્થ થયું. (૬૦)

इतश्च साकेतपुरे रालक्ष्मणमातरौ । तद्वार्तामप्यजानंत्यौ तस्थतुर्भृशदुःखिते ॥६१ ॥

આ બાજુ અયોધ્યામાં રામ–લક્ષ્મણની માતાઓ તેમના સમાચારને પણ નહીં જાણતાં અત્યંત દુઃખિત થઈ રહેતાં હતાં. (૬૧)

तदा च धातकीखंडादागतस्तत्र नारदः । पप्रच्छ भक्तिनम्रे ते विमनस्के कुतो युवाम् ॥ ६२ ॥

તે સમયે ધાતકીખંડથી ત્યાં આવેલ નારદે ભક્તિથી નમ્ર એવાં તે બન્નેને પૂછયું (કે) 'તમે બંને ઉદાસ કેમ છો ?' (૬૨)

अथापराजितोवाच पुत्रौ मे रामलक्ष्मणौ । पित्राज्ञया वनं यातौ स्नुषया सीतया सह ॥ ६३ ॥

એથી અપરાજિતા બોલી (કે) 'મારા પુત્ર રામ અને લક્ષ્મણ પુત્રવધૂ સીતા સાથે પિતાની આજ્ઞાથી વનમાં ગયેલા છે. (૬૩)

सीतापहाराल्लंकायां जग्मतुस्तौ महाभुजौ । रावणेन रणे शक्त्या लक्ष्मणस्ताडितः किल ॥ ६४ ॥

સીતાનું અપહરણ થવાથી મહાપરાક્રમી તે બન્ને લંકામાં ગયા. (ત્યાં) રાવણ વડે યુદ્ધમાં લક્ષ્મણ શક્તિથી તાડન કરાયા. (૬૪)

शक्तिशल्योद्धरणाय विशल्यानायि तत्र च । न विद्मो यदभूत् किञ्चिद्वत्सो जीवति वा न वा ॥ ६५ ॥

શક્તિના શલ્યને દૂર કરવા ત્યાં વિશલ્યા લઈ જવાઈ ( પરંતુ ત્યાં ) પુત્ર જીવે છે કે નહિ ( અથવા ) જે કંઈ થયું તે અમે જાણતા નથી. (૬૫)

**अभिधायेति हा वत्स वत्सेति करुणस्वरम् । रुरोद सा रोदयन्ती सुमित्रामपि निर्भरम् ॥ ६६ ॥**

એ પ્રમાણે કહીને હે વત્સ! વત્સ! એ પ્રમાણે ( બોલી ) સુમિત્રાને પણ રડાવતી તે અત્યંત કરુણ સ્વરે રુદન કરવા લાગી. (૬૬)

**ततस्ते नारदोऽवोचद्भवतं सुस्थिते युवाम् । युष्मत्पुत्रावुपेष्यामि तथानेष्यामि ताविह ॥ ६७ ॥**

તેથી નારદે તે બન્નેને કહ્યું: 'તમે સ્વસ્થ થાઓ., હું તમારા પુત્રો પાસે જઈશ તેમ જ તે બન્નેને અહીં લઈ આવીશ. (૬૭)

**तयोरेवं प्रतिश्रुत्य नारदो गगनाध्वना । जनश्रुत्या ज्ञातवृत्तो लंकायां राममभ्यगात् ॥ ६८ ॥**

તે બંને આગળ એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી લોકશ્રુતિથી સમાચાર જાણેલ નારદ ગગનમાર્ગે લંકામાં રામ પાસે ગયા. (૬૮)

**सत्कृत्य पृष्टो रामेण किमत्रागा इति स्वयम् । तन्मातृदुःखवृत्तान्तमाचख्यौ नारदोऽखिलम् ॥ ६९ ॥**

રામે સત્કાર કરીને એમ પૂછયું ( કે ) અહીં ( આપ ) કેમ પધાર્યા છો ? તેથી નારદે માતાઓના દુઃખના સઘળા સમાચાર કહ્યા. (૬૯)

सद्यः सरणरणकः पद्मोऽवादीद्विभीषणम् । विस्मृत्य दुःखं मातृणां त्वद्भक्त्यास्थामिहाधिकम् ॥ ७० ॥

તેથી તરત જ રામે બિભીષણને કહ્યું (કે) " તમારી ભક્તિથી માતાઓના દુઃખને ભૂલી જઈ અમે અહીં ઘણું રહ્યાં. (૭૦)

अस्मद्दुःखाद्विपद्यन्ते न यावन्मातरो हि नः । तावत्तत्राद्य यास्यामोऽनुमन्यस्व महाशय ॥ ७१ ॥

હવે અમારા દુઃખથી યાવત્ માતાઓ મૃત્યુ ન પામે તેટલામાં અમે આજે જઈશું, (તો) હે મહાશય! (અમને) રજા આપો." (૭૧)

नत्वा बिभीषणोऽप्यूचे तिष्ठात्राहानि षोडश । यावत् स्वैः शिल्पिभी रम्यां तामयोध्यां करोम्यहम् ॥ ७२ ॥

બિભીષણે પણ નમસ્કાર કરીને કહ્યું: " (આપ) અહીં સોળ દિવસ રહો જેટલામાં મારા શિલ્પીઓ વડે તે અયોધ્યાને હું મનોહર બનાવી દઉં." (૭૨)

एवमस्त्विति रामोक्तः स विद्याधरशिल्पिभिः । दिनैः षोडशभिश्चक्रेऽयोध्यां स्वर्गपुरीनिभाम् ॥ ७३ ॥

'એમ હો' એમ રામ વડે કહેવાયેલ તેણે વિદ્યાધર કારીગરોથી સોળ દિવસમાં અયોધ્યાને અમરાપુરી સમાન બનાવી દીધી. (૭૩)

तदा रामेण सत्कृत्य विसृष्टो नारदो ययौ । आख्यच्च राममातृणां पुत्रागममहोत्सवम् ॥ ७४ ॥

તે સમયે રામ વડે સત્કાર કરીને વિદાય કરાયેલ નારદ ગયા અને રામની માતાઓને પુત્રના આગમન મહોત્સવના સમાચાર આપ્યા. (૭૪)

अथाह्नि षोडशे सांतःपुरावारुह्य पुष्पकम् । शक्रेशानाविवैकस्थौ प्रतस्थाते रघूद्वहौ ॥ ७५ ॥

હવે સોળમા દિવસે અંતઃપુર સહિત પુષ્પક વિમાનમાં આરૂઢ થઈને એક સ્થળે રહેલ શક્ર અને ઇશાન (ઇન્દ્ર)ની જેવા રામ–લક્ષ્મણે પ્રયાણ કર્યું. (૭૫)

रावणानुजसुग्रीवभामंडलनृपादिभिः । अन्वीयमानौ नगरीमयोध्यां चेयतुः क्षणात् ॥ ७६ ॥

લક્ષ્મણ, સુગ્રીવ, ભામંડલ વગેરે રાજાઓથી અનુસરાતા તે બંને ક્ષણમાત્રમાં અયોધ્યાનગરી પાસે પહોંચી ગયા. (૭૬)

आयांतौ पुष्पकारूढौ दूरादपि निरीक्ष्य तौ । अभ्यगात्कुंजरारूढो भरतः सानुजोऽपि हि ॥ ७७ ॥

પુષ્પક વિમાનમાં આરૂઢ થયેલ તે બંનેને દૂરથી જ આવતા જોઈને લઘુ બંધુ સહિત ગજ ઉપર આરૂઢ થયેલ ભરત પણ સામે ગયો. (૭૭)

आयाति भरते रामाज्ञयोपक्षिति पुष्पकम् । जगाम पालकमिव पाकशासनशासनात् ॥ ७८ ॥

ભરત આવતે છતે ઇન્દ્રની આજ્ઞાથી પાલક વિમાનની જેમ રામની આજ્ઞાથી પુષ્પક ( વિમાન ) પૃથ્વી ઉપર ઊતર્યું. (૭૮)

आदावप्युत्ततारेभाद्भरतो भ्रातृसंयुतः । उत्तेरतुः पुष्पकाच्च सोत्कंठौ रामलक्ष्मणौ ॥७९॥

પ્રથમ બંધુ સહિત ભરત જ હસ્તિ ઉપરથી ઊતર્યા અને ( પછી ) ઉત્સાહયુક્ત રામ-લક્ષ્મણ પુષ્પક ( વિમાન ) માંથી ઊતર્યા. (૭૯)

पादयोः पतितं रामो भरतं साश्रुलोचनम् । परिरेभे समुत्थाप्य मूर्ध्नि चुंबन् मुहुर्मुहुः ॥८०॥

ચરણોમાં પડેલા અશ્રુપૂર્ણ લોચનવાળા ભરતને ઊભા કરીને મસ્તક ઉપર વારંવાર ચુંબન કરતા રામ ( તેને ) ભેટી પડચા. (૮૦)

शत्रुघ्नमपि पादांते लुठंतं रघुपुंगवः । उत्थाप्य परिमृज्य स्वांशुकेन परिषस्वजे ॥८१॥

ચરણોમાં લોટતા શત્રુઘ્નને પણ ઊભા કરીને રામચંદ્રજી પોતાના વસ્ત્ર વડે ( અંગ ) લૂછીને ભેટી પડચા. (૮૧)

ततो भरतशत्रुघ्नौ नमंतौ लक्ष्मणोऽपि हि । प्रसारितभुजो बाढमालिलिंग ससंभ्रमः ॥८२॥

ત્યાર બાદ નમસ્કાર કરતા ભરત અને શત્રુઘ્નને ભુજા પ્રસારેલ લક્ષ્મણે પણ આદરપૂર્વક ગાઢ આલિંગન કર્યું. (૮૨)

आरोहदनुजैः सार्धं त्रिभी रामोऽथ पुष्पकम् । समादिदेश चायोध्याप्रवेशाय कृतत्वरः ॥८३॥

પુષ્પક વિમાનમાં આરૂઢ થતા ત્રણે ભાઈઓ સાથે ત્વરા કરાયેલ રામે અયોધ્યામાં પ્રવેશ કરવા આજ્ઞા આપી. (૮૩)

तूर्येषु व्योम्नि भूमौ च वाद्यमानेष्वथोन्मुदौ । अयोध्यां रामसौमित्री निजां प्राविशतां पुरीम् ॥८४॥

હવે આકાશમાં અને ભૂમિ ઉપર વાજિંત્રો વાગતે છતે હર્ષ પામેલ રામ-લક્ષ્મણે પોતાની અયોધ્યા નગરીમાં પ્રવેશ કર્યો. (૮૪)

सोत्कंठैरुन्मुखैः पौरैर्मयूरैरिव वारिदौ । निर्निमेषैः प्रेक्ष्यमाणौ स्तूयमानौ च निर्भरम् ॥८५॥

अर्कवद्दीयमानार्घौ स्थाने स्थाने पुरीजनैः । स्वं प्रासादं प्रसन्नास्यौ जग्मतू रामलक्ष्मणौ ॥८६॥

ઉત્કંઠાવાળા અને ઊંચા મુખવાળા નગરજનોથી મયૂરો વડે વાદળની જેમ નિર્નિમેષ (નેત્રોથી) જોવાતા, અત્યંત પ્રશંસા કરાતા, સ્થાને સ્થાને નગરજનોથી સૂર્યની જેમ અર્ઘ્ય અપાતા, પ્રસન્ન મુખવાળા રામ અને લક્ષ્મણ પોતાના મહેલ તરફ ગયા. (૮૫-૮૬)

उत्तीर्य पुष्पकात्तत्र रामः सौमित्रिणा सह । जगाम मातृसदनं सुहृद्हृदयनंदनः ॥८७॥

ત્યાં પુષ્પક વિમાનમાંથી ઊતરીને સુહૃદયી જનોના હૃદયને આનંદિત કરનારા રામ માતાના મહેલે ગયા. (૮૭)

रामोऽपराजितां देवीं मातृवर्गमथापरम् । नमश्चक्रे ससौमित्रिस्ताभिश्चाशीर्भिरैध्यत ॥८८॥

લક્ષ્મણ સહિત રામે દેવી અપરાજિતા તથા બીજા માતૃવર્ગને નમસ્કાર કર્યા અને તેઓ વડે આશિષોથી વધાવાયા. (૮૮)

अथ सीताविशल्याद्याः प्रणेमुरपराजिताम् । श्वश्रूरन्याश्च तत्पादपद्मेषु निहितालकाः ॥८९॥ 

હવે અપરાજિતા તથા બીજી સાસુઓને તેમના ચરણકમલમાં સ્થાપન કરાયેલ કેશવાળી સીતા અને વિશલ્યા વગેરેએ નમસ્કાર કર્યા. (૮૯)

**अस्मद्वद्वीरप्रकांडप्रसविन्योऽस्मदाशिषा । भूयास्त यूयमिति ताः श्वश्वोऽप्याशासतोच्चकैः ॥ ९० ॥**

અમારી જેમ અમારી આશિષથી તમે ( પણ ) વીરપુત્રોને પ્રસવનારી થાઓ. એ પ્રમાણે તે સાસુઓએ પણ ઊંચેથી આશિષ આપી. (૯૦)

**अथापराजिता देवी भूयो भूयोऽपि लक्ष्मणम् । स्पृशन्ती पाणिना मूर्ध्नि चुंबन्ती चैवमब्रवीत् ॥ ९१ ॥**

હવે દેવી અપરાજિતા હાથ વડે ફરી ફરીને ય લક્ષ્મણને સ્પર્શ કરતી અને મસ્તક પર ચુંબન કરતી એ પ્રમાણે બોલી: (૯૧)

**दिष्टया दृष्टोऽसि हे वत्स पुनर्जातोऽसि चाधुना । कृत्वा विदेशगमनं विजयीह यदागमः ॥ ९२ ॥**

હે વત્સ ! તું ભાગ્યયોગે દેખાયો છે ( અથવા ) પુનર્જીવિત થયો છે, જે કારણથી વિદેશગમન કરીને તું વિજયી ( થઈને ) હમણાં અહીં આવ્યો છે. (૯૨)

**तानि तानि च कष्टानि वनवासभवान्यसौ । रामः सीता चातिनिन्ये तवैव परिचर्यया ॥ ९३ ॥**

વનવસવાટમાં થયેલાં તે તે ( દુ:ખો ) કષ્ટો આ રામ અને સીતાએ તારી જ ચાકરીથી દૂર કર્યાં છે. (૯૩)

**लक्ष्मणोऽप्यवदत्तातेनेवार्येणातिलालितः । त्वयेव सीतादेव्या च वनेऽप्यस्थामहं सुखम् ॥ ९४ ॥**

લક્ષ્મણે પણ કહ્યું: 'તાત સમાન આર્ય વડે અને તમારા સમાન દેવી સીતાજી વડે અત્યંત લાલન-પાલન કરાયેલ હું વનમાં પણ સુખપૂર્વક રહેતો હતો. (૯૪)

स्वेच्छादुर्ललितैर्मे चार्यस्य वैराणि जज्ञिरे । सीतापहारो यन्मूलः किमन्यद्देवि गद्यते ॥ ९५ ॥

હે દેવી! હું બીજું શું કહું? મારી સ્વેચ્છાચારી દુષ્ટ ઇચ્છાઓથી આર્યને વૈરો થયાં જે (વૈર) મૂળક સીતાનું અપહરણ છે.' (૯૫)

परं तु युष्मदाशीर्भिर्लंघित्वा वैरिसागरम् । मातः सपरिवारोऽपि क्षेमेणार्य इहाययौ ॥ ९६ ॥

પરંતુ હે માતા! તમારી આશિષોથી શત્રુરૂપ સમુદ્રનું ઉલ્લંઘન કરી પરિવાર સાથે જ આર્ય કુશળતાપૂર્વક અહીં આવ્યા છે.' (૯૬)

अथोत्सवमयोध्यायां भरतोऽकारयन्मुदा । पुरतो रामपादनां पत्तिमात्रत्वमाचरन् ॥ ९७ ॥

હવે પૂજ્ય રામની આગળ માત્ર સૈનિકપણાનું આચરણ કરતા ભરતે અયોધ્યા નગરીમાં આનંદથી ઉત્સવ કરાવ્યો. (૯૭)

अन्यदा रामभद्रं तु प्रणम्य भरतोऽभ्यधात् । आर्य त्वदाज्ञया राज्यमियत्कालं मया धृतम् ॥ ९८ ॥

અન્યદા ભરતે રામચંદ્રજીને નમસ્કાર કરીને કહ્યું: 'હે આર્ય! તમારી આજ્ઞાથી આટલા કાળ સુધી મેં રાજ્ય ધારણ કર્યું. (૯૮)

प्राव्रजिष्यं तदैवाहं तातपादैः सह प्रभो । अर्गला नामविष्यच्चेदार्याज्ञा राज्यपालने ॥ ९९ ॥

હે પ્રભુ ! જો રાજ્યનું પાલન કરવામાં આર્યની આજ્ઞા બંધનરૂપ ન થઈ હોત તો તાતપાદની સાથે તે જ સમયે મેં પ્રવ્રજ્યા ગ્રહણ કરી હોત. (૯૯)

मां व्रतायानुमन्यस्व स्वयं राज्यं प्रतीच्छ च । भवोद्विग्नस्त्वयि प्राप्ते न ह्यतः स्थातुमुत्सहे ॥ १०० ॥

( તેથી ) મને વ્રત માટે અનુમતિ આપો અને ( આપ ) જાતે રાજ્યનો સ્વીકાર કરો, કેમ કે ભવથી ઉદ્વેગ પામેલ હું તમે પ્રાપ્ત થયે છતે અહીં રહેવાને ઉત્સાહ કરતો નથી.' (૧૦૦)

रामोऽप्युदश्रुस्तं स्माह किमेवं वत्स भाषसे । कुरु राज्यं त्वमेवेह त्वय्युत्का वयमागताः ॥ १०१ ॥

અશ્રુ નિગળતા રામે પણ કહ્યુઃ 'હે વત્સ ! તું એમ કેમ બોલે છે ? રાજ્ય ( તો ) તું જ કર, તારા વિષે ઉત્કંઠાવાળા અમે અહીં આવ્યા છીએ. (૧૦૧)

त्यजन्नः सह राज्येन भूयस्त्वद्विरहव्यथाम् । किं दत्से वत्स तत्तिष्ठ कुर्वाज्ञां मम पूर्ववत् ॥ १०२ ॥

હે વત્સ ! રાજ્ય સાથે અમારો ( પણ ) ત્યાગ કરતો તું ફરીથી તારા વિરહની પીડા શા માટે આપે છે ? તેથી તું રહે ( અને ) પૂર્વની જેમ મારી આજ્ઞાનું પાલન કર.' (૧૦૨)

इत्याग्रहपरं रामं ज्ञात्वा नत्वा च सोऽचलत् । यावत्सौमित्रिणा तावदुत्थायाधारि पाणिना ॥ १०३ ॥

આ પ્રમાણે રામને આગ્રહમાં તત્પર જાણીને નમસ્કાર કરી જેટલામાં ચાલવા લાગ્યો તેટલામાં લક્ષ્મણે ઊભા થઈને હાથ વડે (તેને) પકડી રાખ્યો. (૧૦૩)

**भरतं च तथा यान्तं व्रताय कृतनिश्चयम् । ज्ञात्वा सीताविशल्याद्यास्तत्राजग्मुः ससंभ्रमाः ॥ १०४॥**

વ્રત માટે કરાયેલ નિશ્ચયવાળા ભરતને તે રીતે જતા જાણીને વેગપૂર્વક સીતા–વિશલ્યા વગેરે ત્યાં આવ્યાં. (૧૦૪)

**विस्मारयितुकामास्ता भरतस्य व्रताग्रहम् । जलक्रीडाविनोदार्थमर्थनां चक्रिरेतराम् ॥ १०५ ॥**

ભરતના વ્રતના આગ્રહને ભુલાવવાની ઇચ્છાવાળાં તેઓએ જલક્રીડાનો વિનોદ કરવા પ્રાર્થના કરી. (૧૦૫)

**उपरोधेन तासां च ययौ सांतःपुरोऽपि सः । क्रीडासरसि चिक्रीड विरक्तोऽपि मुहूर्तकम् ॥ १०६ ॥**

તેઓના આગ્રહથી અંતઃપુર સહિત તે ક્રીડા સરોવરમાં ગયો અને વિરક્ત છતાં પણ તેણે મુહૂર્ત પર્યન્ત ક્રીડા કરી. (૧૦૬)

**जलान्निर्गत्य भरतस्तीरेऽस्थाद्राजहंसवत् । स्तम्भमुन्मूल्य भुवनालंकारस्तत्र चाययौ ॥ १०७ ॥**

(ત્યાર બાદ) જલમાંથી નીકળી ભરત રાજહંસની જેમ (સરોવરના) કિનારે રહ્યા (તેટલામાં) સ્તંભને ઉખેડી ભુવનાલંકાર હાથી ત્યાં આવ્યો. (૧૦૭)

**मदांधोऽप्यमदः सोऽभूत् सद्यो भरतदर्शनात् । तद्दर्शनेन भरतोऽप्यवाप परमां मुदम् ॥ १०८ ॥**

મદથી અંધ બનેલો પણ તે ભરતના દર્શનથી શીઘ્ર મદ રહિત થયો. ભરત પણ તેને જોવાથી પરમ આનંદને પામ્યો. (૧૦૮)

संभ्रमाद्रामसौमित्री तस्योपद्रवकारिणः । करिणो बन्धनाया ससामन्तावुपेयतुः ॥१०९॥

ઉપદ્રવ કરનાર તે હાથીને બાંધવા માટે સામન્તો સહિત રામ–લક્ષ્મણ વેગપૂર્વક શીઘ્ર ( ત્યાં ) આવ્યા. (૧૦૯)

रामाज्ञया हस्तिपकैः स स्तम्भे हस्त्यनीयत । आगतौ च मुनी देश भूषणः कुलभूषणः ॥ ११० ॥

રામની આજ્ઞાથી મહાવતો વડે તે હાથી સ્થંભે લઈ જવાયો ( તે સમયે ) દેશભૂષણ અને કુલભૂષણ મુનિ પધાર્યા. (૧૧૦)

उद्याने समवसृतौ वंदितुं तौ महामुनी । प्रययुः पद्मसौमित्रिभरताः सपरिच्छदाः ॥ १११ ॥

ઉદ્યાનમાં સમવસરેલા તે બંને મહામુનિને વંદન કરવા માટે પર્ષદા સહિત રામ-લક્ષ્મણ અને ભરતે પ્રયાણ કર્યું. (૧૧૧)

वंदित्वा तौ च पप्रच्छ रामो मम करी कथम् । अमदोऽजनि भुवनालंकारो भरतेक्षणात् ॥ ११२ ॥

તે બન્નેને વંદન કરીને રામે પૂછયું; 'મારો ભુવનાલંકાર હાથી ભરતને જોવાથી મદ રહિત કેમ થયો? (૧૧૨)

अथाख्यत्केवली देशभूषणो नाभिसूनुना । समं सहस्रश्चत्वारो राजानः प्राव्रजन् पुरा ॥ ११३ ॥

હવે દેવભૂષણ કેવલીએ કહ્યું: 'પૂર્વે શ્રી ઋષભદેવ પ્રભુ સાથે ચાર હજાર રાજાઓએ પ્રવ્રજ્યા ગ્રહણ કરી હતી. (૧૧૩)

ते तु स्वामिन्यनाहारे कृतमौने विहारिणि । निर्विण्णा जज्ञिरे सर्वे तापसाः वनवासिनः ॥ ११४ ॥

કરાયું છે મૌન જેના વડે એવા સ્વામી નિરાહારી વિચરતે છતે ખેદ પામેલા તે સર્વે વનવાસી તાપસો થયા. (૧૧૪)

प्रह्लादनसुप्रभराट्तनयौ तेषु तापसौ । चिरं चन्द्रोदयसूरोदयाख्यौ श्रेमतुर्भवम् ॥ ११५ ॥

તેઓમાં પ્રહ્લાદન અને સુપ્રભ રાજાના પુત્ર ચંદ્રોદય અને સૂર્યોદય નામના બે તાપસોએ ચિરકાળ ભવભ્રમણ કર્યું. (૧૧૫)

चन्द्रोदयो गजपुरे राज्ञो हरिमतेरभूत् । भार्यायां चन्द्रलेखायां सूनुर्नाम्ना कुलंकरः ॥ ११६ ॥

ચન્દ્રોદય ગજપુર નગરમાં હરિમતિ રાજાની ચન્દ્રલેખા સ્ત્રી દ્વારા કુલંકર નામે પુત્ર થયો. (૧૧૬)

सूरोदयोऽपि तत्रैव विश्वभूतेर्द्विजन्मनः । भार्यायामग्निकुंडाया नाम्ना श्रुतिरतिः सुतः ॥ ११७ ॥

अभूत् कुलंकरो राजा स गच्छँस्तापसाश्रमम् । अवधिज्ञानिनेत्यूचे चाभिनंदनसाधुना ॥ ११८ ॥

સૂરોદય પણ ત્યાં જ વિશ્વભૂતિ બ્રાહ્મણની અગ્નિકુંડા સ્ત્રી દ્વારા શ્રુતિરતિ નામે પુત્ર થયો. તાપસના આશ્રમે જતો તે કુલંકર રાજા અવધિજ્ઞાની અભિનંદન મુનિરાજ વડે આ પ્રમાણે કહેવાયો: (૧૧૭-૧૧૮)

तप्यमानेन पंचाग्निपतस्तत्र तपस्विना । दग्धुमानीतकाष्ठस्य मध्ये तिष्ठति पन्नगः ॥ ११९ ॥

सोऽहिः पुरा भवे क्षेमंकराख्यस्ते पितामहः । तद्दारु दारयित्वा तं यत्नादाकृष्य रक्ष भोः ॥ १२० ॥

'ત્યાં પંચાગ્નિ તપ કરતા તપસ્પી વડે બાળવા માટે લવાવેલ કાષ્ઠની અંદર સર્પ રહે છે. તે સર્પ પૂર્વભવમાં તારો ક્ષેમશંકર નામે પિતામહ હતો, તેથી હે (રાજન્)! કાષ્ઠ ફાડીને તેને યત્નપૂર્વક ખેંચી કાઢી તેનું રક્ષણ કર.' (૧૧૯-૧૨૦)

आकुलस्तद्वचः श्रुत्वा गत्वा तद्दार्वदारयत् । ददर्शान्तः स्थितं चाहिं राजा विस्मयते स्म च ॥ १२१ ॥

તેમનું વચન સાંભળી વ્યાકુલ થયેલ તેણે જઈને તે કાષ્ઠ ચીરી નાખ્યું. રાજાએ અંદર રહેલ સર્પને જોયો અને વિસ્મય પામ્યો. (૧૨૧)

आदित्सते स्म प्रव्रज्यां यावद्राजा कुलंकरः । द्विजः श्रुतिरतिः सोऽथ तवदेवमब्रोचत ॥ १२२ ॥

જેટલામાં કુલંકર રાજા પ્રવ્રજ્યા ગ્રહણ કરવાની ઇચ્છા કરે છે તેટલામાં તે શ્રુતરતિ બ્રાહ્મણ આ પ્રમાણે કહેવા લાગ્યો: (૧૨૨)

धर्मो नाम्नायिको वोऽयं निर्बन्धश्चेत्तवान्तिमे । दीक्षा वयस्युपादेया किं संप्रत्यपि खिद्यते ॥ १२३ ॥

તમારો આ ધર્મ વૈદિક નથી (છતાં) જો તમારો આગ્રહ હોય (તો) ચરમ વયમાં દીક્ષા ગ્રહણ કરવા યોગ્ય છે (પરંતુ) અત્યારથી જ કેમ ખેદ પામો છો? (૧૨૩)

राजापि तद्गिरा भग्नदीक्षोत्साहो मनागपि । मया किमत्र कर्तव्यमिति ध्यायन्नवास्थितः ॥ १२४ ॥

રાજા પણ તેના વચનથી કંઈક દીક્ષાના ઉત્સાહથી ભગ્ન થયો (અને) મારે અહીં શું કરવા યોગ્ય છે? એ પ્રમાણે વિચાર કરતો રહેવા લાગ્યો. (૧૨૪)

श्रीदामाख्याथ तद्राज्ञी सदा सक्ता पुरोधसा । नूनं मां ज्ञातवानेष इत्याशंकत दुर्मतिः ॥ १२५ ॥

તે પુરોહિત સાથે હંમેશાં આસક્ત થયેલી શ્રીદામા નામે તેની દુષ્ટબુદ્ધિવાળી રાણી એ પ્રમાણે આશંકા કરવા લાગી (કે) ચોક્કસ આ (રાજા) મને જાણી ગયો છે. (૧૨૫)

आवां यावन्न हंत्येष तावद्धन्मीति सा विषम् । पुरोधोऽनुमता दत्वा कुलंकरममारयत् ॥ १२६ ॥

જ્યાં સુધી એ અમને બેને હણે નહીં 'તેટલામાં હું હણી નાખું' એ પ્રમાણે (વિચારી) પુરોહિત વડે અનુમતિ અપાયેલ તેણીએ ઝેર આપી કુલંકરને મારી નાખ્યો. (૧૨૬)

क्रमाच्छ्रुतिरतिः सोऽपि मृतो भूयोऽप्युभावपि । चिरं भवं भ्रमतुस्तौ नानायोनिनिपातिनौ ॥ १२७ ॥

અનુક્રમે તે શ્રુતિરતિ પણ મરણ પામ્યો. ફરી પણ અનેક પ્રકારની યોનિમાં ગયેલા તે બંનેએ ચિરકાળ ભવભ્રમણ કર્યું. (૧૨૭)

पुरेऽन्यदा राजगृहे कपिलब्रह्मणः सुतौ । सावित्र्यां युग्मतोऽभूतां विनोदरमणाभिधौ ॥ १२८ ॥

અન્યદા રાજગૃહનગરમાં કપિલ બ્રાહ્મણની સાવિત્રી સ્ત્રી દ્વારા જોડલાથી વિનોદ અને રમણ નામે બે પુત્રો થયા. (૧૨૮)

रमणो वेदमध्येतुं ययौ देशान्तरं ततः । कालेनाधीतवेदःसन्नागाद्राजगृहं निशि ॥ १२९ ॥

રમણ વેદ ભણવા માટે દેશાંતર ગયો. ત્યાર બાદ (કેટલાક) કાળે વેદ ભણેલ એવો તે રાત્રે રાજગૃહ નગરમાં આવ્યો. (૧૨૯)

अकालोऽसाविति धिया तदास्थाद्बहिरेव सः । सर्वसाधारणेऽस्वाप्सीदेकस्मिन् यक्षमन्दिरे ॥ १३० ॥

'આ કાળ યોગ્ય નથી' એવી બુદ્ધિથી તે તે સમયે બહાર જ રહ્યો (અને) સર્વસાધારણ એક યક્ષના મંદિરમાં સૂઈ ગયો. (૧૩૦)

विनोदभार्या शाखाख्या दत्तेन ब्रह्मणा समम् । तत्रागात्कृतसंकेता विनोदोऽपि हि तामनु ॥ १३१ ॥

દત્ત બ્રાહ્મણની સાથે સંકેત કરાયેલી શાખા નામે વિનોદની સ્ત્રી (અને) તેણીની પાછળ વિનોદ પણ ત્યાં આવ્યો. (૧૩૧)

सा दत्तबुद्ध्या रमणमुत्थात्यारमयत्तदा । विनोदोऽप्यसिमाकृष्य तं जघानाविशंकितः ॥ १३२ ॥

તેણીએ દત્તની બુદ્ધિથી રમણને ઉઠાડીને ક્રીડા કરી તે સમયે વિનોદે પણ શંકા વિના ખડ્ગ ખેંચી તેને મારી નાખ્યો. (૧૩૨)

शाखया रमणच्छुर्या विनोदोऽपि हतस्तदा । चिरं भ्रान्त्वा भवं चाभूदिभ्यपुत्रो धनाभिधः ॥ १३३ ॥

તે વખતે રમણની છરીથી શાખા વડે હણાયેલ વિનોદ પણ દીર્ઘકાળ ભવભ્રમણ કરીને ધન નામે શ્રેષ્ઠી પુત્ર થયો. (૧૩૩)

रमणोऽपि भवं भ्रांत्वा धनस्यैवाभवत्सुतः । लक्ष्मीकुक्षिसमुद्भूतो भूषणो नामधेयतः ॥ १३४ ॥

રમણ પણ ભવભ્રમણ કરીને લક્ષ્મી (નામે સ્ત્રી)ની કુક્ષિથી ઉત્પન્ન થયેલ ભૂષણ નામે ધનનો જ પુત્ર થયો. (૧૩૪)

द्वात्रिंशदिभ्यकन्याः स धनोक्तः परिणीतवान् । ताभिः क्रीडन्नन्यदास्थान्निशि स्वगृहमूर्धनि ॥ १३५ ॥

ધન વડે કહેવાયેલ તે બત્રીશ શ્રેષ્ઠી કન્યાઓને પરણ્યો. એક વખત રાત્રિને વિષે તે (સ્ત્રી)ઓ સાથે ક્રીડા કરતો તે પોતાના ઘરની અગાશીમાં રહ્યો હતો. (૧૩૫)

तत्र यामे निशस्तुर्ये श्रीधरस्य महामुनेः । उत्पन्ने केवलेऽद्राक्षीद्देवैरारब्धमुत्सवम् ॥ १३६ ॥

ત્યાં રાત્રિના ચોથા પ્રહરે શ્રીધર મહામુનિને કેવલજ્ઞાન ઉત્પન્ન થયે છતે દેવતાઓ વડે આરંભાયેલ ઉત્સવ તેણે જોયો. (૧૩૬)

जातधर्मपरीणामः सद्योऽप्युत्तीर्य वेश्मतः । तं वंदितुमचालीच्च मार्गे दष्टश्च सोऽहिना ॥ १३७ ॥

ધર્મના પરિણામવાળો થયેલ તે શીઘ્ર ઘર (ની અગાશી) માંથી ઊતરીને તેમને વંદન કરવા ચાલી નીકળ્યો, રસ્તામાં તે સર્પ વડે દંશ દેવાયો. (૧૩૭)

शुभेन परिणामेन भ्रान्त्वा शुभगतीश्चिरम् । जंबूद्वीपेऽत्र विदेहे परे रत्नपुरे पुरे ॥ १३८ ॥

महिष्यां हरिणीनाम्न्यामचलाख्यस्य चक्रिणः । प्रियदर्शननामाभूत् स सूनुर्धर्मतत्परः ॥ १३९ ॥

શુભ પરિણામ વડે ચિરકાળ સુધી શુભ ગતિઓમાં ભ્રમણ કરી તે આ જંબૂદ્વીપમાં અપર મહાવિદેહમાં રત્નપુર નગરમાં અચલ નામના ચક્રવર્તીની હરિણી નામે પટરાણી દ્વારા ધર્મમાં તત્પર પ્રિયદર્શન નામે પુત્ર થયો. (૧૩૮–૧૩૯)

स प्रविव्रजिषुः पित्रनुरोधात्परिणीतवान् । त्रीणि कन्याहस्राणि संविग्नोऽस्थात्तथापि हि ॥ १४० ॥

પ્રવ્રજ્યાની ઇચ્છાવાળો તે પિતાના અનુરોધથી ત્રણ હજાર કન્યાઓને પરણ્યો (અને) સંવિગ્ન હોવા છતાં પણ (સંસારમાં) રહ્યો. (૧૪૦)

चतुःषष्टि सहस्राणि वर्षाणां स तपः परम् । चरित्वा गृहवासेऽपि ब्रह्मलोके सुरोऽभवत् ॥ १४१ ॥

ગૃહવાસમાં પણ ચોસઠ હજાર વર્ષ સુધી ઉત્કૃષ્ટ તપ કરી તે બ્રહ્મદેવલોકમાં દેવ થયો. (૧૪૧)

भ्रान्त्वा धनोऽपि संसारं स पोतनपुरेऽभवत् । शकुनाग्निमुखब्रह्मपन्या मृदुमतिः सुतः ॥ १४२ ॥

તે ધન પણ સંસારમાં ભ્રમણ કરી પોતનપુર નગરમાં શકુના (નામે) અગ્નિમુખ બ્રાહ્મણની પત્નીથી મૃદુમતિ (નામે) પુત્ર થયો. (૧૪૨)

स पित्रा दुर्विनीतत्वादगृहान्निर्वासितोऽभ्रमत् । धूर्तः सर्वकलाकल्पो भूत्वा भूयोऽप्यगाद्गृहम् ॥ १४३ ॥
દુર્વિનીત હોવાથી પિતા વડે ઘરમાંથી કાઢી મુકાયેલો તે ભટકવા લાગ્યો. ધૂર્ત અને સર્વ કલાઓમાં યોગ્ય થઈને તે ફરી પણ ઘેર આવ્યો. (૧૪૩)

सदा दिदेव द्यूतेन न त्वजीयत केनचित् । दिने दिने देवकेभ्यो भूयिश्ठमजयद्धनम् ॥ १४४ ॥
તે હંમેશાં જુગાર રમતો હતો પરંતુ કોઈથી જીતાતો ન હતો (અને) હંમેશાં તે જુગારીઓ પાસેથી ઘણું ધન જીતતો હતો. (૧૪૪)

वसन्तसेनया सार्धं भुक्त्वा भोगान् स वेश्यया । अन्ते गृहीतश्रामण्यो ब्रह्मलोके सुरोऽभवत् ॥ १४५ ॥
વસંતસેના વેશ્યા સાથે ભોગોને ભોગવીને અન્તે શ્રમણપણું સ્વીકારેલ તે બ્રહ્મલોકમાં દેવ થયો. (૧૪૫)

च्युत्वा पूर्वभवमायादोषाद्वैताढ्यपर्वते । अयं बभूव भुवनालंकारो नाम कुंजरः ॥ १४६ ॥
(ત્યાંથી) ચ્યવીને પૂર્વભવની માયાના દોષથી આ વૈતાઢ્ય પર્વત ઉપર ભુવનાલંકાર નામે હાથી થયો. (૧૪૬)

प्रियदर्शनजीवोऽपि ब्रह्मलोकात् परिच्युतः । बभूव भरतो भ्राता भवतोऽयं महाभुजः ॥ १४७ ॥
બ્રહ્મલોકથી ચ્યવેલ પ્રિયદર્શનનો જીવ પણ તમારો આ મહાપરાક્રમી ભાઈ ભરત થયો. (૧૪૭)

भरतालोकनाज्ञातजातिस्मृतिरसौ गजः । सद्यो गतमदो जज्ञे विवेके हि न रौद्रता ॥ १४८ ॥

ભરતના દર્શનથી જાતિસ્મરણ પામેલ આ હાથી શીઘ્ર મદ રહિત થયો કેમ કે **વિવેક હોતે છતે રુદ્રતા હોતી નથી.'** (૧૪૮)

**इति पूर्वभवाच्छ्रुत्वा विरक्तो भरतोऽधिकम् । व्रतं राजसहस्रेणाग्रहीन्मोक्षमियाय च ॥ १४९ ॥**

આ પ્રમાણે પૂર્વભવો સાંભળી અત્યંત વૈરાગ્ય પામેલ ભરતે એક હજાર રાજાઓ સાથે વ્રત ગ્રહણ કર્યું તેમ જ મોક્ષે ગયો. (૧૪૯)

**सहस्रं तेऽपि राजानः पालयित्वा चिरं व्रतम् । नानालब्धिजुषो भूत्वानुरूपं पदमासदन् ॥ १५० ॥**

તે હજાર રાજાઓ પણ ચિરકાળ વ્રતનું પાલન કરીને અનેક પ્રકારની લબ્ધિને ભજનારા થઈને અનુરૂપ સ્થાનને પામ્યા. (૧૫૦)

**कुंजरः सोऽपि वैराग्याद्विधाय विविधं तपः । प्रपन्नानशनो मृत्वा ब्रह्मलोके सुरोऽभवत् ॥ १५१ ॥**

વૈરાગ્યથી વિવિધ તપ કરી અનશન સ્વીકારેલ તે હસ્તિ પણ મૃત્યુ પામી બ્રહ્મલોકમાં દેવ થયો. (૧૫૧)

**व्रतं भरतमातापि कैकेयी समुपाददे । पालयित्वा निष्कलंकं प्रपेदे पदमव्ययम् ॥ १५२ ॥**

ભરતની માતા કૈકેયીએ પણ વ્રતનો સ્વીકાર કર્યો (અને) નિષ્કલંકપણે (તેનું) પાલન કરી અવ્યય સ્થાનને પ્રાપ્ત કર્યું. (૧૫૨)

**भरते च प्रव्रजिने भूपा भूचरखेचराः । अर्थयाञ्चक्रिरे राममभिषेकाय भक्तितः ॥ १५३ ॥**

ભરત પ્રવ્રજિત થયે છતે મનુષ્ય અને વિદ્યાધર રાજાઓએ અભિષેક માટે ભક્તિપૂર્વક રામને પ્રાર્થના કરી (૧૫૩)

**लक्ष्मणो वासुदेवोऽयं भवद्भिरभिषिच्यताम् । तानेवमादिशद्रामस्ते तथैवाशु चक्रिरे ॥ १५४ ॥**

રામે તેઓને એ પ્રમાણે આદેશ કર્યો (કે) " તમારા વડે આ લક્ષ્મણ વાસુદેવ અભિષેક કરાઓ ". તેઓએ શીઘ્ર તે પ્રમાણે કર્યું. (૧૫૪)

**बलदेवत्वाभिषेकं रामभद्रस्य च व्यधुः । राज्यं द्वावप्यपातां चाष्टमौ तौ बलशार्ङ्गिणौ ॥ १५५ ॥**

અને રામચંદ્રજીનો બળદેવપણે અભિષેક કર્યો. પછી તે આઠમા બળદેવ અને વાસુદેવ બન્નેય રાજ્યનું પાલન કરવા લાગ્યા. (૧૫૫)

**पद्मो बिभीषणायादाद्रक्षोद्वीपं क्रमागतम् । सुग्रीवाय कपिद्वीपं श्रीपुरं च हनूमते ॥ १५६ ॥**

રામે (કુલ) ક્રમથી આવેલ રાક્ષસદ્વીપ બિભીષણને, વાનરદ્વીપ સુગ્રીવને અને શ્રીપુરનગર હનુમાનને આપ્યા. (૧૫૬)

**विराधाय तु पाताललंकामृक्षपुरं पुनः । नीलाय प्रतिसूर्याय पुरं हनुपुरं पुनः ॥ १५७ ॥**

વળી વિરાધને પાતાલલંકા, નીલને ઋક્ષપુર અને પ્રતિસૂર્યને હનુપુરનગર આપ્યાં. (૧૫૭)

**देवोपगीतनगरं तद्रत्नजटिने पुनः । भामंडलाय वैताढये नगरं रथनूपुरम् ॥ १५८ ॥**

તેમ જ રત્નજટીને દેવોપગીતનગર અને ભામંડળને વૈતાઢ્ય ઉપર રથનૂપુરનગર આપ્યું. (૧૫૮)

अन्येभ्योऽपि प्रदायैवं रामः शत्रुघ्नमभ्यधात् । यस्तुभ्यं रोचते वत्स तं देशमुररीकुरु ॥ १५९ ॥

એ પ્રમાણે બીજાઓને પણ આપીને રામે શત્રુઘ્નને કહ્યું, કે 'હે વત્સ! તને જે ગમે તે દેશનો તું સ્વીકાર કર.' (૧૫૯)

मथुरां मे प्रयच्छेति शत्रुघ्नेनार्थितः पुनः । रामो जगाद दुःसाध्या सा वत्स मथुरा पुरी ॥ १६० ॥

'મને મથુરાનગરી આપો' એ પ્રમાણે શત્રુઘ્ન વડે પ્રાર્થના કરાયેલ રામે કહ્યું: 'હે વત્સ! તે મથુરાનગરી કષ્ટસાધ્ય છે. (૧૬૦)

तत्र राज्ञो मधोः शूलं चमरेण पुरार्पितम् । दूरात् परबलं सर्वं निहत्याभ्येति तत्करे ॥ १६१ ॥

(કેમ કે) ત્યાં ચમરેન્દ્ર વડે પૂર્વે મધુરાજાને અર્પણ કરાયેલ ત્રિશૂળ દૂરથી (જ) સર્વ શત્રુના સૈન્યને હણીને તેના હાથમાં પાછું આવે છે.' (૧૬૧)

शत्रुघ्नोऽप्येवमूचे देव रक्षः कुलान्तक । तवास्मि नन्वहं भ्राता त्राता कस्तस्य मद्युधि ॥ १६२ ॥

શત્રુઘ્ન પણ એ પ્રમાણે બોલ્યો: 'હે રાક્ષસકુળનો અંત કરનાર દેવ! હું તમારો ભાઈ છું (તો) મારી સાથેના યુદ્ધમાં તેનું રક્ષણ કરનાર કોણ છે? (૧૬૨)

प्रयच्छ मथुरां मह्यं स्वयमेव मधोरहम् । प्रतीकारं करिष्यामि व्याधेरिव भिषग्वरः ॥ १६३ ॥

'મને મથુરા આપો'. ઉત્તમ વૈદ્ય જેમ વ્યાધિનો તેમ હું પોતે જ મધુનો પ્રતીકાર કરીશ.' (૧૬૩)

शत्रुघ्नमत्याग्रहिणं ज्ञात्वा रामोऽन्वशाददिति । अपशूलः प्रमत्तश्च योधनीयो मधुस्त्वया ॥ १६४॥

શત્રુઘ્નને અતિ આગ્રહી જાણીને રામે એ પ્રમાણે કહ્યું (કે જ્યારે) ત્રિશૂળ રહિત મધુ પ્રમાદી (હોય ત્યારે) ત્યારે યુદ્ધ કરવું. (૧૬૪)

अनुशिष्येत्यदाद्रामस्तूणवक्षय्यसायकौ । कृतांतवदनं नाम सेनान्यं च सहादिशत् ॥ १६५॥

એ પ્રમાણે સૂચના કરી રામે અક્ષય બાણવાળાં બે ભાથાં (તેને) આપ્યાં અને કૃતાન્તવદન સેનાપતિને સાથે (જવા) આદેશ કર્યો. (૧૬૫)

शिलीमुखानग्निमुखानर्णवावर्तधन्व च । लक्ष्मणोऽपि ददौ तस्मायाशंसन् विजयं परम् ॥ १६६ ॥

શ્રેષ્ઠ વિજયને ઇચ્છતા લક્ષ્મણે પણ તેને અગ્નિમુખવાળાં બાણો અને અર્ણવાવર્ત ધનુષ આપ્યાં. (૧૬૬)

ततः प्रतस्थे शत्रुघ्नः प्रयाणैश्च निरन्तरैः । ययावुपमधूपघ्नमवात्सीच्च नदीतटे ॥ १६७॥

ત્યાર બાદ શત્રુઘ્ને પ્રયાણ કર્યું. નિરંતર પ્રયાણો વડે મથુરાનગરી પાસે પહોંચ્યો અને નદી કિનારે આવાસ કર્યો. (૧૬૭)

तत्रादौ प्रेषिताश्चारास्तस्याख्यन्नेत्य यन्मधुः । गतः कुबेरोद्यानेऽस्ति मथुरापूर्वदिक् स्थिते ॥ १६८॥

ત્યાં પ્રથમ (શત્રુઘ્ને) ગુપ્તચરો મોકલ્યા. તેઓએ આવી તેને કહ્યું: 'જે, મથુરાની પૂર્વદિશામાં રહેલ કુબેર ઉપવનમાં ગયો છે. (૧૬૮)

**पत्न्या जयंत्या सार्धं च तत्र क्रीडापरोऽधुना । अस्त्रागारे च तच्छूलं कालोऽयं तस्य योधने ॥ १६९ ॥**

હમણાં ત્યાં જયંતી ( નામે ) પત્ની સાથે ક્રીડામાં લીન છે અને ત્રિશૂળ શસ્ત્રઘરમાં છે ( તેથી ) તેની સાથે લડવામાં આ અવસર ( શ્રેષ્ઠ છે ) (૧૬૯)

**ततश्छलज्ञः शत्रुघ्नः प्रविशन्मथुरां निशि । प्रविशंतं मधुं तत्र रुरोध च बलैः स्वयम् ॥ १७० ॥**

તેથી છળને જાણનાર શત્રુઘ્ને રાત્રે મથુરામાં પ્રવેશ કર્યો અને તેમાં પ્રવેશ કરતા મધુને લશ્કર વડે પોતે રોકી લીધો. (૧૭૦)

**जघान समरे चादौ लवणं मधुनंदनम् । रामायणरणारंभे खरं नारायणो यथा ॥ १७१ ॥**

જેમ રામાયણના યુદ્ધમાં આરંભમાં લક્ષ્મણે ખરને ( તેમ તેણે ) યુદ્ધમાં શરૂઆતમાં મધુના પુત્ર લવણને મારી નાખ્યો. (૧૭૧)

**मधुः सुतवधक्रुध्धो धावित्वा स्फालयन् धनुः । युयुधे दाशरथिना रथिना रथिनां वरः ॥ १७२ ॥**

પુત્રવધથી ક્રોધિત બનેલો, ધનુષનું આસ્ફાલન કરતો, રથિઓમાં શ્રેષ્ઠ એવો મધુ દોડીને રથી એવા દશરથપુત્ર ( શત્રુઘ્ન ) સાથે યુદ્ધ કરવા લાગ્યો. (૧૭૨)

**अन्योऽन्यमस्त्रैरस्त्राणि च्छिंदानौ तावुभावपि । शस्त्राशस्त्रि प्रचक्राते चिरं देवासुराविव ॥ १७३ ॥**

પરસ્પર અસ્ત્રો વડે અસ્ત્રોને છેદતા તે બન્નેએ દેવો અને અસુરોની જેમ ચિરકાળ શસ્ત્રાશસ્ત્રી યુદ્ધ કર્યું. (૧૭૩)

धनुः समुद्रावर्तं चाग्निमुखांश्च शिलीमुखान् । सौमित्रिदत्तानस्मार्षीत्तुर्यो दशरथात्मजः ॥ १७४ ॥

(શત્રુઘ્ન નામે) ચોથા દશરથપુત્રે લક્ષ્મણે આપેલ સમુદ્રાવર્ત ધનુષ અને અગ્નિમુખી બાણોનું સ્મરણ કર્યું. (૧૭૪)

तत्स्मृतोपनतं धन्वाधिज्यीकृत्याग्निपत्रिभिः । तैर्जघान मधुं वीरः शार्दूलमिव लुब्धकः ॥ १७५ ॥

જેમ શિકારી સિંહને તેમ સ્મરણમાત્રથી પ્રાપ્ત થયેલ તે ધનુષ્યને પણછ ચડાવીને તે અગ્નિ (મુખી) બાણો વડે વીર એવો તે મધુને પ્રહાર કરવા લાગ્યો. (૧૭૫)

तद्बाणघातविधुरो मधुरेवमचिंतयत् । शूलं पाणौ न मेऽभ्यागान्न हतो लक्ष्मणानुजः ॥ १७६ ॥

તેના બાણના ઘાતથી વિહ્વળ બનેલ મધુ એ પ્રમાણે વિચાર કરવા લાગ્યો (કે) ત્રિશૂળ મારા હાથમાં આવ્યું નહિ અને લક્ષ્મણને નાનો ભાઈ હણાયો નહિ. (૧૭૬)

गतं मम मुधा जन्म जिनेन्द्रो न यदर्चितः । कारितानि न चैत्यानि दत्तं पात्रेषु नो मया ॥ १७७ ॥

મારો જન્મ વૃથા ગયો, જે કારણથી મારા વડે શ્રી જિનેશ્વર દેવ પૂજા કરાયા નહિ, જિનાલયો કરાવાયાં નહિ, અને પાત્રમાં દાન અપાયું નહિ. (૧૭૭)

इति ध्यायन्नात्तदीक्षो नमस्कारपरायणः । मृत्वा सनत्कुमारेऽभून्मधुर्देवो महर्द्धिकः ॥ १७८ ॥

એ પ્રમાણે વિચાર કરતો, ભાવસંયમી, નમસ્કારમાં લીન મધુ મૃત્યુ પામી સનત્કુમાર દેવલોકમાં મહર્દ્ધિક દેવ થયો. (૧૭૮)

मधुदेहस्योपरिष्टात्तद्विमानसुरा व्यधुः । पुष्पवृष्टिं जुघुषुश्च मधुर्देवो जयत्विति ॥ १७९ ॥
મધુના દેહ ઉપર તે વિમાનના દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી (અને) મધુદેવ જય પામો એ પ્રમાણે ઘોષણા કરી. (૧૭૯)

तच्छूलं देवतारूपमुपेत्य चमरांतिके । शत्रुघ्नान्मधुनिधनं छलोत्पन्नं शशंस च ॥ १८० ॥
દેવતા સ્વરૂપ તે ત્રિશૂળે ચમર પાસે જઈને શત્રુઘ્ન દ્વારા છળથી થયેલ મધુનું મૃત્યુ કહ્યું. (૧૮૦)

ततो मित्रवधामर्षाच्चमरः प्राचलत् स्वयम् । पृष्टः क्व यासीति तार्क्ष्यस्वामिना वेणुदारिणा ॥ १८१ ॥
તેથી મિત્ર વધના ક્રોધથી ચમર જાતે (શત્રુઘ્નને હણવા) ચાલ્યો, (તેટલામાં) ગરુડપતિ વેણુદારી (ઇન્દ્ર) વડે 'ક્યાં જાઓ છો ?' એ પ્રમાણે પુછાયો. (૧૮૧)

हंतुं स्वमित्रहन्तारं शत्रुघ्नं मथुरास्थितम् । यास्यामीति तदाख्याते वेणुदार्यवदत्पुनः ॥ १८२ ॥
'મારા મિત્રને હણનાર મથુરામાં રહેલ શત્રુઘ્નને હણવા માટે જાઉં છું' એ પ્રમાણે તેના વડે કહેવાયે છતે વેણુદારી ફરીથી બોલ્યો : (૧૮૨)

धरणेन्द्राद्रावणेन या लब्धा सापि निर्जिता । शक्तिः सौमित्रिणा पुण्यप्रकृष्टेनार्धचक्रिणा ॥ १८३ ॥
'ધરણેન્દ્ર પાસેથી રાવણ વડે જે શક્તિ મેળવાઈ હતી તે પણ ઉત્કૃષ્ટ પુણ્યવાળા લક્ષ્મણ વાસુદેવ વડે જિતાઈ. (૧૮૩)

रावणोऽपि हतस्तेन तत्पत्तिस्तु कियान् मधुः । शत्रुघ्नो लक्ष्मणादेशादवधीत् प्रधने मधुम् ॥ १८४ ॥

રાવણ પણ તેના વડે હણાયો તો તેનો સૈનિક મધુ (તેને) કોણ છે? (તે) લક્ષ્મણની આજ્ઞાથી શત્રુઘ્ને યુદ્ધમાં મધુને હણ્યો છે.' (૧૮૪)

उवाच चमरेन्द्रो यच्छक्तिः सौमित्रिणा जिता । कन्यकाया विशल्यायाः प्रभावेण तदा खलु ॥ १८५ ॥

ચમરેન્દ્ર બોલ્યો: ' જે શક્તિ લક્ષ્મણ વડે તે સમયે વિશલ્યા કન્યાના પ્રભાવ વડે જીતાઈ હતી.' (૧૮૫)

तस्याश्चाब्रह्मचारिण्याः स प्रभावो गतोऽधुना । किं वा तेनेन यास्यामि तं हन्तुं मित्रघातकम् ॥ १८६ ॥

હવે અબ્રહ્મચારી તેણીનો તે પ્રભાવ ચાલ્યો ગયો છે અથવા તેથી શું? હે સ્વામિન્! હું (તો) મિત્રનો નાશ કરનાર તેને હણવા માટે જઈશ. (૧૮૬)

इत्युक्त्वा चमरो रोषाच्छत्रुघ्नविषयं ययौ । सौराज्यसुस्थितं तत्र सर्वं लोकं ददर्श च ॥ १८७ ॥

એમ કહીને ચમર રોષથી શત્રુઘ્નના દેશમાં ગયો. ત્યાં સર્વ લોકને સારા રાજ્યમાં રહેલ જોયાં. (૧૮૭)

प्राक् प्रजोपद्रवेणोपद्रवाम्येतं मधुद्विषम् । इति बुद्ध्या व्यधाद्व्याधीन् विविधांस्तत्प्रजासु सः ॥ १८८ ॥

પહેલાં પ્રજાને ઉપદ્રવ કરવા વડે આ મધુના શત્રુને ઉપદ્રવ કરું, એવી બુદ્ધિથી તેણે તેની પ્રજામાં વિવિધ વ્યાધિઓ ઉત્પન્ન કર્યા. (૧૮૮)

कुलदेवतया तच्च ज्ञापितो व्याधिकारणम् । शत्रुघ्नोऽगादयोध्यायां रामलक्ष्मणसंनिधौ ॥ १८९ ॥

કુળદેવતા વડે તે વ્યાધિનું કારણ જણાવાયેલ શત્રુઘ્ન અયોધ્યામાં રામ–લક્ષ્મણ પાસે ગયો. (૧૮૯)

तौ देशभूषणकुलभूषणावागतौ तदा । रामलक्ष्मणशत्रुघ्ना उपेत्य च ववंदिरे ॥ १९० ॥

તે સમયે તે દેશભૂષણ અને કુલભૂષણ મુનિરાજ (ત્યાં) પધાર્યા, રામ, લક્ષ્મણ અને શત્રુઘ્ને સમીપ જઈ વંદન કર્યું. (૧૯૦)

आग्रही हेतुना केन शत्रुघ्नो मथुरां प्रति । इति रामेण पृष्टः सन् बभाषे देशभूषणः ॥ १९१ ॥

શત્રુઘ્ન કયા કારણે મથુરા પ્રત્યે આગ્રહવાળો છે એ પ્રમાણે રામ વડે પુછાયે છતે દેશભૂષણ મુનિરાજ કહેવા લાગ્યાઃ (૧૯૧)

शत्रुघ्नजीव उत्पद्य मथुरायामनेकशः । विप्रोऽभूच्छ्रीधरो नाम रूपवान् साधुसेवकः ॥ १९२ ॥

"શત્રુઘ્નનો જીવ અનેક વાર મથુરામાં ઉત્પન્ન થઈને શ્રીધર નામે રૂપવાન્ અને સંતોનો સેવક બ્રાહ્મણ થયો. (૧૯૨)

सोऽन्यदाध्वनि यन्राजमहिष्या ललिताख्यया । दृष्टो रागादथानायि स्वांतिके रंतुकाम्यया ॥ १९३ ॥

એકદા માર્ગમાં જતાં લલિતા નામે રાજરાણીથી તે જોવાયો અને રાગથી ક્રીડાની ઇચ્છાથી પોતાની પાસે લવાયો. (૧૯૩)

आगाचातर्कितो राजा क्षुभिता ललिता च । चौरोऽसाविति पूच्चक्रे राज्ञाधारि स तु द्विजः ॥ १९४ ॥

રાજા અણધાર્યો ત્યાં આવ્યો, લલિતા ક્ષોભ પામી (અને) આ ચોર છે એ પ્રમાણે પોકાર કરવા લાગી. રાજા વડે તે બ્રાહ્મણ પકડાયો. (૧૯૪)

राजादेशाद्वधार्थं स वधस्थानमनीयत । प्रतिज्ञातव्रतोऽमोचि कल्याणमुनिना ततः ॥ १९५ ॥

રાજાની આજ્ઞાથી વધ માટે તે વધસ્થાને લઈ જવાયો. ત્યાંથી વ્રતની પ્રતિજ્ઞા કરેલ તે કલ્યાણ (નામના) મુનિ વડે મુક્ત કરાયો. (૧૯૫)

विमुक्तः प्राव्रजत् सोऽपि तपस्तप्त्वा दिवं ययौ । च्युत्वाभून्मथुरापुर्यां चन्द्रभद्रनृपात्मजः ॥ १९६ ॥

મુક્ત થયેલ તેણે પણ પ્રવ્રજ્યા ગ્રહણ કરી, તપ કરી સ્વર્ગે ગયો. (ત્યાંથી) ચ્યવી મથુરા નગરીમાં ચન્દ્રભદ્ર રાજાનો પુત્ર થયો. (૧૯૬)

स कांचनप्रभाराज्ञीकुक्षिभूरचलाभिधः । अत्यन्तवल्लभश्चासीच्चन्द्रभद्रस्य भूपतेः ॥ १९७ ॥

કાંચન પ્રભા (રાણી) ની કુક્ષિથી ઉત્પન્ન થયેલ અચલ નામે તે (રાજપુત્ર) ચન્દ્રપ્રભ રાજાને અત્યંત પ્રિય થયો. (૧૯૭)

भानुप्रभाद्यैः सापत्नैः सोऽचलोऽष्टभिरग्रजैः । व्यापादयितुमारेभे राजायं मा स्म भूदिति ॥ १९८ ॥

'આ રાજા ન થાય' એ હેતુથી ભાનુપ્રભ વગેરે મોટા આઠ ઓરમાન ભાઈઓ તેનો નાશ કરવા ઉત્સુક થયા. (૧૯૮)

तन्मन्त्रे मंत्रिणाख्याते नंष्ट्वागादचलोऽन्यतः । भ्रमंश्चाविध्यत वने कंटकेन गरीयसा ॥ १९९ ॥

તે વિચાર મંત્રી વડે (તેને) કહેવાયે છતે અચલ નાસીને અન્ય સ્થળે ગયો અને વનમાં ભમતો એવો તે મોટા કાંટાથી વિંધાયો. (૧૯૯)

स क्रन्दन् पथि दृष्टश्च पुंसा श्रावस्तिवासिना । पितृनिर्वासितेनांकनाम्नैधोभारधारिणा ॥ २०० ॥

માર્ગમાં આક્રંદન કરતો તે શ્રાવસ્તિના રહેવાસી પિતા વડે કાઢી મુકાયેલ અંક નામે (કોઈ) કઠિયારા પુરુષ વડે જોવાયો. (૨૦૦)

काष्ठभारं विमुच्यांकोऽपनिन्ये तस्य कंटकम् । हृष्टः स कंटकं दत्वोवाचांकं साधु भोः कृतम् ॥ २०१ ॥

કાષ્ઠનો ભાર (નીચે) મૂકીને અંકે તેના કંટકને ખેંચી કાઢયો. પ્રસન્ન થયેલ તેણે કંટક આપીને અંકને કહ્યું, 'અરે! (તમે બહુ) સારું કર્યું'. (૨૦૧)

अचलं मथुरा पुर्यां त्वं शृणोषि यदा नृपम् । तदा तत्र समागच्छेः परमो ह्युपकार्यसि ॥ २०२ ॥

જ્યારે મથુરા નગરીમાં અચલને તમે રાજા (થયેલ) સાંભળો ત્યારે ત્યાં આવજો, કેમ કે તમે પરમ ઉપકારી છો.' (૨૦૨)

कौशांब्यामचलोऽयागात्तत्र सिंहगुरोः पुरः । इंद्रदत्तनृपं धन्वाभ्यस्यंतं समुदैक्षत ॥ २०३ ॥

(ત્યાંથી) અચલ કૌશાંબી ગયો, ત્યાં (તેણે) સિંહગુરુની આગળ ઇન્દ્રદત્ત રાજાને ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતા જોયા. (૨૦૩)

सिंहेन्द्रदत्तयोः सोऽपि धानुष्कत्वमदर्शयत् । तस्मै दत्तामिन्द्रदत्तोऽदत्त पुत्रीं भुवा सह ॥ २०४ ॥

તેણે પણ સિંહ (ગુરુ) અને ઇન્દ્રદત્તને ધનુર્ધારીપણું દેખાડયું. ઇન્દ્રદત્તે તેને પૃથ્વી (રાજ્ય) સાથે દત્તા (નામે) પુત્રી આપી. (૨૦૪)

सोऽसाधयज्जातबलो देशानंगादिकांस्ततः । मथुरां चान्यदागच्छद्युयुधे चाग्रजैः सह ॥ २०५ ॥

તેથી લશ્કર પ્રાપ્ત કરેલ તેણે અંગાદિ દેશોને સાધી લીધા. એકદા તે મથુરા ગયો અને મોટા ભાઈઓ સાથે યુદ્ધ કરવા લાગ્યો. (૨૦૫)

भानुप्रभादीन् स भ्रातॄन् बद्ध्वाष्टावपि चाग्रहीत् । तन्मुक्त्यै मंत्रिणां प्रैषीच्चन्द्रभद्रोऽचलांतिके ॥ २०६ ॥

તેણે ભાનુપ્રભ વગેરે આઠે ભાઈઓને પકડી લીધા. ચન્દ્રપ્રભ રાજાએ તેમની મુક્તિ માટે મંત્રીઓને અચલ પાસે મોકલ્યા. (૨૦૬)

आख्यत्तेषां स्ववृत्तांतमचलस्तेऽपि मन्त्रिणः । विज्ञाय गत्वा चाचख्युश्चन्द्रभद्राय सत्वरम् ॥ २०७ ॥

અચલે તેઓને પોતાનું વૃત્તાન્ત કહ્યું. તે મંત્રીઓએ પણ જાણીને સત્વર જઈને ચન્દ્રભદ્ર (રાજા)ને જણાવ્યું (૨૦૭)

अचलं चन्द्रभद्रोऽपि हृष्टः पुर्यामवीविशत् । क्रमेण निजराज्ये तं लधीयांसमपि न्यधात् ॥ २०८ ॥

હર્ષિત થયેલ ચન્દ્રભદ્રે પણ અચલને નગરમાં પ્રવેશ કરાવ્યો (અને) લઘુ છતાં પણ તેને અનુક્રમે પોતાના રાજ્ય ઉપર સ્થાપન કર્યો. (૨૦૮)

पित्रा निर्वास्यमानांस्तान् भ्रातॄन् भानुप्रभादिकान् । कथंचिदचलोऽरक्षच्चक्रे चादृष्टसेवकान् ॥ २०९ ॥

પિતા વડે કાઢી મુકાતા તે ભાનુપ્રભ વગેરે ભાઈઓને અચલે મુશ્કેલીથી બચાવ્યા (અને) (પોતાના) ગુપ્ત સેવકો બનાવ્યા. (૨૦૯)

अन्यदा नटरंगस्थेनांको दृष्टोऽचलेन सः । हन्यमानः प्रतीहारैरानायि च निजांतिके ॥ २१० ॥

અન્યદા નાટકશાળામાં રહેલ અચલ વડે તે એક પ્રતિહારો વડે તાડન કરાતો જોવાયો અને પોતાની પાસે લવાયો (બોલાવાયો). (૨૧૦)

तस्मै तज्जन्मभूमिं तां श्रावस्तीमचलो ददौ । तौ द्वौ संभूय चक्राते राज्यमद्वैतसौहृदौ ॥ २११ ॥

અચલે તેને તેની જન્મભૂમિ તે શ્રાવસ્તી નગરી આપી, અને અદ્વૈત મૈત્રીવાળા તે બંનેએ સાથે રહીને રાજ્ય કર્યું. (૨૧૧)

तावन्यदा प्राव्रजतां समुद्राचार्यसंनिधौ । मृत्वा कालेन चाभूतां ब्रह्मलोके सुरोत्तमौ ॥ २१२॥

અન્ય સમયે તે બન્નેએ સમુદ્ર નામે આચાર્યની પાસે સંયમ ગ્રહણ કર્યું અને કાળે કરીને બ્રહ્મલોકમાં ઉત્તમ દેવ થયા. (૨૧૨)

च्युत्वा ततोऽचलजीवः शत्रुघ्नोऽभूत्तवानुजः । प्राग्जन्ममोहनीयेन ततोऽसौ मथुराग्रही ॥ २१३ ॥

ત્યાંથી ચ્યવીને અચલનો જીવ તમારો નાનો ભાઈ શત્રુઘ્ન થયો. તેથી પૂર્વજન્મના મોહના કારણે આ મથુરાના આગ્રહવાળો થયો છે. (૨૧૩)

च्युत्वा ततोंकजीवोऽपि सेनापतिरयं तव । कृतांतवदनो नाम समजायत राघव ॥ २१४ ॥

હે રાઘવ ! અંકનો જીવ ત્યાંથી ચ્યવીને કૃતાન્ત વદન નામે આ તારો સેનાપતિ થયો છે." એમ કહી તે બન્ને મુનિવરો ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા, અને રામચંદ્રજી વગેરે સર્વે આનંદપૂર્વક પોતપોતાના સ્થાને ગયા. (૨૧૪)

इतश्च श्रीनंदनस्य प्रभापुरपुरेशितुः । भार्यायां धारणीनाम्न्यां सप्ताभूवन् क्रमात्सुताः ॥ २१५ ॥

सुरनन्दः श्रीनन्दः श्रीतिलकः सर्वसुंदरः । जयन्तश्चामरश्चापि जयमित्रश्च सप्तमः ॥ २१६ ॥

આ બાજુ પ્રભાપુર નગરના સ્વામી શ્રીનન્દનની ધારણી નામની સ્ત્રીને અનુક્રમે સુરનંદ, શ્રીનંદ, શ્રીતિલક, સર્વસુંદર, જયંત, અમર અને સાતમો જયમિત્ર ( એ પ્રમાણે ) સાત પુત્રો થયા. (૨૧૫–૨૧૬)

मासजातं सुतं राज्ये न्यस्य श्रीनन्दनोऽन्यदा । गुरोः प्रीतिकरस्यांते प्राव्राजीत्तैः सुतैः सह ॥ २१७ ॥

અન્યદા એક માસના થયેલા ( આઠમા ) પુત્રને રાજ્ય ઉપર સ્થાપન કરી શ્રીનંદને તે ( સાતે ) પુત્રો સાથે પ્રીતિકર ગુરુ પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. (૨૧૭)

श्रीनन्दनो ययौ मोक्षं सुरनन्दादयस्तु ते । सप्ताप्यासंस्तपःशक्त्या जंघाचारणलब्धयः ॥ २१८ ॥

શ્રીનંદન મોક્ષે ગયા અને સુરનંદ વગેરે સાતે પણ તપોબળથી જંઘાચારણ લબ્ધિવાળા થયા. (૨૧૮)

विहरंतः पुरीं जग्मुर्मथुरां ते महर्षयः । प्रावृट् चाभूत्तदा तस्थुरधिशैलगुहागृहम् ॥ २१९ ॥

વિહાર કરતા તે મહર્ષિઓ મથુરા નગરી તરફ ગયા. તે સમયે વર્ષાઋતુ હતી (તેથી તેઓ) પર્વત ઉપર ગુફા ગૃહમાં રહ્યા. (૨૧૯)

चक्रुः षष्ठाष्टमादीनि ते तपांसि सदापि हि । उत्पत्य दूरदेशेषु पारणं चक्रिरे पुनः ॥ २२० ॥

તેઓ હંમેશાં છઠ, અઠ્ઠમ વગેરે તપ કરતા હતા અને ઊડીને દૂર દેશોમાં પારણું કરતા હતા. (૨૨૦)

भूयोऽपि मथुराशैलगुहायां तस्थुरेत्य च । तत्प्रभावाच्चमरभूर्व्याधिस्तत्र क्षयं ययौ ॥ २२१ ॥

તેમ જ ફરીને મથુરા પાસેના પર્વતની ગુફામાં આવીને રહેતા હતા. તેમના પ્રભાવથી ત્યાં ચમરેન્દ્રકૃત વ્યાધિ નાશ પામ્યો. (૨૨૧)

पारणायान्यदोपेत्यायोध्यायां ते ययुः पुरि । अर्हद्दत्तश्रेष्ठिनश्च भिक्षार्थं प्राविशन् गृहे ॥ २२२ ॥

એકદા પારણા માટે તેઓ ઊડીને અયોધ્યા નગરીમાં ગયા અને ભિક્ષા માટે તેઓએ અર્હદ્દત્ત શ્રેષ્ઠીના ઘરમાં પ્રવેશ કર્યો. (૨૨૨)

सावज्ञं तान् स वंदित्वा दध्यौ श्रेष्ठीति के ह्यमी । नेहत्याः साधुवेषास्तद्वर्षास्त्वपि विहारिणः ॥ २२३ ॥

અવજ્ઞાપૂર્વક તેઓને વંદન કરીને તે શ્રેષ્ઠી આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો કે 'આ સાધુઓ કોણ છે? અહીંના નથી, તેથી વર્ષાઋતુમાં પણ વિહાર કરનારા (આ) સાધુવેષધારીઓ છે. (૨૨૩)

पृच्छामि किममून् यद्वा पाखंडैर्भाषितैरलम् । तस्यैवं ध्यायतस्ते तु तद्वध्वा प्रतिलंभिताः ॥ २२४ ॥

શું આમને પૂછું? અથવા પાખંડીઓ સાથે બોલવા વડે સર્યું, એ પ્રમાણે વિચાર કરતે છતે તેની પત્ની વડે તેઓ પ્રતિલાભિત કરાયા. (૨૨૪)

आचार्यस्य द्युतेर्जग्मुर्वसतौ ते महर्षयः । अभ्युत्थाय द्युतिनापि वंदितास्ते सगौरवम् ॥ २२५ ॥

(ત્યાર બાદ) તે મહર્ષિઓ દ્યુતિ (નામના) આચાર્યના ઉપાશ્રયે ગયા. સન્મુખ જઈને (આચાર્ય) દ્યુતિ વડે તે ગૌરવપૂર્વક વંદન કરાયા. (૨૨૫)

अकालचारिण इति तत्साधुभिरवन्दिताः । दत्तासनास्ते द्युतिना तत्र पारणकं व्यधुः ॥ २२६ ॥

(આ) અકાળ વિહારી છે એથી તેમના સાધુઓ વડે વંદન નહિ કરાયેલા (અને) દ્યુતિ આચાર્ય વડે આસન અપાયેલ તેઓએ ત્યાં પારણું કર્યું. (૨૨૬)

आयाता मथुरापुर्या यास्यामस्तत्र संप्रति । इत्याख्याय समुत्पत्य स्वं स्थानं ते पुनर्ययुः ॥ २२७ ॥

'મથુરા નગરીથી આવેલા અમે હવે ત્યાં જઈશું' એમ કહી ઊડીને તેઓ પોતાના સ્થાને ગયા. (૨૨૭)

तेषां जंघाचारणानां गुणस्तोत्रं द्युतिर्व्यधात् । तत्साधवः कृतावज्ञाः पश्चात्तापं प्रचक्रिरे ॥ २२८ ॥

દ્યુતિ આચાર્યે તે જંઘાચારણોના ગુણોની સ્તુતિ કરી, તેથી (તેમની) અવજ્ઞા કરેલ સાધુઓ પશ્ચાત્તાપ કરવા લાગ્યા. (૨૨૮)

तच्छ्रुत्वा श्रावकः सोऽर्हद्दत्तोऽप्यनुशयं व्यधात् । कार्तिकश्वेतसप्तम्यां ययौ च मथुरां पुरीम् ॥ २२९ ॥

તે સાંભળી તે અર્હદ્દત્ત શ્રાવક પણ પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને કાર્તિક સુદ સાતમના દિવસે (તે) મથુરા નગરીએ ગયો. (૨૨૯)

**अर्चित्वा तत्र चैत्यानि सप्तर्षींस्तानवन्दत । क्षमयामास चावज्ञादोषं शंसन् स्वयं कृतम् ॥ २३० ॥**

ત્યાં ચૈત્યોની પૂજા કરીને તેણે તે સપ્તર્ષિઓને વંદન કર્યું અને પોતે કરેલ અવજ્ઞાદોષને જણાવતાં (તેણે) (તેઓને) ખમાવ્યા. (૨૩૦)

**सप्तर्षीणां प्रभावेण शांतरोगं स्वमंगलम् । विज्ञायेयाय कार्तिक्यां शत्रुघ्नोऽपि हि तां पुरीम् ॥ २३१ ॥**

સપ્તર્ષિઓના પ્રભાવે પોતાના દેશને શાન્ત થયેલ રોગવાળો જાણીને કાર્તિકી પૂર્ણિમાએ શત્રુઘ્ન પણ તે નગરીમાં આવ્યો. (૨૩૧)

**तान्नत्वोवाच शत्रुघ्नो भिक्षा मे गृह्यतां गृहे । प्रत्यूचुस्तेऽपि साधूनां राजपिंडो न कल्पते ॥ २३२ ॥**

તેઓને નમસ્કાર કરીને શત્રુઘ્ને કહ્યું: 'મારા ઘેર ભિક્ષા ગ્રહણ કરો!' તેઓએ પણ કહ્યું કે 'સાધુઓને રાજપિંડ કલ્પતો નથી.' (૨૩૨)

**भूयोऽप्युवाच शत्रुघ्नो यूयं मय्युपकारिणः । मद्देशे दैविको रोगः शांतो युष्मत्प्रभावतः ॥ २३३ ॥**

શત્રુઘ્ને ફરી પણ કહ્યું, 'આપ મારા ઉપકારી છો. આપના પ્રભાવથી મારા દેશમાં દેવકૃત રોગ શાંત થયો છે. (૨૩૩)

तल्लोकानुग्रहायेह किंचिद्यापि तिष्ठत । सर्वा प्रवृत्तिर्भवतां ह्यन्योपकृतिहेतवे ॥ २३४ ॥

તેથી લોકોના ઉપકાર માટે આપ હજુ પણ અહીં થોડી સ્થિરતા કરો, કારણ કે આપની સર્વ પ્રવૃત્તિઓ અન્યના ઉપકાર માટે જ છે'. (૨૩૪)

तेऽप्यूचिरे गतः प्रावृट्कालोऽयं तीर्थयात्रया । अधुना विहरिष्यामो नैकत्र मुनयः स्थिराः ॥ २३५ ॥

તેઓ પણ બોલ્યા : ' આ વર્ષાકાળ પૂર્ણ થયો છે, (તેથી) હવે અમે તીર્થયાત્રા માટે વિહાર કરીશું,' (કેમ કે) " મુનિઓ એક સ્થળે સ્થિર રહેતા નથી." (૨૩૫)

गृहे गृहे त्वं गृहिणां कारयेर्बिंबमार्हतम् । पुर्यामस्यां ततो जातु व्याधिर्भावी न कस्यचित् ॥ २३६ ॥

તમે ગૃહસ્થોના ઘરે ઘરે અરિહંતના બિંબ બનાવરાવો, તેથી આ નગરમાં ક્યારેય કોઈને પણ વ્યાધિ થશે નહિ. (૨૩૬)

इत्युक्त्वा ते समुत्पत्य ययुः सप्तर्षयोऽन्यतः । शत्रुघ्नोऽपि तथा चक्रे लोकश्चाभून्निरामयः ॥ २३७ ॥

એ પ્રમાણે કહીને તે સાતે ઋષિઓ અન્ય સ્થળે ગયા, શત્રુઘ્ને પણ તે પ્રમાણે કર્યું અને લોક રોગ રહિત થયા. (૨૩૭)

तेषां सप्तर्षीणां च प्रतिमा रत्ननिर्मिताः । स चक्रे मथुरापुर्यां ककुप्सु चतसृष्वपि ॥ २३८ ॥

તેણે મથુરા નગરીમાં ચારેય દિશામાં તે સાતે ઋષિઓની રત્નોથી બનાવેલી પ્રતિમાઓ કરાવી. (૨૩૮)

इतश्च वैताढ्यगिरौ दक्षिणश्रेणि भूषणे । पुरे रत्नपुरे रत्नरथो राजा तदाऽभवत् ॥ २३९ ॥

તે સમયે આ બાજુ વૈતાઢ્ય પર્વત ઉપર દક્ષિણ શ્રેણિના ભૂષણરૂપ રત્નપુર નગરમાં રત્નરથ (નામે) રાજા થયો. (૨૩૯)

तस्य चन्द्रमुखीकुक्षिजन्मा नाम्ना मनोरमा । उद्यौवना कन्यका भूद्रूपेणापि मनोरमा ॥ २४० ॥

તેને ચન્દ્રમુખી (નામે રાણી)ની કુક્ષિથી ઉત્પન્ન થયેલ, યૌવનને પામેલી મનોરમા નામે કન્યા રૂપથી પણ મનોરમા (જ) હતી. (૨૪૦)

दातव्या कस्य कन्येयमिति मंत्रपरे नृपे । उपेत्य नारदोऽवोचल्लक्ष्मणस्येयमर्हति ॥ २४१ ॥

રાજા 'આ કન્યા કોને આપવી' એ પ્રમાણે વિચારમાં લીન થયે છતે નારદે આવીને કહ્યું, 'આ કન્યા લક્ષ્મણને યોગ્ય છે.' (૨૪૧)

पुत्री रत्नरथस्याथ कुपिता गोत्रवैरतः । भृत्यान् भ्रूसंज्ञयादिक्षद्विटोऽयं कुटचतामिति ॥ २४२ ॥

(તે સાંભળી) ગોત્રના વેરથી કોપ પામેલી રત્નરથની પુત્રી (મનોરમા)એ ચાકરોને ભૃકુટીની સંજ્ઞાથી આદેશ કર્યો કે, 'આ ધૂર્ત છે માટે (એને) મારો.' (૨૪૨)

उत्तिष्ठतो जिघांसूंस्तान् धीमान् विज्ञाय नारदः । समुत्पत्य पतत्रीव प्रययावुपलक्ष्मणम् ॥ २४३ ॥

ઊઠતા એવા તેમને મારવાની ઇચ્છાવાળા જાણીને બુદ્ધિમાન નારદ પક્ષીની જેમ ઊડીને લક્ષ્મણ પાસે ગયા. (૨૪૩)

लिखित्वा तां पटे कन्यां दर्शयामास नारदः । लक्ष्मणाय स्ववृत्तांतं तं चाचख्यावशेषतः ॥ २४४ ॥

તે કન્યાને પટમાં આલેખીને નારદે લક્ષ્મણને બતાવી અને તેને પોતાના સર્વ સમાચાર કહ્યા. (૨૪૪)

तद्रूपदर्शनाज्ज्ञातानुरागो लक्ष्मणः क्षणात् । समं रामेण तत्रागाद्रक्षोविद्याधरैर्वृतः ॥ २४५ ॥

તેણીના રૂપને જોવાથી અનુરાગ પામેલા ( અને ) રાક્ષસો તથા વિદ્યાધરોથી પરિવરેલા લક્ષ્મણ ક્ષણમાત્રમાં રામની સાથે ત્યાં આવ્યા. (૨૪૫)

जितः सौमित्रिणा चाशु तत्र रत्नरथो ददौ । रामाय कन्यां श्रीदामां लक्ष्मणाय मनोरमाम् ॥ २४६ ॥

ત્યાં લક્ષ્મણ વડે ક્ષણ વારમાં જિતાયેલા રત્નરથે રામને શ્રીદામા (નામે) અને લક્ષ્મણને મનોરમા (નામે) કન્યા આપી. (૨૪૬)

वैताढ्यदक्षिणश्रेणिं जित्वा सर्वां च राघवौ । भूयोऽयोध्यामीयतुः क्ष्मां पालयंतौ च तस्थतुः ॥ २४७ ॥

તેમ જ અખિલ વૈતાઢ્યની દક્ષિણશ્રેણિને જીતીને રામ-લક્ષ્મણ ફરી અયોધ્યા ગયા અને પૃથ્વીનું પાલન કરતા (સુખે) રહેવા લાગ્યા. (૨૪૭)

षोडशान्तः पुरवधूसहस्रं लक्ष्मणस्य तु । महिष्योऽष्टावभवंस्तत्र विशल्या रूपवत्यपि ॥ २४८ ॥

वनमाला च कल्याणमालिका रत्नमालिका । जितपद्मा भयवती चाष्टमा तु मनोरमा ॥ २४९ ॥

લક્ષ્મણને સોળ હજાર સ્ત્રીઓ થઈ તેમાં વિશલ્યા, રૂપવતી, વનમાલા, કલ્યાણમાલા, રત્નમાલા, જિતપદ્મા, અભયવતી અને આઠમી મનોરમા (એમ) આઠ પટ્ટરાણીઓ થઈ. (૨૪૮-૨૪૯)

सूनवो द्वे शते सार्धे तेष्वष्ट महिषीसुवाः । श्रीधरोऽभूद्विशल्याभूः पृथिवीतिलकः पुनः ॥ २५० ॥
रूपवत्यंगजो वनमालाजोऽर्जुनसंज्ञकः । श्रीकेशी जितपद्मायाः कल्याणायास्तु मंगलः ॥ २५१ ॥
सुपार्श्वकीर्तिस्तु मनोरमायाः विमलः पुनः । रतिमालासूरभयवतीभूः सत्यकीर्तिकः ॥ २५२ ॥

અઢીસો પુત્રો થયા, તેમાં વિશલ્યાનો પુત્ર શ્રીધર, રૂપવતીનો પુત્ર પૃથિવીતિલક, વનમાલાનો પુત્ર અર્જુન, જિતપદ્માનો પુત્ર શ્રીકેશી, કલ્યાણમાલાનો પુત્ર મંગળ, મનોરમાનો પુત્ર સુપાર્શ્વકીર્તિ, રતિમાલાનો પુત્ર વિમલ અને અભયવતીનો પુત્ર સત્યકીર્તિ ( એમ ) પટ્ટરાણીઓથી થયેલ આઠ પુત્રો હતા. (૨૫૦-૨૫૧-૨૫૨)

रामस्यासन्महादेव्यश्चतस्रस्तत्र मैथिली । प्रभावती रतिनिभा श्रीदामा तु चतुर्थिका ॥ २५३ ॥

રામને ચાર મહારાણીઓ હતી તેમાં સીતા, પ્રભાવતી, રતિનિભા અને ચોથી શ્રીદામા હતી. (૨૫૩)

सीतैकदा ऋतुस्नाता निशांते स्वप्नमैक्षत । च्युतौ विमानाच्छरभौ प्रविशंतौ निजानने ॥ २५४ ॥

એક સમયે ઋતુસ્નાન કરેલ સીતાએ રાત્રિના અંતે સ્વપ્નમાં વિમાનમાંથી ચ્યવેલા બે અષ્ટાપદ પ્રાણીને પોતાના મુખમાં પ્રવેશ કરતા જોયા. (૨૫૪)

व्याख्याद्रामस्तयाख्याते वीरौ ते भाविनौ सुतौ । च्युतौ विमानाच्छरभौ यतु तन्न मुदे मम ॥ २५५ ॥

તેણી વડે કહેવાયે છતે રામે કહ્યું : 'તમારે પરાક્રમી બે પુત્રો થશે, પરંતુ વિમાનમાંથી બે અષ્ટાપદ પ્રાણી ચ્યવ્યા એવું જે (તમે દીઠું) તે મારા આનંદ માટે થયું નહીં.' (૨૫૫)

धर्मस्य ते च माहात्म्यात् सर्वं भावि शुभं प्रभो । इत्यूचे जानकी देवी तदा गर्भं दधार च ॥ २५६ ॥

'હે પ્રભો! ધર્મના અને તમારા માહાત્મ્યથી સર્વ સારું થશે,' એમ સીતાએ કહ્યું અને તે સમયથી તેમણે ગર્ભધારણ કર્યો. (૨૫૬)

सीता प्राणप्रियाऽग्रेऽपि प्राप्तगर्भा विशेषतः । बभूव रामचन्द्रस्य लोचनानन्दचंद्रिका ॥ २५७ ॥

નેત્રોને આનંદિત કરનાર ચંદ્રિકા સમાન સીતા પૂર્વે પણ રામચંદ્રજીને પ્રાણપ્રિય હતાં (અને) ગર્ભને ધારણ કરેલ તેથી વિશેષે (પ્રાણપ્રિય) થયાં. (૨૫૭)

ईर्ष्यालवः सपत्न्यस्तां मायाविन्योऽब्रुवन्नदः । कीदृग्रूपो रावणोऽभूत्तं लिखित्वा प्रदर्शय ॥ २५८ ॥

(તેથી) ઇર્ષ્યાળુ અને માયાવી સપત્નીઓએ તેણીને એમ કહ્યું કે રાવણ કેવા રૂપવાળો હતો તે આલેખીને (અમને) બતાવો. (૨૫૮)

सीताप्यूचे मया दृष्टः सर्वाङ्गं न हि रावणः । दृष्टौ तच्चरणावेव कथं नाम लिखामि तम् ॥ २५९ ॥

સીતાએ પણ કહ્યું કે, 'મારા વડે રાવણ સંપૂર્ણપણે જોવાયો નથી (માત્ર) તેનાં ચરણો જ જોવાયાં છે તેથી હું એને શી રીતે આલેખું ?' (૨૫૯)

**तत्पादावप्यालिख त्वं कौतुकं नस्तदीक्षणे । इत्युक्ता प्रकृतिऋज्वी दशास्यांघ्री लिलेख सा ॥ २६० ॥**

(તેઓ વડે) 'તેનાં ચરણોનું પણ તમે આલેખન કરો (કેમ કે) તે જોવામાં અમને ખૂબ ઉત્કંઠા છે,' એ પ્રમાણે કહેવાયેલી પ્રકૃતિથી સરળ તેણીએ રાવણનાં ચરણોનું આલેખન કર્યું. (૨૬૦)

**स्थाने तत्रागमद्रामो बभाषे ताभिरप्यदः । रावणस्य स्मरत्यद्याप्यसौ सीता तव प्रिया ॥ २६१ ॥**

તે સમયે રામ ત્યાં આવ્યા. તેઓ (સપત્નીઓ) વડે પણ એમ કહેવાયું કે, 'તમારી પ્રિયા આ સીતા હજુ પણ રાવણને યાદ કરે છે. (૨૬૧)

**सीतास्वहस्तलिखितं रावणस्य क्रमद्वयम् । पश्यैतन्नाथ जानीहि सीता तस्यैव नाथते ॥ २६२ ॥**

હે નાથ ! આ સીતાના સ્વહસ્તે આલેખાયેલ રાવણનું ચરણયુગલ જુઓ (અને) જાણે (કે) સીતા તેને જ ઇચ્છે છે. (૨૬૨)

**दृष्ट्वापि तत्तथा रामो गंभीरत्वान्महामनाः । तथैव वव्रृते सीतादेव्यामनुपलक्षितः ॥ २६३ ॥**

તે તે પ્રમાણે જોવા છતાં પણ ગંભીર હોવાથી નહિ ઓળખાયેલ મહામના રામ સીતાદેવી પ્રતિ તે જ પ્રમાણે વર્તતા હતા. (૨૬૩)

सीतादोषपदं तच्च देव्यो दासी जनैर्निजैः । जने प्राकाशयन् प्रायः प्रवादा लोकनिर्मिताः ॥ २६४ ॥

સીતાના તે દોષસ્થાનને રાણીઓએ પોતાની દાસીઓ દ્વારા લોકમાં પ્રકાશિત કરાવ્યું. "પ્રાયઃ અપવાદો લોકોથી જ નિર્માણ કરાયેલા હોય છે." (૨૬૪)

वसंतेऽथाब्रवीद्रामः सीते त्वां गर्भखेदिताम् । विनोदयितुकामेव मधुलक्ष्मीरिहाशयौ ॥ २६५ ॥

હવે વસંતઋતુમાં રામે ( સીતાને ) કહ્યું : 'હે સીતા ! ગર્ભથી ખિન્ન થયેલ તને જાણે વિનોદ કરાવવા ઈચ્છતી ( ન હોય તેમ ) વસંત લક્ષ્મી અહીં આવી છે. (૨૬૫)

पुष्पंति बकुलप्राया वृक्षाः स्त्रीदत्तदोहदैः । रंतुं व्रजामो महेन्द्रोदयोद्यानं ततोऽधुना ॥ २६६ ॥

પ્રાયઃ બકુલ વગેરે વૃક્ષો સ્ત્રીઓથી અપાયેલ દોહદોથી વિકસિત થાય છે તેથી આપણે હવે મહેન્દ્રોદય ઉદ્યાનમાં ક્રીડા કરવા જઈએ.' (૨૬૬)

सीताप्यूचे दोहदो मे देवतार्चनलक्षणः । तं पूरयोद्यानभवैर्नानापुष्पैः सुगंधिभिः ॥ २६७॥

સીતાએ પણ કહ્યું કે 'મને દેવપૂજા કરવાનું જણાવનાર દોહદ થયો છે ( તો ) ઉદ્યાનમાં થયેલાં સુગંધી વિવિધ પ્રકારનાં પુષ્પોથી તેને પૂર્ણ કરો' (૨૬૭)

रामः सद्योऽपि देवानां पूजाचर्यामकारयत् । ययौ महेन्द्रोदये च ससीतः सपरिच्छदः ॥ २६८ ॥

રામે શીઘ્ર દેવપૂજા કરાવી અને પરિવાર સહિત સીતા સાથે મહેન્દ્રોદય ઉદ્યાનમાં ગયા. (૨૬૮)

विचित्रनगरक्रीडं तत्रापश्यन्मधूत्सवम् । अर्हत्पूजोत्सवमयं सुखासीनो रघूद्वहः ॥ २६९ ॥
સુખપૂર્વક રહેલ રઘુવરે ત્યાં નગરજનોથી ( કરાતી ) વિચિત્ર ક્રીડાવાળા અને અરિહંતની પૂજાના ઉત્સવમય વસંતોત્સવને જોયો. (૨૬૯)

अत्रान्तरे च सीताया दक्षिणं चक्षुरस्फुरत् । आचचक्षे च सद्योऽपि साशंका राघवाय सा ॥ २७० ॥
એટલામાં સીતાનું જમણું નેત્ર ફરક્યું. આશંકાયુક્ત તેણીએ શીઘ્ર રામને જણાવ્યું. (૨૭૦)

नेदं साध्विति रामेणाख्याते सीताब्रवीदिति । किं रक्षोद्वीपवासान्मे संतुष्टोऽद्यापि नो विधिः ॥ २७१ ॥
'આ ( ચિહ્ન ) સારું નથી' એમ રામ વડે કહેવાયે છતે સીતા એ પ્રમાણે બોલ્યાં: 'શું મારા રાક્ષસદ્વીપના નિવાસથી (પણ) હજુ વિધિ સંતુષ્ટ થયેલ નથી ? (૨૭૧)

त्वद्वियोगभवाद्दुःखाद्दुःखमद्यापि मेऽधिकम् । किमसौ दास्यति विधिर्निमित्तं नैतदन्यथा ॥ २७२ ॥
શું આ વિધિ તમારા વિયોગથી થયેલ દુઃખથી પણ અધિક દુઃખ મને આપશે ? અન્યથા આવું ( ખરાબ ) નિમિત્ત ન થાય.' (૨૭૨)

रामोऽपि तामुवाचैवं देवि मा खेदमुद्वह । अवश्यमेव भोक्तव्ये कर्माधीने सुखासुखे ॥ २७३ ॥
રામે પણ તેમને એ પ્રમાણે કહ્યું, કે હે દેવી ! ખેદ ન કરો, "કર્મને આધીન એવાં સુખ અને દુઃખ અવશ્ય ભોગવવાં જ પડે છે." (૨૭૩)

तद्गच्छ मन्दिरे स्वस्मिन् देवानामर्चनं कुरु । प्रयच्छ दानं पात्रेभ्यो धर्मः शरणमापदि ॥ २७४ ॥

તેથી તમારા મંદિરે જાઓ, દેવોની પૂજા કરો, પાત્રને દાન આપો, (કેમ કે) "આપત્તિમાં ધર્મ (જ) શરણરૂપ છે." (૨૭૪)

सीतापि सदनं गत्वा संयमेन महीयसा । अर्हतोऽपूजयद्दानं प्रददे चावदानवत् ॥ २७५ ॥

સીતાએ પણ મંદિરે જઈને અતિશય મહાન સંયમપૂર્વક અરિહંતોની પૂજા કરી અને શુદ્ધ આચરણપૂર્વક દાન આપ્યું. (૨૭૫)

रघुनाथमथाजग्मू राजधानीमहत्तराः । यथाभूतपुरीवृत्तकीर्तनैकाधिकारिणः ॥ २७६ ॥

विजयः सुरदेवश्च मधुमानथ पिंगलः । शूलधरः काश्यपश्च कालः क्षेमश्च नामतः ॥ २७७ ॥

હવે નગરના સત્ય વૃત્તાંતને કહેવામાં અસાધારણ અધિકારવાળા વિજય, સુરદેવ, મધુમાન, પિંગલ, શૂલધર, કાશ્યપ, કાળ અને ક્ષેમ નામે રાજધાનીમાંના **મોટા અધિકારીઓ** રામચંદ્રજી પાસે આવ્યા. (૨૭૬–૨૭૭)

नत्वा रामाग्रतस्तस्थुः कंपमाना द्रुपत्रवत् । न तु विज्ञापयामासू राजतेजो हि दुस्सहम् ॥ २७८ ॥

નમસ્કાર કરીને વૃક્ષના પર્ણની જેમ કંપતા તેઓ રામની આગળ ઊભા રહ્યા, પરંતુ (કંઈ પણ) જણાવી શક્યા નહિ, કારણ કે "રાજતેજ દુ:સહ્ય છે." (૨૭૮)

तानूचे रामभद्रोऽपि भो भोः पुरमहत्तराः । अभयं वो ब्रुवाणामेकान्तहितवादिनाम् ॥ २७९ ॥

તેઓને રામચંદ્રજીએ કહ્યું : 'હે નગરના મુખીઓ! એકાન્તે હિત જણાવનારા તમને બોલતાં અભયવચન (આપું છું).' (૨૭૯)

तेष्वाद्यः सर्वसंवित्त्या विजयाख्यो महत्तरः । इति विज्ञपयामास सावष्टंभः प्रभोर्गिरा ॥ २८० ॥

સ્વામિના વચનથી અવષ્ટંભ પામીને તેઓમાંનો વિજય નામે પહેલો મુખ્ય અધિકારી સર્વ જ્ઞાન સાથે આ પ્રમાણે કહેવા લાગ્યો : (૨૮૦)

स्वामिन्नवश्यविज्ञप्यं यदि विज्ञप्यते न हि । वंचितः स्यात्तदा स्वामी विज्ञप्तं चातिदुःश्रवम् ॥ २८१ ॥

'હે સ્વામિન્! અવશ્ય વિજ્ઞાપન કરવા યોગ્ય જો વિજ્ઞપ્તિ કરાતું નથી તો સ્વામી ઠગાયા છે એમ થાય છે અને વિજ્ઞાપન કરેલું અતિદુઃખે શ્રવણ કરી શકાય તેવું છે.' (૨૮૧)

देव देव्यां प्रवादोऽस्ति घटते दुर्घटोऽपि हि । युक्त्या हि यद्घटामेति श्रद्धेयं तन्मनीषिणा ॥ २८२ ॥

હે દેવ! દેવી (સીતા) વિષે દુર્ઘટ એવો પણ અપવાદ ઘટી જાય છે, કેમ કે 'યુક્તિથી જે ઘટી શકે તેવું હોય તે બુદ્ધિશાળીઓ વડે શ્રદ્ધા કરવા યોગ્ય છે.' (૨૮૨)

तथाहि जानकी हृत्वा रावणेन रिरंसुना । एकैव निन्ये तद्वेश्मन्यवात्सीच्च चिरं प्रभो ॥ २८३ ॥

હે પ્રભો! તે આ પ્રમાણે-રમવાની ઇચ્છાવાળા રાવણ વડે અપહરણ કરી સીતાજી એકલાં જ તેના ઘેર લઈ જવાયાં અને (તે) ત્યાં ચિરકાળ રહ્યાં છે. (૨૮૩)

सीता रक्ता विरक्ता वा संविस्या वा प्रसह्य वा । स्त्रीलोलेन दशास्येन नूनं स्याद्भोगदूषिता ॥ २८४ ॥

રાગી કે વિરક્ત સીતાજી બુદ્ધિથી કે બળાત્કારે (પણ) સ્ત્રીલોલુપી રાવણ વડે ચોક્કસ ભોગથી દુષિત કરાયાં જ હોય. (૨૮૪)

लोकोऽपि प्रवदत्येवं प्रवदामो वयं तथा । युक्तियुक्तं प्रवादं तन्मा सहस्व रघूद्वह ॥ २८५ ॥

લોક પણ આવો અપવાદ બોલે છે (તેથી) અમે એ પ્રમાણે અપવાદ કહીએ છીએ, તેથી હે રઘુવર! યુક્તિસંગત અપવાદ તમે સહન કરો નહિ. (૨૮૫)

आजन्मोपार्जितां कीर्तिं निजां कुलमिवामलाम् । प्रवादसहनेन त्वं मा देव मलिनीकृथाः ॥ २८६ ॥

હે દેવ! જન્મથી જ ઉપાર્જન કરેલી પોતાના કુળની સમાન નિર્મળ કીર્તિને અપવાદને સહન કરવા દ્વારા તમે મલીન કરશો નહિ. (૨૮૬)

कलंकस्यातिथीभूतां सीतां निश्चित्य राघवः । सद्योऽभूद्दुःखतूष्णीकः प्रायः प्रेमातिदुस्त्यजम् ॥ २८७ ॥

'સીતાને કલંકનાં અતિથિ થયેલાં' જાણીને રામ તત્કાળ દુઃખથી મૂક બની ગયા, "પ્રાયઃ પ્રેમ અતિદુઃખે ત્યાજ્ય છે." (૨૮૭)

धैर्यमालंब्य काकुत्स्थस्तानुवाच महत्तरान् । साधु व्यज्ञपि युष्माभिर्न भक्ताः क्वाप्युपेक्षकाः ॥ २८८ ॥

ધૈર્યનું અવલંબન કરી રામે તે મુખ્ય અધિકારીઓને કહ્યું, 'તમારા વડે સારું વિજ્ઞાપન કરાયું, ભક્તો ક્યાંય પણ ઉપેક્ષા કરનારા હોતા નથી.' (૨૮૮)

न स्त्रीमात्रकृते जातु सोहिष्येऽहमिहायशः । इति पद्मः प्रतिज्ञाय विससर्ज महात्तरान् ॥ २८९ ॥

માત્ર 'સ્ત્રી માટે હું અહીં ક્યારેય અપયશ સહન કરીશ નહિ' એ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને રામચંદ્રજીએ અધિકારીઓને વિસર્જન કર્યા. (૨૮૯)

निशायामथ काकुत्स्थः प्रच्छन्नः सद्ताद्बहिः । निरगादिति चाश्रौषीज्जनवादं पदे पदे ॥ २९० ॥

હવે રાત્રિકાળે રામ ગુપ્ત (થઈ) મહેલમાંથી બહાર નીકળ્યા અને પગલે પગલે આ પ્રમાણે જન-અપવાદને સાંભળવા લાગ્યા. (૨૯૦)

रावणेनापनीतेयं तद्गृहे च चिरं स्थिता । सीतानीता च रामेण सतीति च स मन्यते ॥ २९१ ॥

આ સીતા રાવણ વડે લઈ જવાયાં, તેના ઘેર ચિરકાળ રહ્યાં અને રામ વડે પાછાં લવાયાં (છતાં) (આ) સતી છે એમ તે (રામ) માને છે. (૨૯૧)

सीतारक्तेन तेनेयं नोपभुक्ता कथं भवेत् । नादोऽपि व्यमृशद्रामो न रक्तो दोषमीक्षते ॥ २९२ ॥

સીતામાં આસક્ત તે (રાવણ) વડે આ કેમ ભોગવાયાં ન હોય! રામે આટલું પણ ન વિચાર્યું (કેમ કે) રાગી દોષને જોતા નથી. (૨૯૨)

इत्यादिसीतानिर्वादं शृण्वन्रामो गृहे ययौ । भूयोऽपि तच्छ्रवणार्थमादिदेश चरान् चरान् ॥ २९३ ॥

ઇત્યાદિ સીતાના અપવાદને સાંભળતા રામ ઘેર ગયા (અને) ફરી પણ તે સાંભળી લાવવા જાસુસોને આજ્ઞા કરી. (૨૯૩)

एवं च दध्यौ काकुत्स्थो मया यस्याः कृते कृतः । रक्षः कुलक्षयो रौद्रस्तस्याः किमिदमागतम् ॥ २९४ ॥

રામ એ પ્રમાણે વિચાર કરવા લાગ્યા કે 'જેના માટે મારા વડે રાક્ષસકુળનો ભયંકર ક્ષય કરાયો તેણીને આ શું આવ્યું ? ( આવું કલંક કેમ આવ્યું ? ) (૨૯૪)

जाने महासती सीता स्त्रीलोलः स च रावणः । कुलं च मे निष्कलंकं हा रामः किं करोत्वसौ ॥ २९५ ॥

હું જાણું છું કે 'સીતા મહાસતી છે અને તે રાવણ સ્ત્રીલોલુપી છે તેમ જ મારું કુલ નિષ્કલંક છે હા.... આ રામ શું કરે ? (૨૯૫)

द्राक् चरास्ते बहिः श्रुत्वा सीतानिर्वादमब्रुवन् । रामस्य सानुजकपिरक्षोराजस्य सुस्फुटम् ॥ २९६ ॥

તે ગુપ્તચરો શીઘ્ર બહારથી સીતાના અપવાદને સાંભળી લક્ષ્મણ, કપિરાજ (સુગ્રીવ) તથા રાક્ષસરાજ ( બિભીષણ ) સહિત રામની આગળ અતિ સ્પષ્ટપણે કહેવા લાગ્યા. (૨૯૬)

क्रुद्धोऽथ लक्ष्मणोऽवोचद्दोषान् संकल्प्य हेतुभिः । ये निंदन्ति सतीं सीतां तेषामेषोऽन्तकोऽस्म्यहम् ॥ २९७ ॥

હવે ક્રોધ પામેલ લક્ષ્મણે કહ્યું કે જેઓ (ખોટાં) નિમિત્તોથી દોષોની કલ્પના કરીને સતી સીતાની નિંદા કરે છે તેઓને આ હું યમરાજ સમાન છું. (૨૯૭)

रामोऽप्यूचे मम पुरा व्यज्ञपीदं महत्तरैः । स्वयं च शुश्रुवे तस्य संवादोऽयं चरैः कृतः ॥ २९८ ॥

પણ રામે કહ્યું કે પૂર્વે મુખ્ય અધિકારીઓએ મને આ જણાવ્યું હતું, મેં જાતે પણ સાંભળેલ છે, ગુપ્તચરોથી (તો) તેનો આ સંવાદ (જ) કરાયેલ છે. (૨૯૮)

श्रुत्वा चामी समायाताः प्रत्यक्षं चापि भाषिताः । सीता त्यागे मापवादीत् सीतास्वीकारवज्जनः ॥ २९९ ॥

આ (લોકો) સાંભળીને આવ્યા છે અને પ્રત્યક્ષ પણ કહેવાયા છે (કે) લોક સીતાનો સ્વીકાર કરવામાં જેમ અપવાદ બોલે છે તેમ સીતાનો ત્યાગ કરવામાં અપવાદ નહિ બોલે. (૨૯૯)

ऊचे च लक्ष्मणो लोकगिरा सीतां स्म मा त्यज । यथा तथापवदिता यदबद्धमुखो जनः ॥ ३०० ॥

લક્ષ્મણ બોલ્યા કે 'લોકવચનથી સીતાનો ત્યાગ ન કરો કેમ કે બંધન વિનાના મુખવાળા જેમ તેમ અપવાદ બોલશે (જ).' (૩૦૦)

लोकः सौराज्यसुस्थोऽपि राजदोषपरो भवेत् । शिक्षणीयो न चेत्तत्रोपेक्षणीयः स भूभुजाम् ॥ ३०१ ॥

'સારા રાજ્યમાં સારી રીતે રહેલ લોક પણ રાજાના દોષમાં રક્ત થાય, ત્યાં રાજાઓને તે જો શિક્ષા કરવા યોગ્ય ન હોય તો ઉપેક્ષા કરવા યોગ્ય તો છે જ.' (૩૦૧)

रामोऽप्यूचे सत्यमेतदीदृग् लोकः सदापि हि । सर्वलोकविरुद्धं तु त्याज्यमेव यशस्विनः ॥ ३०२ ॥

રામચંદ્રજીએ કહ્યું, 'એ સત્ય છે, લોક એવા હોય છે, પરંતુ યશસ્વી પુરુષોને સર્વલોકથી વિરુદ્ધ હંમેશાં ત્યાજ્ય જ છે. (૩૦૨)

इत्युक्त्वोवाच सेनान्यं कृतांतवदनं बलः । अरण्ये व्यजतां क्वापि सीतेयं गर्भवत्यपि ॥ ३०३ ॥

એ પ્રમાણે કહી બળદેવ (રામચંદ્રજી) કૃતાંતવદન સેનાપતિને કહેવા લાગ્યા કે આ સીતા ગર્ભવતી છે છતાં અરણ્યમાં કોઈ સ્થળે મૂકી આવો. (૩૦૩)

पतित्वा रामपादेषु बभाषे लक्ष्मणो रुदन् । सीतादेव्या महासत्यास्त्यागोऽयमुचितो न हि ॥ ३०४ ॥

રામચંદ્રજીનાં ચરણોમાં પડીને રડતા લક્ષ્મણ કહેવા લાગ્યા કે આ મહાસતી સીતાદેવીનો ત્યાગ ઉચિત નથી જ. (૩૦૪)

नातः परं त्वया वाच्यमिति रामेण भाषिते । नीरंगीछन्नवक्त्रोऽगात् सौमित्रिः स्वगृहं रुदन् ॥ ३०५ ॥

'આથી વધુ તારે બોલવું નહિ' એમ રામ વડે કહેવાયે છતે રડતા (અને વસ્ત્ર વડે) ઢંકાયેલ મુખવાળા લક્ષ્મણ સ્વગૃહે ગયા. (૩૦૫)

कृतांतवदनं रामोऽन्वशात् सीतां वने नय । संमेतयात्राव्याजेन तस्याः खल्वेष दोहदः ॥ ३०६ ॥

રામચંદ્રજીએ કૃતાંતવદનને આજ્ઞા કરી કે સંમેતશિખરની યાત્રાના બહાને સીતાને અરણ્યમાં લઈ જાઓ, કેમ કે તેણીને એવો દોહદ છે. (૩૦૬)

**सेनानीरपि संमेतयात्रायै रामशासनम् । आख्याय सीतामारोप्य स्यंदने प्राचलद्द्रुतम् ॥ ३०७ ॥**

સેનાપતિ પણ સીતાને સંમેતગિરિની યાત્રા માટે રામની આજ્ઞા જણાવી રથમાં આરોહણ કરી જલદીથી ચાલી નીકળ્યો. (૩૦૭)

**दुर्निमित्तेष्वशकुनेष्वपि सीता रथस्थिता । जगाम दूरमध्वानमार्जवाद्विशंकिता ॥ ३०८ ॥**

દુષ્ટ નિમિત્તો અને અપશુકનો થવા છતાં પણ રથમાં રહેલાં (અને) સરળતાથી શંકા વિના સીતા માર્ગમાં દૂર નીકળી ગયાં. (૩૦૮)

**गंगासागरमुत्तीर्यारण्ये सिंहनिनादके । गत्वा कृतांतवदनस्तस्थौ किंचिद्विचिंतयन् ॥ ३०९ ॥**

ગંગાનદીને પાર કરી સિંહોની ગર્જનાવાળા ( સિંહનિનાદક નામે) અરણ્યમાં જઈને વિચાર કરતો કૃતાંતવદન ઊભો રહ્યો. (૩૦૯)

**साश्रुं म्लानमुखं तं च प्रेक्ष्य सीताब्रवीदिति । कथमित्थं स्थितोऽपि त्वं सशोक इव दुर्मनाः ॥ ३१० ॥**

અશ્રુયુક્ત મ્લાનમુખવાળા તેને જોઈને સીતા એ પ્રમાણે બોલ્યાં કે ' શોકયુક્ત અને દુખિત મનવાળાની જેમ તમે આ રીતે કેમ ઊભા રહ્યા છો ? (૩૧૦)

कृतान्तः कथमप्यूचे दुर्वचं वच्म्यहं कथम् । दुष्करं कृतवांश्चैतत् प्रेष्यभावेन दूषितः ॥ ३११ ॥

કૃતાંતવદન મુશ્કેલીથી બોલ્યો કે, "હું દુર્વચન શી રીતે બોલી શકું ? ચાકરપણાથી દુષિત એવો હું દુષ્કર (કાર્ય) કરી રહ્યો છું. (૩૧૧)

राक्षसावाससंवासापवादाल्लोकजन्मनः । भीतेन देवि रामेण त्याजितासि वनेऽनघे ॥ ३१२ ॥

નિરપરાધી એવાં હે દેવી ! લોકથી જન્મ પામેલા, રાવણના ઘેર રહેવાના અપવાદથી ભય પામેલ રામ વડે તમે વનમાં ત્યજાયાં છો. (૩૧૨)

अपवादे चराख्याते रामं त्वत्यजनोद्यतम् । न्यषेधील्लक्ष्मणो लोकं प्रति क्रोधारुणेक्षणः ॥ ३१३ ॥

ગુપ્તચરો દ્વારા અપવાદ કહેવાયે છતે તમને ત્યજવા તત્પર થયેલ રામચંદ્રજીને લોક પ્રત્યે ક્રોધથી રક્ત નેત્રવાળા લક્ષ્મણે અટકાવ્યા. (૩૧૩)

सिद्धाज्ञया निषिद्धश्च रामेण स रुदन् ययौ । अहं च प्रेषितोऽमुष्मिन् कार्ये पापोऽस्मि देवि हा ॥ ३१४ ॥

(પરંતુ) રામચંદ્રજી વડે નિશ્ચયવાળી આજ્ઞાથી નિષેધ કરાયેલ તે રડતા રડતા ચાલ્યા ગયા અને હું આ કાર્યમાં મોકલાયો. હા દેવી ! હું પાપી છું (૩૧૪)

अमुष्मिँश्र्वापदाकीर्णे मृत्योरेकनिकेतने । जीविष्यसि मया त्यक्ता स्वप्रभावेण केवलम् ॥ ३१५ ॥

હિંસક પશુઓથી વ્યાપ્ત (અને) મૃત્યુના એક સ્થાન રૂપ આ (અરણ્ય)માં મારા વડે ત્યજાયેલાં (તમે) કેવળ તમારા પ્રભાવથી જ જીવશો." (૩૧૫)

तच्छ्रुत्वा स्यन्दनात् सीता मूर्छिता न्यपतद्भुवि । मृतेति बुद्धया सेनानीः पापंमन्यो रुरोद सः ॥ ३१६ ॥

તે સાંભળી મૂર્ચ્છિત બનેલ સીતા રથમાંથી ભૂમિ ઉપર પડયાં. (તે) મૃત્યુ પામ્યા છે એવી બુદ્ધિથી પોતાને પાપી માનતો તે સેનાપતિ રુદન કરવા લાગ્યો. (૩૧૬)

सीतापि वनवातेन कथंचित् प्राप चेतनाम् । भूयो भूयोऽप्यमूर्च्छच्च चेतनामाससाद च ॥ ३१७ ॥

વનના વાયુથી સીતાએ મુશ્કેલીથી ચેતના પ્રાપ્ત કરી, પરંતુ ફરી ફરી મૂર્ચ્છા પામતાં હતાં અને ચેતના પ્રાપ્ત કરતાં હતાં. (૩૧૭)

महत्यामथ वेलायां सुस्थीभूयेत्युवाच सा । इतोऽयोध्या कियद्दूरे रामस्तष्ठति कुत्र वा ॥ ३१८ ॥

એમ ઘણો સમય થયે છતે સ્વસ્થ થઈને તે એ પ્રમાણે બોલ્યાં 'અહીંથી અયોધ્યા કેટલી દૂર છે? અથવા રામ ક્યાં રહેલા છે?' (૩૧૮)

सेनानीरभ्यधाद्दूरेऽयोध्या किं पृच्छयानया । उग्राज्ञस्य च रामस्य पर्याप्तं देवि वार्तया ॥ ३१९ ॥

સેનાપતિ બોલ્યો કે 'અયોધ્યા દૂર છે, (પરંતુ) આ પ્રશ્ન વડે શું? (કંઈ નહિ) હે દેવી! ઉગ્ર આજ્ઞાવાળા રામની વાર્તા વડે સર્યું'. (૩૧૯)

इति श्रुत्वापि सा रामभक्ता भूयोऽप्यभाषत । भद्र मद्वाचिकमिदं शंसे रामस्य सर्वथा ॥ ३२० ॥

એમ સાંભળવા છતાં પણ રામ પ્રત્યે ભક્તિવાળાં તે ફરીથી પણ કહેવા લાગ્યાં કે હે ભદ્ર! આ મારો સંદેશો રામને બરાબર કહેજે. (૩૨૦)

यदि निर्वादभीतस्त्वं परीक्षां नाकृथाः कथम् । शंकास्थाने हि सर्वोऽपि दिव्यादि लभते जनः ॥ ३२१ ॥

"જો તમે અપવાદથી ભય પામ્યા હતા તો પરીક્ષા શા માટે ન કરી? કેમ કે સંશયના સ્થળે સર્વે પણ લોક દિવ્ય વગેરેને પ્રાપ્ત કરે છે. (૩૨૧)

अनुभोक्ष्ये स्वकर्माणि मन्दभाग्या वनेऽप्यहम् । नानुरूपं त्वकार्षीस्त्वं विवेकस्य कुलस्य च ॥ ३२२ ॥

મંદ ભાગ્યવાળી હું વનમાં પણ મારાં કર્મો ભોગવીશ, (પરંતુ) તમે વિવેક (અને) કુલને અનુરૂપ કર્યું નથી. (૩૨૨)

यथा खलगिरात्याक्षीः स्वामिन्नेकपदेऽपि माम् । तथा मिथ्यादृशां वाचा मा धर्मं जिनभाषितम् ॥ ३२३ ॥

હે સ્વામિન્! દુર્જનોના વચનથી જેમ એકદમ મને ત્યજી દીધી તેમ મિથ્યાદૃષ્ટિઓના વચનથી જિનેશ્વર ભાષિત ધર્મને તજશો નહિ." (૩૨૩)

इत्युक्त्वा मूर्छिता भूमौ पतितोत्थाय चाभ्यधात् । मया विना कथं रामो जीविष्यति हतास्मि हा ॥ ३२४ ॥

એમ કહી મૂર્છા પામેલ તે ભૂમિ ઉપર પડી ગયાં, વળી ફરીથી ઊભાં થઈને કહેવા લાગ્યાં કે 'મારા વિના રામ શી રીતે જીવશે? હા....હું હણાઈ ગઈ... (૩૨૪)

रामाय स्वस्त्यथाशंसेराशिषं लक्ष्मणस्य च । शिवास्ते संतु पंथानो वत्स गच्छोपराघवम् ॥ ३२५ ॥

રામનું કલ્યાણ થાઓ, લક્ષ્મણને આશિષ કહેજે. હે વત્સ! હવે તું રામ પાસે જા, તારા માર્ગો નિરુપદ્રવી હો....'(૩૨૫)

एवं विधेऽपि दयिते विपरीतवृत्तौ यैवं विधा तदियमेव सतीषु धुर्या ।
संचिन्तयन्निति भृशं प्रणिपत्य मुक्त्वा सीतां कृतांतवदनो ववले कथंचित् ॥ ३२६ ॥

"પતિ આવા પ્રકારની વિપરીત વૃત્તિવાળો હોવા છતાં જે આવા પ્રકારનાં છે, તે આ સતીઓમાં મુખ્ય છે," આ પ્રમાણે વિચાર કરતો કૃતાન્તવદન અત્યંત નમીને સીતાને મૂકી મુશ્કેલીથી પાછો ફર્યો. (૩૨૬)

આઠમો સર્ગ સમાપ્ત

# નવમો સર્ગ

अथ सीता भयोद्भ्रांता बभ्रामेतस्ततो वने । आत्मानमेव निंदंती पूर्वदुष्कर्मदूषितम् ॥ १ ॥

હવે ભયથી ભ્રમિત બનેલી (અને) પૂર્વનાં દુષ્કર્મોથી દૂષિત પોતા(ના) (આત્મા)ની જ નિંદા કરતાં સીતા વનમાં આમતેમ ભમવા લાગ્યાં. (૧)

भूयो भूयश्च रुदती स्खलंती च पदे पदे । गच्छन्ती पुरतोऽपश्यन्महत् सैन्यं समापतत् ॥ २ ॥

ફરી ફરી રુદન કરતાં, પગલે પગલે સ્ખલના પામતાં અને આગળ જતાં (સીતાએ) મહાસૈન્ય આવતું જોયું. (૨)

मृत्युजीवितयोस्तुल्याशया प्रेक्ष्यापि तद्बलम् । सीता तस्थावभीतैव नमस्कारपरायणा ॥ ३ ॥

તે લશ્કર જોવા છતાં મૃત્યુ અને જીવનમાં સમાન આશયવાળાં, નમસ્કારમાં લીન એવાં સીતાજી ભય પામ્યા વિના જ ઊભાં રહ્યાં. (૩)

तां दृष्ट्वा बिभयांचक्रुः सैनिकाः प्रत्युतापि ते । का नाम दिव्यरूपेयं भूस्थितेत्यभिभाषिणः ॥ ४ ॥

પરંતુ તેમને જોઈને 'ભૂમિ ઉપર રહેલ દિવ્ય રૂપ ધારી આ કોણ છે?' એમ બોલતા તે સૈનિકો ભય પામવા લાગ્યા. (૪)

सीताया रुदितं श्रुत्वा स्वरवित्तच्चमूनृपः । इयं महासती कापि गुर्विणी चेत्यवोचत ॥ ५ ॥

સીતાના રુદનને સાંભળી સ્વર(શાસ્ત્ર) જાણનાર તે સેનાનો રાજા 'આ કોઈ મહાસતી ગર્ભવતી છે' એમ કહેવા લાગ્યો. (૫)

कृपालुः स महीपाल उपसीतं जगाम च । सीताप्याशंकिता तस्य स्वं नेपथ्यमढौकयत् ॥ ६ ॥

(ત્યાર બાદ) તે દયાળુ રાજા સીતા પાસે ગયો. ભય પામેલ સીતાએ પણ પોતાના આભૂષણ તેની આગળ મૂકી દીધાં. (૬)

राजाप्येवमभाषिष्ट मा भैषीस्त्वं मनागपि । तवैव भूषणान्येतान्यंगे तिष्ठंतु हे स्वसः ॥ ७ ॥

પરંતુ રાજા એ પ્રમાણે બોલ્યો કે, "હે બહેન! તું જરાય ભય પામીશ નહિ. આ તારાં આભૂષણો તારા અંગ ઉપર જ ભલે રહ્યાં. (૭)

का त्वं कस्त्वामिहात्याक्षीन्निर्घृणेभ्योऽपि निर्घृणः । आख्याहि मा स्म शंकिष्ठास्त्वत्कष्टेनास्मि कष्टितः ॥ ८ ॥

તું કોણ છે? ક્રૂરથીય ક્રૂર એવા કોણે અહીં તારો ત્યાગ કર્યો છે? મને તું કહે, ભય ન પામ. તારા દુઃખથી હું દુઃખી થયો છું." (૮)

तन्मंत्री सुमतिर्नाम सीतामेत्याब्रवीदिति । गजवाहनराजस्य बन्धुदेव्याश्च नन्दनः ॥ ९ ॥

नृपतिर्वज्रजंघोऽयं पुंडरीकपुरेश्वरः । महार्हतो महासत्वः परनारी सहोदरः ॥ १० ॥

(તે સમયે) સુમતિ નામે તેનો મન્ત્રી આવીને આ પ્રમાણે કહેવા લાગ્યો કે "ગજવાહન રાજાની બંધુદેવી (મહારાણી)નો પુત્ર, પુંડરીક નગરનો સ્વામી આ વજ્રજંઘ રાજા મહાશ્રાવક, મહાપરક્રમી અને પરનારી સહોદર છે."(૯-૧૦)

गजान् ग्रहीतुमत्रैत्य कृतार्थीभूय च व्रजन् । त्वद्दुःखदुःखितोऽत्रागाद्दुःखमाख्याहि तन्निजम् ॥ ११ ॥

હાથીઓને લેવા અહીં આવી કૃતાર્થ થઈ ને જતાં તમારા દુઃખથી દુઃખી થયેલ (તે) અહીં આવેલ છે. તેથી તમારું દુઃખ કહો. (૧૧)

विश्वस्य सीताप्याचख्यौ स्ववृत्तांतमशेषतः । रुदती रोदयंती तौ कृपालू राजमंत्रिणौ ॥ १२ ॥

વિશ્વાસ પામી સીતાએ પણ રુદન કરતાં અને દયાળુ એવા તે રાજા તથા મંત્રીને રડાવતાં પોતાનું સમસ્ત વૃતાન્ત કહી જણાવ્યું. (૧૨)

निर्व्याजो व्याजहारैवं राजा धर्मस्वसासि ते । एकं धर्मं प्रपन्ना हि सर्वे स्युर्बन्धवो मिथः ॥ १३ ॥

નિષ્કપટી રાજા એ પ્રમાણે બોલ્યો (કે) 'તમે મારા ધર્મભગિની છો' કેમ કે "એક ધર્મને સ્વીકારેલ સર્વે પરસ્પર બંધુઓ થાય." (૧૩)

मम भामंडलस्येव भ्रातुरेहि तदोकसि । स्त्रीणां पतिगृहादन्यत् स्थानं भ्रातृनिकेतनम् ॥ १४ ॥

તેથી ભામંડલની જેમ બંધુ એવા મારા ઘેર આવો (કેમ કે) સ્ત્રીઓને પતિગૃહથી અન્ય સ્થાન ભાઈનું ઘર છે. (૧૪)

रामोऽपि लोकवादेन त्वामत्याक्षीन्न तु स्वयम् । पश्चात्तापेन सोऽप्यद्य मन्ये त्वमिव कष्टभाक् ॥ १५ ॥

રામે પણ લોક અપવાદથી તમારો ત્યાગ કર્યો છે, પરંતુ જાતે નહિ, (તેથી) હું માનું છું કે પશ્ચાત્તાપથી તે પણ હવે તમારી જેમ દુઃખી થતા હશે. (૧૫)

गवेषयिष्यचिरात्त्वां सोऽपि विरहातुरः । चक्रवाक इवैकाकी ताम्यन् दशरथात्मजः ॥ १६ ॥

(તેમ જ) ચક્રવાકની જેમ વિરહ વ્યાકુળ, એકાકી દુઃખી થતા તે રામ પણ શીઘ્ર તમારી શોધ કરશે. (૧૬)

इत्युक्ता निर्विकारेण तेनामेत्यभिधायिनी । सीता रुरोह शिबिकां सद्यस्तदुपनायिताम् ॥ १७ ॥

નિર્વિકારી એવા તેના વડે એ પ્રમાણે કહેવાયેલાં 'ભલે' એ પ્રમાણે બોલતાં સીતા તરત જ તેના વડે મંગાવાયેલ શિબિકામાં આરૂઢ થયાં. (૧૭)

पुंडरीकपुरं चागान्मिथिलामपरामिव । अहर्निशं धर्मशीला चास्थात्तद्दर्शिते गृहे ॥ १८ ॥

(અને) બીજી મિથિલાનગરી સમાન પુંડરીકપુરમાં આવ્યાં તેમ જ હંમેશાં ધર્મપરાયણ તે તેણે બતાવેલ ઘરમાં રહ્યાં. (૧૮)

इतश्च रामसेनानीर्गत्वा रामाय सोऽवदत् । वने सिंहनिनादाख्ये त्यक्तवानस्मि जानकीम् ॥ १९ ॥

આ તરફ તે રામના સેનાનાયકે જઈને રામને કહ્યું (કે) સિંહનિનાદ નામના વનમાં સીતાને હું મૂકી આવ્યો છું. (૧૯)

मुहुर्मुहुः सा मूर्छित्वा चेतित्वा च मुहुर्मुहुः । कथंचिद्धैर्यमालंब्य वाचिकं चैवमादिशत् ॥ २० ॥

વારંવાર મૂર્ચ્છિત થઈ વારંવાર સચેતન બની મુશ્કેલીએ ધૈર્યનું અવલંબન કરી તેમણે આ પ્રમાણે સંદેશો આપ્યો છે : (૨૦)

नीतिशास्त्रे स्मृतौ देशे कस्मिन्नाचार ईदृशः । एकपक्षोक्तदोषेण पक्षस्यान्यस्त्र शिक्षणम् ॥ २१ ॥

'એવો નીતિશાસ્ત્રમાં, સ્મૃતિમાં (અથવા) કયા દેશમાં આચાર છે (કે) એક પક્ષે કહેલા દોષથી બીજા પક્ષને શિક્ષા કરવી? (૨૧)

सदा विमृश्य कर्तुस्तेऽप्यविमृश्य विधायिता । मन्ये मद्भाग्यदोषेण निर्दोषस्त्वं सदाप्यसि ॥ २२ ॥

હંમેશાં વિચાર કરીને કરનારા એવા પણ તમારું (આ કાર્યમાં) વિચાર વિનાનું કર્ત્તાપણું મારા ભાગ્ય દોષથી છે એમ હું માનું છું. તમે હમેંશાં નિર્દોષ છો. (૨૨)

खलोक्त्याहं यथा त्यक्ता निर्दोषापि त्वया प्रभो । तथा मिथ्यादृशां वाचा मा त्याक्षीर्धर्ममार्हतम् ॥ २३ ॥

(પરંતુ) હે પ્રભુ! દુર્જનોના વચનથી જેમ નિર્દોષ છતાંય તમારા વડે મારો ત્યાગ કરાયો તેમ મિથ્યાદૃષ્ટિઓના વચનથી આર્હતધર્મનો ત્યાગ કરશો નહિ.' (૨૩)

इत्युक्त्वा मूर्छिता सीता पतित्वोत्थाय चाब्रवीत् । मया विना कथं रामो जीविष्यति हतास्मि हा ॥ २४ ॥ 

એ પ્રમાણે કહીને મૂર્ચ્છા પામેલ સીતા પડીને ઊભાં થઈને કહેવા લાગ્યાં (કે) 'મારા વિના રામ શી રીતે જીવશે? હા...હું હણાઈ છું.' (૨૪)

इत्याकर्ण्य वचो रामः पपात भुवि मूर्छया । संभ्रमाल्लक्ष्मणेनैत्य सिषिचे चंदनांभसा ॥ २५ ॥

એ પ્રમાણેનાં વચન સાંભળી રામ મૂર્ચ્છાથી ભૂમિ ઉપર પડયા, તત્કાળ લક્ષ્મણે આવીને ચંદનજળથી સિંચન કર્યું. (૨૫)

उत्थाय विललापैवं क्व सा सीता महासती । सदा खलानां लोकानां वचसा ही मयोज्झिता ॥ २६ ॥

જાગ્રત થઈ (તે) એ પ્રમાણે વિલાપ કરવા લાગ્યા (કે) હંમેશનાં દુર્જન લોકોનાં વચનથી મારા વડે (જેનો) ત્યાગ કરાયો તે મહામતી સીતા કયાં છે? (૨૬)

अथोचे लक्ष्मणः स्वामिंस्तस्मिन्नद्यापि सा वने । महासती स्वप्रभावत्राता नूनं भविष्यति ॥ २७ ॥

હવે લક્ષ્મણ બોલ્યા (કે) 'હે સ્વામિન્! પોતાના પ્રભાવથી રક્ષણ કરાયેલાં તે મહાસતી હજુ પણ ચોક્કસ તે વનમાં હશે. (૨૭)

गत्वा गवेषयित्वा च स्वयमानीयतां प्रभो । सीता देवी त्वद्विरहान्न हि यावद्विपद्यते ॥ २८ ॥

હે પ્રભુ! તમારા વિરહથી જેટલામાં સીતાદેવી મૃત્યુ ન પામે (તેટલા કાળમાં) જાતે જઈને શોધ કરીને (તેમને) લઈ આવો, (૨૮)

श्रुत्वैवं सह तेनैव सेनान्या खेचरैश्च तैः । रामोऽगाद्व्योमयानेन तत्रारण्येऽतिदारुणे ॥ २९ ॥

એવું સાંભળી તે જ સેનાપતિ તથા તે વિદ્યાધારો સાથે રામ વિમાન વડે તે અતિભયંકર જંગલમાં ગયા. (૨૯)

**प्रतिस्थलं प्रतिजलं प्रतिशैलं प्रतिद्रुमम् । रामो गवेषयामास ददर्श न तु जानकीम् ॥ ३० ॥**

રામચંદ્રજીએ પ્રત્યેક સ્થળે, જલે જલે, પર્વતે પર્વતે અને પ્રત્યેક વૃક્ષે સીતાની શોધ કરી પણ (તેમને) જોયાં નહિ. (૩૦)

**मन्ये व्याघ्रेण सिंहेन श्वापदेनापरेण वा । सीता जग्धेति सुचिरं दध्यौ रामोऽतिदुःखितः ॥ ३१ ॥**

અતિ દુઃખી બનેલ રામ અતિ દીર્ઘકાળ સુધી વિચાર કરવા લાગ્યાં (કે) વ્યાઘ્ર વડે, સિંહ વડે અથવા અન્ય હિંસક પશુ વડે સીતા ભક્ષણ કરાયાં હશે એમ હું માનું છું. (૩૧)

**सीताप्राप्तौ मुक्ताशो निवृत्य स्वपुरीं ययौ । पौरैः सीतागुणग्राहं निंद्यमानो मुहुर्मुहुः ॥ ३२ ॥**

સીતાની પ્રાપ્તિ સંબંધી આશા મૂકી દીધેલ રામ પાછા ફરી અને સીતાના ગુણોને ગ્રહણ કરી નગરજનો વડે વારંવાર નિંદા કરાતા છતાં પોતાની નગરીએ ગયા. (૩૨)

**प्रेतकार्यं च सीतायाः पद्मोऽकार्षीदुदश्रुदृक् । पश्यन् सीतामयमिव सर्वं शून्यमिवाथ वा ॥ ३३ ॥**

અશ્રુપૂર્ણ નેત્રવાળા બધું સીતામય અથવા શૂન્ય જેમ જોતા રામે સીતાના પ્રેતકાર્યને કર્યું (૩૩)

**सैका हृदि दृशोरग्रे तस्थौ रामस्य वाचि च । क्वापि तिष्ठति सीतेति तथापि न विवेद सः ॥ ३४ ॥**

રામના હૃદયમાં, દૃષ્ટિ આગળ અને વાણીમાં એક તે સીતા જ રહ્યાં હતાં તોપણ તે કયાં રહે છે તે (રામ) જાણી શક્યા નહિ. (૩૪)

इतश्च तत्र वैदेही सुषुवे युग्मिनौ सुतौ । नामतोऽनंगलवणं मदनांकुशमप्यथ ॥ ३५ ॥

આ તરફ ત્યાં સીતાએ અનંગલવણ અને મદનાંકુશ નામે બે યુગલ પુત્રને જન્મ આપ્યો. (૩૫)

वज्रजंघस्तयोश्चक्रे जन्मनाममहोत्सवौ । स्वपुत्रलाभादधिकं मोदमानो महामनाः ॥ ३६ ॥

સ્વપુત્રપ્રાપ્તિથી, પણ અધિક હર્ષ પામતાં મહામના વજ્રજંઘે તે બન્નેનો જન્મ તથા નામનો મહોત્સવ કર્યો. (૩૬)

धात्रीजनैर्लाल्यमानौ लीलादुर्ललितावुभौ । क्रमेण ववृधाते तावश्विनाविव भूचरौ ॥ ३७ ॥

ધાવમાતાઓથી લાલન પાલન કરાતા, ક્રીડા વડે ચપલ તે બંને જાણે પૃથ્વી ઉપર ફરનારા અશ્વિનીકુમારો (ન) હોય તેમ અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યા. (૩૭)

कलाग्रहणयोग्यौ तावजायेतां महाभुजौ । कलभाविव शिक्षार्हौ नरेन्द्रनयनोत्सवौ ॥ ३८ ॥

શિક્ષાને યોગ્ય ગજબાળની જેવાં રાજાનાં નયનોને ઉત્સવરૂપ મહાબળી તે બંને કલાગ્રહણને યોગ્ય થયા. (૩૮)

तदा च नाम्ना सिद्धार्थोऽणुव्रती सिद्धपुत्रकः । विद्याबलर्द्धिसंपन्नः कलागमविचक्षणः ॥ ३९ ॥

त्रिसंध्यमपि मेर्वद्रौ चैत्ययात्रासु चंक्रमैः । आकाशगामी भिक्षार्थं वैदेहीगृहमाययौ ॥ ४० ॥ युग्मम् ॥

તે સમયે વિદ્યાબળની ઋદ્ધિથી સમૃદ્ધ, કળા અને આગમોમાં વિચક્ષણ, ત્રણે સંધ્યાએ મેરુપર્વત ઉપર ચૈત્ય-યાત્રાએ જવા વડે ગગનગામી સિદ્ધાર્થનામે અણુવ્રત ધારી સિદ્ધપુત્ર ભિક્ષા માટે સીતાના ગૃહે આવ્યા. (૩૯-૪૦)

वैदेह्या भक्तपानाद्यैः श्रद्धया स तु भोजितः । तथा सुखविहारं च तया पृष्टस्तदावदत् ॥ ४१ ॥

સીતા વડે શ્રદ્ધાપૂર્વક ભક્ત-પાનાદિથી ભોજન કરાવાયું, તેમ જ તેણી વડે સુખે વિહાર પુછાયેલ તેણે તે કહ્યો. (૪૧)

तेनापि पृष्टा वैदेही सुतजन्मावधि स्वकम् । मूलाद्वृत्तांतमाचख्यौ तस्य भ्रातुरिवाग्रतः ॥ ४२ ॥

તેના વડે પુછાયેલી સીતાએ પણ ભાઈની જેમ તેની આગળ મૂળથી (આરંભી) પુત્ર જન્મપર્યન્તનો પોતાનો (સર્વ) વૃત્તાંત કહ્યો. (૪૨)

ऊचेऽष्टांगनिमित्तज्ञः सिद्धार्थः करुणानिधिः । किं ताम्यसि मुधा यस्यास्तनयौ लवणांकुशौ ॥ ४३ ॥

(તેથી) અષ્ટાંગનિમિત્તને જાણનાર, કરુણાનિધિ સિદ્ધાર્થે કહ્યું કે જેને લવણ અને અંકુશ જેવા બે પુત્રો છે (તે-તમે) નિરર્થક દુઃખી થાઓ છો. (૪૩)

प्रशस्तलक्षणौ साक्षादिव तौ रामलक्ष्मणौ । मनोरथं तव सुतौ नचिरात् पूरयिष्यतः ॥ ४४ ॥

સાક્ષાત્ રામ-લક્ષ્મણ સમાન, શ્રેષ્ઠ લક્ષણોવાળા તે બન્ને પુત્રો તમારા મનોરથ જલદીથી પૂર્ણ કરશે, (૪૪)

तेनेत्याश्वासिता सीता तमभ्यर्थ्य कृताग्रहा । स्वगृहे धारयामास पुत्राध्यापनहेतवे ॥ ४५ ॥

તેના વડે એ પ્રમાણે આશ્વાસન અપાયેલ સીતાએ આગ્રહપૂર્વક પ્રાર્થના કરી તેને પુત્રોના અભ્યાસ કરાવવા માટે પોતાના ઘેર રોકી લીધા. (૪૫)

स भव्याविति तत्पुत्रौ सर्वा अग्राहयत् कलाः । तथा यथा तावभूतां दुर्जयौ द्युसदामपि ॥ ४६ ॥

તેણે 'યોગ્ય છે' એમ (જાણી) તે બન્ને પુત્રોને સર્વ કળાઓ તેવી રીતે શીખવી (કે) જેથી તે બન્ને દેવતાઓને પણ દુર્જય થયા. (૪૬)

तावधीताखिलकलौ प्रपेदाते च यौवनम् । नूतनाविव कंदर्पवसन्तौ सहचारिणौ ॥ ४७ ॥

જાણે સહચારી નવીન કામદેવ અને વસંત (ન) હોય તેવા સમસ્ત કલાઓનો અભ્યાસ કરેલ તે બન્ને યૌવન વયને પામ્યા. (૪૭)

वज्रजंघः शशिचूलां पुत्रीं लक्ष्मीवतीभवाम् । कन्या द्वात्रिंशतं चान्या लवणेनोद्वाहयत् ॥ ४८ ॥

વજ્રજંઘે (પોતાની રાણી) લક્ષ્મીવતીથી ઉત્પન્ન થયેલ શશિચૂલા (નામે) પુત્રી તથા બીજી બત્રીસ કન્યાઓ લવણને પરણાવી. (૪૮)

सोऽङ्कुशाय ययाचे तु पृथ्वीपुरपतेः पृथोः । कन्यकाममृतवतीजातां कनकमालिकाम् ॥ ४९ ॥

(તેમ જ) અંકુશ માટે તેણે પૃથ્વીપુરના સ્વામી પૃથુ (રાજા) ની અમૃતવતી સ્ત્રીથી જન્મ પામેલ કનકમાલા (નામે) કન્યાની માગણી કરી. (૪૯)

वंशो न ज्ञायते यस्य तस्मै स्वदुहिता कथम् । दीयतामित्यभाषिष्ट पृथुः पृथुपराक्रमः ॥ ५० ॥

મહાપરાક્રમી પૃથુએ જણાવ્યું (કે) 'જેનો વંશ જાણતા ન હોઈએ તેને પોતાની પુત્રી શી રીતે અપાય!' (૫૦)

वज्रजंघस्तदाकर्ण्य तं क्रोधादभ्यषेणयत् । पृथुगृह्यं व्याघ्ररथं युद्धे बद्ध्वाग्रहीन्नृपम् ॥ ५१ ॥

તે સાંભળી વજ્રજંઘે ક્રોધથી સેના સાથે તેની તરફ પ્રયાણ કર્યું (અને) યુદ્ધમાં પૃથુના પક્ષના વ્યાઘ્રરથ (નામે) રાજાને પકડી લીધો. (૫૧)

स्वमित्रं पोतनपतिं साहाय्यायाह्वयत्पृथुः । विधुरेषु हि मित्राणि स्मरणीयानि मंत्रवत् ॥ ५२ ॥

પૃથુરાજાએ પોતાના મિત્ર પોતનપુરના સ્વામીને સહાય માટે બોલાવ્યો કેમ કે 'મુશ્કેલીમાં મંત્રીની જેમ મિત્રો સ્મરણ કરવા યોગ્ય છે.' (૫૨)

वज्रजंघोऽपि पुत्रान् स्वान्नरैरानाययद्युधि । तैर्वार्यमाणावपि तौ चेयतुर्लवणांकुशौ ॥ ५३ ॥

વજ્રજંઘે પણ માણસો દ્વારા પોતાના પુત્રોને તેડાવી લીધા, તેઓ વડે નિષેધ કરાતાં છતાં પણ તે લવણ અને અંકુશ ગયા. (૫૩)

अन्येद्युर्ववृते युद्धं चम्वोर्मिलितयोर्द्वयोः । परैरतिबलैर्वज्रजंघसैन्यं त्वभज्यत ॥ ५४ ॥

બીજા દિવસે એકઠાં થયેલ બન્ને સૈન્યનું યુદ્ધ થયું અને અતિ બળવાન શત્રુઓ વડે વજ્રસંઘના સૈન્યનો ભંગ કરાયો. (૫૪)

संक्रुध्धौ मातुलचमूभंगेन लवणांकुशौं । निरंकुशाविव गजौ प्रणिघ्नन्तावधावताम् ॥ ५५ ॥

મામાની સેનાના ભંગ વડે ક્રોધિત બનેલ અંકુશ વિનાના હસ્તિ સમાન લવણ અને અંકુશ પ્રહારો કરતા દોડયા. (૫૫)

तयोरोजस्विनो रंहो मनागपि न सेहिरे । द्विषन्तः प्रावृडुत्पूरश्रोतसोरंघ्रिपा इव ॥ ५६ ॥

વર્ષાઋતુના પૂરના પ્રવાહને જેમ વૃક્ષો (સહન ન કરી શકે તેમ) ઓજસ્વી એવા તે બંનેના વેગને શત્રુઓ જરા પણ સહન કરી શકયા નહિ. (૫૬)

अभज्यत ससैन्योऽपि पृथुर्यावन्नरेश्वरः । ऊचतुस्तावदेवं तौ स्मेरास्यौ रामनंदनौ ॥ ५७ ॥

જેટલામાં સૈન્ય સહિત પૃથુરાજા પણ ભાગવા લાગ્યો તેટલામાં વિકસિત મુખવાળા તે બન્ને રામપુત્રો આપ્રમાણે બોલ્યા. (૫૭)

अपरिज्ञातवंशाभ्यामप्यावाभ्यामिहाहवे । विज्ञातवंशजा यूयं पलायध्वं कथं त्वहो ॥ ५८ ॥

અહો.... અહીં યુદ્ધમાં અજ્ઞાતવંશવાળા એવા અમારાથી જ્ઞાતવંશમાં ઉત્પન્ન થયેલ તમે કેમ દૂર ભાગો છો ! (૫૮)

इति तद्वचनं श्रुत्वा वलित्वा पृथुरब्रवीत् । व्यज्ञायि वंशो युष्माकं विक्रमेणामुना मया ॥ ५९ ॥

એ પ્રમાણે તેમનાં વચન સાંભળી પાછો ફરી પૃથુરાજા કહેવા લાગ્યો કે તમારા આ પરાક્રમથી (તમારો) વંશ જાણી લીધો છે. (૫૯)

अंकुशायार्थिता कन्या वज्रजंघेन भूभुजा। नूनं मम हितेनैव हीदृक् क्व लभ्यते ॥ ६० ॥
વજ્રજંઘ રાજા વડે અંકુશને માટે કન્યાની માગણી કરાઈ હતી (તે) ખરેખર મારા હિત માટે જ (હતું). ખરેખર આવો વર કયાં પ્રાપ્ત થાય? (૬૦)

इति सानुनयं प्रोच्य सोऽङ्कुशाय तदैव हि। कन्यां कनकमालाख्यां प्रददौ पूर्वयाचिताम् ॥ ६१ ॥
એ પ્રમાણે નમ્રતાપૂર્વક કહીને તેણે તે જ સમયે પૂર્વે યાચના કરેલ કનકમાળા નામે કન્યા અંકુશને આપી. (૬૧)

संधानं वज्रजंघेन समक्षं सर्वभूभुजाम्। चक्रे पृथु नृपः पुत्र्याः स्पृहयन्नंकुशं वरम् ॥ ६२ ॥
(તેમ જ) પુત્રીના વરરૂપે અંકુશને ઇચ્છતા પૃથુરાજાએ સર્વ રાજાઓની સમક્ષ વજ્રજંઘ સાથે સંધિ કરી. (૬૨)

तत्रास्थाच्छिबिरं न्यस्य वज्रजंघनरेश्वरः। आगाच्च नारदमुनिः सच्चक्रे तेन चोच्चकैः ॥ ६३ ॥
વજ્રજંઘ રાજા ત્યાં (જ) છાવણી નાખીને રહ્યા (ત્યાં) નારદમુનિ આવ્યા, તેના વડે (તે) ઉચ્ચ રીતે સત્કાર કરાયા (૬૩)

वज्रजंघो निषण्णेषु राजसूवाच नारदम्। अंकुशाय पृथुर्दास्यत्यसौ कन्यां निजां मुने ॥ ६४ ॥
રાજાઓ બેસી ગયે છતે વજ્રજંઘે નારદને કહ્યું, 'હે મુનિ! આ પૃથુરાજા અંકુશને (પોતાની) કન્યા આપવાના છે. (૬૪)

लवणांकुशयोर्वंशमस्मत्संबंधिनोऽस्य तत्। आख्याहि ज्ञातजामातृवंशो येनैष तुष्यति ॥ ६५ ॥

તેથી અમારા સંબંધી એવા અમને (તમે) લવણ તથા અંકુશનો વંશ કહો જેથી જમાઈના વંશને જાણેલ એ સંતોષ પામે. (૬૫)

**अथोचे नारदः स्मित्वा वंशं को वेत्ति नानयोः । यस्योत्पत्त्यादिकंदः स भगवानृषभध्वजः ॥ ६६ ॥**

હવે નારદે હસીને કહ્યું 'જે (વંશ) ની ઉત્પત્તિનું આદિમૂળ તે ભગવાન ઋષભદેવ છે (તે) આ બન્નેના વંશને કોણ જાણતું નથી? (૬૬)

**चक्रिणो ह्यनयोर्वंशे भरताद्याः कथाश्रुताः । को न वेत्त्यनयोस्तातौ प्रत्यक्षौ रामलक्ष्मणौ ॥ ६७ ॥**

કેમ કે આ બન્નેના વંશમાં ભરત વગેરે ચક્રવર્તીઓ કથાઓમાં શ્રવણ કરાયેલ છે. (વળી) આ બન્નેના તાત પ્રત્યક્ષ એવા રામ લક્ષ્મણને કોણ જાણતું નથી? (૬૭)

**गर्भस्थयोरप्यनयोरयोध्यालोकजन्मनः । अपवादाच्चकितेन त्यक्ता रामेण जानकी ॥ ६८ ॥**

આ બન્ને ગર્ભમાં રહ્યે છતે અયોધ્યાના લોકોથી ઉત્પન્ન થયેલ અપવાદથી ચકિત બનેલ રામે સીતાનો ત્યાગ કર્યો હતો.' (૬૮)

**अथांकुशो हसित्वोचे ब्रह्मन्न खलु साधु तत् । चक्रे रामेण वैदेहीं त्यजता दारुणे वने ॥ ६९ ॥**

એથી અંકુશે હસીને કહ્યું, હે બ્રહ્મન્? સીતાનો ભયંકર વનમાં ત્યાગ કરતા રામ વડે (શું) તે સારું કરાયું હતું? (૬૯)

भूयांसि ह्यपवादस्य कारणानि निराकृतौ । भवंति तत्र किं न्वेवं विद्वानपि चकार सः ॥ ७० ॥
કેમ કે અપવાદનું નિરાકરણ કરવામાં ઘણાં નિમિત્તો હોય છે ત્યાં વિદ્વાન્ એવા પણ તેમણે એવું શા માટે કર્યું ? (૭૦)

पप्रच्छ लवणोऽथैवं दूरे कियति सा पुरी । यस्यां वसति मे तातः सानुजः सपरिच्छदः ॥ ७१ ॥
વળી લવણે એ પ્રમાણે પૂછયું (કે) નાના ભાઈ અને પરિવારયુક્ત મારા પિતાશ્રી જયાં વસે છે તે અયોધ્યા નગરી અહીંથી કેટલી દૂર છે ? (૭૧)

मुनिश्चोचे तव पिता यस्यां विश्वैकनिर्मलः । सायोध्या पूरितः षष्टियुग्योजनशतं खलु ॥ ७२ ॥
મુનિએ કહ્યું (કે) વિશ્વમાં અસાધારણ નિર્મળ તમારા પિતા જયાં (રહે છે) તે અયોધ્યા નગરી અહીંથી એકસો સાઠ યોજન (દૂર) છે. (૭૨)

वज्रजंघमथोवाच लवणः प्रश्रयं श्रयन् । इच्छावस्तत्र गत्वावां प्रेक्षितुं रामलक्ष्मणौ ॥ ७३ ॥
એથી વિનયનો આશ્રય કરતા લવણે વજ્રજંઘને કહ્યું, 'અમે બંને ત્યાં જઈ રામ-લક્ષ્મણને જોવા ઈચ્છીએ છીએ. (૭૩)

प्रतिपद्य स तद्वाचमंकुशं पर्यणाययत् । महोत्सवेन पृथुराट्पुत्र्या कनकमालया ॥ ७४ ॥
તેના વચનનો સ્વીકાર કરી તેણે મહોત્સવપૂર્વક અંકુશનો પૃથુરાજાની પુત્રી કનકમાલા સાથે વિવાહ કર્યો. (૭૪)

वज्रजंघपृथुभ्यां तावन्वितौ लवणांकुशौ । साधयंतौ बहून देशान् लोकाख्यपुरमीयतुः ॥७५॥

વજ્રજંઘ તથા પૃથુરાજાથી યુક્ત તે લવણ અને અંકુશ ઘણા દેશોને સાધતાં સાધતાં લોકપુર નામે (નગરે) ગયા. (૭૫)

युद्धभूमौ च तद्भूपं धैर्यशौण्डीर्यशालिनम् । कुबेरकान्तनामानं मानिनं तत्र जिग्यतुः ॥७६॥

ત્યાં યુદ્ધભૂમિ ઉપર ધૈર્ય અને ગર્વથી શોભિત, કુબેરકાન્ત નામે તે (નગર) ના અભિમાની રાજાને તેમણે જીતી લીધો. (૭૬)

लंपाकेष्वेककर्णाख्यं विजिग्याते नृपं च तौ । तत श्च विजयस्थल्यां भूपं भ्रातृशताभिधम् ॥७७॥

(ત્યાંથી આગળ પ્રયાણ કરતાં) તેમણે લંપાકદેશમાં એકકર્ણ નામે રાજાને અને ત્યાર બાદ વિજયસ્થલીમાં ભ્રાતૃશત નામે રાજાને જીતી લીધો. (૭૭)

गंगामुत्तीर्य कैलासस्योत्तरां दिशमीयतुः । तत्र नंदनचारूणां देशानां चक्रतुर्जयम् ॥७८॥

(ત્યાંથી) ગંગા નદી ઊતરી કૈલાસ (પર્વત) ની ઉત્તરદિશામાં ગયા, ત્યાં નંદનચારુ દેશો ઉપર વિજય મેળવ્યો. (૭૮)

रुषकुंतलकालांबुनंदिनंदनसिंहलान् । शलभाननलाञ्छलान् भीमान् भूतरवादिकान् ॥७९॥

तौ जयंतौ नृपान् सिंधोः परकूलमुपेयतुः । तत्र चार्याननार्यांश्च साधयामासतुर्नृपान् ॥८०॥

(ત્યાંથી) રુષ, કુંતલ, કાલાંબુ, નંદિનદન, સિંહલ, શલભ, અનલ, શૂલ, ભીમ (અને) ભૂતરવાદિ (દેશના) રાજાઓ ઉપર વિજય મેળવતા તે બન્ને સિંધુના બીજા કાંઠે ગયા, ત્યાં આર્ય અને અનાર્ય રાજાઓને સાધી લીધા. (૭૯-૮૦)

बहुदेशेश्वरानेवं साधयित्वा सहैव तैः । निवृत्योपेयतुस्तौ तत्पुंडरीकपुरं पुरम् ॥८१॥

એ પ્રમાણે ઘણા દેશોના રાજાઓને સાધી તેઓ સાથે જ પાછા ફરી તે બને પુંડરીકપુર નગરે ગયા. (૮૧)

अहो धन्यो वज्रजंघो यदीयौ यामिनंदनौ । ईदृशाविति जल्पद्भिर्वीक्ष्यमाणौ पुरीजनैः ॥८२॥

जग्मतुः स्वगृहं वीरौ भूपवीरैः समावृतौ । प्रणेमतुश्च जानक्याश्चरणौ विश्वपावनौ ॥८३॥

'અહો ! વજ્રજંઘ ભાગ્યશાળી છે (કે) જેને આવા ભાણેજો છે' એ પ્રમાણે બોલતા નગરજનોથી દર્શન કરાતા (અને) પરાક્રમી રાજાઓથી પરિવરેલા બન્ને વીરો સ્વગૃહે ગયા તેમ જ વિશ્વને પવિત્ર કરનારાં સીતાજીનાં ચરણોને નમસ્કાર કર્યા. (૮૨-૮૩)

चुचुंब मूर्ध्नि तौ सीता स्नपयंती मुदश्रुभिः । रामलक्ष्मणयोस्तुल्यौ भूयास्तमिति चावदत् ॥८४॥

આનંદાશ્રુઓથી તે બન્નેને સ્નાન કરાવતાં મસ્તક ઉપર ચુંબન કર્યું અને ' રામ-લક્ષ્મણ જેવા થાઓ એમ આશિષ આપી. (૮૪)

ऊचतुर्वज्रजंघं तौ मातुल प्राक् त्वयावयोः । मेने यानमयोऽध्यायामिदानीमनुतिष्ठ तत् ॥८५॥

તે બન્નેએ વજ્રજંઘને કહ્યું, 'હે મામા! પૂર્વે તમે અમને બન્નેને અયોધ્યા જવા રજા આપી હતી, હવે તેનો અમલ કરો. (૮૫)

**आज्ञाप्यंतां च लंपाकरुषकालांबुकुंतलाः । शलभानलशूलाद्याश्चापरेऽपि महीभुजः ॥८६॥**

(વળી) લંપાક, રુષ, કાલાંબુ, કુંતલ, શલભ, અનલ, શૂલ અને બીજા રાજાઓને પણ (સાથે આવવા) આજ્ઞા કરો. (૮૬)

**प्रयाणभंभा वाद्यंतां छाद्यंतां च दिशो बलैः । त्यक्ता येनावयोर्माता वीक्ष्यस्तस्याद्य विक्रमः ॥८७॥**

પ્રયાણભંભા વગડાવો, તેમ જ લશ્કર વડે દિશાઓને ઢાંકી દો. જેના વડે અમારી માતા તજાયાં, તેનું પરાક્રમ અમે હવે જોઈએ.' (૮૭)

**सीतापि सद्यो रुदती जगादैवं सगद्गदम् । वत्सौ केयमनर्थेच्छा युवयोः कर्मणामुना ॥८८॥**

(તે સાંભળી) શીઘ્ર સીતાજી પણ રુદન કરતાં ગદ્ગદ સ્વરે એ પ્રમાણે કહેવા લાગ્યાં (કે) હે વત્સો! આવા કાર્ય દ્વારા તમારી કયા અનર્થની ઇચ્છા છે? (અર્થાત્ તમે અનર્થને કેમ ઇચ્છો છો? (૮૮)

**वीरौ पितृपितृव्यौ वां दुर्जयौ द्युसदामपि । यकाभ्यां निहतो रक्षःपतिस्त्रैलोक्यकंटकः ॥८९॥**

જેમના વડે ત્રણે લોકને કંટકરૂપ રાક્ષસપતિ (રાવણ) મરાયો (તે) તમારા પિતા અને કાકા વીર છે અને દેવોને પણ દુર્જય છે. (૮૯)

उत्कंठा पितरं द्रष्टुं युवयोर्यदि बालकौ । विनीतीभूय तद्यातं पूज्ये हि विनयोऽर्हति ॥९०॥

હે બાળકો! જો તમને (તમારા) પિતા જોવાની ઉત્કંઠા હોય તો વિનયી થઈને જાઓ, "કેમ કે પૂજ્ય પ્રત્યે વિનય (જ) યોગ્ય છે." (૯૦)

ततस्तावेवमूचाते विनयः क्रियते कथम् । तस्मिन् द्विषत्पदप्राप्ते त्वत्त्याजिनि पितर्यपि ॥९१॥

તેથી તે બન્ને એ પ્રમાણે કહેવા લાગ્યા (કે) પિતા હોવા છતાં પણ તમારો ત્યાગ કરનાર તે શત્રુપદને પામ્યે છતે વિનય શી રીતે કરાય? (૯૧)

पुत्रौ तवावामायाताविति तस्य पुरः कथम् । गत्वा स्वयं वदिष्यावस्तस्यापि ह्रीकरं वचः ॥९२॥

(વળી) 'અમે–તમારા પુત્રો–આવ્યા છીએ' એ પ્રમાણે તેમની આગળ જઈને તેમને પણ લજ્જા પમાડનારું વચન અમે શી રીતે બોલીએ? (૯૨)

आनंदजनकं तस्य जनकस्यापि दोष्मतः । युद्धाह्वानं युज्यते तु कुलद्वययशस्करम् ॥९३॥

(તેથી) બળવાન એવા તેમને પણ આનંદ જનક તેમ જ બન્ને કુળને યશકારક એવું યુદ્ધનું આહ્વાન (જ) યોગ્ય છે. (૯૩)

अभिधायेति सीतायां रुदंत्यामपि चेलतुः । महोत्साहौ महासैन्यौ तौ रामनगरीं प्रति ॥९४॥

એ પ્રમાણે કહીને સીતા રડતાં હોવા છતાં પણ મહા ઉત્સાહી અને મહાસૈન્યવાળા તે બન્નેએ અયોધ્યા પ્રતિ પ્રયાણ કર્યું. (૯૪)

कुठारकुद्दालभृतां सहस्राणि नृणां दश । तयोः पथ्यच्छिदन् वृक्षादिकं क्ष्मां च समां व्यधुः ॥९५॥

કુહાડા અને કોદાળી ધારણ કરનાર દશ હજાર મનુષ્યોએ તે બન્નેના માર્ગમાં (આવતાં) વૃક્ષાદિ કાપી નાખ્યાં અને પૃથ્વીને સરખી બનાવી દીધી. (૯૫)

क्रमेण गत्वा सेनाभी रुन्धानौ सर्वतो दिशः । तावूपतुरुपायोध्यं योद्धुकामौ महाभुजौ ॥९६॥

સેના વડે સર્વ દિશાઓને રોધતા, યુદ્ધની ઇચ્છાવાળા મહાપરક્રમી તે બન્ને અનુક્રમે ગમન કરી અયોધ્યા પાસે (આવીને) રહ્યા. (૯૬)

विरुद्धं तद्बलं भूरि श्रुत्वायातं पुरो बहिः । उभौ विसिष्मियाते च सिष्मियाते च राघवौ ॥९७॥

નગરીની બહાર શત્રુનું તે ઘણું સૈન્ય આવેલું સાંભળી બન્ને રાઘવ (વીરો) વિસ્મય પામ્યા અને હસવા લાગ્યા. (૯૭)

अथेत्यसूचे सौमित्रिः परे केऽमी पतंगवत् । मर्तुकामाः समापेतुरार्यविक्रमपावकम् ॥९८॥

હવે લક્ષ્મણ આ પ્રમાણે કહેવા લાગ્યા (કે) મરવાની ઇચ્છાવાળા આ કયા શત્રુઓ પતંગિયાની જેમ આર્યના પરાક્રમ રૂપી અગ્નિમાં પડવા આવ્યા છે? (૯૮)

इत्युक्त्वा सह रामेण सुग्रीवादिभिरावृतः । युद्धे चचाल सौमित्रिरमित्रध्वांतभास्करः ॥९९॥

એમ કહી રામની સાથે સુગ્રીવ વગેરેથી વીંટળાયેલ શત્રુ રૂપી અંધકાર (ને દૂર કરવા) માટે સૂર્યસમાન લક્ષમણ યુદ્ધ કરવા ચાલ્યા. (૯૯)

**इतश्च नारदाच्छ्रुत्वा तद्भामंडलभूपतिः । पुंडरीकपुरे सीतामुपेयाय ससंभ्रमः ॥ १०० ॥**

આ બાજુ નારદ પાસેથી તે (સર્વ સમાચાર) સાંભળી ભામંડલ રાજા વેગપૂર્વક પુંડરીકપુરમાં સીતા પાસે ગયા. (૧૦૦)

**तस्याख्यद्रुदती सीता रामो मां भ्रातरत्यजत् । मत्त्यागमसहिष्णू च त्वद्यामेयौ युधे गतौ ॥ १०१ ॥**

તેમને સીતાને રડતાં રડતાં કહ્યું (કે) "હે ભાઈ! રામે મારો ત્યાગ કર્યો છે અને મારા ત્યાગને સહન નહિ કરી શકનાર તમારા બંને ભાણે જ યુદ્ધમાં ગયા છે." (૧૦૧)

**भामंडलोऽप्युवाचैवं त्वात्त्यागं रभसावशात् । चक्रे रामो द्वितीयं तु मा कार्षीत्पुत्रयोर्वधम् ॥ १०२ ॥**

ભામંડલે પણ એ પ્રમાણે કહ્યું (કે) "ઉતાવળને વશ થઈ રામે (એક) તમારો ત્યાગ કર્યો, પરંતુ હવે બીજો પુત્રનો વધ ન કરે." (૧૦૨)

**आत्मजौ तावजानानौ न यावद्धंति राघवः । उत्तिष्ठ तावद्गच्छावस्तत्रावामविलंबितम् ॥ १०३ ॥**

ઊભાં થાઓ, બંને પુત્રોને નહિ ઓળખતા રામ જેટલામાં તેમનો વધ ન કરે તેટલામાં આપણે વિલંબ વિના ત્યાં પહોંચી જઈએ. (૧૦૩)

इत्युक्त्वा जानकीमात्मविमानमधिरोप्य च । लवणांकुशयोः स्कंधावारे भामंडलो ययौ ॥ १०४॥

એ પ્રમાણે, કહી સીતાજીને પોતાના વિમાનમાં બેસાડી ભામંડલ લવણ–અંકુશની છાવણીમાં ગયો. (૧૦૪)

तौ नमश्चक्रतुः सीतां कुमारौ लवणांकुशौ । मातुलोऽयमिति सीताख्यातं भामंडलं तथा ॥ १०५॥

તે લવણ અને અંકુશકુમારે સીતાજીને તેમ જ 'આ મામા છે' એ પ્રમાણે સીતા વડે ઓળખાણ અપાયેલ ભામંડલને (પણ) નમસ્કાર કર્યા. (૧૦૫)

स तौ शिरसि चुंबित्वा स्वोत्संगमधिरोप्य च । हर्षरोमांचितवपुरित्यूचे गद्गदाक्षरम् ॥ १०६॥

તે બન્નેને મસ્તકે ચુંબન કરી પોતાના ઉત્સંગમાં બેસાડી હર્ષથી રોમાંચિત દેહવાળો તે (ભામંડલ) ગદ્ગદિત અક્ષરે આ પ્રમાણે કહેવા લાગ્યો : (૧૦૬)

वीरपत्नी पुराप्यासीद्दिष्ट्या संप्रति वीरसूः । अभूद्युवाभ्यां मे यामिर्यामिनीजानिनिर्मला ॥ १०७॥

ચંદ્રસમાન નિર્મલ મારી બહેન પૂર્વે પણ વીરપત્ની (તો) હતી જ, (પરંતુ) ભાગ્યયોગે તમારા બેથી હવે તે વીરમાતા (પણ) થઈ છે ! (૧૦૭)

वीरपुत्रौ च वीरौ च युवां यद्यपि मानदौ । रणं पितृपितृव्याभ्यां मा कृषाथां तथापि हि ॥ १०८॥

હે ગર્વભંજકો ! જોકે તમે બન્ને વીરપુત્ર છો અને વીર છો તોપણ પિતા અને કાકા સાથે યુદ્ધ ન કરશો. (૧૦૮)

**न रणे रावणोऽप्यासीद्ययोर्मल्लस्तयोः कथम् । युद्धं युवाभ्यामारेभे दोःकंडूरभसावशात् ॥१०९॥**

યુદ્ધમાં જેઓને રાવણ પણ મલ્લ રૂપે ન હતો તે બંને સાથે ભૂજાની ખણુજના સાહસને વશ થઈ તમારા વડે યુદ્ધ કેમ આરંભાયું છે? (૧૦૯)

**तावूचतुर्मातुलालं स्नेहभीरुतयानया । त्वत्स्वसाप्यस्मदंबेयमूचेऽदः कातरं वचः ॥११०॥**

તે બન્ને બોલ્યા : 'હે મામા ! આવા સ્નેહભીરુપણા વડે સર્યું, આ અમારી માતા અને તમારી બહેન પણ આવાં (જ) કાયર વચન કહેતી હતી. (૧૧૦)

**आवामपि हि विद्वो यन्न मल्लः कोऽपि तातयोः । युद्धं त्यक्त्वा तयोरेत्रोत्पादयावः कथं ह्रियम् ॥१११॥**

અમે પણ જાણીએ છીએ કે બંને તાતને કોઈ મલ્લ રૂપ નથી (છતાંય) યુદ્ધને ત્યજી તે બન્નેને જ શી રીતે અમે લજ્જા ઉત્પન્ન કરાવીએ. (૧૧૧)

**तयो र्ब्रुवाणयोरेव सैन्यानां रामसैनिकैः । समं प्रववृते युद्धं संवर्तावर्तदर्शकम् ॥११२॥**

તેઓ એ પ્રમાણે બોલતે છતે જ સૈનિકોનું રામના સૈનિકો સાથે પ્રલય કાળના આવર્ત્તોને દેખાડનારું યુદ્ધ શરૂ થયું. (૧૧૨)

**सुग्रीवाद्यैः खेचरैर्मानयोः सैन्यं महीचरम् । हन्यतामिति सांशंको ययौ भामंडलो युधि ॥११३॥**

સુગ્રીવ વગેરે વિદ્યાધારો વડે આ બન્નેનું ભૂચર સૈન્ય હણાઈ ન જાય એવી આશંકાવાળો ભામંડલ (પણ) યુદ્ધમાં ગયો. (૧૧૩)

उत्तस्थाते कुमारावप्याहवाय महाबलौ । उच्छ्वास्यमानवर्माणौ रोमांचेनातिशायिना ॥ ११४॥

અતિશય રોમાંચ વડે ઉચ્છ્વસિત કરાતાં કવચોવાળા (તે) મહાબળવાન કુમારો પણ યુદ્ધ માટે તત્પર થયા. (૧૧૪)

निःशंकं युद्धमानास्ते सुग्रीवाद्या नभश्चराः । युधि भामंडलं दृष्ट्वा पप्रच्छुः काविमाविति ॥ ११५॥

નિઃશંકપણે યુદ્ધ કરતા તે સુગ્રીવાદિ વિદ્યાધરો ભામંડળને યુદ્ધમાં જોઈને 'આ બન્ને કોણ છે?' એમ પૂછવા લાગ્યા. (૧૧૫)

भामंडलाच्च ते ज्ञात्वा रामपुत्राविमाविति । गत्वा सीतां नमश्चक्रुन्यर्षदंश्च पुरो भुवि ॥ ११६॥

'આ રામના પુત્રો છે' એ પ્રમાણે ભામંડલ પાસેથી જાણીને તેઓએ જઈને સીતાને નમસ્કાર કર્યા અને (તેમની) સન્મુખ ભૂમિ ઉપર બેઠા. (૧૧૬)

इतश्च तौ क्षणेनापि दोष्मंतौ लवणांकुशौ । रामसैन्यं दधुवतुः क्षयोद्भ्रांताब्धिदुर्धरौ ॥ ११७॥

આ બાજુ ક્ષણ વારમાં જ પ્રલયકાળે ઉદ્ભ્રાંત થયેલ સમુદ્ર જેવા દુર્ધર તે પરાક્રમી લવણ અને અંકુશે રામના સૈન્યને હલાવી દીધું. (૧૧૭)

यत्र तत्र भ्रेमतुस्तौ वने सिंहाविवोद्धतौ । रथी सादी निषादी वा न तत्रास्थाद्धृतायुधः ॥ ११८॥

વનમાં સિંહની જેમ ઉદ્ધત એવા તે બન્ને જે જે સ્થળે ભમતા હતા ત્યાં આયુધ ધારણ કરેલ (કોઈ પણ) રથી, ઘોડેસવાર કે હસ્તીસવાર રહી ન શક્યો. (૧૧૮)

हतविद्रुतमेवं च रामसैन्यं विधाय तौ । केन्याप्यस्खलितौ रामं सौमित्रिं चेयतुर्युधि ॥ ११९ ॥

એ પ્રમાણે રામસૈન્યને હત–ભગ્ન કરીને કોઈથી પણ સ્ખલના નહિ પામેલ તે બન્ને યુદ્ધ માટે રામ અને લક્ષ્મણ પાસે ગયા. (૧૧૯)

तौ प्रेक्ष्य रामसौमित्री एवमन्योऽन्यमूचतुः । कावप्येतावभिरामौ कुमारौ विद्विषौ च नः ॥ १२० ॥

તે બન્નેને જોઈને રામ-લક્ષ્મણ પરસ્પર એ પ્રમાણે કહેવા લાગ્યા (કે) 'આપણા શત્રુ રૂપ (છતાં) મનોહર એવા આ બન્ને કુમારો કોણ છે? (૧૨૦)

निसर्गात् स्निह्यति मनो बलाद्द्रुह्यति किंत्विदम् । उद्यच्छावः किमाश्लेष्टुमेतौ योधयितुं नु वा ॥ १२१ ॥

(આ બંને ઉપર) સ્વભાવથી મન સ્નેહ ધારણ કરે છે, (પરંતુ) બળાત્કારે આ દ્રોહ કરે છે? આ બન્નેને આશ્લેષ કરવા યત્ન કરીએ કે યુદ્ધ કરવા? (૧૨૧)

इति व्याहारिणं रामं रथस्थं लवणो रथी । लक्ष्मणं चाङ्कुशोऽवोचत् सौष्ठवप्रश्रयान्वितम् ॥ १२२ ॥

એ પ્રમાણે બોલતા રથમાં રહેલા રામને રથસવાર લવણે અને લક્ષ્મણને અંકુશે અતિ સુંદર વિનયપૂર્વક કહ્યું : (૧૨૨)

जैत्रं जगदजय्यस्य रावणस्यापि दोष्मतः । दिष्ट्याद्राक्ष्व वीरयुद्धश्रद्धालुस्त्वामहं चिरात् ॥ १२३ ॥

"વીરયુદ્ધમાં શ્રદ્ધાવાળા અમે, જગતમાં અજેય એવા પરાક્રમી રાવણને જિતનાર તમને દીર્ઘ કાળે ભાગ્યયોગે જોયા." (૧૨૩)

नापूर्यत रणश्रद्धा रावणेनापि ते ध्रुवम् । एष तां पूरयिष्यामि त्वं च मे पूरयिष्यसि ॥ १२४ ॥

"રાવણ વડે પણ તમારી યુદ્ધશ્રદ્ધા પૂર્ણ ન જ કરાઈ (તેથી) આ હું તમારી અને તમે મારી (યુદ્ધાશ્રદ્ધાને) પૂર્ણ કરશો." (૧૨૪)

इत्युक्ते रामसौमित्री द्वौ तौ च लवणांकुशौ । आस्फालयामासतुः स्वं स्वं धनुर्ध्वानभीषणम् ॥ १२५ ॥

એ પ્રમાણે કહ્યે છતે રામ–લક્ષ્મણ તેમ જ લવણ અને અંકુશ એ બન્ને ધ્વનિ વડે ભયંકર પોતપોતાના ધનુષ્યનું આસ્ફાલન કરવા લાગ્યા. (૧૨૫)

कृतांतसारथी रामस्यंदनं वज्रजंघराट् । अनंगलवणरथमभ्यढौकयतां मिथः ॥ १२६ ॥

કૃતાન્તવદન સારથિએ રામના રથને અને વજ્રજંઘ રાજાએ અનંગલવણના રથને સામસામા લાવી દીધા. (૧૨૬)

रथं विराधः सौमित्रेरंकुशस्य पुनः पृथुः । अन्योऽन्यमभ्यमित्रीणं चक्राते वरसारथी ॥ १२७ ॥

વળી વિરાધે સૌમિત્રિના અને પૃથુએ અંકુશના રથને (સામસામા લાવી દીધા) (અને) શ્રેષ્ઠ બન્ને સારથિઓ પરસ્પર શત્રુપણું કરવા લાગ્યા. (૧૨૭)

चतुरं भ्रमयामासुस्तेऽग्रसारथयो रथान् । प्रजहुर्विविधं ते च चत्वारो द्वंद्वयोधिनः ॥ १२८ ॥

તે અગ્રસારથિઓ ચતુરાઈપૂર્વક રથો ભમાવવા લાગ્યા અને તે ચારે દ્વન્દ્વયુદ્ધ કરનારા વિવિધ પ્રહારો કરવા લાગ્યા. (૧૨૮)

**विज्ञातज्ञातिसंबंधौ सापेक्षौ लवणांकुशौ । युयुधाते निरपेक्षौ त्वज्ञानाद्रामलक्ष्मणौ ॥१२९॥**

જ્ઞાતિના સંબંધને જાણેલ લવણ અને અંકુશ સાપેક્ષ યુદ્ધ કરતા હતા, પરંતુ રામ અને લક્ષ્મણ અજ્ઞાનથી નિરપેક્ષ યુદ્ધ કરતા હતા. (૧૨૯)

**विविधैरायुधैर्युद्ध्वा युद्धान्तेच्छु रघूद्वहः । ऊचे कृतान्तवदनं रथं प्रत्यरि वाहय ॥१३०॥**

વિવિધ આયુધો વડે યુદ્ધ કરીને યુદ્ધના અંતને ઇચ્છનાર રઘુવીરે કૃતાન્તવદને કહ્યું (કે) 'રથ શત્રુ તરફ વહન કરાઓ.' (૧૩૦)

**कृतांतोऽपि बभाषेऽदः खेदं प्राप्ता ह्यमी हयाः । सर्वांगं विशिखैर्विद्धाः प्रतियोधेन तेऽमुना ॥१३१॥**

કૃતાંત પણ બોલ્યો કે "તમારા આ શત્રુ વડે બાણોથી સર્વ અંગે વિંધાયેલા આ અશ્વો થાકી ગયા છે. (૧૩૧)

**तुरंगा न त्वरंतेऽमी कशाभिस्ताडिता अपि । रथश्च जर्जरस्तेऽभूदसौ वैर्यस्त्रताडितः ॥१३२॥**

"ચાબુક વડે તાડના કરાયા છતાં પણ આ અશ્વો ત્વરા કરતા નથી, (અને) શત્રુનાં અસ્ત્રોથી તાડન કરાયેલ આ તમારો રથ (પણ) જર્જરિત થઈ ગયો છે. (૧૩૨).

**एतौ च मम दोर्दंडौ द्विट्कांडाघातजर्जरौ । न हि रश्मिं प्रतोदं वा क्षमौ चालयितुं प्रभो ॥१३३॥**

"વળી, હે પ્રભુ! શત્રુના ધનુષના આઘાતથી જર્જર થયેલ મારા આ બન્ને ભુજદંડ લગામ કે ચાબૂક ચલવવા સમર્થ નથી." (૧૩૩)

पद्मनाभोऽप्यभाषिष्ट ममापि शिथिलायते । धनुश्चित्ररिथतमिव दज्रावर्तं न कार्यकृत् ॥१३४॥

રામચંદ્રજી પણ બોલ્યા (કે) "મારું વજ્રાવર્ત ધનુષ પણ શિથિલ જેવું થઈ ગયું છે. ચિત્રમાં સ્થિર રહેવાની જેમ (કાંઈપણ) કાર્ય કરી શકતું નથી. (૧૩૪)

अभून्मुशलरत्नं च वैरिनिर्दलनाक्षमम् । कणकंडनमात्रार्हमेवैतदपि संप्रति ॥१३५॥

"શત્રુઓનો નાશ કરવા અસમર્થ એવું (આ) મુશલરત્ન પણ અત્યારે માત્ર ધાન્યને ખાંડવા માટે જ યોગ્ય છે. (૧૩૫)

अनेकशोऽङ्कुशीभूतं यद्दुष्टनृपदन्तिनाम् । हलरत्नं तदप्येतदभूद्भूपाटनोचितम् ॥१३६॥

"વળી અનેક વાર દુષ્ટ રાજાઓરૂપ હસ્તીઓને જે અંકુશ જેવું થયેલું તે આ હલરત્ન પણ (અત્યારે) પૃથ્વીને ખેડવા યોગ્ય જ થયું છે. (૧૩૬)

सदा यक्षैः रक्षितानां विपक्षक्षयकारिणाम् । तेषामेव ममास्त्राणामवस्था केयमागता ॥१३७॥

"હંમેશાં યક્ષોથી રક્ષિત (અને) શત્રુઓનો ક્ષય કરનારાં તે મારાં અસ્ત્રોને આ કઈ દશા પ્રાપ્ત થઈ છે?" (૧૩૭)

यथापराजितासूनोरभून्मोघास्त्रता तदा । तथैव लक्ष्मणस्यापि मदनांकुशयोधिनः ॥१३८॥

જે રીતે રામચંદ્રજીનાં અસ્ત્રો નિષ્ફળ થયાં, તે સમયે, તે જ રીતે મદનાંકુશની સાથે યુદ્ધ કરતા લક્ષ્મણનાં પણ (અસ્ત્રો નિષ્ફળ થયાં.) (૧૩૮)

अत्रांतरे च सौमित्रिरंकुशेनोरसीषुणा । ताडितः कुलिशेनेव मूर्छितो न्यपतद्रथे ॥१३९॥

એ સમયે અંકુશ વડે વજ્રસમાન બાણથી પ્રહાર કરાયેલ લક્ષ્મણ મૂર્ચ્છિત થયા (અને) રથમાં પડી ગયા. (૧૩૯)

सौमित्रिमूर्च्छाविधुरो विराधः स्यन्दनं रणात् । अचालयत्प्रत्ययोध्यं संज्ञां लेभेऽथ लक्ष्मणः ॥ १४० ॥

સૌમિત્રિની મૂર્ચ્છાથી વિહ્વળ બનેલ વિરાધ રથને યુદ્ધભૂમિમાંથી અયોધ્યા તરફ ચલાવવા લાગ્યો. (એ સમયે) લક્ષ્મણે સંજ્ઞા પ્રાપ્ત કરી. (૧૪૦)

साक्षेपं लक्ष्मणश्चोचे किं विराधाकृथा नवम् । रामभ्रातुर्दशरथसूनोरनुचितं ह्यदः ॥ १४१ ॥

તિરસ્કારપૂર્વક લક્ષ્મણ બોલ્યા: 'હે વિરાધ ! તેં આ નવું શું કર્યું ? કેમ કે રામચંદ્રજીના ભાઈ અને દશરથના પુત્રને આ અનુચિત છે. (૧૪૧)

तच्छीघ्रं नय तत्रैव रथं यत्र स मे द्विषन् । एष छिनद्मि तच्छीर्षं चक्रेणामोघरंहसा ॥ १४२ ॥

"તેથી મારો તે શત્રુ જ્યાં છે ત્યાં જ શીઘ્ર રથને લઈ જા. આ હું અમોઘ વેગવાળા ચક્ર વડે તેના શીર્ષને છેદી નાખીશ." (૧૪૨)

एवमुक्तो विराधोऽथानैषीत्प्रत्यंकुशं रथम् । तिष्ठ तिष्ठेति जल्पंश्च चक्रं जग्राह लक्ष्मणः ॥ १४३ ॥

એ પ્રમાણે કહેવાયેલ વિરાધ રથને અંકુશ પ્રતિ લઈ ગયો અને 'ઊભો રહે, ઊભો રહે,' એમ બોલતા લક્ષ્મણે ચક્રને ગ્રહણ કર્યું. (૧૪૩)

भ्रमदर्कभ्रमकरं भ्रमयित्वा च तद्दिवि । क्रुद्धो मुमोच सौमित्रिरंकुशायास्वद्रयम् ॥ १४४ ॥

ભમતા સૂર્યના ભ્રમને કરતું, અસ્ખલિત ગતિવાળું તે (ચક્ર) આકાશમાં ભમાવી ક્રોધ પામેલ લક્ષ્મણે અંકુશ તરફ મૂક્યું. (૧૪૪)

आपतत्ताडयामासानैकशोऽस्त्रैस्तदंकुशः । सर्वात्मना लवणोऽपि न तु तत्प्रत्यहन्यत ॥१४५॥

આવતા એવા તેના ઉપર અનેક અસ્ત્રોથી અંકુશે તેમ જ લવણે પણ સર્વ પ્રકારે પ્રહાર કર્યો તોપણ તે અટકાવી ન શકાયું. (૧૪૫)

वेगेनापत्य तच्चक्रमंकुशस्य प्रदक्षिणाम् । कृत्वा लक्ष्मणहस्तेऽगात् पुननीर्ड इवांडजः ॥१४६॥

તે ચક્ર વેગથી આવીને અંકુશને પ્રદક્ષિણા કરી માળામાં જેમ પંખી (પાછું ફરે) તેમ લક્ષ્મણના હાથમાં પાછું આવ્યું. (૧૪૬)

तद्भूयो लक्ष्मणोऽमुंचत् कृत्वा तद्वत्प्रदक्षिणाम् । पुनस्तत्पाणिमेवागाच्छालां भग्न इव द्विपः ॥१४७॥

લક્ષ્મણે ફરીથી તે મૂક્યું (પરંતુ) તે (પૂર્વ) ની જેમ (જ) પ્રદક્ષિણા કરીને ફરી, ભાગી ગયેલ હાથી જેમ ગજશાળામાં (પાછો આવે) તેમ, તેના હાથમાં જ (પાછું) આવ્યું. (૧૪૭)

चिंतयामासतुश्चैवं विषण्णौ रामलक्ष्मणौ । किं सीरिशार्ङ्गिणावेतौ न त्वावामिह भारते ॥१४८॥

વિષાદ પામેલ રામ-લક્ષ્મણ એ પ્રમાણે વિચાર કરવા લાગ્યા (કે) 'આ ભરતક્ષેત્રમાં અમે નહિ પરંતુ શું આ બન્ને બળદેવ અને વાસુદેવ હશે?' (૧૪૮)

अत्रांतरे नारदर्षिः सिद्धार्थेन सहैव हि । तत्रोपेत्यावोचदेवं खिन्नं रामं सलक्ष्मणम् ॥ १४९ ॥

એ સમયે સિદ્ધાર્થની સાથે જ નારદ ઋષિ ત્યાં આવી ખેદ પામેલ લક્ષ્મણ સહિત રામને એ પ્રમાણે કહેવા લાગ્યા : (૧૪૯)

हर्षस्थाने विषादोऽयं युवयोः किं रघूद्वहौ । पुत्रात्पराजयो वंशोद्योतनाय न कस्य हि ॥ १५० ॥

" હે રઘુવીરો ! હર્ષના સ્થાને તમને બંનેને આ વિષાદ શા માટે છે ? કેમ કે 'પુત્રથી થયેલ પરાભવ કોને વંશના ઉદ્યોત માટે થતો નથી ?' (૧૫૦)

सीताकुक्षिभवौ पुत्रौ ताविमौ लवणांकुशौ । त्वां द्रष्टुमागतावत्र युद्धव्याजेन न त्वरी ॥ १५१ ॥

"સીતાની કુક્ષિથી ઉત્પન્ન થયેલ તે આ લવણ અને અંકુશ તમને જોવા માટે યુદ્ધના મિષથી અહીં આવેલ છે, પરંતુ શત્રુ નથી. (૧૫૧)

अभिज्ञानमिदं तेऽत्र यच्चक्रं प्रबभूव न । मुधाभूद्भारतं चक्रं पुरा बाहुबलावपि ॥ १५२ ॥

"તમારું જે ચક્ર સમર્થ ન થયું (નિષ્ફળ ગયું) એ અહીં નિશાની છે. પૂર્વે બાહુબલી ઉપર (મુકાયેલ) ભરતનું ચક્ર પણ નિષ્ફળ ગયું હતું. (૧૫૨)

त्यागात्प्रभृति सीताया वृत्तांतं नारदोऽखिलम् । पुत्रयुद्धांतमाचख्यौ विश्वविस्मयदायकम् ॥ १५३ ॥

(ત્યાર બાદ) સીતાના ત્યાગથી આરંભી પુત્રયુદ્ધ સુધીનું વિશ્વને વિસ્મય પમાડનારું સમસ્ત વૃત્તાંત નારદે કહ્યું. (૧૫૩)

रामोऽपि विस्मयव्रीडाखेदहर्षसमाकुलः । मुमूर्छ संज्ञां लेभे च संसिक्तश्चंदनांभसा ॥ १५४॥

વિસ્મય, લજ્જા, ખેદ અને હર્ષથી વ્યાકુળ રામ પણ મૂર્છા પામ્યા (અને) ચંદન જલ વડે સિંચન કરાયેલ તે સંજ્ઞાને પામ્યા. (૧૫૪)

लक्ष्मणेन सहोदश्रुः पुत्रवात्सल्यपूरितः । जगाम रामो लवणांकुशयोर्द्रुतमंतिके ॥ १५५॥

અશ્રુ ઝરતા, પુત્ર વાત્સલ્યથી પૂર્ણ રામ લક્ષ્મણ સાથે શીઘ્ર લવણ અને અંકુશ પાસે ગયા. (૧૫૫)

अवतीर्य रथात्सद्यो विनीतौ लवणांकुशौ । पादेषु पद्मसौमित्र्योस्त्यक्तास्त्रौ पेततुः क्रमात् ॥ १५६॥

શીઘ્ર રથમાંથી ઊતરીને અસ્ત્રોનો ત્યાગ કરેલ વિનયી લવણ અને અંકુશ અનુક્રમે રામ અને લક્ષ્મણનાં ચરણોમાં પડ્યા. (૧૫૬)

तावालिंग्य निजोत्संगमारोप्य च रघूद्वहः । मूर्ध्नि चुंबन् रुरोदोच्चैः शोकस्नेहसमाकुलः ॥ १५७॥

તે બન્નેને આલિંગન કરી, પોતાના ખોળામાં બેસાડી મસ્તક ઉપર ચૂંબન કરતા શોક અને સ્નેહથી વ્યાકુળ રામચંદ્રજી ઊંચેથી રુદન કરવા લાગ્યા. (૧૫૭)

रामोत्संगान्निजोत्संगं तावारोप्याथ लक्ष्मणः । चुंबन् शिरसि बाहुभ्यां परिरेभेऽश्रुपूर्णदृक् ॥ १५८॥

ત્યાર બાદ રામના ઉત્સંગમાંથી પોતાના ઉત્સંગમાં બેસાડી મસ્તક ઉપર ચૂંબન કરતા, અશ્રુપૂર્ણ દૃષ્ટિવાળા લક્ષ્મણે ભુજા વડે તેમને આલિંગન કર્યું. (૧૫૮)

विलुठन्तौ पितुरिव विनीतौ पादपद्मयोः । दूरात्प्रसारितभुजः शत्रुघ्नोऽप्यालिलिंग तौ ॥ १५९ ॥

પિતાની જેમ ચરણકમલમાં આળોટતા વિનયી એવા તે બન્નેને દૂરથી ભુજા પ્રસારેલ શત્રુઘ્ને પણ આલિંગન કર્યું. (૧૫૯)

अपरेऽपि हि भूपालाः सेनयोरुभयोरपि । प्रमोदंते स्म संभूय विवाहमिलिता इव ॥ १६० ॥

બીજા પણ બન્ને સેનાના રાજાઓ, જાણે વિવાહના પ્રસંગમાં મળ્યા હોય તેમ, એકઠા થઈ હર્ષ પામવા લાગ્યા. (૧૬૦)

पुत्रयोर्विक्रमं दृष्ट्वा पित्रा च सह संगमम् । हृष्टा सीता विमानेन पुंडरीकपुरं ययौ ॥ १६१ ॥

પુત્રોનું પરાક્રમ તથા પિતા સાથે સમાગમ જોઈને પ્રસન્ન થયેલાં સીતા વિમાન વડે પુંડરીકપુર ગયાં. (૧૬૧)

सदृक्षपुत्रलाभेन मुदितौ रामलक्ष्मणौ । जहृषुः स्वामिहर्षेण भूचराः खेचराश्च ते ॥ १६२ ॥

(પોતાની) સમાન પુત્રોની પ્રાપ્તિથી રામ-લક્ષ્મણ હર્ષ પામ્યા અને સ્વામીના હર્ષથી તે મહીચરો અને વિદ્યાધરો (પણ) હર્ષિત થયા. (૧૬૨)

भामंडलनृपाख्यातो वज्रजंघनृपोऽपि हि । ननाम राममौमित्री विनीतश्चिरपत्तिवत् ॥ १६३ ॥

ભામંડલ રાજા વડે ઓળખાયેલ વિનયશીલ વજ્રજંઘ રાજાએ પણ દીર્ઘકાલીન સૈનિકની જેમ રામ-લક્ષ્મણને નમસ્કાર કર્યા. (૧૬૩)

रामस्तमाललापैवं भामंडलसमोऽसि मे । पुत्रौ योऽवर्धयस्त्वं मेऽनैषीः काष्ठामिमां च यः ॥ १६४ ॥

રામચંદ્રજીએ તેને આ પ્રમાણે કહ્યું; "જે તમે મારા પુત્રોને મોટા કર્યા છે અને આ સ્થિતિ પ્રાપ્ત કરાવી છે (તેથી) (તમે) મારે ભામંડલની સમાન છો." (૧૬૪)

**इत्युक्त्वा पुष्पकारूढः पद्मनाभः सलक्ष्मणः । अर्धासनोपविष्टाभ्यां पुत्राभ्यां प्राविशत्पुरीम् ॥१६५॥**

એ પ્રમાણે કહીને પુષ્પક વિમાનમાં આરૂઢ થયેલ લક્ષ્મણ તેમ જ અર્ધાસને બેસેલ પુત્રો સાથે રામચંદ્રજીએ નગરમાં પ્રવેશ કર્યો. (૧૬૫)

**उद्ग्रीवपार्ष्णिभिः पौरै राजमार्गे च विस्मितैः । प्रेक्ष्यमाणः स्तूयमानसुतो रामोऽगमद्गृहे ॥१६६॥**

રાજમાર્ગમાં ઊંચી ગ્રીવા અને પગની એડીવાળા વિસ્મય પામેલ નગરજનોથી જોવાતા અને સ્તુતિ કરાતા છે પુત્રો જેના એવા રામ ગૃહે ગયા. (૧૬૬)

**तत्रोत्ततार पुत्राभ्यां सह रामः सलक्ष्मणः । महान्तमत्यन्तमुदा कारयामास चोत्सवम् ॥१६७॥**

ત્યાં પુત્રો તથા લક્ષ્મણ સાથે રામ વિમાનમાંથી ઊતર્યા અને અતિ હર્ષથી મહાન ઉત્સવ કરાવ્યો. (૧૬૭)

**अथ रामं सुमित्राभूः कपीश्वरविभीषणौ । हनूमानंगदाद्याश्च संभूयैवं व्यजिज्ञपन् ॥१६८॥**

હવે લક્ષ્મણ, સુગ્રીવ, બિભીષણ, હનુમાન અને અંગદ વગેરેએ ભેગા થઈને રામને આ પ્રમણે વિજ્ઞપ્તિ કરી : (૧૬૮)

**परदेशे स्थिता देवी त्वया विरहिताधुना । विनामूभ्यां कुमाराभ्यामतिकष्टेन तिष्ठति ॥१६९॥**

"તમારાથી ત્યાગ કરાયેલ પરદેશમાં રહેલ દેવી હમણાં (તો) બન્ને કુમારો વિના અતિકષ્ટપૂર્વક રહે છે. (૧૬૯)

यद्यादिशसि तत्स्वामिन्नानयामोऽद्य तामिह । विपत्स्यतेऽन्यथा सा तु पतिपुत्रोज्झिता सती ॥ १७० ॥

"તેથી હે સ્વામી! જો આજ્ઞા આપો તો આજે તેમને અહીં લઈ આવીએ. અન્યથા પતિ અને પુત્રોથી રહિત તે દેવી મૃત્યુ પામશે." (૧૭૦)

किंचिद्रामो विचिंत्योचे जानवयानीयते कथम् । लोकापवादोऽलीकोऽपि बलवानंतरायकृत् ॥ १७१ ॥

કંઈક વિચાર કરીને રામ બોલ્યા : "સીતા શી રીતે લવાય? અસત્ય છતાં પણ બળવાન લોકાપવાદ અંતરાય કરનાર છે. (૧૭૧)

जानेऽहं यत्सती सीता सापि स्वं वेत्ति निर्मलम् । दिव्यं दातुमथादातुं तद्वयोरपि नास्ति भीः ॥ १७२ ॥

"હું જાણું છું જે સીતા સતી છે, તે પણ પોતાને નિર્મળ જાણે છે એથી દિવ્ય આપવા અથવા લેવામાં બન્નેને ભય નથી. (૧૭૨)

प्रत्यक्षं सर्वलोकानां दिव्यं देवी करोतु सा । शुद्धया च तया सार्धं गृहवासोऽस्तु मे पुनः ॥ १७३ ॥

"(તેથી) તે દેવી સર્વ લોકોની સમક્ષ દિવ્ય કરે. શુદ્ધ થયેલાં તેમની સાથે મારે ફરી ગૃહવાસ થાઓ." (૧૭૩)

एवमस्त्वित्युदित्वा ते पुर्या बहिरकारयन् । विशालान्मंडपानुच्चैस्तदन्तर्मंचधोरणीः ॥ १७४ ॥

'એમ હો' એ પ્રમાણે કહીને તેઓએ નગરીની બહાર વિશાલ ઊંચા મંડપો (અને) તેની અંદર મંચોની શ્રેણીઓ રચાવી. (૧૭૪)

तेषु चोपाविशन् भूपाः पौरामात्यादयोऽपि च । ते विभीषणसुग्रीवप्रमुखाः खेचरा अपि ॥ १७५ ॥

તે (મંચો) ઉપર રાજાઓ, નગરજનો, અમાત્યો વગેરે તેમ જ તે વિભીષણ અને સુગ્રીવ વગેરે વિદ્યાધરો પણ (આવીને) બેઠા. (૧૭૫)

ततो रामाज्ञयोत्थाय पुंडरीकपुरे स्वयम् । गत्वा नत्वा च वैदेहीमित्युवाच कपीश्वरः ॥ १७६ ॥

ત્યાર બાદ રામચંદ્રજીની આજ્ઞાથી સુગ્રીવે ઊભા થઈ, જાતે પુંડરીક પુરમાં જઈ, સીતાને નમસ્કાર કરી આ પ્રમાણે કહ્યું : (૧૭૬)

त्वत्कृते प्रैषि रामेण विमानं देवि पुष्पकम् । इदानीमिदमध्यारुह्य रामोपान्तमुपेहि च ॥ १७७ ॥

'હે દેવી ! તમારા માટે રામચંદ્રજીએ પુષ્પક વિમાન મોકલ્યું છે. અત્યારે એમાં બેસો અને રામચંદ્રજી પાસે પધારો.' (૧૭૭)

साप्यूचेऽद्यापि मेऽरण्यत्यागदुःखं न शाम्यति । ततः कथं यामि रामं भूयो दुःखांतरप्रदम् ॥ १७८ ॥

તે પણ બોલ્યાં : 'હજુ મારું અરણ્યત્યાગનું દુઃખ શાંત થયું નથી, તો ફરી બીજા દુઃખને આપનાર રામચંદ્રજી પાસે શી રીતે જાઉં ?' (૧૭૮)

नत्वा भूयोऽपि सोऽवोचन्मा कुपस्तत्र शुद्धये । समं पौरैर्नृपैः सर्वैर्मंचारूढोऽस्ति राघवः ॥ १७९ ॥

નમસ્કાર કરી ફરી તે (સુગ્રીવ) બોલ્યો, 'કોપ ન કરો, તમારી શુદ્ધિ માટે સર્વ નગરજનો અને ભૂપાલો સાથે રામચંદ્રજી (આવી) મંચ ઉપર આરૂઢ થયેલા છે.' (૧૭૯)

तेनेत्युक्ते पूर्वमपि जानकी शुद्धिकांक्षिणी । आरुरोह विमानं तदयोध्यायां जगाम च ॥ १८० ॥

તેના વડે એ પ્રમાણે કહેવાયે છતે પ્રથમથી જ શુદ્ધિને ઇચ્છનાર સીતાજી તે વિમાનમાં આરૂઢ થયાં અને અયોધ્યા તરફ ગયાં. (૧૮૦)

माहेन्द्रोदयमुद्यानं समुपेत्योत्ततार सा । दत्तार्घा लक्ष्मणेनैत्य नमश्चक्रे नृपैरपि ॥ १८१ ॥

માહેન્દ્રઉદય ઉદ્યાનમાં આવીને લક્ષ્મણ વડે અર્ઘ અપાયેલ તે નીચે ઊતર્યાં અને આવીને (અન્ય) રાજાઓ વડે પણ તે નમસ્કાર કરાયાં. (૧૮૧)

अग्रे निषद्य सौमित्रिर्नृपैः सममदोऽवदत् । निजां पुरीं निजं वेश्म प्रवेशाद् देवि पावय ॥ १८२ ॥

રાજાઓ સાથે આગળ બેસીને લક્ષ્મણ એમ બોલ્યા : 'હે દેવી! પ્રવેશ કરવા દ્વારા તમારી નગરી અને તમારા ગૃહને પાવન કરો.' (૧૮૨)

सीताप्यूचे प्राप्तशुद्धिः प्रवेक्ष्यामि पुरीमिमाम् । गृहं च नान्यथा वत्सापवादो जातु शाम्यति ॥ १८३ ॥

સીતાએ પણ કહ્યું : 'હે વત્સ! શુદ્ધિ પ્રાપ્ત કરેલ હું આ નગરી અને ગૃહમાં પ્રવેશ કરીશ, (અન્યથા) અપવાદ ક્યારેય શાંત નહિ થાય.' (૧૮૩)

इति सीताप्रतिज्ञां तेऽशंसन् रामाय भूभुजः । रामोऽप्युपेत्य वैदेहीमित्यूचे न्यायनिष्ठुरम् ॥ १८४॥

તે રાજાઓએ આ પ્રમાણેની સીતાની પ્રતિજ્ઞા રામચંદ્રજીને કહી; રામચંદ્રજીએ પણ સીતાજી પાસે જઈ ન્યાયથી નિષ્ઠુરપણે આ પ્રમાણે કહ્યું : (૧૮૪)

भोगा न चेद्दशास्येन तस्थुष्या अपि तद्गृहे । समक्षं सर्वलोकानां तद्दिव्यं कुरु शुद्धये ॥ १८५॥

'તે (રાવણ)ના ગૃહે રહેવા છતાં રાવણની સાથે (તમારે) ભોગો ન થયા હોય તો સર્વ લોક સમક્ષ શુદ્ધિને માટે દિવ્ય કરો.' (૧૮૫)

स्मित्वा सीताऽप्युवाचैवं विज्ञस्त्वत्तोऽपरो न हि । अज्ञात्वा यो हि मे दोषं त्यागं कुर्या महावने ॥ १८६॥

સ્મિત કરી સીતાએ પણ એ પ્રમાણે કહ્યું : 'તમારાથી બીજો (કોઈ) બુદ્ધિશાળી નથી કે જે દોષને જાણ્યા વિના મહાવનમાં મારો ત્યાગ કરે!' (૧૮૬)

दंडमादौ विधायाद्य कुरुषे मत्परीक्षणम् । विचक्षणोऽसि काकुत्स्थ सज्जा तत्रापि नन्वहम् ॥ १८७॥

'હે કાકુસ્થ! તમે વિચક્ષણ છો, જેથી પૂર્વે દંડ કરીને હવે મારી પરીક્ષા કરો છો, (છતાં) હું ત્યાં પણ (શુદ્ધિ કરવા) તૈયાર જ છું.' (૧૮૭)

ऊचे विलक्षो रामोऽपि जाने दोषस्तवास्ति न । जनोत्पादितदोषस्योत्तारणायेदमुच्यते ॥ १८८॥

વિલખા થયેલા રામ પણ બોલ્યા : 'હું જાણું છું (કે) તમારો દોષ નથી, (તોપણ) લોકોએ ઉત્પન્ન કરેલ દોષને ટાળવા આ કહું છું.' (૧૮૮)

जगाद जानकी दिव्यपंचकं स्वीकृतं मया। विशामि वह्नौ ज्वलिते भक्षयाम्यथ तंडुलान् ॥१८९॥
तुलां समधिरोहामि तप्तं कोशं पिबाम्यहम्। गृह्णामि जिह्वया फालं किं तुभ्यं रोचते वद ॥१९०॥ युग्मम्।

સીતાજી બોલ્યાં : 'મારા વડે પાંચે દિવ્ય સ્વીકારાયેલાં છે. (કહો તો) પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરું, (કહો તો મંત્રાયેલ) તંડુલોનું ભક્ષણ કરું, (કહો તો) તુલામાં આરૂઢ થાઉં, (કહો તો) તપાવેલ સીસાના રસનું પાન કરું, (અને કહો તો) હું જીભ વડે શસ્ત્રની ધારને ગ્રહણ કરું. બોલો, તમને શું ગમે છે?' (૧૮૯-૧૯૦)

अत्रांतरेऽन्तरीक्षस्थः सिद्धार्थो नारदोऽप्यथ। लोकः सर्वश्च तुमुलं निषिध्येदमभाषत ॥१९१॥

એ સમયે અંતરીક્ષમાં રહેલ સિદ્ધાર્થ, નારદ અને સર્વ લોકોએ કોલાહલને અટકાવી એમ કહ્યું : (૧૯૧)

भो भो राघव सीतेयं निश्चयेन सती सती। महासतीति मा कार्षीर्विकल्पमिह जातुचित् ॥१९२॥

'અરે, અરે, રામચંદ્રજી! આ સીતા નિશ્ચયથી સતી છે, સતી છે, મહાસતી છે, એથી અહીં ક્યારેય વિકલ્પ કરશો નહિ.' (૧૯૨)

रामोऽप्युवाच हे लोका मर्यादा कापि नास्ति वः। संकल्प्य दोषं युष्माभिरेवेयं दूषिता पुरा ॥१९३॥

રામે પણ કહ્યું : 'હે લોકો! તમારે કોઈ મર્યાદા નથી, (કેમ કે) પૂર્વે દોષનો સંકલ્પ કરી તમારા વડે જ આ દૂષિત કરાયેલાં.' (૧૯૩)

ब्रूथान्यत् पुरतो यूयमन्यद्दूरे स्थिताः पुनः। तदा कथं सदोषासीच्छीलवत्यधुना कथम् ॥१९४॥

'સન્મુખ રહેલ તમે જુદું બોલશો અને દૂર રહેલા વળી બીજું બોલશો. (સીતાજી) તે સમયે દોષિત કેમ હતા? (અને) હવે શીયલવતી શી રીતે થયાં?' (૧૯૪)

भूयोऽपि गृह्णतां दोषमर्गला नास्ति कापि वः । प्रत्ययाय ततः सीता विशतु ज्वलितेऽनले ॥ १९५ ॥

'તમે ફરી પણ દોષ ગ્રહણ કરશો. (કેમ કે) તમને કંઈ પણ બંધન નથી. તેથી (સર્વની) પ્રતીતિ માટે સીતા પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરે.' (૧૯૫)

इत्युक्त्वाऽखानयाद्रामो गर्तं हस्तशतत्रयम् । पुरुषद्वयदघ्नं चापूरयच्चंदनेन्धनैः ॥ १९६ ॥

એ પ્રમાણે કહીને રામચંદ્રજીએ ત્રણ સો હાથ પ્રમાણ પહોળો અને બે પુરુષ પ્રમાણ ઊંડો ખાડો ખોદાવ્યો અને ચંદનનાં કાષ્ઠોથી પુરાવ્યો. (૧૯૬)

अत्रान्तरे च वैताढ्यस्योत्तरश्रेणिवर्त्तिनः । हरिविक्रमराजस्य कुमारो जयभूषणः ॥ १९७ ॥

એ સમયે વૈતાઢ્યની ઉત્તર શ્રેણિમાં રહેતા હરિવિક્રમ રાજાને જયભૂષણ નામે કુમાર (હતો.) (૧૯૭)

ऊढाष्टशतनारीकः पत्नीं किरणमंडलाम् । सुप्तां हेमशिखाख्येन समं मातुलसूनुना ॥ १९८ ॥

दृष्ट्वा निर्वासयामास तदैव प्राव्रजत् स्वयम् । साऽपि मृत्वा समजनि विद्युद्दंष्ट्रेति राक्षसी ॥ १९९ ॥

આઠ સો સ્ત્રીઓને પરણેલા તેણે (પોતાની) કિરણમંડલા (નામે) સ્ત્રીને હેમશિખ નામના મામાના પુત્ર સાથે

સૂતેલી જોઈને કાઢી મૂકી (અને) તે જ સમયે પોતે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. તે (કિરણમંડલા) પણ મૃત્યુ પામી વિદ્યુદ્દંષ્ટ્રા એ (નામે) રાક્ષસી થઈ. (૧૯૮–૧૯૯)

**अयोध्यावहिरभ्येत्य स तदा जयभूषणः । तस्थौ प्रतिमया विद्युद्दंष्ट्रा च तमुपाद्रवत् ॥ २०० ॥**

તે સમયે તે જયભૂષણ (મુનિ) આવીને અયોધ્યાની બહાર પ્રતિમાપણે રહ્યા અને વિદ્યુદ્દંષ્ટ્રા (રાક્ષસી) તેમને ઉપદ્રવ કરવા લાગી. (૨૦૦)

**केवलं तस्य चोत्पेदे तदुत्सवविवित्सया । तदानीं च समाजग्मुः सुनासीरादयः सुराः ॥ २०१ ॥**

તે(મુનિ)ને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. તેમનો ઉત્સવ કરવાની ઇચ્છાથી તે સમયે ઇન્દ્રાદિ દેવતાઓ (ત્યાં) આવ્યા. (૨૦૧)

**सीतायाः प्रेक्ष्य तद्देवाः शक्रमेवं व्यजिज्ञपन् । लोकालीकापवादेन सीता वह्नौ प्रवेक्ष्यति ॥ २०२ ॥**

સીતાને જોઈ તે દેવોએ ઇન્દ્રને એ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી (કે) 'લોકોના અસત્ય અપવાદથી સીતા અગ્નિમાં પ્રવેશ કરશે.' (૨૦૨)

**पत्त्यनीकपतिं सीतासान्निध्यायादिशद्धरिः । तस्यर्षेः केवलज्ञानोत्सवं तु विदधे स्वयम् ॥ २०३ ॥**

(તેથી) ઇન્દ્રે સીતાની સમીપે રહેવા પાયદળ સૈન્યના નાયકને આદેશ કર્યો, અને પોતે તે ઋષિનો કેવલજ્ઞાન-ઉત્સવ કર્યો. (૨૦૩)

रामाज्ञयाथ भृतकास्तं गर्तं चन्दनांचितम् । परितो ज्वालयामासुर्दुःप्रेक्ष्यं चक्षुषामपि ॥ २०४ ॥

હવે રામની આજ્ઞાથી સેવકોએ ચંદનથી યુક્ત તે ખાડાને, નેત્રોને પણ દુઃપ્રેક્ષ્ય (થાય તે રીતે), ચારે બાજુથી પ્રજ્વલિત કર્યો. (૨૦૪)

ज्वालाकरालं तं प्रेक्ष्य रामो दध्याविदं हृदि । अहो अत्यंतविषमं किं ममेदमुपस्थितम् ॥ २०५ ॥

જ્વાળાઓથી વિકરાળ તે(ગર્તા)ને જોઈને રામચંદ્રજી હૃદયમાં એમ વિચાર કરવા લાગ્યા, 'અહો! મારે અત્યંત વિષમ એવું આ શું ઉપસ્થિત થયું ?' (૨૦૫)

इयं महासती नूनं निःशंकाग्नौ प्रवेक्ष्यति । दैवस्येव हि दिव्यस्य प्रायेण विषमा गतिः ॥ २०६ ॥

'નક્કી શંકા વિનાના આ મહાસતી અગ્નિમાં પ્રવેશ કરશે, (પરંતુ) ભાગ્યની જેમ દિવ્યની ગતિ (પણ) પ્રાયઃ વિષમ હોય છે.' (૨૦૬)

मया सहास्या निर्वासो हरणं रावणेन च । वने त्यागो मया भूयो भूयोऽप्येतच्च मत्कृतम् ॥ २०७ ॥

'મારી સાથે એમનું (વનમાં) જવા નીકળવું, રાવણ વડે ઉપાડી જવું, મારા વડે વનમાં ત્યાગ, ફરીથી પણ મારા વડે આ (મહાદુઃખ) કરાવું.' (૨૦૭)

एवं सोऽचिन्तयद्यावत्तावत्सीतोपपावकम् । स्थित्वा स्मृत्वा च सर्वज्ञं चक्रे सत्यापनामिति ॥ २०८ ॥

જેટલામાં તે એ પ્રમાણે વિચાર કરતા હતા, તેટલામાં સીતાએ અગ્નિ પાસે ઊભાં રહી સર્વજ્ઞ પ્રભુનું સ્મરણ કરી આ પ્રમાણે શરત કરી। (૨૦૮)

हे लोकपाला लोकाश्च सर्वे श्रृणुत यद्यहम् । अन्यमभ्यलषं रामात्तदाग्निर्मां दहत्वयम् ॥२०९॥
अन्यथा तु सुखस्पर्शो वारीवास्त्वित्युदीर्य सा । झंपां स्मृतनमस्कारा ददौ तस्मिन् हुताशने ॥२१०॥

'હે લોકપાલો અને લોકો! સર્વે સાંભળો, જો મેં રામથી અન્યની અભિલાષા કરી હોય તો આ અગ્નિ મને બાળી નાખજો, અન્યથા જળની જેમ સુખે સ્પર્શ કરી શકાય તેવો હોજો.' એમ કહી નમસ્કાર (મંત્ર)નું સ્મરણ કરેલ તેમણે તે અગ્નિમાં પ્રવેશ કર્યો. (૨૦૯–૨૧૦)

यावत्सा प्राविशत्तावद्विध्यातो वह्निराश्वपि । गर्तः स्वच्छोदकापूर्णः स तु वापीत्वमाययौ ॥२११॥

જેટલામાં તેમણે (અગ્નિ) પ્રવેશ કર્યો, તેટલામાં અગ્નિ શીઘ્ર બુઝાઈ ગયો, અને તે ખાડો સ્વચ્છ જલથી પૂર્ણ વાપીપણું પામ્યો. (૨૧૧)

सीता त्वधिजलं पद्मोपरि सिंहासनस्थिता । पद्मेवास्थात्सतीभावतुष्टदेवप्रभावतः ॥२१२॥

સીતા તો સતીપણાથી સંતુષ્ટ થયેલ દેવતાના પ્રભાવથી જલની અંદર કમલ ઉપર સિંહાસનમાં રહેલ લક્ષ્મીની જેમ સ્થિર થયાં. (૨૧૨)

कुर्वाणं क्वापि हुंकारं क्वचिद्गुलुगुलारवम् । क्वापि भंभायितध्वानं क्वचित्पटपटाध्वनि ॥ २१३॥
क्वचिद्दिलिदिलिस्वानं क्वचित् खलखलास्वनम् । समुद्रांभ इवांभस्तत्तत्र सावर्तमैक्ष्यत ॥२१४॥ युग्मम् ॥

કોઈ સ્થળે હુંકાર કરતું, ક્યાંક ગુલ ગુલ અવાજ (કરતું), કોઈ સ્થાને ભંભા જેવો અવાજ (કરતું), કોઈ સ્થાને

પટપટ ધ્વનિ (કરતું), કયાંક દિલિ દિલિ અવાજ કરતું અને કયાંક ખળખળ અવાજ કરતું તે પાણી સમુદ્રના જલની જેમ આવર્તયુક્ત દેખાયું. (૨૧૩–૨૧૪)

तदुच्छलज्जलं वाप्या उद्वेलस्येव वारिधेः । आप्लावयितुमारेभे मंचानपि गरीयसः ॥२१५॥

વેલાને ઓળંગી ગયેલ સમુદ્રની જેમ વાપીમાંથી ઊછળતું તે જળ મોટામોટા માંચડાઓને પણ ડુબાવવા લાગ્યું. (૨૧૫)

विद्याधरा भयोद्भ्रांताः समुत्पत्येयुरंबरे । भूचराश्चुक्रुशुश्चैवं पाहि सीते महासति ॥२१६॥

ભયથી ઉદ્વિગ્ન બનેલ વિદ્યાધરો ઊડીને આકાશમાં ગયા અને મહીચરો 'હે મહાસતી સીતા! રક્ષણ કરો!' એ પ્રમાણે પોકાર કરવા લાગ્યા. (૨૧૬)

सीताप्युत्तीर्णमंभस्तत् स्वपाणिभ्यामवालयत् । पुनर्वापीप्रमाणं तदभूत्तस्याः प्रभावतः ॥२१७॥

સીતાજીએ પણ ઊછળી રહેલ તે જળને પોતાના હસ્તો વડે (પાછું) વાળી લીધું. તેમના પ્રભાવથી તે જળ ફરી વાપી પ્રમાણ થયું. (૨૧૭)

उत्पलैः कुमुदैः पद्मैः पुंडरीकैर्निरंतरा । सौरभोद्भ्रांतभृंगालीसंगीता हंसशालिनी ॥२१८॥
आस्फलद्वीचिनिचयमणिसोपानबंधुरा । बद्धोभयतटा रत्नोपलैर्वापी बभूव सा ॥२१९॥ युग्मम् ॥

તે વાપી નીલકમળો, રક્તકમળો, કમળો અને શ્વેતકમળોથી પૂર્ણ, સુગંધથી ઉદ્ભ્રાંત થયેલી ભ્રમરોની શ્રેણીના

સંગીતવાળી, હંસોથી શોભતી, આસ્ફાલન કરતા તરંગોના સમૂહો છે જેમાં એવાં મણિમય સોપાનોથી વ્યાપ્ત અને રત્નમય પાષાણોથી બંધાયેલ ઉભય કિનારાઓવાળી બની ગઈ. (૨૧૮–૨૧૯)

ननृतुर्नारदाद्याः खे सीताशीलप्रशंसिनः । सीतोपरिष्टात्तुष्टाश्च पुष्पवृष्टिं व्यधुः सुराः ॥ २२० ॥

આકાશમાં સીતાજીના શીયળની પ્રશંસા કરતા નારદ વગેરે નૃત્ય કરવા લાગ્યા, અને પ્રસન્ન થયેલ દેવતાઓએ સીતાજી ઉપર પુષ્પવૃષ્ટિ કરી. (૨૨૦)

अहो शीलमहो शीलं रामपत्न्या यशस्करम् । इति लोकप्रघोषोऽभूद्रोदःकुक्षिंभरिः क्षणात् ॥ २२१ ॥

અહો ! શીયળ ! અહો સીતાજીનું શીયળ યશને કરનારું છે અને એ પ્રમાણે ક્ષણ વારમાં પૃથ્વી અને આકાશની કુક્ષિને ભરી દેનાર લોકોનો પ્રઘોષ થયો. (૨૨૧)

मातुः प्रभावं तं दृष्ट्वा मुदितौ लवणांकुशौ । हंसाविव तरंतौ तौ तत्समीपमुपेयतुः ॥ २२२ ॥

માતાના તે પ્રભાવને જોઈને હર્ષિત થયેલ તે લવણ અને અંકુશ હંસની જેમ તરતા તરતા તે (સીતા) ની સમીપે ગયા. (૨૨૨)

तौ मूर्ध्न्याघ्राय वैदेह्या पार्श्वयोरुपवेशितौ । कलभाविव रेजाते नदीतीरद्वयस्थितौ ॥ २२३ ॥

મસ્તકે આઘ્રાણ કરીને સીતાજી વડે પડખે બેસાડાયેલા તે બન્ને નદીના બે કાંઠે રહેલ ગજબાળ જેવા શોભતા હતા. (૨૨૩)

गत्वा सौमित्रिशत्रुघ्नभामंडलबिभीषणाः । सुग्रीवाद्याश्च वैदेहीं नमश्चक्रुः सभक्तयः ॥२२४॥

લક્ષ્મણ, શત્રુઘ્ન, ભામંડલ, બિભીષણ અને સુગ્રીવ વગેરેએ જઈને સીતાજીને ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા. (૨૨૪)

सीतामुपाययौ रामोऽप्यभिरामतरद्युतिः । पश्चात्तापत्रपापूर्ण इत्यूचे रचितांजलिः ॥२२५॥

અત્યંત મનોહર કાન્તિવાળા રામ પણ સીતાજીની સમીપે ગયા અને પશ્ચાત્તાપ તથા લજ્જાથી પૂર્ણ અંજલિ રચેલ તે આ પ્રમાણે કહેવા લાગ્યા : (૨૨૫)

स्वभावादप्यसद्दोषग्राहिणां पुरवासिनाम् । छंदानुवृत्त्या त्यक्ताऽसि मया देवि सहस्व तत् ॥२२६॥

'હે દેવી! સ્વભાવથી જ અસત્ દોષોને ગ્રહણ કરનાર પુરવાસીઓની ઇચ્છાને અનુસરવાથી મારા વડે તમે ત્યજાયાં હતાં તે ક્ષમા કરજો.' (૨૨૬)

त्यक्तोग्रश्वापदेऽरण्येऽजीवस्त्वं स्वप्रभावतः । एकं दिव्यं तदप्यासीन्नाज्ञासिषमहं पुनः ॥२२७॥

'ઉગ્ર હિંસક પશુઓવાળા અરણ્યમાં ત્યાગ કરાયેલ તમે સ્વપ્રભાવથી જ જીવતાં રહ્યાં તે પણ એક દિવ્ય હતું, પરંતુ હું તે જાણી શક્યો નહિ.' (૨૨૭)

क्षान्त्वा सर्वं ममेदानीमिदमध्यास्स्व पुष्पकम् । चलस्व वेश्मनि प्राग्वद्रमस्व सहिता मया ॥२२८॥

'મારા આ સર્વ (અપરાધોને ક્ષમા કરી આ પુષ્પકવિમાનમાં આરૂઢ થાઓ, ગૃહે ચાલો (અને) પૂર્વની જેમ મારી સાથે ક્રીડા કરો.' (૨૨૮)

सीताप्यूचे न ते दोषो न च लोकस्य कश्चन । न चान्यस्यापि कस्यापि किं तु मत्पूर्वकर्मणाम् ॥२२९॥

સીતાજી પણ બોલ્યાં : 'તમારો દોષ નથી, લોકોનોય કંઈ (દોષ) નથી અને બીજા કોઈનો પણ (કંઈ દોષ) નથી, પરંતુ મારાં પૂર્વકર્મોનો (દોષ) છે.' (૨૨૯)

निर्विण्णा कर्मणामीदृग्दुःखावर्तप्रदायिनाम् । ग्रहीष्यामि परिव्रज्यां तेषामुच्छेदकारिणीम् ॥२३०॥

'(એથી) (સંસારથી) ઉદ્વેગ પામેલી હું આવા પ્રકારનાં દુઃખોના આવર્તને આપનારાં તે કર્મોનો નાશ કરનારી પ્રવ્રજ્યાને ગ્રહણ કરીશ.' (૨૩૦)

इत्युक्त्वा मैथिली केशानुच्चखान स्वमुष्टिना । रामस्य चार्पयामास शक्रस्येव जिनेश्वरः ॥२३१॥

એ પ્રમાણે કહીને મૈથિલી(સીતા)એ પોતાની મુષ્ટિ વડે કેશો ખેંચી લીધા અને જિનેશ્વર જેમ શક્રને (તેમ) રામચંદ્રજીને અર્પણ કર્યા. (૨૩૧)

सद्यो मुमूर्छ काकुत्स्थो नोत्तस्थौ यावदेष च । तावत्सीता ययौ साधुजयभूषणसंनिधौ ॥२३२॥

રામચંદ્રજી તત્કાળ મૂર્ચ્છા પામ્યા. જેટલામાં એ સ્વસ્થ ન થયા, તેટલામાં (તો) સીતા જયભૂષણ મુનિરાજ પાસે ગયાં. (૨૩૨)

केवली स जयभूषणो मुनिर्मैथिलीं विधिवदप्यदीक्षयत् । सुप्रभाख्यगणिनीपरिच्छदे तां चकार च तपःपरायणाम् ॥२३३॥

તે જયભૂષણ કેવલીએ વિધિપૂર્વક સીતાજીને દીક્ષા આપી અને તપપરાયણ તેમને સૂપ્રભા નામે સાધ્વીજીની પર્ષદામાં કર્યાં (સોંપી દીધાં). (૨૩૩)

* નવમો સર્ગ સમાપ્ત *

# દસમો સર્ગ

अथ सिक्तश्चंदनेन लब्धसंज्ञो रघूद्वहः । व्याजहार क्व ननु सा सीतादेवी मनस्विनी ॥ १ ॥

હવે ચંદન વડે સિંચન કરાયેલ (અને તેથી જ) સંજ્ઞાને પ્રાપ્ત કરેલ રામચંદ્રજી બોલ્યા : 'ઉત્તમ મનવાળાં તે સીતાદેવી ક્યાં છે?' (૧)

भो भूचराः खेचराश्च न चेद्यूयं मुमूर्षवः । तन्मे लुंचितकेशामप्याशु दर्शयत प्रियाम् ॥ २ ॥

'અરે ભૂચરો અને વિદ્યાધરો! જો તમે મરવાની ઇચ્છાવાળા ન હો તો લોચ કરાયેલ કેશવાળી પણ મારી પ્રિયાનું શીઘ્ર દર્શન કરાવો!' (૨)

वत्स वत्सैहि सौमित्रे तूणौ तूणौ धनुर्धनुः । यदमी सन्त्युदासीनाः सुस्थिता दुस्थिते मयि ॥ ३ ॥

'હે વત્સ! હે વત્સ લક્ષ્મણ! તું આવ, બે બે ભાથાં, (અને) એક એક ધનુષ (લાવ), જે કારણથી હું દુઃખી હોવા છતાં આ (બધા) સ્વસ્થ અને ઉદાસીન (બેસી રહ્યા) છે. (૩)

इत्युक्त्वा धन्व गृह्णंतं तं नत्वा लक्ष्मणोऽब्रवीत् । आर्यार्य किमिदं लोकः खल्वेष तव किंकरः ॥ ४ ॥

એમ કહી ધનુષ્ય ગ્રહણ કરતા તેમને નમસ્કાર કરી લક્ષ્મણે કહ્યું : 'હે આર્ય! આર્ય! આ શું? આ (સર્વ) લોક ખરેખર તમારા સેવક છે.' (૪)

सीतां यथा दोषभीतोऽत्याक्षीस्त्वं न्यायनैष्ठिकः । भवभीता स्वार्थनिष्ठा तथा सा सर्वमत्यजत् ॥५॥

'જેમ દોષથી ભય પામેલ (અને) ન્યાયમાં નિષ્ઠાવાળા તમે સીતાજીનો ત્યાગ કર્યો હતો તેમ ભવથી ભય પામેલ (અને) સ્વાર્થમાં નિષ્ઠાવાળાં તેમણે સર્વનો ત્યાગ કર્યો છે.' (૫)

प्रत्यक्षमिह वः सीता स्वयमुत्पाह्य कुंतलान् । आददे विधिवद्दीक्षां जयभूषणसंनिधौ ॥६॥

'અહીં તમારી સમક્ષ સીતાજીએ જાતે કેશોનો લોચ કરી જયભૂષણ મુનિની સમીપે વિધિપૂર્વક દીક્ષા ગ્રહણ કરી છે.' (૬)

इदानीमेव तस्यर्षेरुदपद्यत केवलम् । तज्ज्ञानमहिमावश्यकृत्यमस्ति तवापि हि ॥७॥

'હમણાં જ તે ઋષિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે. તે જ્ઞાનનો મહિમા (કરવો એ) તમારે પણ આવશ્યક કર્તવ્યરૂપ જ છે.' (૭)

तत्रास्ते स्वामिनी सीता स्वामिन्नात्तमहाव्रता । दर्शयन्ती मुक्तिमार्गं सतीमार्गमिवानघा ॥८॥

'હે સ્વામિન્! મહાવ્રતોને ગ્રહણ કરેલ અને સતીઓના માર્ગની જેમ મુક્તિમાર્ગનું દર્શન કરાવતાં નિર્દોષ સ્વામિની સીતા ત્યાં બિરાજે છે.' (૮)

रामः प्रकृतिमालंब्योवाच साधु मम प्रिया । उपाददे परिव्रज्यां तस्य केवलिनोऽन्तिके ॥९॥

રામચંદ્રજીએ સ્વભાવનું આલંબન લઈ કહ્યું : 'મારી પ્રિયાએ તે કેવલજ્ઞાનીની સમીપે સંયમ ગ્રહણ કર્યું (તે) સારું (કર્યું છે.)' (૯)

इत्युक्त्वा सपरीवारो जगाम जयभूषणम् । नत्वा च देशनां तस्माच्छुश्राव रघुपुंगवः ॥ १० ॥

એ પ્રમાણે કહી પરિવાર યુક્ત રઘુશ્રેષ્ઠ (રામચંદ્રજી) જયભૂષણ (કેવલી) પાસે ગયા અને નમસ્કાર કરીને તેમની પાસેથી ધર્મોપદેશ સાંભળ્યો. (૧૦)

देशनांते च प्रपच्छ नात्मानं वेद्म्यहं प्रभो । भव्योऽहं किमुताभव्यस्तदाचक्ष्व प्रसीद मे ॥ ११ ॥

દેશનાના અંતે (તેમણે) પૂછ્યું : 'હે પ્રભો ! હું આત્માને જાણતો નથી, (તેથી) હું ભવ્ય છું કે અભવ્ય, તે મને કહો અને પ્રસન્ન થાઓ.' (૧૧)

अथाख्यत्केवली सोऽपि भव्योऽसि त्वं न केवलम् । सिद्धिं यास्यस्यनेनैव जन्मनोत्पन्नकेवलः ॥ १२ ॥

તે કેવલજ્ઞાનીએ પણ કહ્યું : (કે) 'તમે કેવળ ભવ્ય છો (એમ) નહિ, કેવળજ્ઞાન પ્રાપ્ત કરેલ (તમે) આ ભવે જ મુક્તિને પામશો.' (૧૨)

रामः पप्रच्छ भूयोऽपि मोक्षः प्रव्रज्यया भवेत् । सर्वत्यागेन सा किंतु लक्ष्मणो दुस्त्यजो मम ॥ १३ ॥

રામે ફરી પણ પૂછ્યું : 'મુક્તિ પ્રવ્રજ્યા દ્વારા થાય અને તે (પ્રવ્રજ્યા) સર્વ ત્યાગથી થાય છે, પરંતુ લક્ષ્મણ મારે માટે દુઃખે ત્યાજ્ય છે.' (૧૩)

मुनिराख्यदवश्यं ते भोक्तव्या बलसंपदः । तदन्ते त्यक्तसंगः सन् प्रव्रज्य शिवमाप्स्यसि ॥ १४ ॥

મુનિ બોલ્યા : 'તમારે બળદેવ(પણા)ની સંપદા અવશ્ય ભોગવવાની છે, તેને અંતે સંગનો ત્યાગ કરેલ તમે પ્રવ્રજ્યા ગ્રહણ કરી મુક્તિને પામશો'. (૧૪)

नत्वा बिभीषणोऽपृच्छत् केन प्राग्जन्मकर्मणा । जहार रावणः सीतां लक्ष्मणस्तं न्यहन् युधि ॥ १५ ॥

(હવે) બિભીષણે નમસ્કાર કરીને પૂછ્યું : 'પૂર્વજન્મના કયા કર્મથી રાવણે સીતાનું હરણ કર્યું (અને) લક્ષ્મણે તેને યુદ્ધમાં હણ્યો ?' (૧૫)

सुग्रीवो भामंडलश्च तथेमौ लवणांकुशौ । अहं च कर्मणा केनात्यंतरक्ता रघूद्वहे ॥ १६ ॥

'વળી, સુગ્રીવ, ભામંડલ, તેમ જ આ લવણ, અંકુશ તથા હું કયા કર્મથી રામચંદ્રજી ઉપર અત્યંત રાગવાળા છીએ ?'(૧૬)

भगवानाचचक्षेऽथ भरतार्धेऽत्र दक्षिणे । पुरे क्षेमपुरे नाम्ना नयदत्तोऽभवद्वणिक् ॥ १७ ॥

ભગવંત બોલ્યા : "અહીં દક્ષિણ ભરતાર્ધમાં ક્ષેમપુર નગરમાં નયદત્ત નામે (એક) વણિક હતો. (૧૭)

धनदत्तवसुदत्तौ सुनंदाकुक्षिजौ सुतौ । तस्याभूतां तयोर्मित्रं याज्ञवल्क्योऽभवद्द्विजः ॥ १८ ॥

તેને સુનંદાની કુક્ષિથી ઉત્પન્ન થયેલ ધનદત્ત (અને) વસુદત્ત (નામે) બે પુત્ર હતા. તે બન્નેને યાજ્ઞવલ્કય (નામે) બ્રાહ્મણ મિત્ર હતો. (૧૮)

नाम्ना सागरदत्तश्च पुरे तस्मिन्नभूद्वणिक् । तस्य सूनुर्गुणधरः कन्या गुणवती पुनः ॥ १९ ॥

વળી, તે નગરમાં સાગરદત્ત નામે વણિક (રહેતો) હતો. તેને ગુણધર (નામે) પુત્ર અને ગુણવતી (નામે) પુત્રી હતી. (૧૯)

दत्ता सागरदत्तेन नयदत्तात्मजन्मने । धनदत्ताय गुणवत्यनुरूपगुणाय सा ॥२०॥
સાગરદત્તે અનુરૂપ ગુણવાળા નયદત્તના પુત્ર ધનદત્તને તે ગુણવતી પુત્રી આપી. (૨૦)

श्रीकांतनाम्ने चाढ्याय तत्रत्यायार्थलोभतः । ददौ गुणवतीं छन्नं माता रत्नप्रभा पुनः ॥ २१ ॥
વળી (ગુણવતીની) માતા રત્નપ્રભાએ ધનના લોભથી ત્યાંના શ્રીકાંત નામે ધનાઢ્યને ગુપ્તપણે ગુણવતી આપી. (૨૧)

याज्ञवल्क्यस्तु तज्ज्ञात्वा नयदत्तात्मजन्मनोः । स्वमित्रयोः समाचख्यावसहो मित्रवंचने ॥२२॥
તે જાણી મિત્રને ઠગવામાં અસમર્થ એવા યાજ્ઞવલ્કયે પોતાના મિત્ર નયદત્તના પુત્રોને (તે) સમાચાર આપ્યા. (૨૨)

वसुदत्तस्ततो गत्वा श्रीकांतमवधीन्निशि । श्रीकांतेनापि खड्गेन वसुदत्तो निपातितः ॥ २३ ॥
તેથી વસુદત્તે રાત્રિએ જઈને શ્રીકાંતને મારી નાખ્યો. શ્રીકાન્ત વડે પણ ખડ્ગથી વસુદેવ હણાયો. (૨૩)

विंध्याटव्यामभूतां तावुभावपि कुरंगकौ । गुणवत्यप्यनूढैव मृत्वा तत्राभवन्मृगी ॥ २४ ॥
તે બન્નેય વિંધ્યાટવીમાં મૃગ થયા. ગુણવતી પણ અવિવાહિત જ મૃત્યુ પામી ત્યાં મૃગલી થઈ. (૨૪)

तस्याः कृते च तत्रापि यु वा पंचत्वमीयतुः । मिथो वैरेण तावेवं भूयांसं भ्रेमतुर्भवम् ॥ २५ ॥

ત્યાં પણ તે (મૃગલી) માટે યુદ્ધ કરી (બન્ને મૃગ) મૃત્યુ પામ્યા. પરસ્પર વેર વડે તે બન્નેએ આ પ્રમાણે ઘણું ભવભ્રમણ કર્યું. (૨૫)

तदानीं धनदत्तोऽपि स्वभ्रातृवधपीडितः । निर्धर्मोऽटन्निशि साधून् ददर्श क्षुधितोऽन्यदा ॥२६॥

તે સમયે પોતાના બંધુના વધથી પીડાયેલા, ધર્મ રહિત, ભટકતા, એક સમયે ક્ષુધિત થયેલા ધનદત્તે પણ રાત્રિ કાળે સાધુઓને જોયા. (૨૬)

ययाचे भोजनं तेभ्यस्तेष्वेको मुनिरब्रवीत् । दिवापि न हि साधूनां भक्तपानादिसंग्रहः ॥२७॥

તેમની પાસે ભોજનની માગણી કરી, તેઓમાંથી એક મુનિ બોલ્યા કે 'સાધુઓને દિવસે પણ ભક્તપાનાદિનો સંગ્રહ હોતો નથી.' (૨૭)

तवापि नोचितं रात्रौ भोक्तुं पातुं च भद्रक । को वेत्ति जीवसंसक्तिमन्नादौ तमसी दृशे ॥२८॥

'હે ભદ્ર! તારે પણ રાત્રિએ ખાવું–પીવું યોગ્ય નથી, (કેમ કે) આવા અંધકારમાં અન્ન વગેરેમાં જીવના સંબંધને કોણ જાણી શકે?' (૨૮)

इत्यादि बोधितस्तेन सुधयेवोक्षितो हृदि । श्रावकीभूय मृत्वा च सौधर्मे त्रिदशोऽभवत् ॥२९॥

ઈત્યાદિ તેમના વડે બોધ પમાડાયેલ તે જાણે હૃદયમાં અમૃત વડે સિંચન કરાયો અને શ્રાવક થઈ મૃત્યુ પામી સૌધર્મ(કલ્પ)માં દેવ થયો. (૨૯)

च्युत्वा महापुरपुरे धारणीमेरुनन्दनः । नाम्ना पद्मरुचिः श्रेष्ठी परमश्रावकोऽभवत् ॥ ३० ॥

ત્યાંથી ચ્યવી મહાપુરનગરમાં ધારણી અને મેરુ (શેઠ)નો પુત્ર પદ્મરુચિ નામે પરમ શ્રાવક શ્રેષ્ઠી થયો. (૩૦)

सौऽन्यदा गोकुलं गच्छन्नश्वारूढो यदृच्छया । जरद्वृषभमद्राक्षीन्मुमूर्षुं पतितं पथि ॥ ३१ ॥

એક વાર ઇચ્છાનુસાર અશ્વારૂઢ થયેલ તેણે ગોકુલ જતાં માર્ગમાં મરવા પડેલા વૃદ્ધ વૃષભને જોયો. (૩૧)

कृपालुः सोवरुह्याश्वान्निकटीभूय तस्य तु । कर्णमूले ददौ पंचपरमेष्ठिनमस्कृतीः ॥ ३२ ॥

દયાળુ એવા તેણે અશ્વ ઉપરથી ઊતરી, તેની સમીપે જઈ (કાનમાં) પંચપરમેષ્ઠિ નમસ્કારો સંભળાવ્યા. (૩૨)

मृत्वा च तत्प्रभावेण तत्रैव स सुतोऽभवत् । छत्रच्छायनरेन्द्रश्रीदत्तयोर्वृषभध्वजः ॥ ३३ ॥

તે નમસ્કારના પ્રભાવે મૃત્યુ પામી તે તે (નગર)માં જ છત્રચ્છાય રાજા અને શ્રીદત્તા (રાણી)નો વૃષભધ્વજ (નામે) પુત્ર થયો. (૩૩)

स्वैरं भ्रमन् सोऽन्यदा तां जरद्वृषभुवं ययौ । लेभे च जातिस्मरणं प्राग्जन्मस्थानदर्शनात् ॥ ३४ ॥

એકદા સ્વેચ્છાએ ભ્રમણ કરતો તે (રાજપુત્ર) વૃદ્ધ વૃષભની (મૃત્યુ) ભૂમિએ ગયો અને પૂર્વજન્મના સ્થાનને જોવાથી જાતિસ્મરણ જ્ઞાન પ્રાપ્ત કર્યું. (૩૪)

तत्र चाकारयच्चैत्यं तस्य चैत्यस्य चैकतः । भित्तावालेखयामास मुमूर्षं तं जरद्गवम् ॥ ३५ ॥

(તેણે) ત્યાં ચૈત્ય કરાવ્યું અને તે ચૈત્યની એક બાજુની ભીંત ઉપર મરવા પડેલ તે વૃદ્ધ બળદનું આલેખન કરાવ્યું. (૩૫)

तत्कर्णान्ते नमस्कारदायिनं पुरुषं च तम् । तदभ्यर्णे तदीयं च सपर्याणं तुरंगमम् ॥ ३६ ॥

તેના કર્ણની સમીપમાં નમસ્કાર (મહામંત્ર) આપતા તે પુરુષને અને તેની સમીપમાં પલાણ સહિત તેના અશ્વનું આલેખન કરાવ્યું. (૩૬)

आरक्षांस्तत्र चादिक्षद्यश्चित्रं परमार्थतः । इदं विदन्नुदीक्ष्येत स ज्ञाप्यस्त्वरितं मम ॥ ३७ ॥

વળી ત્યાં રક્ષકોને આદેશ કર્યો (કે) જે પરમાર્થથી આ ચિત્રને જાણતો દેખાય તે મને તત્કાળ જણાવવા યોગ્ય છે. (૩૭)

इत्युक्त्वा स ययौ वेश्म चैत्ये तत्रान्यदा पुनः । वंदनायाययौ पद्मरुचिः स श्रेष्ठिपुंगवः ॥ ३८ ॥

એ પ્રમાણે કહીને તે મહેલે ગયો. અન્યદા વળી તે ચૈત્યમાં શ્રેષ્ઠીઓમાં શ્રેષ્ઠ તે પદ્મરુચિ વંદન કરવા આવ્યો. (૩૮)

वंदित्वा तत्र सोऽर्हन्तं भित्तिचित्रमुदैक्षत । सर्वं मे संवदत्येतदित्यूचे च सविस्मयः ॥ ३९ ॥

ત્યાં અરિહંતને વંદન કરી તેણે ભીંત ઉપરના ચિત્રને જોયું અને 'આ સર્વ મારું વૃત્તાંત કહે છે' એમ તે વિસ્મયપૂર્વક બોલી ઊઠયો. (૩૯)

विज्ञप्तोऽथ तदारक्षैस्तत्रागाद्वृषभध्वजः । किं वेत्सि चित्रवृत्तांतमित्यपृच्छच्च तं नरम् ॥ ४० ॥

તે સમયે રક્ષકોંથી વિજ્ઞપ્તિ કરાયેલ વૃષભધ્વજ ત્યાં આવ્યો અને 'શું તમે ચિત્રનું વૃત્તાંત જાણો છો ? એ પ્રમાણે તે મનુષ્યને પૂછ્યું. (૪૦)

गवेऽस्मै म्रियमाणाय नमस्कारानदां पुरा । इहाभिज्ञेन केनापि लिखितोऽस्मीत्युवाच सः ॥ ४१ ॥

'પૂર્વે મૃત્યુ પામતા આ વૃષભને મેં નમસ્કાર મંત્ર આપ્યા હતા, તે (વૃત્તાંત) જાણનાર કોઈ (માણસ) વડે અહીં આલેખન કરાયેલ છે' એમ તે બોલ્યો. (૪૧)

तं नत्वोवाच वृषभध्वजो योऽयं जरद्गवः । राजपुत्रोऽभवं सोऽहं नमस्कारप्रभावतः ॥४२॥

વૃષભધ્વજ તેને નમસ્કાર કરી બોલ્યો (કે) 'આ જે વૃદ્ધ વૃષભ છે તે હું નમસ્કારના પ્રભાવથી રાજપુત્ર થયો છું. (૪૨)

कामयास्यमहं योनिं तिर्यग्योनिस्तदाप्यहम् । कृपालुस्त्वं न चेन्मह्यं नमस्कारानदास्यथाः ॥४३॥

કૃપાળુ એવા તમે મને જો નમસ્કારમંત્ર ન આપ્યા હોત તો તે સમયે તિર્યંચ યોનિવાળો હું કઈ યોનિમાં જાત? (૪૩)

सर्वथा त्वं गुरुः स्वामी दैवतं चासि मे खलु । भुंक्ष्व राज्यमिदं प्राज्यं त्वया यत्तं ममापि यत् ॥४४॥

તમે જ મારા સર્વ રીતે ગુરુ છો, સ્વામી છો અને ભાગ્ય રૂપ છો. આ વિશાળ રાજ્ય (તમે જ) ભોગવો કેમ કે જે તમારા વડે વશ કરાયેલ છે (તે) મારું જ છે." (૪૪)

इत्युक्त्वा पद्मरुचिना सहैव वृषभध्वजः । विजहाराकृतद्वैधः पालयञ्छ्रावकव्रतम् ॥ ४५॥

એ પ્રમાણે કહીને દ્વિધાપણું નહિ કરાયેલ શ્રાવક વ્રતનું પાલન કરતો (તે) વૃષભધ્વજ પદ્મરુચિની સાથે જ વિહરતો હતો. (૪૫)

श्रावकत्वं चिरं सम्यक् पालयित्वा विपद्य च । ईशानकल्पे जज्ञाते तौ देवौ परमर्द्धिकौ ॥४६॥

ચિરકાળ સમ્યગ્ રીતે શ્રાવકપણું પાળી મૃત્યુ પામીને તે બન્ને ઈશાન કલ્પમાં પરમ ઋદ્ધિવાળા દેવ થયા. (૪૬)

च्युत्वा ततः पद्मरुचिर्मेरोरपरतो गिरौ । वैताढ्ये नगरे नंदावर्ते नंदीश्वरात्मजः ॥४७॥
कनकाभाकुक्षिजन्मा नयनानंद इत्यभूत् । राज्यं भुक्त्वा परिव्रज्य माहेन्द्रे त्रिदशोऽभवत् ॥४८॥ युग्मम् ॥

ત્યાંથી ચ્યવી પદ્મરુચિ મેરુ પર્વતની પશ્ચિમ બાજુએ વૈતાઢ્ય પર્વત ઉપર નંદાવર્તનગરમાં કનકાભા (રાણી)ની કુક્ષિએ ઉત્પન્ન થયેલ નયનાનંદ એ (નામે) નંદીશ્વર (રાજા) નો પુત્ર થયો. રાજ્ય ભોગવી, સંયમ ગ્રહણ કરી (મૃત્યુ પામી) તે માહેન્દ્રકલ્પમાં દેવ થયો. (૪૭–૪૮)

च्युत्वा च प्राग्विदेहेषु क्षेमायां पुरिभूपतेः । विपुलवाहनस्याभूत्पद्मावत्यां स नंदनः ॥४९॥
श्रीचन्द्रो नाम भुक्त्वा च राज्यं प्रव्रज्य चान्तिके । समाधिगुप्तस्य मुनेर्ब्रह्मलोकेन्द्रतां ययौ ॥५०॥ युग्मम् ॥

(ત્યાંથી) ચ્યવી તે પૂર્વમહાવિદેહમાં ક્ષેમાપુરી (નગરી)માં વિપુલવાહન (રાજા)ની પદ્માવતી (રાણી)થી શ્રીચંદ્ર નામે પુત્ર થયો. (ત્યાં પણ) રાજ્ય ભોગવી સમાધિગુપ્ત મુનિ પાસે સંયમગ્રહણ કરી (મૃત્યુ પામી) તે બ્રહ્મલોકના ઈન્દ્રપણાને પામ્યો. (૪૯–૫૦)

च्युत्वा ततोऽयं पद्मोऽभूद्बलभद्रो महाबलः । सुग्रीव एष वृषभध्वजजीवस्त्वभूत्क्रमात् ॥५१॥

ત્યાંથી ચ્યવી આ (પદ્મરુચિ) મહાબળી બલભદ્ર પદ્મ (રામચંદ્રજી) થયેલ છે, અને વૃષભધ્વજનો જીવ આ અનુક્રમે સુગ્રીવ થયેલ છે. (૫૧)

भ्रान्त्वा श्रीकांतजीवोऽभून्मृणालकन्दपत्तने । राजसूनुर्वज्रकंठो शंभुहेमवतीभवः ॥५२॥

શ્રીકાંતનો જીવ ભ્રમણ કરી મૃણાલકંદ પત્તનમાં શંભુ અને હેમવતી (રાણી)થી ઉત્પન્ન વજ્રકંઠ (નામે) રાજપુત્ર થયો. (૫૨)

भ्रान्त्वा च वसुदत्तोऽभूच्छंभुराजपुरोधसः । विजयस्य रत्नचूडाभवः श्रीभूतिरात्मजः ॥५३॥

વળી વસુદત્ત (પણ) ભવભ્રમણ કરી શંભુ રાજાના પુરોહિત વિજયની રત્નચૂડા (પત્ની)થી જન્મ પામેલ શ્રીભૂતિ (નામે) પુત્ર થયો. (૫૩)

गुणवत्यपि सा भ्रांत्वा श्रीभूतेरतस्य नंदना । सरस्वतीकुक्षिभवा नाम्ना वेगवतीत्यभूत् ॥५४॥

તે ગુણવતી પણ ભવભ્રમણ કરી તે શ્રીભૂતિની સરસ્વતી (સ્ત્રી)ની કુક્ષિથી ઉત્પન્ન થયેલી 'વેગવતી' એ નામે પુત્રી થઈ. (૫૪)

सोद्यौवनान्यदा साधुं प्रतिमास्थं सुदर्शनम् । वंद्यमानं जनै दृष्ट्वा सोपहासमदोऽवदत् ॥५५॥

યૌવન પ્રાપ્ત કરેલ તેણી પ્રતિમા (મુદ્રા)માં રહેલા સુદર્શન (નામે) સાધુને લોકોથી વંદન કરાતા જોઈને ઉપહાસપૂર્વક આ પ્રમાણે બોલી : (૫૫)

अहो साधुरयं दृष्टः पुरा क्रीडन्महेलया । सानेन प्रेषितान्यत्र तं वन्दध्वं कथं जनाः ॥५६॥

'અરે ! આ સાધુ પૂર્વે સ્ત્રી સાથે ક્રીડા કરતાં જોવાયેલ, તે (સ્ત્રી) આના વડે અન્યત્ર મોકલાઈ છે (તો) હે લોકો ! તમે તેને કેમ વંદન કરો છો ?' (૫૬)

श्रुत्वा विपरिणम्याशु लोकः सर्वोऽपि तं मुनिम् । विप्लावयितुमारेभे कलंकोद्घोषपूर्वकम् ॥५७॥

(તે) સાંભળી વિરુદ્ધ પરિણામવાળાં થઈ શીઘ્ર (તે) સર્વેય લોક કલંકની ઉદ્ઘોષણાપૂર્વક તે મુનિને ઉપદ્રવ કરવા લાગ્યા. (૫૭)

न मे यावत्कलंकोऽयमुत्तरिष्यति सर्वथा । न तावत्पारयिष्यामीत्यभिजग्राह सोऽप्यृषिः ॥५८॥

તે ઋષિએ પણ "જ્યાં સુધી મારું આ કલંક સર્વથા ઊતરશે નહિ, ત્યાં સુધી (કાયોત્સર્ગ) પારીશ નહિ" એ પ્રમાણે અભિગ્રહ ધારણ કર્યો. (૫૮)

ततश्च देवतारोषाच्छूनं वेगवतीमुखम् । साधुव्यतिकरं ज्ञात्वा सा पित्रा भर्त्सिता भृशम् ॥५९॥

તેથી દેવતાના રોષથી વેગવતીનું મુખ રોગિષ્ઠ થઈ ગયું. સાધુના વૃત્તાંતને જાણી પિતા વડે તે અત્યંત તિરસ્કાર કરાઈ. (૫૯)

रोगात् पितुश्च सा भीता सुदर्शनमुनेः पुरः । प्रत्यक्षं सर्वलोकानामित्युच्चैः स्वरमब्रवीत् ॥ ६० ॥

રોગથી અને પિતાથી ભય પામેલી તે (વેગવતી) સુદર્શન મુનિની આગળ સર્વલોક સમક્ષ ઊંચે સ્વરે આ પ્રમાણે બોલી : (૬૦)

निर्दोषः सर्वथासि त्वं दोषोऽलीकोऽयमेव ते । मयैवारोपितः स्वामिंस्तितिक्षस्व क्षमानिधे ॥६१॥

'હે સ્વામિન્! તમે સર્વથા નિર્દોષ છો. મારા વડે તમારી ઉપર આ અસત્ય દોષ આરોપણ કરાયો છે, (તેથી) હે ક્ષમાના ભંડાર (મુનિ)! મને માફ કરો.' (૬૧)

**श्रुत्वेति तद्वचो लोको भूयोऽप्यानर्च तं मुनिम् । उल्लाघाभूद्वेगवती तदादि श्राविका च सा ॥६२॥**

એ પ્રમાણે તેનું વચન સાંભળી લોક ફરી પણ તે મુનિને પૂજવા લાગ્યા. તે (વેગવતી પણ) ત્યારથી આરંભી નિર્મળ શ્રાવિકા થઈ. (૬૨)

**तां च रूपवतीं दृष्ट्वा ययाचे शंभुभूपतिः । दास्ये मिथ्यादृशे नेति श्रीभूतिः प्रत्युवाच तम् ॥६३॥**

રૂપવતી એવી તેણીને જોઈ શંભુરાજાએ (તેણીની) યાચના કરી, (પરંતુ) 'હું મિથ્યાદૃષ્ટિને (મારી કન્યા) આપીશ નહિ' એ પ્રમાણે શ્રીભૂતિએ તેને જવાબ આપ્યો. (૬૩)

**शंभुर्निहत्य श्रीभूतिं बुभुजे तां बलादपि । भवान्तरे ते वधाय भूयासमपि साशपत् ॥६४॥**

શંભુ (રાજા)એ શ્રીભૂતિને હણીને તેણીને બળાત્કારે ભોગવી (તેથી) 'ભવાન્તરમાં હું તારા વધને માટે થઈશ' એમ તેણીએ શ્રાપ આપ્યો. (૬૪)

**शंभुनापि विमुक्ता सा हरिकांतार्यिकान्तिके । प्रवव्राजाथ पूर्णायुर्ब्रह्मलोकमुपाययौ ॥६५॥**

શંભુ વડે મુક્ત કરાયેલ તેણીએ હરિકાંતા સાધ્વીજી પાસે સંયમગ્રહણ કર્યું. આયુ પૂર્ણ કરેલ (તે વેગવતી) બ્રહ્મલોકમાં ગઈ. (૬૫)

ततश्च्युत्वा शंभुजीवरक्षोनाथस्य मृत्यवे । निदानवशतो जज्ञे सीतेयं जनकात्मजा ॥ ६६ ॥
ત્યાંથી ચ્યવી નિયાણાના વશથી શંભુના જીવ રાક્ષસપતિ (રાવણ)ના મૃત્યુ માટે આ જનકની પુત્રી સીતા થઈ. (૬૬)

सुदर्शनमुनेस्तस्यालीकदोषाधिरोपणात् । अस्याः कलंकोऽलीकोऽयं लोकेनेहाधिरोपितः ॥ ६७ ॥
તે સુદર્શન મુનિ ઉપર અસત્ય આરોપણ કરવાથી અહીં લોક વડે આ (સીતા)ની ઉપર આ અસત્ય કલંક આરોપણ કરાયું. (૬૭)

भवं भ्रान्त्वा शंभुजीवोऽप्युदपादि द्विजन्मनः । कुशध्वजस्य सावित्र्यां प्रभासो नाम नन्दनः ॥ ६८ ॥
ભવ ભ્રમણ કરી શંભુનો જીવ પણ કુશધ્વજ બ્રાહ્મણની સાવિત્રી (નામે સ્ત્રી) દ્વારા પ્રભાસ નામે પુત્ર થયો. (૬૮)

स प्रवव्राज विजयसेनर्षेरन्तिकेऽन्यदा । परमं च तपस्तेपे सहमानः परीषहान् ॥ ६९ ॥
એકદા તેણે વિજયસેન ઋષિની પાસે સંયમ ગ્રહણ કર્યું અને પરિષહોને સહન કરતા તે ઉત્કૃષ્ટ તપ કરવા લાગ્યા. (૬૯)

संमेतयात्राचलितं विद्याधरनरेश्वरम् । कनकप्रभमद्राक्षीदिन्द्रवत्परमर्द्धिकम् ॥ ७० ॥
(તેમણે) સમ્મેતશિખરની યાત્રા માટે જઈ રહેલ, ઇન્દ્રની જેમ મહાસમૃદ્ધિવાળા કનકપ્રભ (નામે) વિદ્યાધર રાજાને જોયો. (૭૦)

तपसानेन भूयासमीदृगृद्धिरिति व्यधात् । स निदानं विपद्याथोत्पेदे कल्पे तृतीयके ॥ ७१ ॥

તેમણે 'આ તપ(ના પ્રભાવથી) આવી ઋદ્ધિવાળો (હું) થાઉ" એવું નિયાણું કર્યું અને મૃત્યુ પામી ત્રીજા દેવલોકમાં દેવ થયા. (૭૧)

ततश्च्युत्वा रावणोऽभूत् खेचरेन्द्रस्तवाग्रजः । कनकप्रभऋद्धेर्यो निदानमकरोत्तदा ॥७२॥

ત્યાંથી ચ્યવી (તે) તમારો મોટો ભાઈ રાવણ થયો. (વળી) તે સમયે કનકપ્રભની ઋદ્ધિનું જે નિયાણું કર્યું હતું (તેથી તે) ખેચરેન્દ્ર થયો. (૭૨)

धनदत्तवसुदत्तमित्रं यस्तु द्विजोऽभवत् । याज्ञवल्क्यो भवं भ्रान्त्वा त्वमभूः स बिभीषणः ॥७३॥

વળી ધનદત્ત અને વસુદત્તનો મિત્ર જે યાજ્ઞવલ્કય(નામે) બ્રાહ્મણ હતો તે ભવભ્રમણ કરી તું બિભીષણ થયો છે. (૭૩)

राज्ञा हतस्तु श्रीभूतिर्द्यां जगाम ततश्च्युतः । सुप्रतिष्ठपुरे विद्याधरोऽजनि पुनर्वसुः ॥७४॥

(શંભુ) રાજા વડે હણાયેલ શ્રીભૂતિ સ્વર્ગે ગયો, ત્યાંથી ચ્યવેલ (તે) સપ્રતિષ્ઠપુરમાં પુનર્વસુ (નામે) વિદ્યાધર થયો. (૭૪)

स पुंडरीकविजयेऽपजहार स्मरातुरः । कन्यां त्रिभुवनानंदचक्रिणोऽनंगसुन्दरीम् ॥ ७५॥

પુંડરીક વિજયમાં કામાતુર થયેલ તેણે ત્રિભુવનાનંદ ચક્રવર્તીની અનંગસુંદરી (નામે) કન્યાનું અપહરણ કર્યું. (૭૫)

चक्रिणा प्रेषितैर्विद्याधरैर्युध्याकुलस्य तु । विमानात्तस्य चापतन्निकुञ्जेऽनंगसुन्दरी ॥७६॥

ચક્રવર્તી વડે મોકલાયેલ વિદ્યાધરો સાથે યુદ્ધમાં વ્યગ્ર બનેલ તે (પુનર્વસુ)ના વિમાનમાંથી અનંગસુંદરી (નીચે) લતાગૃહમાં પડી. (૭૬)

कृत्वा निदानं तत्प्राप्त्यै प्रव्रज्य च पुनर्वसुः । स्वर्गं ययौ ततश्च्युत्वा लक्ष्मणोऽयमजायत ॥७७॥

તેને પ્રાપ્ત કરવાનું નિયાણું કરી, પ્રવ્રજ્યા ગ્રહણ કરી પુનર્વસુ સ્વર્ગે ગયો અને ત્યાંથી ચ્યવી આ લક્ષ્મણ થયો છે. (૭૭)

वनस्थिता साप्यनंगसुंदर्युग्रं तपोऽकरोत् । विहितानशना चांते जग्रसेऽजगरेण सा ॥७८॥

વનમાં રહેલ તે અનંગસુંદરીએ પણ ઉગ્ર તપ કર્યું અને અંતે અનશન સ્વીકારેલ તે અજગર વડે ગળી જવાઈ. (૭૮)

मृत्वा समाधिना साभूद्देवी कल्पे द्वितीयके । ततश्च्युत्वा विशल्याभूल्लक्ष्मणस्य महिष्यसौ ॥७९॥

સમાધિપૂર્વક મૃત્યુ પામી તે બીજા કલ્પમાં દેવી થઈ. ત્યાંથી ચ્યવી લક્ષ્મણની પટરાણી આ વિશલ્યા થઈ છે. (૭૯)

योऽभूद्गुणवतीभ्राता नाम्ना गुणधरः स तु । भवं भ्रांत्वाभवद्राजपुत्रः कुंडलमंडितः ॥८०॥

વળી ગુણધર નામે જે ગુણવતીનો ભાઈ હતો તે ભવભ્રમણ કરી રાજપુત્ર કુંડલમંડિત થયો છે. (૮૦)

श्रावकत्वं पालयित्वा चिराय च विपद्य सः । सीतासोदर एषोऽभूद्भामंडलनरेश्वरः ॥८१॥

દીર્ઘકાળ સુધી શ્રાવકપણાનું પાલન કરી મૃત્યુ પામી તે આ સીતાનો ભાઈ ભામંડલ રાજા થયેલ છે. (૮૧)

इतोऽभूतां च काकंद्यां वामदेवद्विजन्मनः । श्यामलाकुक्षिजौ पुत्रौवसुनन्दसुनन्दनौ ॥८२॥

આ તરફ કાકંદીનગરીમાં વામદેવ (નામે) બ્રાહ્મણની શ્યામલા (નામે સ્ત્રી)ની કુક્ષિથી જન્મેલ વસુનંદ અને સુનંદન (નામે) બે પુત્રો હતા. (૮૨)

**एकदा च तयोर्गेहे तिष्ठतोरागयौ मुनिः । मासोपवासी ताभ्यां च भक्तितः प्रतिलंभितः ॥८३॥**

એક વાર તે બન્ને ઘેર હોતે છતે માસોપવાસી મુનિ પધાર્યા. તે બન્નેએ ભક્તિપૂર્વક પ્રતિલાભ્યા. (૮૩)

**मृत्वा तद्दानधर्मेणोत्तरेषु तु कुरुष्वथ । अभूतां युग्मिनौ मृत्वा सौधर्मे तौ सुरौ ततः ॥८४॥**

મૃત્યુ પામી તે દાનધર્મ વડે ઉત્તરકુરુમાં તે બન્ને યુગલિક થયા (અને) ત્યાંથી મૃત્યુ પામી સૌધર્મમાં દેવ થયા. (૮૪)

**च्युत्वाभूतां च काकंद्यां रतिवर्धनभूपतेः । सुदर्शनाभवौ पुत्रौ प्रियंकरशुभंकरौ ॥८५॥**

(ત્યાંથી) ચ્યવી (તે બન્ને) કાકંદી (નગરી)માં રતિવર્ધન રાજાની સુદર્શના (રાણી)થી થયેલ પ્રિયંકર અને શુભંકર (નામે) પુત્ર થયા. (૮૫)

**राज्यं चिरं पालयित्वा प्रव्रज्य च विपद्य च । सुरौ ग्रैवेयकेऽभूतां च्युत्वा च लवणांकुशौ ॥८६॥**

(ત્યાં) ચિરકાળ રાજ્યનું પાલન કરી, પ્રવ્રજ્યા ગ્રહણ કરી, મૃત્યુ પામી ગ્રૈવેયકમાં દેવ થયા. (ત્યાંથી) ચ્યવી તે બન્ને લવણ અને અંકુશ થયા. (૮૬)

**सुदर्शना तयोः पूर्वभवमाता भवं चिरम् । भ्रान्त्वाभूदेष सिद्धार्थोऽध्यापको रामपुत्रयोः ॥८७॥**

તે બન્નેની પૂર્વભવની માતા સુદર્શના દીર્ઘકાળ ભવભ્રમણ કરી આ રામના બન્ને પુત્રોના અધ્યાપક સિદ્ધાર્થ થયેલ છે. (૮૭)

**एवं मुनिवचः श्रुत्वा संवेगं बहवो ययुः । तदैव रामसेनानीः कृतांतः प्राव्रजत्पुनः ॥८८॥**

એ પ્રમાણે મુનિરાજની વાણી સાંભળી ઘણા (લોકો) સંવેગ પામ્યા. વળી રામચંદ્રજીના સેનાપતિ કૃતાંતે તે સમયે જ સંયમ ગ્રહણ કર્યું. (૮૮)

**अथोत्थाय नमश्चक्रे काकुत्स्थो जयभूषणम् । उपसीतं च गत्वैवं चिन्तयामास चेतसि ॥८९॥**

હવે ઊભા થઈ રામચંદ્રજીએ જયભૂષણ (મુનિ)ને નમસ્કાર કર્યા, અને સીતા પાસે જઈને ચિત્તમાં આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા : (૮૯)

**असौ शिरीषमृद्वंगी राजपुत्री मम प्रिया । सीता शीतातपःक्लेशं कथं नाम सहिष्यते ॥९०॥**

"આ શિરીષ (પુષ્પ) જેવી મૃદુ અંગવાળી મારી પ્રિયા રાજપુત્રી શીત અને આતપની પીડાને શી રીતે સહન કરશે ? (૯૦)

**इमं संयमभारं च सर्वभारातिशायिनम् । उद्वक्ष्यति कथं नाम हृदयेनापि दुर्वहम् ॥ ९१ ॥**

વળી સર્વભારોથી ચઢિયાતા **અને** હૃદયથી પણ દુઃખે વહન કરી શકાય તેવા આ સંયમભારને તે શી રીતે (વહન) કરશે ? (૯૧)

यद्वा सतीव्रतं यस्या न भंक्तुं रावणोऽप्यलम् । सा निर्व्यूढप्रतिज्ञैवं भाविनी संयमेऽपि हि ॥९२॥

અથવા જેણીના સતીવ્રતનો ભંગ કરવા રાવણ પણ સમર્થ ન થયો તે સંયમમાં પણ એ જ પ્રમાણે પ્રતિજ્ઞાનું પાલન કરનારાં થશે. (૯૨)

एवं विमृश्य वैदेहीं ववन्दे लक्ष्मणाग्रजः । लक्ष्मणोऽन्ये च राजानः श्रद्धानिधौंतचेतसः ॥९३॥

આ પ્રમાણે વિચાર કરી રામચંદ્રજીએ, લક્ષ્મણે અને શ્રદ્ધાથી શુદ્ધ ચિત્તવાળા અન્ય રાજાઓઓએ સીતાજીને વંદન કર્યું. (૯૩)

इतश्च सपरीवारो रामोऽयोध्यां ययौ पुनः । सीताकृतान्तवदनौ तेपाते च परं तपः ॥९४॥

આ તરફ સપરીવાર રામ અયોધ્યા ગયા અને સીતા તથા કૃતાન્તવદન તીવ્ર તપ કરવા લાગ્યા. (૯૪)

तपस्तप्त्वा ब्रह्मलोके कृतांतवदनो ययौ । सीतापि षष्टिं वर्षाणि विदधे विविधं तपः ॥९५॥

કૃતાન્તવદન તપ કરીને બ્રહ્મલોકમાં ગયો. સીતાએ પણ સાઠ વર્ષ સુધી વિવિધ તપ કર્યું. (૯૫)

त्रयस्त्रिंशदहोरात्रीं कृत्वान्तेऽनशनं मृता । द्वाविंशत्यर्णवायुः सोऽच्युतेन्द्रः समजायत ॥ ९६॥

અંતે ત્રીશ અહોરાત્રિ અનશન કરી મૃત્યુ પામેલ તે બાવીશ સાગરોપમના આયુષ્યવાળા અચ્યુત ઇન્દ્ર થયા. (૯૬)

इतश्च शैले वैताढ्येऽभूत् कांचनपुरे पुरे । नामतः कनकरथो विद्याधरपतिस्तदा ॥९७॥

આ બાજુ તે સમયે વૈતાઢ્ય પર્વત ઉપર કાંચનપુર નગરમાં કનકરથ નામે વિદ્યાધર રાજા હતો. (૯૭)

मन्दाकिनीचंद्रमुख्योः कन्ययोः स स्वयंवरे । सपुत्रान् भूपतीन्रामलक्ष्मणादीनथाह्वयत् ॥ ९८ ॥

તેણે (પોતાની) મંદાકિની અને ચંદ્રમુખી પુત્રીના સ્વયંવરમાં રામલક્ષ્મણ વગેરે રાજાઓને પુત્રો સહિત બોલાવ્યા. (૯૮)

तत्रासीनेषु भूपेषु मंदाकिन्या निजेच्छया । अनंगलवणो वव्रे चन्द्रमुख्याङ्कुशः पुनः ॥ ९९ ॥

ત્યાં રાજાઓ બેસતે છતે સ્વેચ્છાએ મંદાકિની વડે અનંગલવણ અને ચંદ્રમુખી વડે અંકુશ પસંદ કરાયો. (૯૯)

लक्ष्मणस्य सुतास्तत्र क्रोधादुत्तस्थिरे युधि । सार्धे शते द्वे अपि ते युगपच्छ्रीधरादयः ॥ १०० ॥

ત્યારે ક્રોધથી લક્ષ્મણના શ્રીધર વગેરે અઢીસો પુત્રો એકીસાથે યુદ્ધ કરવા ઊભા થયા. (૧૦૦)

श्रुत्वा संनह्यतस्तांश्च प्रोचाते लवणांकुशौ । को नाम योत्स्यतेऽमीभिरवध्या भ्रातरः खलु ॥ १०१ ॥

તેઓને યુદ્ધ કરવા તૈયાર થતા સાંભળી લવણ અને અંકુશે કહ્યું, 'આમની સાથે કોણ યુદ્ધ કરશે ?' કેમ કે ભાઈઓ અવધ્ય છે. (૧૦૧)

यथा न तातयोर्भेदः कोऽपि ज्येष्ठकनिष्ठयोः । तत्पुत्राणां तथास्माकममीषामपि मास्तु सः ॥ १०२ ॥

જેમ તાતને મોટા નાનાનો કોઈ ભેદ નથી તેમ તેમના પુત્રો એવા અમારે પણ તે (ભેદ) ન હો. (૧૦૨)

एवं तयोर्वचो ज्ञात्वा चरेभ्यो लक्ष्मणात्मजाः । वीक्षापन्ना निनिन्दुः स्वं दुःकर्मारंभसंमुखम् ॥ १०३ ॥

ચરપુરુષો દ્વારા તે બન્નેનાં એવાં વચન જાણી વિસ્મય પામેલ લક્ષ્મણના પુત્રો દુષ્ટ કાર્યના આરંભની અભિમુખ બનેલ પોતાની નિંદા કરવા લાગ્યા. (૧૦૩)

सद्यः संवेगमापन्नाः पितरावनुमान्य ते । महाबलमुनेः पादपद्मान्ते जगृहुर्व्रतम् ॥१०४॥

તત્કાળ સંવેગને પામેલ તેઓએ માત-પિતાની અનુમતિ લઈ મહાબલ મુનિના ચરણકમલમાં વ્રત ગ્રહણ કર્યું. (૧૦૪)

जातोद्वाहौ तदानीं तावनंगलवणांकुशौ । सहैव सीरिशृङ्गिभ्यामयोध्यामीयतुः पुरीम् ॥१०५॥

તે સમયે જેનો વિવાહ થઈ ગયો છે તે અનંગલવણ અને અંકુશ, બળદેવ અને વાસુદેવ (રામ-લક્ષ્મણ) સાથે અયોધ્યા નગરે ગયા. (૧૦૫)

इतश्च स्वपुरेहर्म्यमूर्ध्नि भामंडलः स्थितः । कदाचिदेवं मनसा चिन्तयामास शुद्धधीः ॥१०६॥

આ તરફ એક દિવસ પોતાના નગરમાં મહેલની આગાસીમાં રહેલ શુદ્ધ બુદ્ધિવાળો ભામંડલ મન દ્વારા આ પ્રમાણે વિચાર કરતો હતોઃ (૧૦૬)

श्रेणिद्वयं वशीकृत्यास्खलन् सर्वत्र लीलया । विहृत्यान्ते चात्तदीक्षो भवेयं पूर्णवांछितः ॥१०७॥

'(વૈતાઢયની) બન્ને શ્રેણિને વશ કરી સ્ખલના નહિ પામતાં સર્વસ્થલે લીલાપૂર્વક વિહરી અંતે દીક્ષા ગ્રહણ કરેલ હું પૂર્ણ ઇચ્છાવાળો થાઉં.' (૧૦૭)

एवं चिन्तयतस्तस्य मूर्ध्नि विद्युत्पपात खात् । स मृत्वा देवकुरुषु जज्ञे युगलधर्मिषु ॥१०८॥

આ પ્રમાણે વિચાર કરતા તેના મસ્તક ઉપર આકાશમાંથી વીજળી પડી. મૃત્યુ પામી તે યુગલ ધર્મવાળા દેવકુરુમાં ઉત્પન્ન થયો. (૧૦૮)

इतश्च हनुमांश्चैत्रे चैत्यवन्दनहेतवे । मेरुं गतो निवृत्तोऽस्तमयंतं सूर्यमैक्षत ॥ १०९ ॥

આ બાજુ ચૈત્ર (માસ)માં હનુમાન ચૈત્યોને વંદન કરવા મેરુ ઉપર ગયા. પાછા ફરેલ તેમણે અસ્ત પામતા સૂર્યને જોયો. (૧૦૯)

एवं च दध्यावुदयो यथा ह्यस्तं तथा खलु । निदर्शनमयं सूर्यो धिग्धिक् सर्वमशाश्वतम् ॥ ११० ॥

(તેથી) એ પ્રમાણે વિચાર કરવા લાગ્યા કે જેમ ઉદય (થાય છે) તેમ અસ્ત પણ થાય છે. સૂર્ય અહીં ઉદાહરણ રૂપ છે (માટે) સર્વ અશાશ્વત (પદાર્થ)ને ધિક્કાર હો........ધિક્કાર હો........ (૧૧૦)

एवं विचिन्त्य स्वपुरे गत्वा राज्यं सुते न्यधात् । धर्मरत्नाचार्यपार्श्वे प्रव्रज्यामाददे स्वयम् ॥ १११ ॥

એ પ્રમાણે વિચાર કરી પોતાના નગરમાં જઈ પુત્ર ઉપર રાજ્ય (ભાર) સ્થાપન કર્યો (અને) પોતે ધર્મરત્ન આચાર્યની પાસે સંયમગ્રહણ કર્યું. (૧૧૧)

तमनुप्राव्रजन्राज्ञां सार्धसप्तशतानि च । आर्यालक्ष्मीवतीपार्श्वेऽस्थुस्तत्पत्न्यश्च दीक्षिताः ॥ ११२ ॥

તેમની પાછળ સાડા સાતસો નૃપતિઓએ સંયમ ગ્રહણ કર્યું અને તેમની પત્નીઓ સાધ્વીજી લક્ષ્મીવતી પાસે દીક્ષિત થઈ. (૧૧૨)

ध्यानानलेन निर्दह्य क्रमात् कर्माणि मूलतः । श्रीशैलः प्राप्य शैलेशीं जगाम पदमव्यम् ॥ ११३॥

ધ્યાનરૂપી અનલ દ્વારા કર્મોને અનુક્રમે મૂળમાંથી બાળી નાખી હનુમાન શૈલેશી અવસ્થા પ્રાપ્ત કરી અવ્યય (મુક્તિ) પદને પામ્યા. (૧૧૩)

हनूमंतं प्रव्रजितं ज्ञात्वा दध्यौ रघूद्वहः । हित्वा भोगसुखं कष्टां दीक्षां किमयमाददे ॥ ११४॥

હનુમાનને દીક્ષિત થયેલ જાણી રામચંદ્રજી વિચાર કરવા લાગ્યા (કે) 'ભોગ સુખનો ત્યાગ કરી આમણે (હનુમાનજીએ) દીક્ષા કેમ ગ્રહણ કરી ?' (૧૧૪)

तां रामचिन्तामवधेर्ज्ञात्वा सौधर्मवासवः । ऊचे मध्येसभमहो कर्मणां विषमा गतिः ॥ ११५॥

અવધિજ્ઞાન દ્વારા રામચંદ્રજીની તે વિચારણા જાણીને સૌધર્મેન્દ્ર સભાની વચ્ચે બોલ્યા : 'અહો કર્મોની ગતિ વિષમ છે'. (૧૧૫)

रामश्चरमदेहोऽपि यद्धर्मं हसति स्वयम् । सौख्यं विषयसंभूतं प्रत्युतैष प्रशंसति ॥ ११६ ॥

'જે કારણથી ચરમ શરીરી રામ પણ ધર્મની જાતે હાંસી કરે છે. વળી વિષયોથી ઉત્પન્ન થયેલ સુખની આ પ્રશંસા કરે છે.' (૧૧૬)

अथवा ज्ञातमनयो रामलक्ष्मणयोर्मिथः । स्नेहो गाढतरः कोऽपि भवानिर्वेदकारणम् ॥ ११७॥

'અથવા (મારા વડે) જણાયું (કે) આ રામ અને લક્ષ્મણનો પરસ્પર અતિ ગાઢ એવો કોઈ સ્નેહ છે (કે) (જે) ભવથી વૈરાગ્ય ન પામવાનું કારણ છે.' (૧૧૭)

द्वौ देवौ कौतुकात्तत्र तयोः स्नेहं परीक्षितुम् । उपेयतुरयोध्यायां लक्ष्मणस्य निकेतने ॥ ११८ ॥

(તેથી) તે બન્નેના સ્નેહની પરીક્ષા કરવા માટે કૌતુકથી બે દેવ ત્યાં અયોધ્યામાં લક્ષ્મણના ઘેર ગયા. (૧૧૮)

दर्शयामासतुः सद्यो मायया लक्ष्मणस्य तौ । सर्वमन्तःपुरस्त्रैणमाक्रंदत् करुणस्वरम् ॥ ११९ ॥

તત્કાળ માયા દ્વારા તે બંનેએ લક્ષ્મણને અંતઃપુરનો સર્વ સ્ત્રીસમુદાય કરુણ સ્વરે આક્રંદ કરતો દેખાડ્યો. (૧૧૯)

हा पद्म पद्मनयन बन्धुपद्मदिवाकर । अकांडमृत्युः कोऽयं ते विश्वस्यापि भयंकरः ॥ १२० ॥

હે પદ્મ જેવા નયનવાળા, બંધુરૂપી કમળો (ને વિકસિત) (કરવા)માં સૂર્ય સમાન રામચંદ્રજી ! વિશ્વને પણ ભયંકર એવું તમારું અકાળ મૃત્યુ કેમ થયું ? (૧૨૦)

एवं च रुदतीर्वक्षांस्याघ्नाना मुक्तकुंतलाः । अन्तःपुरवधूः प्रेक्ष्य विषण्णोलक्ष्मणोऽवदत् ॥ १२१ ॥

એ પ્રમાણે રુદન કરતી, છાતીઓ કૂટતી, છૂટા મૂકેલા કેશોવાળી અન્તઃપુરની સ્ત્રીઓને જોઈને વિષાદ પામેલ લક્ષ્મણ બોલ્યા : (૧૨૧)

ममासौ किं मृतो भ्राता जीवितस्यापि जीवितम् । पिशुनेन कृतांतेन किं कृतं छलघातिना ॥ १२२ ॥

'મારા જીવનના પણ જીવનરૂપ આ ભાઈ શું મરણ પામ્યા છે? છળથી ઘાત કરનાર નિર્દય યમરાજ વડે (આ) શું કરાયું?' (૧૨૨)

**एवं च भाषमाणस्य वचसा सह जीवितम् । सौमित्रेर्निर्ययौ कर्मविपाको दुरतिक्रमः ॥१२३॥**

એ પ્રમાણે બોલતા લક્ષ્મણના વચન સાથે પ્રાણો નીકળી ગયા. (ખરેખર) 'કર્મનું ફળ દુર્લંઘ્ય છે.' (૧૨૩)

**स्वर्णस्तंभमवष्टभ्य स्थितः सिंहासनेऽपि हि । सोऽथ प्रसारिताक्षोऽस्थाल्लेप्यमूर्तिरिवाक्रियः ॥१२४॥**

સુવર્ણના સ્તંભનો ટેકો લઈને સિંહાસન ઉપર રહેલ, પહોળી કરેલ આંખોવાળા તે લેપ્યમય મૂર્તિની જેમ નિષ્ક્રિય થઈ ગયા. (૧૨૪)

**परासुं लक्ष्मणं दृष्ट्वा विषण्णौ तौ सुरावपि । मिथो जजल्पतुरहो किमावाभ्यामिदं कृतम् ॥१२५॥**

લક્ષ્મણને મૃત્યુ પામેલા જોઈને ખેદ પામેલ તે બન્ને દેવતાઓ પણ પરસ્પર કહેવા લાગ્યા : 'આપણા વડે આ શું કરાયું? (૧૨૫)

**विश्वाधारः पुमानेष किमावाभ्यां हहा हतः । इति स्वं बहु निन्दन्तौ स्वकल्पं जग्मतुः पुनः ॥१२६॥**

હા......હા........વિશ્વને આધારરૂપ આ પુરુષ આપણા વડે શું મૃત્યુ પમાડાયો?' એ પ્રમાણે પોતાની બહુ નિંદા કરતા બન્ને પોતાના દેવલોકે ગયા. (૧૨૬)

**परासुं लक्ष्मणं प्रेक्ष्य तत्र चान्तःपुरस्त्रियः । चक्रन्दुः सपरीवारा विलुलत्कुंतलालिकाः ॥१२७॥**

ત્યાં લક્ષ્મણને મૃત્યુ પામેલ જોઈને કંપતી કેશોની શ્રેણિઓવાળી પરિવાર સહિત અંતઃપુરની સ્ત્રીઓ આક્રંદ કરવા લાગી. (૧૨૭)

तच्चाक्रन्दितमाकर्ण्य तत्र रामः समाययौ । उवाच च किमारब्धमविज्ञायाप्यमंगलम् ॥१२८॥

તે આક્રંદન સાંભળી રામચંદ્રજી ત્યાં આવ્યા અને બોલ્યા : 'અમંગળ જાણ્યા વિના આ શું આરંભ્યું છે? (૧૨૮)

जीवन्नेवैष तिष्ठामि जीवत्येव च मेऽनुजः । कोऽप्ययमुं बाधते व्याधिर्भिषजं तत्प्रतिक्रिया ॥१२९॥

આ હું જીવતો જ ઊભો છું અને આ મારો નાનો ભાઈ જીવે છે. કોઈ રોગ એને પીડા કરે છે (પરંતુ) તેનો પ્રતિકાર ઔષધ છે.' (૧૨૯)

इत्युक्त्वाजुहवद्रामो वैद्याञ्ज्योतिषिकानपि । प्रयोगं मंत्रतंत्राणां कारयामास चासकृत् ॥१३०॥

એમ કહી રામચંદ્રજીએ વૈદ્યો અને જ્યોતિષીઓને પણ બોલાવ્યા અને વારંવાર મંત્રતંત્રોના પ્રયોગો કરાવ્યા. (૧૩૦)

वैफल्ये मंत्रतंत्राणां मूर्छां प्राप रघूद्वहः । कथंचिल्लब्धसंज्ञः सन् विललापोच्चकैः स्वरम् ॥१३१॥

મંત્ર-તંત્ર નિષ્ફળ ગયે છતે રામચંદ્રજી મૂર્છા પામ્યા. મુશ્કેલીથી સંજ્ઞા પ્રાપ્ત કરેલા છતાં ઉચ્ચ સ્વરે વિલાપ કરવા લાગ્યા : (૧૩૧)

ते बिभीषणसुग्रीवशत्रुघ्नाद्या उदश्रवः । विमुक्तकंठं रुरुदुर्हताः स्म इति भाषिणः ॥१३२॥

'અમે હણાયા' એ પ્રમાણે બોલતા, અશ્રુપાત કરતા તે બિભીષણ, સુગ્રીવ અને શત્રુઘ્ન વગેરે (પણ) મુક્ત કંઠે રુદન કરવા લાગ્યા. (૧૩૨)

**कौशल्याद्या मातरश्च स्नुषाभिः सह साश्रवः । भूयोभूयोऽपि मूर्च्छन्त्यश्चक्रन्दुः करुणस्वरम् ॥१३३॥**

કૌશલ્યા વગેરે માતાઓ (પણ) પુત્રવધૂઓ સાથે અશ્રુપાત કરતાં ફરી ફરી મૂર્ચ્છા પામતાં કરુણ સ્વરે આક્રંદન કરવા લાગ્યાં. (૧૩૩)

**प्रतिमार्गं प्रतिगृहं प्रत्यट्टं क्रन्दनात्तदा । शोकाद्वैतमभूत् सर्वं रसान्तरमलिम्लुचम् ॥१३४॥**

તે સમયે આક્રંદનથી પ્રત્યેક માર્ગ, પ્રત્યેક ઘર અને પ્રત્યેક દુકાનો બધાં (જ) અન્ય રસોને ચોરી જનાર શોકાદ્વૈત રૂપ થયું. (૧૩૪)

**नत्वाथ राममूचाते कुमारौ लवणांकुशौ । भवाद्यातिभीतौ स्वः कनीयस्तातमृत्युना ॥१३५॥**

હવે કુમાર લવણ અને અંકુશે રામચંદ્રજીને નમસ્કાર કરી કહ્યું: '(અમારા) નાના તાતના મૃત્યુથી અમે આજે સંસારથી અતિ ભયભીત થઈ ગયા છીએ. (૧૩૫)

**अकस्मादापतत्येष मृत्युः सर्वस्य तन्नरैः । तत्परैः परलोकाय स्थातव्यं मूलतोऽपि हि ॥१३६॥**

આ મૃત્યુ સર્વને અકસ્માત્ આવે છે તેથી મનુષ્યોએ મૂળથી જ પરલોક માટે તત્પર રહેવું જોઈએ. (૧૩૬)

**अनुमन्यस्व दीक्षायै न नो युक्तमतः परम् । कनीयस्तातमुक्तानां गृहे स्थातुं मनागपि ॥१३७॥**

(એથી) સંયમને માટે અનુમતિ આપો. પરંતુ હવે નાના તાતથી રહિત એવા અમારે ઘરમાં રહેવું જરા પણ યોગ્ય નથી.' (૧૩૭)

इत्युक्त्वा राममानम्यामृतघोषमुनेः पुरः । उभौ जगृहतुर्दीक्षां क्रमाच्च शिवमीयतुः ॥१३८॥

એ પ્રમાણે કહી રામને નમસ્કાર કરી અમૃતઘોષ મુનિની આગળ બન્નેએ સંયમનો સ્વીકાર કર્યો અને મુક્તિએ ગયા. (૧૩૮)

रामो भ्रातृविपत्त्या च वियोगेन च पुत्रयोः । मुमूर्च्छ भूयो भूयोऽपि मोहादेवं जगाद च ॥१३९॥

ભાઈના મૃત્યુથી અને પુત્રોના વિયોગથી રામ ફરી ફરી મૂર્ચ્છા પામ્યા અને મોહથી આ પ્રમાણે બોલવા લાગ્યા : (૧૩૯)

मयापमानता क्वाचित्क्वचिच्चक्रेऽद्य बान्धव । कस्मादकस्मादालंबि भवता मौनमीदृशम् ॥१४०॥

"હે બાંધવ! મેં હમણાં તમારું ક્યાંય કોઈ અપમાન કર્યું નથી (તો) અકસ્માત્ તમારા વડે આવું મૌન કેમ ધારણ કરાયું છે? (૧૪૦)

त्वयि ह्येवं स्थिते भ्रातः पुत्राभ्यामपि चोज्झितः । प्रविशन्ति छिद्रशते नृणां भूतशतानि हि ॥१४१॥

હે ભાઈ! તમે એમ રહ્યે છતે હું પુત્રોથી પણ ત્યાગ કરાયો, કેમ કે 'મનુષ્યોને સો છિદ્રોમાં સેંકડો ભૂતો પ્રવેશ કરે છે'!" (૧૪૧)

उन्मत्तभाषिणं चैवं राममेत्य कथंचन । बिभाषणाद्याः संभूय जगदुर्गद्गदस्वरम् ॥ १४२ ॥

એ પ્રમાણે ઉન્મત્તની જેમ બોલતા રામ પાસે બિભીષણ વગેરે એકઠા થઈને આવીને મુશ્કેલીથી ગદ્ગદ સ્વરે કહેવા લાગ્યા : (૧૪૨)

धीरेष्वपि हि धीरस्त्वं वीरो वीरेष्विव प्रभो । लज्जाकरमिदं तस्मादधैर्यं मुञ्च संप्रति ॥ १४३ ॥

'હે પ્રભુ ! તમે ધીરપુરુષોમાં પણ ધીર છો (અને) વીર પુરુષોમાં વીર જેવા છો, તેથી હવે લજ્જા કરનારી આ અધીરતા છોડી દો. (૧૪૩)

लोकप्रसिद्धमधुना सौमित्रेरौर्ध्वदेहिकम् । अंगसंस्कारपूर्वं हि कर्तव्यं समयोचितम् ॥ १४४ ॥

હવે લોકપ્રસિદ્ધ લક્ષ્મણજીનું સમયોચિત અંગસંસ્કારપૂર્વક ઔર્ધ્વદૈહિક (કૃત્ય) કરવા યોગ્ય છે.' (૧૪૪)

इत्युक्त्या कुपितो रामस्तानूचे विधुताधरः । जीवत्येष हि मे भ्राता किमिदं वो वचः खलाः ॥ १४५ ॥

એ પ્રમાણે કહેવાથી કુપિત બનેલા, કંપિત અધરવાળા રામે તેઓને કહ્યું : 'હે લુચ્ચાઓ ! મારો આ ભાઈ જીવે છે (તો) તમારું વચન આવું કેમ છે ? (૧૪૫)

सर्वेषां वः सबंधूना ज्वलने दाहपूर्वकम् । मृतकार्यं विधातव्यं दीर्घायुस्तान्ममानुजः ॥ १४६ ॥

બંધુઓ સહિત તમારા સર્વનું અગ્નિમાં બાળવાપૂર્વક મૃતકાર્ય કરવા જેવું છે, મારો નાનો ભાઈ (તો) દીર્ઘાયુષી હો.... (૧૪૬)

भ्रातर्भ्रातर्ब्रूहि शीघ्रं वत्स लक्ष्मण नन्वयम् । दुर्जनानां प्रवेशोऽस्ति किं खेदयति मां चिरम् ॥ १४७ ॥

હે ભાઈ! હે ભાઈ! તું શીઘ્ર બોલ. હે વત્સ લક્ષ્મણ! ખરેખર આ દુર્જનોનો પ્રવેશ થાય છે. મને કેમ ચિરકાળ ખેદ કરાવો છો? (૧૪૭)

यद्वा खलसमक्षं न वत्स कोपस्तवोचितः । इत्युक्त्वांसे तमारोप्य ययावन्यत्र राघवः ॥ १४८ ॥

અથવા હે વત્સ! દુર્જનો સમક્ષ તારે કોપ કરવો ઉચિત નથી,' એમ કહી સ્કંધ ઉપર તેને આરોપણ કરી રામચંદ્રજી અન્ય સ્થળે ગયા. (૧૪૮)

नीत्वा स्नानगृहे रामः कदाप्यस्नपयत् स्वयम् । ततश्च तं स्वहस्तेन विलिलेप विलेपनैः ॥ १४९ ॥

કોઈ વખત સ્નાનગૃહમાં લઈ જઈ રામચંદ્રજી જાતે તેમને સ્નાન કરાવતા હતા અને ત્યાર બાદ સ્વહસ્તે વિલેપનો દ્વારા વિલેપન કરતા હતા. (૧૪૯)

आनाय्य दिव्यभोज्यानि पूरयित्वा च भोजनम् । कदाचित्तस्य पुरतो मुमोच स्वयमेव च ॥ १५० ॥

(વળી) કોઈ વખતે દિવ્ય ભોજન મંગાવી પાત્ર પૂર્ણ ભરી જાતે જ તેમની આગળ મૂકતા હતા. (૧૫૦)

कदाप्यारोपयदंके निजेऽचुंबच्छिरो मुहुः । कदाप्यस्वापयत्तल्पे वाससाच्छादिते स्वयम् ॥ १५१ ॥

(વળી) ક્યારેક પોતાના ઉત્સંગમાં બેસાડતા (અને) વારંવાર મસ્તકે ચુંબન કરતા, (તેમ જ) ક્યારેક જાતે વસ્ત્ર વડે આચ્છાદિત શય્યામાં શયન કરાવતા. (૧૫૧)

कदापि स्वयमाभाष्य स्वयं स्म प्रतिभाषते । स्वयं संवाहकीभूय ममर्द च कदाचन ॥ १५२ ॥

(વળી) ક્યારેક પોતે બોલાવીને પોતે જ પ્રત્યુત્તર આપતા, તેમ જ ક્યારેક અંગમર્દક જેવા થઈને મર્દન કરતા. (૧૫૨)

इत्यादि चेष्टा विकलाः स्नेहोन्मत्तस्य कुर्वतः । ययौ रामस्य षण्मासी विस्मृताशेषकर्मणः ॥ १५३ ॥

ઈત્યાદિ વિકળ ચેષ્ટાઓને કરતા, સ્નેહથી ઉન્મત્ત થયેલ, સમસ્ત કાર્યોને ભૂલી ગયેલ રામચંદ્રજીને છ માસ નીકળી ગયા. (૧૫૩)

श्रुत्वा च तं तथोन्मत्तमिन्द्रजित्सुंदसूनवः । खेचरा विद्विषोऽन्येऽपि रामस्येयुर्जिघांसवः ॥ १५४ ॥

તેમને તેવી રીતે ઉન્મત્ત થયેલ સાંભળી રામને હણવાની ઇચ્છાવાળા ઇન્દ્રજિત તથા સુંદરાક્ષસના પુત્રો અને બીજા શત્રુ વિદ્યાધરો રામની પાસે ગયા. (૧૫૪)

अयोध्यां रुरुधुः सैन्यैरुन्मत्तरघुपुंगवाम् । सुप्तसिंहां गिरिगुहामिव व्याधाच्छलौजसः ॥ १५५ ॥

જેમ સૂતેલ સિંહવાળી પર્વતની ગુફાને છળ રૂપી બળવાળા શિકારીઓ (રૂંધે તેમ) ઉન્મત્ત રામચન્દ્રજીવાળી અયોધ્યાને સૈનિકોથી ઘેરી લીધી. (૧૫૫)

रामोऽपि लक्ष्मणं स्वांके निधायास्फालयद्धनुः । वज्रावर्तमकालेऽपि संवर्तस्य प्रवर्तकम् ॥ १५६ ॥

રામચંદ્રજીએ પણ લક્ષ્મણને પોતાના અંકમાં ધારણ કરી અકાળે પણ પ્રલયકાળને પ્રવર્તાવનાર વજ્રાવર્ત ધનુષ્યનું આસ્ફાલન કર્યું. (૧૫૬)

तदा चासनकंपेन माहेन्द्रान्नाकिभिः समम् । जटायुरायर्यौ रामं दृढात्प्राग्जन्मसौहृधात् ॥१५७॥

તે સમયે પૂર્વજન્મની દૃઢ મિત્રતાથી આસન કંપવાથી માહેન્દ્ર કલ્પમાંથી જટાયુદેવ દેવતાઓ સાથે રામ પાસે આવ્યા. (૧૫૭)

अद्यापि नाकिनो रामगृह्या इति विभाषिणः । इन्द्रजित्पुत्रमुख्यास्ते दुद्रुवुः खेचरा द्रुतम् ॥१५८॥

'હજુ પણ દેવતાઓ રામના પક્ષવાળા છે' એ પ્રમાણે બોલતા ઇન્દ્રજિતના પુત્ર છે મુખ્ય જેમાં એવા તે વિદ્યાધરો તત્કાળ ભાગી ગયા. (૧૫૮)

अत्र देवसखा रामो हन्ता नोऽग्रेबिभीषणः । इति भीता लज्जिताश्च ते संवेगं परं दधुः ॥१५९॥

અહીં 'દેવતાઓ જેના મિત્ર છે (અને) બિભીષણ જેમને અગ્ર છે એવા રામચંદ્રજી અમને મારી નાખશે' એથી ભય પામેલા અને લજ્જિત થયેલા તેઓ પરમ સંવેગને પામ્યા. (૧૫૯)

ते मुनेरतिवेगस्य पार्श्वे संवेग धारिणः । उपेत्य दीक्षां जगृहुर्गृहवासपराङ्मुखाः ॥१६०॥

ગૃહવાસથી વિમુખ બનેલા (અને) સંવેગને ધારણ કરનારા તેઓએ અતિવેગ મુનિ પાસે જઈને સંયમ ગ્રહણ કર્યું. (૧૬૦)

ततो जटायुरमरो बोधार्थं राघवस्य सः । पुरःस्थाय तरुं शुष्कं सिषेच मुहुरंभसा ॥१६१॥

ત્યાર બાદ રામચંદ્રજીને સમજાવવા માટે તે જટાયુદેવ આગળ ઊભો રહી શુષ્ક વૃક્ષને વારંવાર પાણી વડે સિંચન કરવા લાગ્યો. (૧૬૧)

क्षिप्त्वा करीषं दृषदि रोपयामास पद्मिनीम् । बीजान्युवापाकालेऽपि मृतोक्ष्णा लांगलेन च ॥ १६२ ॥

(વળી) પાષાણ ઉપર છાણું મૂકીને કમળ રોપવા લાગ્યો (અને) મૃત બળદથી તેમ જ હળથી અકાળે પણ બીજ વાવવા લાગ્યો. (૧૬૨)

यंत्रे च वालुकाः क्षिप्त्वा तैलार्थं पर्यपीलयत् । इत्याद्यसाधकं रामस्यान्यदप्युदभावयत् ॥ १६३ ॥

તેલ માટે યંત્રમાં રેતી નાખીને પીલવા લાગ્યો ઇત્યાદિ બીજાં પણ ન કરી શકાય તેવાં કાર્ય રામચંદ્રજીની આગળ કરવા લાગ્યો. (૧૬૩)

रामस्तमूचे किं शुष्कं तरुं सिंचसि भो मुधा । फलं दूरेऽस्तु किं नाम मुसलं क्वापि पुष्यति ॥ १६४ ॥

રામચંદ્રજીએ તેને કહ્યું : 'અરે! શુષ્ક વૃક્ષને ફોગટ કેમ સિંચન કરે છે? ફળ (તો) દૂર રહો, પણ મૂસલ કયાંય પુષ્ટિ પામે છે? (૧૬૪)

शिलायां पद्मिनीखंडमारोपयसि मुग्ध किम् ? । किं वा वपसि बीजानि निर्जलेऽपि मृतैर्वृषैः ॥ १६५ ॥

રે મૂર્ખ! પાષાણ ઉપર કમલખંડને કેમ રોપે છે? જલહીન (ક્ષેત્ર) માં મૃત બળદોથી બીજ કેમ વાવે છે? (૧૬૫)

न वालुकाभ्यस्तैलं स्यात् किं पीलयसि मूर्खः भोः । अनुपायविदस्तेऽसौ प्रयासः सर्वथा वृथा ॥ १६६ ॥

અરે મૂર્ખ ! રેતીમાંથી તેલ ન થાય, (તો) કેમ પીલે છે? ઉપાયને નહિ જાણનાર તારો આ પ્રયાસ સર્વ રીતે નિષ્ફળ છે.' (૧૬૬)

स्मित्वा जटायुरप्यूचे यदीयदपि वेत्सि भोः । अज्ञानचिह्नं मृतकं स्कंधे वहसि तर्हि किम् ॥ १६७ ॥

જટાયુએ પણ સ્મિત કરીને કહ્યું : 'અરે ? આટલુંય જાણો છો તો અજ્ઞાનના ચિહ્ન રૂપ મૃતકને સ્કંધ ઉપર કેમ વહન કરો છો ? ' (૧૬૭)

सौमित्रिवपुरालिंग्य रामस्तं प्रत्यभाषत । अमंगलं भाषते किं त्यज दृष्टिपथं मम ॥ १६८ ॥

સૌમિત્રિના શરીરને આલિંગન કરી રામચંદ્રજીએ જવાબ આપ્યો : (અરે ?) અમંગળ કેમ બોલે છે ? મારા નેત્રપથનો ત્યાગ કર. (૧૬૮)

एवं जटायुषं रामे भाषमाणेऽवधेर्विदन् । कृतान्तवदनो देवस्तद्बोधार्थं समाययौ ॥ १६९ ॥

આ પ્રમાણે જટાયુને રામચંદ્રજી કહેતે છતે અવધિ દ્વારા જાણતો કૃતાંતવદન દેવ તેમને સમજાવવા માટે આવ્યો. (૧૬૯)

स्कन्धे स्त्रीमृतकं न्यस्योपरामं विचचार सः । रामोऽप्यूचे किमुन्मत्तोऽस्येवं स्त्रीमृतकं वहन् ॥ १७० ॥

તે સ્કંધ ઉપર સ્ત્રીના મૃતકને સ્થાપન કરી રામચંદ્રજીની સમીપે ચાલવા લાગ્યો. રામચંદ્રજીએ પણ (તેને) કહ્યું : 'આમ સ્ત્રીના મૃતકને વહન કરતો તું શું ઉન્મત્ત છે ? ' (૧૭૦)

प्रत्युवाच कृतांतोऽपि भाषसे किममंगलम् । ममैषा प्रेयसी त्वं तु किं शवं वहसि स्वयम् ॥१७१॥

કૃતાન્તવદને પણ પ્રત્યુત્તર આપ્યો : 'અમંગળ કેમ બોલો છો ? આ મારી પ્રિયતમા છે. પરંતુ (તમે) કેમ શબને વહન કરો છો ? (૧૭૧)

मृतां जानासि मे भार्यामुह्यमानां मया यदि । निजस्कंधस्थितं किं न मृतकं वेत्सि बुद्धिमन् ॥ १७२ ॥

મારા વડે વહન કરાતી મારી પત્નીને તમે મૃત્યુ પામેલી જાણો છો (તો) હે બુદ્ધિમાન ! સ્વસ્કંધે રહેલને મૃત્યુ પામેલ કેમ જાણતા નથી ?' (૧૭૨)

तेनैवं दर्शितैस्तैर्हेतुभिर्जातचेतनः । रामो दध्यौ किं नु सत्यं न जीवति ममानुजः ॥ १७३ ॥

આ પ્રમાણે તેના વડે બતાવાયેલ તે તે હેતુઓ દ્વારા ચેતના પ્રાપ્ત કરેલ રામચંદ્રજી વિચાર કરવા લાગ્યા : 'શું મારો ભાઈ ખરેખર જીવતો નથી ?' (૧૭૩)

ततस्तौ लब्धबोधाय रामाय स्वमशंसताम् । देवौ जटायुः कृतान्तौ निजस्थानं च जग्मतुः ॥ १७४ ॥

તેથી બોધ પામેલ રામચંદ્રજીને તે જટાયુ અને કૃતાંતવદન દેવે પોતાની ઓળખ આપી અને સ્વસ્થાને ગયા. (૧૭૪)

मृतकार्यं ततो रामश्चकार स्वानुजन्मनः । दीक्षां प्रपित्सुः शत्रुघ्नं राज्यादानाय चादिशत् ॥ १७५ ॥

ત્યાર બાદ રામચંદ્રજીએ પોતાના નાના ભાઈનું મૃતકાર્ય કર્યું અને સંયમ-સ્વીકારવાની ઇચ્છાવાળા તેમણે શત્રુઘ્નને રાજ્યગ્રહણ કરવા આદેશ કર્યો. (૧૭૫)

अहमप्यनुयास्यामि भवत्पादानिति ब्रुवन् । प्रत्यादिदेश शत्रुघ्नो राज्यं भवपराङ्मुखः ॥ १७६ ॥

'હું પણ આપનાં ચરણોને અનુસરીશ' એમ બોલતા ભવથી વિમુખ બનેલ શત્રુઘ્ને રાજ્ય (ગ્રહણ કરવા) નો નિષેધ કર્યો. (૧૭૬)

ततो लवणपुत्रायानंगदेवाय राघवः । ददौ राज्यं स्वयं तुर्यपुरुषार्थाय सत्वरः ॥ १७७ ॥

मुनिसुव्रतवंशस्य सुव्रतस्य महामुनेः । अर्हद्दासश्रावकेणोपदिष्टस्यान्तिकं ययौ ॥ १७८ ॥

તેથી રામચંદ્રજીએ લવણના પુત્ર અનંગદેવને રાજ્ય આપ્યું અને ચોથા (મોક્ષ) પુરુષાર્થ માટે ત્વરાવાળા પોતે અર્હદ્દાસ શ્રાવકે બતાવેલ શ્રી મુનિસુવ્રતસ્વામીની પરંપરામાં થયેલ સુવ્રત મહામુનિ પાસે ગયા. (૧૭૭-૧૭૮)

तत्र शत्रुघ्नसुग्रीवबिभीषणविराधितैः । अन्यैश्च राजभिः सार्धं रामो व्रतमुपाददे ॥ १७९ ॥

ત્યાં શત્રુઘ્ન, સુગ્રીવ, વિભીષણ, વિરાધિત તેમ જ અન્ય રાજાઓ સાથે રામચંદ્રજીએ વ્રતને ગ્રહણ કર્યું. (૧૭૯)

रामभद्रे तु निष्क्रांते निष्क्रांतान्यथ षोडश । महीभुजां सहस्राणि भववैराग्ययोगतः ॥ १८० ॥

રામચંદ્રજીએ સંયમ ગ્રહણ કર્યે છતે ભવવૈરાગ્યના યોગથી સોળ હજાર રાજાઓએ સંયમ ગ્રહણ કર્યું. (૧૮૦)

सप्तत्रिंशत्सहस्राणि प्राव्रजन् वरयोषितः । श्रीमत्याः श्रमणायाश्च ता बभूवुः परिच्छदे ॥ १८१ ॥

(તેમ જ) સાડત્રીસ હજાર શ્રેષ્ઠ મહિલાઓએ દીક્ષા લીધી અને તેઓ શ્રીમતી સાધ્વીજીના પરિવારમાં થયાં. (૧૮૧)

षष्ट्यब्दीं गुरुपादांते विविधाभिग्रहोद्यतः । तेपे तपांसि रामर्षिः पूर्वांगश्रुतभावितः ॥ १८२ ॥

વિવિધ અભિગ્રહમાં ઉદ્યમવાળા, (ચૌદ) પૂર્વ અને (બાર) અંગનાશ્રુતથી ભાવિત રામચંદ્ર ઋષિએ ગુરુચરણોમાં સાઠ વરસ સુધી તપશ્ચર્યા કરી. (૧૮૨)

**अथ रामः प्रच्छन्नैकविहारो गुर्वनुज्ञया । एकाकी प्रययौ निर्भीरटव्यां गिरिकंदरे ॥१८३॥**

હવે ગુરુની આજ્ઞાથી ગુપ્ત એક વિહારવાળા નિર્ભીક રામચંદ્રજી એકાકી અરણ્યમાં ગિરિગુફામાં વિહાર કરતા હતા. (૧૮૩)

**तस्यामेव विभावर्यां तत्र ध्यानजुषः सतः । उदभूदवधिज्ञानं रामभद्रमहामुनेः ॥१८४॥**

ત્યાં તે જ રાત્રિએ ધ્યાન ધરતાં છતાં રામભદ્ર મહામુનિને અવધિજ્ઞાન પ્રાપ્ત થયું. (૧૮૪)

**पश्यंश्चतुर्दशरज्जुप्रभं विश्वं करस्थवत् । देवाभ्यां हतमज्ञासीद्गतं च नरकेऽनुजम् ॥१८५॥**

ચૌદ રાજ પ્રમાણ વિશ્વને હસ્તમાં રહેલની જેમ જોતા તેમણે નાના ભાઈને બે દેવોથી હણાયેલ અને નરકમાં ગયેલ જાણ્યા. (૧૮૫)

**इदं च चिन्तयामास रामभट्टारकस्तदा । धनदत्ताभिधोऽभूवमहं पूर्वत्र जन्मनि ॥१८६॥**

તે સમયે રામભદ્ર ભટ્ટારક આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા : 'પૂર્વ જન્મમાં હું ધનદત્ત નામે (શ્રેષ્ઠી) હતો. (૧૮૬)

**वसुदत्तोऽभिधानेन लक्ष्मणोऽभून्ममानुजः । तत्राप्यकृतकृत्योऽसावेवमेव व्यपद्यत ॥१८७॥**

લક્ષ્મણ વસુદત્ત નામે મારો નાનો ભાઈ હતો, ત્યાં પણ કરવા યોગ્ય નહિ કરેલ એ એમ ને એમ જ મૃત્યુ પામ્યો. (૧૮૭)

भवेऽस्मिन्मे वसुदत्तजीवोऽभूल्लक्ष्मणोऽनुजः । तत्राप्यमुष्य कौमारे मुधागाच्छरदां शतम् ॥ १८८ ॥
આ ભવમાં વસુદત્તનો જીવ મારો નાનો ભાઈ લક્ષ્મણ થયો. ત્યાં પણ કુમારપણામાં એના સો વર્ષ ફોગટ ગયા. (૧૮)

शतत्रयं मंडलित्वे चत्वारिंशत्तु दिग्जये । वर्षैकादशसहस्राः सार्धा राज्येऽब्दषष्टि च ॥ १८९ ॥
ત્રણસો (વર્ષ) મંડલિકપણામાં, ચાલીશ વર્ષ દિગ્વિજયમાં, અગિયાર હજાર પાંચસો સાઠ વર્ષ રાજ્યે (પાલન)માં (ગયાં). (૧૮૯)

द्वादशाब्दसहस्राणि सर्वमायुरिति क्रमात् । ययावविरतस्यैव केवलं नरकावहम् ॥ १९० ॥
આ પ્રમાણે વિરતિ રહિત તેને કેવળ નરકને અપાવનારું બાર હજાર વર્ષ પ્રમાણ સંપૂર્ણ આયુ અનુક્રમે ચાલ્યું ગયું. (૧૯૦)

न दोषो देवयोः कोऽपि मायावधकयोस्तयोः । विपाकः कर्मणामीदृग्भवत्येव शरीरिणः ॥ १९१ ॥
માયાથી વધ કરનાર તે બન્ને દેવોનો કોઈ દોષ નથી. દેહધારીને કર્મનો વિપાક આવા પ્રકારનો જ થાય છે.' (૧૯૧)

एवं विचिन्तयन्रामः कर्मच्छेदेऽधिकोद्यतः । तपः समाधिनिष्ठोऽभून्निर्ममः सन् विशेषतः ॥ १९२ ॥

એ પ્રમાણે વિચાર કરતા, કર્મનો નાશ કરવામાં અધિક પ્રયત્નવાળા, મમત્વ રહિત થતા રામભદ્ર (મુનિ) વિશેષથી તપ અને સમાધિમાં નિષ્ઠાવાળા થયા. (૧૯૨)

**अथ षष्ठोपवासान्ते प्राविशत् पारणाय सः । युगमात्रदत्तदृष्टिर्नगरे स्यन्दनस्थले ॥ १९३ ॥**

હવે છઠ્ઠા ઉપવાસના અંતે યુગ પ્રમાણ (ભૂમિ) ઉપર દૃષ્ટિ સ્થાપેલ તેમણે પારણા માટે સ્યંદનસ્થલ નગરમાં પ્રવેશ કર્યો. (૧૯૩)

**निशाकरमिवावन्यामायान्तं नयनोत्सवम् । संमुखीनाः समापेतुः पौराः प्रचुरसंमदाः ॥ १९४ ॥**

અતિશય હર્ષવાળા લોકો અવની ઉપર ચાલ્યા આવતા ચંદ્રની જેમ નેત્રોને ઉત્સવરૂપ (તેમની) સન્મુખ ગયાં. (૧૯૪)

**पौर्यः स्वस्वगृहद्वारि भिक्षादानाय तस्य च । विचित्रभोज्यपूर्णानि भाजनानि पुरो दधुः ॥ १९५ ॥**

નગરનારીઓએ પોતપોતાના ગૃહદ્વારે ભિક્ષા આપવા માટે તરેહ તરેહનાં ભોજનોથી પૂર્ણ પાત્રો તેમની આગળ મૂકયાં. (૧૯૫)

**पौराणां हर्षतस्तत्र तुमुलोऽभूत्तथा यथा । स्तंभान् बभंजुः करिणो ययुश्चोत्कर्णतां हयाः ॥ १९६ ॥**

ત્યાં નગરજનોના આનંદથી તેવા પ્રકારનો કોલાહલ થયો (કે) જેથી હાથીઓએ સ્તંભો ભાંગી નાખ્યા અને ઘોડા ઊંચા કર્ણવાળાપણું પામ્યા (ભડકી ગયા). (૧૯૬)

**रामोऽप्युज्जितधर्माभिरतत्वात् पौरढौकितम् । आहारं नाग्रहीत्तेभ्योऽभ्यागात्तु नृपवेश्मनि ॥ १९७ ॥**

ઉજ્જિતધર્મ આહારમાં રત હોવાથી રામચંદ્રજીએ પુરજનોએ અર્પણ કરેલ આહાર ગ્રહણ કર્યો નહિ, પરંતુ તેઓ પાસેથી રાજાના મહેલે ગયા. (૧૯૭)

तत्र चोज्जितधर्मेणाहारेण प्रत्यलंभयत् । प्रतिनंदिनृपो रामं विधिवद् बुभुजे च सः ॥१९८॥

ત્યાં પ્રતિનંદિ રાજાએ રામચંદ્રજીને ઉજ્જિતધર્મ આહાર વડે પ્રતિલાભ્યા અને તેમણે વિધિપૂર્વક આહાર વાપર્યો. (૧૯૮)

अमरैर्विदधे तत्र वसुधारादिपंचकम् । भगवान् रामभद्रोऽपि तदरण्यं ययौ पुनः ॥१९९॥

દેવતાઓ વડે ત્યાં વસુધારાદિ પાંચ (દિવ્યો) કરાયાં. ભગવાન રામચંદ્રજી ફરી તે અરણ્યમાં ગયા. (૧૯૯)

मा भूद्भूयः पुरक्षोभः संघट्टो मे च मा स्म भूत् । इति बुद्ध्या शुद्धबुद्धिः सोऽभिग्रहमिमं व्यधात् ॥२००॥

'ફરીથી નગરમાં ક્ષોભ ન થાઓ અને મને સંઘટ્ટો ન થાઓ' એવી બુદ્ધિથી શુદ્ધ બુદ્ધિવાળા તેમણે આ અભિગ્રહ કર્યો : (૨૦૦)

अरण्येऽत्रैव चेद्भिक्षाकाले भिक्षोपलप्स्यते । तदानीं पारणं कार्यमस्माभिर्नान्यथा पुनः ॥२०१॥

'જો આ જ અરણ્યમાં ભિક્ષા સમયે ભિક્ષા પ્રાપ્ત થાય તો મારે પારણું કરવું, પરંતુ અન્યથા (પારણું કરવું) નહિં.' (૨૦૧)

इत्यभिग्रहभृद्रामो निरपेक्षो वपुष्यपि । परं समाधिमापन्नोऽत्रतस्थे प्रतिमाधरः ॥२०२॥

આ પ્રમાણે અભિગ્રહ ધરનારા, શરીર ઉપર પણ અપેક્ષા વિનાના, પરમ સમાધિને પામેલા રામભદ્રજી પ્રતિમાધારી (થઈને) રહ્યા. (૨૦૨)

**तत्रान्येद्युर्विपर्यस्तशिक्षेणाश्वेन वेगिना । आकृष्यमाण आयासीत्प्रतिनंदी नरेश्वरः ॥२०३॥**

અન્યદા વેગવાળા વિપરીત શિક્ષા પામેલ અશ્વ વડે આકર્ષણ કરાયેલ પ્રતિનંદી રાજા ત્યાં આવ્યો. (૨૦૩)

**पंके नंदनपुण्याख्यसरसोऽश्वो ममज्ज सः । समापपातानुपदं सैन्यं च प्रतिनंदनः ॥२०४॥**

તે અશ્વનંદન પુણ્ય નામે સરોવરના કાદવમાં ખૂંપી ગયો, અને પ્રતિનંદીનું સૈન્ય પગલે પગલે (ત્યાં) આવી પહોંચ્યું. (૨૦૪)

**पंकात्तमश्वमुत्तार्य शिबिरं न्यस्य तत्र च । स्नात्वा च स नृपश्चक्रे भोजनं सपरिच्छदः ॥ २०५॥**

કાદવમાંથી તે અશ્વને બહાર કાઢી ત્યાં (જ) છાવણી સ્થાપી, સ્નાન કરી પવિવાર સહિત તે રાજાએ ભોજન કર્યું (૨૦૫)

**तदा च पारितध्यानो रामर्षिः पारणेच्छया । तत्राजगाम भगवानभ्युत्तस्थौ च तं नृपः ॥२०६॥**

તે સમયે ધ્યાનપૂર્ણ કરેલ ભગવાન રામભદ્રઋષિ પારણાની ઇચ્છાથી ત્યાં પધાર્યા. રાજાએ તેમનો સત્કાર કર્યો. (૨૦૬)

**अवशिष्टैर्भक्तपानैः स राम प्रत्यलंभयत् । कृतपारणके तस्मिन् रत्नवृष्टिरभूद्दिवः ॥ २०७॥**

બાકી રહેલ ભક્તપાનથી તેણે રામભદ્રજીને પ્રતિલાભ્યા. તેમણે પારણું કર્યે છતે આકાશમાંથી રત્નોની વૃષ્ટિ થઈ. (૨૦૭)

रामर्षिर्देशनां चक्रे प्रतिनंद्यादयोऽथ ते । बुभुवुः श्रावकाः सम्यग्द्वादशव्रतधारिणः ॥२०८॥
રામભદ્ર ઋષિએ દેશના આપી (જેથી) તે પ્રતિનંદી વગેરે સમ્યકત્વ અને બારવ્રતને ધારણ કરનારા શ્રાવકો થયા. (૨૦૮)

ततः प्रभृति तत्रैव रामस्तस्थौ चिरं वने । देवीभिर्वनवासीभिः पूज्यमानो महातपाः ॥२०९॥
ત્યારથી માંડીને વનવાસી દેવીઓથી પૂજન કરાતા, મહા તપસ્વી રામભદ્ર ઋષિ તે વનમાં જ દીર્ઘ કાળ સુધી રહ્યા. (૨૦૯)

मासेनैकेन मासाभ्यां मासैस्त्रिचतुरैरपि । रामर्षिः पारयामास भवपारयियासया ॥२१०॥
સંસારને પાર પામવાની ઇચ્છાથી રામભદ્રઋષિ એક માસે, બે માસે અને ત્રણ-ચાર માસે પણ પારણું કરતા હતા. (૨૧૦)

पर्यंकस्थः कदाप्यस्थात् प्रलंबितभुजोऽन्यदा । कदाप्युत्कटिकासीन ऊर्ध्वबाहुः कदाचन ॥२११॥
તેઓ ક્યારેક પર્યંકાસનસ્થ, (વળી) અન્યદા ભુજા પ્રસારેલ, ક્યારેક ઉત્કટિક આસને બેસેલ (અને) ક્યારેક ઊંચા બાહુવાળા (થઈને) રહેતા હતા. (૨૧૧)

अंगुष्ठस्थोऽन्यदा तस्थौ पार्ष्णिस्थश्च कदापि हि । इति नानासनो ध्यानी स तेपे दुस्तपं तपः ॥२१२॥
(વળી) અન્યદા અંગુષ્ઠ ઉપર રહેલ અને ક્યારેક પગની એડી ઉપર (રહેલ) રહેતા હતા. એમ વિવિધ આસન-વાળા તેઓ દુષ્કર તપ કરતા હતા. (૨૧૨)

विहरन्नन्यदा रामो ययौ कोटिशिलां शिलाम् । विद्याधरसमक्षं या लक्ष्मणेन पुरोद्दधे ॥२१३॥

અન્યદા વિહાર કરતા રામભદ્રજી કોટિશિલા (નામે) શીલા પાસે ગયા (કે) જે પૂર્વે લક્ષ્મણ વડે વિદ્યાધરો સમક્ષ ઉપાડાઈ હતી. (૨૧૩)

तामध्यासीच्छिलां रामः क्षपकश्रेणिमाश्रितः । शुक्लध्यानांतरं भेजे निशायां प्रतिमाधरः ॥२१४॥

રામભદ્રજી તે શિલા ઉપર બિરાજ્યા. રાત્રિને વિશે ક્ષપકશ્રેણિકનો આશ્રય કરેલ (તે) બીજા શુકલ ધ્યાનને ભજવા લાગ્યા. (૨૧૪)

तदा चावधिना ज्ञात्वा सीतेन्द्रः पर्यचिन्तयत् । अयं भवी भवति चेद्रामो युज्येऽमुना पुनः ॥२१५॥

તે સમયે અવધિ દ્વારા જાણીને સીતેન્દ્ર વિચાર કરવા લાગ્યા (કે) આ રામભદ્ર જો સંસારી થાય (તો) આમની સાથે હું ફરીથી જોડાઈશ. (૨૧૫)

अनुकूलैरुपसर्गैः क्षपकश्रेणिवर्तिनः । उपद्रवं करोम्यस्य यथा स्यान्मत्सुहृत्सुरः ॥ २१६ ॥

(તેથી) જે રીતે મારા મિત્ર દેવ થાય (તે રીતે) ક્ષપક શ્રેણિમાં વર્તનાર આમને હું અનુકૂળ ઉપસર્ગોથી ઉપદ્રવ કરું. (૨૧૬)

इति संचिन्त्य सीतेन्द्र उपरामं समाययौ । विचक्रे च महोद्यानं वसंतर्तुविभूषितम् ॥२१७॥

એ પ્રમાણે વિચાર કરી સીતેન્દ્ર રામની સન્મુખ આવ્યા (અને) વસંતઋતુથી શોભિત મોટું ઉદ્યાન બનાવ્યું. (૨૧૭)

चुकूज कोकिलकुलं ववौ च मलयानिलः । रणंतो भ्रमरा भ्रेमुः कुसुमामोदमोदिनः ॥२१८॥

કોયલ સમૂહ કૂજન કરવા લાગ્યો, મલયાચલને વાયુ વાવા લાગ્યો અને કુસુમની સુગંધથી હર્ષ પામતા રણ રણ કરતા ભમરાએ ભમવા લાગ્યા. (૨૧૮)

चूतचंपककंकेल्लिपाटला बकुलादयः । दधुः सद्योऽपि पुष्पाणि नव्यास्त्राणि मनोभुवः ॥२१९॥

આમ્ર, ચંપક, અશોક વૃક્ષ, ગુલાબ અને બોરસલી વગેરેએ તત્કાળ કામદેવનાં નવીન અસ્રો રૂપ પુષ્પોને ધારણ કર્યાં. (૨૧૯)

सीतारूपं च सीतेन्द्रो विकृत्य स्त्रीजनानपि । ऊचे प्रिय प्रिया तेऽस्मि सीतेह समुपस्थिता ॥२२०॥

સીતેન્દ્રે સીતાનું રૂપ અને (અન્ય) સ્ત્રીજનોને પણ વિકુર્વી કહ્યું : "હે પ્રિય! (હું) તમારી પ્રિયા સીતા અહીં હાજર થઈ છું. (૨૨૦)

रक्तं त्यक्त्वा तदानीं त्वामहं पंडितमानिनी । प्राव्रजं नाथ पश्चाच्च पश्चात्तापो ममात्यभूत् ॥२२१॥

પોતાને પંડિત માનનારી મેં અનુરાગી એવા તમને તજીને સંયમ ગ્રહણ કર્યું, (પરંતુ) પછી મને અત્યંત પશ્ચાત્તાપ થયો. (૨૨૧)

विद्याधरकुमारीभिराभिरद्याहमर्थिता । प्रसीद नाथे स्वं नाथं रामं नाथीकुरुष्व नः ॥२२२॥

આ વિદ્યાધર કુમારીઓ વડે હું આજે પ્રાર્થના કરાઈ (કે) 'હે સ્વામિની! પ્રસન્ન થાઓ (અને) તમારા નાથ રામચંદ્રજીને અમારા સ્વામી બનાવો. (૨૨૨)

त्वं च मुंच परिव्रज्यां रामस्य महिषी भव । त्वदादेशात्तस्य पत्न्यो भविष्यामोऽधुना वयम् ॥२२३॥

તમે સંયમને છોડી દો અને રામચંદ્રજીના પટ્ટરાણી થાઓ. હવે તમારી આજ્ઞાથી અમે તેમની પત્નીઓ થઈશું.' (૨૨૩)

अमूर्विद्याधरवधूस्तदुद्वह रघूद्वह । प्राग्वत्सह त्वया रंस्ये तां सहस्वावमाननाम् ॥२२४॥

તેથી હે રઘુવર! આ વિદ્યાધર સ્ત્રીઓને પરણો, હું તમારી સાથે પૂર્વની જેમ ક્રીડા કરીશ. (પૂર્વકૃત) તે અપમાનને ક્ષમા કરો." (૨૨૪)

इति ब्रुवाणे सीतेन्द्रे वैक्रिय्यः खेचरस्त्रियः । संगीतं विविधं चक्रुः स्मरोज्जीवनभेषजम् ॥२२५॥

એ પ્રમાણે સીતેન્દ્ર બોલતે છતે વિકુર્વેલી (તે) ખેચર સ્ત્રીઓ કામને સજીવન કરવામાં ઔષધરૂપ વિધવિધ સંગીત કરવા લાગી. (૨૨૫)

सीतेन्द्रवचनैस्तैश्च तेन संगीतकेन च । वसन्तेन च नाक्षुभ्यद्रामभद्रमहामुनिः ॥२२६॥

તે સીતેન્દ્રના વચનોથી, તે સંગીતથી અને વસંત (ઋતુ) થી (પણ) રામભદ્ર મહામુનિ ક્ષોભ ન પામ્યા. (૨૨૬)

माघस्य शुक्लद्वादश्यां तदा यामेऽन्तिमे निशि । उपपद्यत रामर्षेः केवलज्ञानमुज्ज्वलम् ॥२२७॥

તે સમયે માઘ માસની શુદ બારસે રાત્રિકાળે અંત્ય પ્રહરે રામભદ્ર ઋષિને ઉજ્જ્વલ કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. (૨૨૭)

रामस्य केवलज्ञानमहिमानं सभक्तिकः । सीतेन्द्रो नाकिनोऽन्ये च विदधुर्विधिपूर्वकम् ॥२२८॥

ભક્તિયુક્ત સીતેન્દ્રે તથા અન્ય દેવતાઓએ વિધિપૂર્વક રામભદ્ર ઋષિના કેવલજ્ઞાનનો મહિમા કર્યો. (૨૨૮)

दिव्यस्वर्णांबुजासीनो दिव्यचामरराजितः । दिव्यातपत्रवान्रामो विदधे धर्मदेशनाम् ॥२२९॥

દિવ્ય સુવર્ણના કમળ ઉપર બિરાજેલા, દિવ્ય ચામરોથી શોભિત, દિવ્ય છત્રવાળા રામભદ્રજીએ વિધિપૂર્વક ધર્મદેશના આપી. (૨૨૯)

देशनान्ते क्षमयित्वा सीतेन्द्रेण प्रणम्य च । सौमित्रिरावणगतिं पृष्टो रामर्षिरभ्यधात् ॥२३०॥

દેશનાના અંતે ખમાવી, નમસ્કાર કરી સીતેન્દ્ર વડે લક્ષ્મણ અને રાવણની ગતિ પુછાયેલ રામભદ્ર ઋષિ બોલ્યા :(૨૩૦)

अधुना नरके तुर्ये सशंबूको दशाननः । लक्ष्मणश्चास्ति गतयः कर्माधीना हि देहिनाम् ॥२३१॥

"શંબૂક સહિત રાવણ તથા લક્ષ્મણ અત્યારે ચોથી નરકમાં છે કેમ કે '**દેહધારીઓની ગતિ કર્માધીન છે.**' (૨૩૧)

नरकायुश्चानुभूय तौ दशाननलक्ष्मणौ । नगर्यां विजयावत्यां प्राग्विदेहविभूषणे ॥२३२॥

सुनन्दरोहिणीपुत्रौ जिनदाससुदर्शनौ । भविष्यतोऽर्हद्धर्मं च सततं पालयिष्यतः ॥२३३॥ युग्मम् ।

નરકાયુને અનુભવી તે રાવણ અને લક્ષ્મણ પૂર્વવિદેહના આભૂષણરૂપ વિજયાવતી નગરીમાં સુનંદ અને રોહિણીના પુત્ર જિનદાસ અને સુદર્શન થશે. (ત્યાં) નિરંતર આર્હતધર્મનું પાલન કરશે. (૨૩૨-૨૩૩)

ततो विपद्य सौधर्मे त्रिदशौ तौ भविष्यतः । च्युत्वा च विजयापुर्यां श्रावकौ भाविनौ पुनः ॥२३४॥

ત્યાંથી મૃત્યુ પામી સૌધર્મકલ્પમાં તે બંને દેવ થશે અને (ત્યાંથી) ચ્યવી ફરી વિજયા નગરીમાં શ્રાવક થશે.(૨૩૪)

ततोऽपि मृत्वा पुरुषौ हरिवर्षे भविष्यतः । तौ चावसानमासाद्य देवलोकं गमिष्यतः ॥२३५॥
ત્યાંથી પણ મૃત્યુ પામી હરિવર્ષમાં બન્ને (યુગલિક) પુરુષ થશે. તે બન્ને મૃત્યુ પામી દેવલોકે જશે. (૨૩૫)

च्युत्वा च विजयपुर्यां जयकान्तजयप्रभौ । कुमारवार्तराड्लक्ष्म्योस्तौ कुमारौ भविष्यतः ॥२३६॥
(ત્યાંથી) ચ્યવી વિજયા નગરીમાં તે બન્ને કુમારવાર્ત રાજા અને લક્ષ્મીના પુત્ર જયકાંત અને જયપ્રભ (નામે) કુમારો થશે. (૨૩૬)

जिनोक्तं संयमं तत्र पालयित्वा विपद्य च । गीर्वाणौ लान्तके कल्पे भविष्यत उभावपि ॥२३७॥
ત્યાં જિનેશ્વરે કહેલ સંયમનું પાલન કરી, મૃત્યુ પામી લાંતક કલ્પમાં બંનેય દેવો થશે. (૨૩૭)

तदा त्वमच्युताच्च्युत्वा क्षेत्रे चात्रैव भारते । सर्वरत्नमतिर्नाम चक्रवर्ती भविष्यसि ॥२३८॥
તે સમયે તમે અચ્યુત (કલ્પ) થી ચ્યવી આ જ ભરતક્ષેત્રમાં સર્વરત્નમતિ નામે ચક્રવર્તી થશો. (૨૩૮)

च्युत्वा तौ भाविनाविन्द्रायुधमेघरथाभिधौ । सुतौ ते त्वं परिव्रज्य वैजयंते व्रजिष्यसि ॥२३९॥
તે બન્ને ઇન્દ્રાયુધ અને મેઘરથ નામે તમારા પુત્રો થશે. તમે પ્રવ્રજિત થઈ વૈજયંત (અનુત્તર)માં જશો. (૨૩૯)

इन्द्रायुधः स तु जीवो रावणस्य भवत्रयम् । शुभं भ्रांत्वा तीर्थंकरगोत्रकर्मार्जयिष्यति ॥२४०॥
વળી રાવણનો જીવ તે ઇન્દ્રાયુધ શુભ ત્રણ ભવભ્રમણ કરી તીર્થંકર ગોત્રકર્મને ઉપાર્જિત કરશે. (૨૪૦)

ततो रावणजीवः स तीर्थनाथो भविष्यति । वैजयन्ताच्च्युतस्तस्य भावी गणधरो भवान् ॥२४१॥

ત્યાર બાદ તે રાવણનો જીવ તીર્થંપતિ (તીર્થંકર) થશે. (વળી) વૈજયંતથી ચ્યવેલ તમે તેમના ગણધર થશો. (૨૪૧)

ततस्तौ यास्यतो मोक्षं स जीवो लक्ष्मणस्य तु । भवत्सूनुर्मेघरथो व्रजिष्यति गतीः शुभाः ॥ २४२ ॥

ત્યાર બાદ તે (રાવણ અને સીતાના જીવ) મોક્ષે જશે. વળી લક્ષ્મણનો જીવ એવો તમારો પુત્ર તે મેઘરથ શુભ ગતિઓમાં જશે. (૨૪૨)

ततश्च पुष्करद्वीपे प्राग्विदेहविभूषणे । नगर्यां रत्नचित्रायां चक्रवर्ती भविष्यति ॥ २४३ ॥

ત્યાર બાદ પુષ્કરવર દ્વીપમાં પૂર્વવિદેહના આભૂષણરૂપ રત્નચિત્રા નગરીમાં તે ચક્રવર્તી થશે. (૨૪૩)

चक्रवर्तिश्रियं भुक्त्वा परिव्रज्य क्रमेण च । स तीर्थनाथो भविता निर्वाणं च प्रपत्स्यते ॥ २४४ ॥

ચક્રવર્તીની ઋદ્ધિ ભોગવી, સંયમ ગ્રહણ કરી અનુક્રમે તે તીર્થંપતિ થશે અને મુક્તિને પ્રાપ્ત કરશે." (૨૪૪)

एवमाकर्ण्य सीतेन्द्रो रामभद्रं प्रणम्य च । ययौ प्राक्स्नेहवशतो दुःखभाग्यत्र लक्ष्मणः ॥ २४५ ॥

એ પ્રમાણે સાંભળી રામભદ્રજીને નમસ્કાર કરી સીતેન્દ્ર પૂર્વના સ્નેહને વશ થઈને જ્યાં દુઃખ ભોગવનાર લક્ષ્મણ છે (ત્યાં) ગયા. (૨૪૫)

सिंहादिरूपैर्विकृतैस्तत्र शंबूकरावणौ । लक्ष्मणेन समं क्रुद्धौ युध्यमानौ ददर्श सः ॥ २४६ ॥

ત્યાં વિકુર્વેલાં સિંહાદિ રૂપો વડે લક્ષ્મણની સાથે યુદ્ધ કરતા, ક્રુદ્ધ બનેલ શંબૂક તથા રાવણને તેમણે જોયા. (૨૪૬)

नैवं वो युध्यमानानां दुखं भावीति वादिनः । परमाधार्मिकाः क्रुद्धा अग्निकुंडेषु तान्यधुः ॥ २४७ ॥

"આ પ્રમાણે યુદ્ધ કરતાં તમને દુઃખ નહિ થાય" એમ બોલતા ક્રુદ્ધ પરમાધામીઓએ તેમને અગ્નિકુંડોમાં નાખ્યા. (૨૪૭)

दह्यमानास्त्रयोऽप्युच्चैरटन्तो गलितांगकाः । ततः कृष्ट्वा तप्ततैलकुंभ्यां निदधिरे बलात् ॥२४८॥

(ત્યાં) બળતા, ઊંચે સ્વરે રડતા, ગળી ગયેલ અંગવાળા ત્રણેય ત્યાંથી ખેંચી કાઢી બળાત્કારે તપેલ તેલની કુંભીમાં નખાયા. (૨૪૮)

विलीनदेहास्तत्रापि भ्राष्ट्रे चिक्षिपिरे चिरम् । तडत्तडिति शब्देन स्फुटन्तो दुद्रुवुः पुनः ॥२४९॥

ત્યાં પણ ગલિત દેહવાળા તેઓ (પછી) ચિર કાળ ભઠ્ઠીમાં નખાયા. તડત–તડત એવા અવાજે ફૂટતા તેઓ (ખૂબ) દુઃખી થયા. (૨૪૯)

इत्यादि दुःखं तेषां स प्रेक्ष्योवाचासुरानिति । किं रे न वित्थ यदमी आसन् पुरुषपुंगवाः ॥२५०॥

ઇત્યાદિ તેઓનું દુઃખ જોઈ તેમણે અસુરોને આ પ્રમાણે કહ્યું : "અરે ! જે આ ઉત્તમ પુરુષો હતા (તે) (તમે) જાણતા નથી ? (૨૫૦)

अपयातासुरा दूरं मुंचतैतान्महात्मनः । निषिध्येत्यसुरानूचे सोऽथ शंबूकरावणौ ॥२५१॥

હે અસુરો ! દૂર ખસો, આ મહાત્માઓને મુક્ત કરો." એ પ્રમાણે અસુરોને રોકીને તેમણે શંબૂક તથા રાવણને કહ્યું : (૨૫૧)

युवाभ्यां तत्कृतं पूर्वं येनेमं नरकं गतौ । पूर्ववैरं किमद्यापि दृष्टोदर्कं न मुंचतम् ॥ २५२ ॥

" પૂર્વે તમો બન્ને વડે તેવું (પાપ) કરાયું જેથી આ નરકને પામ્યા છો, (તો) જોવાયેલ પરિણામવાળા (પણ) પૂર્વના વૈરને અદ્યાપિ કેમ છોડતા નથી ?" (૨૫૨)

तावप्येवं निषिध्येन्द्रः सौमित्रे रावणस्य च । रामकेवलिनाख्यातमाचख्यौ बोधहेतवे ॥ २५३ ॥

તે બન્નેને આ પ્રમાણે રોકીને ઇન્દ્રે રામભદ્ર કેવલી વડે કહેવાયેલ (પૂર્વવૃત્તાન્ત) લક્ષ્મણ અને રાવણને બોધ હેતુથી કહ્યો. (૨૫૩)

तावप्यथ बभाषाते साध्वकार्षीः कृपानिधे । भवच्छुभोपदेशेन जाता नो दुःखविस्मृतिः ॥ २५४ ॥

તે બન્ને પણ બોલ્યા : "હે કૃપાનિધાન! તમે સારું કર્યું, તમારા શુભ ઉપદેશથી અમારા દુઃખનું વિસ્મરણ થયું છે. (૨૫૪)

प्राग्जन्मोपार्जितैस्तैस्तैः क्रूरैः कर्मभिरर्पितः । दीर्घो नौ नरकावासस्तद्दुखं कोऽपनेष्यति ॥ २५५ ॥

પૂર્વજન્મના ઉપાર્જન કરાયેલ તે તે ક્રૂર કર્મોથી અમને અર્પિત કરાયેલ (જે) નરકાવાસ, તેના દુઃખને કોણ દૂર કરશે ?" (૨૫૫)

इत्युक्त्वा करुणापूर्णः सीतेन्द्रः प्रत्यवोचत । नेष्यामि सुरलोके त्रीनपि वो नरकादितः ॥ २५६ ॥

એ પ્રમાણે કહેવાથી કરુણાથી પૂર્ણ સીતેન્દ્રે જવાબ આપ્યો : "તમને ત્રણેનેય આ નરકમાંથી દેવલોકમાં લઈ જઈશ." (૨૫૬)

इत्युक्त्वा पाणिनोद्दध्रे स तांस्त्रीनपि ते पुनः । विशीर्य कणशः पेतुः पाणेः पारदवत्क्षणात् ॥ २५७ ॥

એ પ્રમાણે કહીને તેમણે તે ત્રણેને હાથથી ઊંચકી લીધા. પરંતુ ક્ષણ વારમાં હાથમાંથી પારાની જેમ કણ કણ વિશીર્ણ થઈને પડી ગયા. (૨૫૭)

भूयोऽपि मिलितांगांस्तानुद्दध्रे स यथा यथा । पुनरेव पतन्ति स्म पूर्ववत्ते तथा तथा ॥ २५८ ॥

મળી ગયેલ અંગવાળા તેઓને ફરીથી પણ તે જેમ જેમ ઊંચકતા હતા, તેમ તેમ પૂર્વની જેમ તેઓ ફરી ફરી પડી જ જતા હતા. (૨૫૮)

ततः सीतेन्द्रमूचुस्ते भवत्यधिकमेव नः । दुःखमुद्ध्रियमाणानां तन्मुंचास्मान् दिवं व्रज ॥ २५९ ॥

તેથી તેઓએ સીતેન્દ્રને કહ્યું : "ઉદ્ધાર કરાતા એવા અમને અધિક જ દુઃખ થાય છે. તેથી અમને મુક્ત કરો (અને આપ) સ્વર્ગે પધારો." (૨૫૯)

तान्मुक्त्वेयाय सीतेन्द्रो रामं नत्वा ततोऽगमत् । शाश्वतार्हत्तीर्थयात्राकृते नंदीश्वरादिषु ॥ २६० ॥

તેઓને મૂકીને સીતેન્દ્ર રામ પાસે ગયા. (તેમને) નમસ્કાર કરી ત્યાંથી શાશ્વત જિનતીર્થોની યાત્રા માટે નંદીશ્વર વગેરે (તીર્થોએ) ગયા. (૨૬૦)

गच्छन्नयो देवकुरुप्रदेशे निरीक्ष्य भामंडलराजजीवम् ।
प्राक्स्नेहयोगात् प्रतिबोध्य सम्यग् निजं स सीतेन्द्र इयाय कल्पम् ॥ २६१ ॥

દેવકુરુના પ્રદેશમાં જતાં, નાયક એવા તે સીતેન્દ્ર, ભામંડલ રાજાના જીવને જોઈને પૂર્વના સ્નેહયોગે સમ્યગ્ રીતે પ્રતિબોધ કરી પોતાના કલ્પમાં ગયા. (૨૬૧)

उत्पन्ने सति केवले स शरदां पंचाधिकां विंशतिं, मेदिन्यां भविकान् प्रबोध्य भगवाञ्छ्रीरामभट्टारकः ।
आयुश्च व्यतिलंघ्य पंचदश चाब्दानां सहस्रान् कृती, शैलेशीं प्रतिपद्य शाश्वतसुखानंदं प्रपेदे पदम् ॥२६२॥

કેવલજ્ઞાન ઉત્પન્ન થયે છતે પચીશ વર્ષ સુધી પૃથ્વી ઉપર ભવ્ય (જીવો)ને પ્રતિબોધિત કરી તે કૃતકૃત્ય ભગવાન શ્રીરામ ભટ્ટારક પંદર હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી શૈલેશી (અવસ્થા)ને પ્રાપ્ત કરી શાશ્વત સુખના આનંદવાળા પદ (મુક્તિ)ને પામ્યા. (૨૬૨)

દશમો સર્ગ સમાપ્ત

# અગિયારમો સર્ગ

। श्रीनमिनाथचरित्रम् ।

नमो नमिजिनेन्द्राय सुरेन्द्रमहितांघ्रये । कर्मद्रुमगजेन्द्राय धरित्रीकल्पशाखिने ॥१॥

સુરેન્દ્રો વડે પૂજન કરાયેલ ચરણોવાળા, કર્મોરૂપી વૃક્ષો (ને નાશ કરવા)માં ગજેન્દ્ર સમાન (અને) પૃથ્વી ઉપર કલ્પવૃક્ષ સમાન શ્રી નમિજિનેશ્વરને નમસ્કાર થાઓ. (૧)

तस्यैव कीर्तयिष्यामश्चरित्रमतिपावनम् । विश्वस्याप्युपकाराय परलोकेहलोकयोः ॥२॥

પરલોક અને ઇહલોકમાં વિશ્વના ઉપકાર માટે તેમના જ અતિપવિત્ર ચરિત્રનું કીર્તન કરીશું. (૨)

जंबूद्वीपेऽत्रैव प्रत्यग्विदेहे भरताभिधे । विजये संपदां कोशः कौशांबी नामतोऽस्ति पूः ॥३॥

આ જ જંબૂદ્વીપમાં પશ્ચિમ મહાવિદેહમાં ભરત નામે વિજયમાં સંપત્તિના નિધાનરૂપ કૌશામ્બી નામે નગરી છે. (૩)

आखंडल इवाखंडशासनस्तत्र चाभवत् । सिद्धार्थीकृतसर्वार्थी सिद्धार्थो नाम पार्थिवः ॥४॥

ત્યાં ઇન્દ્રની જેમ અખંડ શાસનવાળો (અને) જેના વડે સર્વ યાચકો સિદ્ધાર્થ જેવા કરાયા છે એવો સિદ્ધાર્થ નામે રાજા હતો. (૪)

गांभीर्यधैर्यमौदार्यं वीर्यं बुद्धिरथापरे । अन्योन्यस्पर्द्धयेवासन् सर्वे तस्याद्भुता गुणाः ॥५॥

તે (રાજા) ને ગાંભીર્ય, ધૈર્ય, ઔદાર્ય, બુદ્ધિ તથા બીજા (પણ) સર્વ અદ્ભુત ગુણો જાણે અન્યોન્યની સ્પર્ધાથી (પ્રાપ્ત થયા) હતા. (૫)

संपद्विस्तारमापन्ना तस्यात्युन्नतिशालिनः । अभूद्विश्वोपकाराय छाया मार्गतरोरिव ॥६॥

માર્ગના વૃક્ષની છાયાની જેમ અતિ ઉન્નતિશાલી તે (રાજા)ની વિસ્તાર પામેલી સંપત્તિ વિશ્વના ઉપકાર માટે હતી. (૬)

धर्मो मनसि तस्यैको नित्यमत्यन्तनिर्मले । निवासं कारयामास राजहंस इवांबुजे ॥७॥

કમળ ઉપર રાજહંસની જેમ અત્યંત નિર્મલ એવા તેના ચિત્તમાં હંમેશાં એક (જ) ધર્મ નિવાસ કરતો હતો. (૭)

भवाद्विरक्तः सोऽन्येद्युरुत्सृज्य तृणवच्छ्रियम् । सुदर्शनमुनेः पादमूले दीक्षामुपाददे ॥८॥

અન્યદા સંસારથી વિરક્ત થયેલ તેણે તૃણની જેમ લક્ષ્મીનો ત્યાગ કરી સુદર્શન મુનિના પાદતલમાં સંયમ ગ્રહણ કર્યું. (૮)

आर्जयत्स्थानकैः कैश्चित्तीर्थकृन्नाम कर्म सः । सम्यग्व्रतं पालयित्वा मृत्वागादपराजिते ॥९॥

તેમણે (વીશમાંથી) કોઈ સ્થાનકોની (આરાધના)થી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું (અને) સમ્યગ્ રીતે વ્રતનું પાલન કરીને મૃત્યુ પામી (તે) અપરાજિત વિમાનમાં ગયા. (૯)

इतश्च जंबूद्वीपेऽस्मिन् क्षेत्रे चात्रैव भारते । नगरी मिथिलेत्यस्ति धर्माशिथिलनागरा ॥१०॥

આ તરફ આ જંબૂદ્વીપમાં આ જ ભરતક્ષેત્રમાં ધર્મમાં અપ્રમત્ત નગરજનો છે, જેમાં એવી મિથિલા (નામે) નગરી છે. (૧૦)

प्राकारवलयो रत्नस्वर्णहर्म्याद्दृगर्भितः । तस्यामाभाति सर्वस्वसमुद्गक इवावनेः ॥ ११ ॥

તે (નગરી)માં રત્નો અને સુવર્ણોની હવેલીઓ તથા દુકાનોથી ગર્ભિત પ્રાકારવલય અવનીના સર્વસ્વના ડાબલાની જેમ શોભે છે. (૧૧)

परितो रत्नखचितास्तस्यामुद्यानदीर्घिकाः । तटद्रुमपरागेण यान्ति पंकिलतां यदि ॥ १२ ॥

(વળી) તે (નગરી)માં ચારે તરફ રત્નોથી જડિત ઉપવનની વાવડીઓ કિનારાનાં વૃક્ષોના પરાગ વડે કાદવપણાને પામે છે. (૧૨)

तस्यां सर्वारिविजयी विजयो नाम पार्थिवः । बभूव भूवासवतां दधानः परया श्रिया ॥ १३ ॥

તે (નગરી)માં સર્વ શત્રુઓ ઉપર વિજય મેળવનાર (અને) પરમ સંપત્તિ વડે પૃથ્વીના ઇન્દ્રપણાને ધારણ કરતો વિજય નામે રાજા છે. (૧૩)

भ्रूभंगमप्यकृत्वैवासन्नाह्यापि वरूथिनीम् । स लीलया पराजिग्ये परान् यून इव स्मरः ॥ १४ ॥

યુવાનોના કામદેવની જેમ તે (રાજા) ભ્રૂભંગ પણ કર્યા વિના (અને) સેનાને પણ સજ્જ કર્યા વિના લીલામાત્રથી શત્રુઓનો પરાભવ કરતો હતો. (૧૪)

स सागर इवागाधोऽभिरामश्चंद्रमा इव । समीरण इवौजस्वी तेजस्वी भानुमानिव ॥ १५ ॥

તે (રાજા) સમુદ્રની જેમ અગાધ, ચંદ્રમાની સમાન આહ્લાદક, પવનની જેમ ઓજસ્વી અને સૂર્ય સમ તેજસ્વી હતો. (૧૫)

वप्रेति नामतस्तस्य सर्वान्तःपुरमंडनम् । मंडनीभूतशीलाभूद् भूरिवांगवती प्रिया ॥१६॥

તેને સર્વ અંતઃપુરના અલંકારરૂપ, શીયળરૂપ આભૂષણવાળી, જાણે દેહવાળી ભૂમિ ( ન હોય તેવી ) વપ્રા એ નામે પત્ની હતી. (૧૬)

गंगेव स्वच्छगंभीरा जगतोऽपि हि पावनी । ज्योत्स्नेव नयनानन्ददायिनी सा व्यराजत ॥१७॥

ગંગાની જેમ સ્વચ્છ-ગંભીર, જગતને પણ પવિત્ર કરનારી, ચાંદનીની જેમ નેત્રોને આનંદ આપનારી તે ( વપ્રા રાણી ) શોભતી હતી. (૧૭)

ये ये सूनृतशीलाद्या निरीक्ष्यंते गुणाः किल । अवदातैरभूत्तैस्तैः स्त्रीणां सैका निदर्शनम् ॥१८॥

સત્ય, શીયળ વગેરે જે જે ગુણો જોવાય છે, ઉજ્જવળ એવા તે ગુણોથી સ્ત્રીઓને તે ( વપ્રા ) એક ઉદાહરણ-રૂપ હતી. (૧૮)

इतश्च सिद्धार्थजीवो विमाने सोऽपराजिते । स्वमायुः पूरयामास त्रयस्त्रिंशार्णवोपमम् ॥१९॥

આ તરફ તે સિદ્ધાર્થના જીવે અપરાજિત વિમાનમાં તેત્રીશ સાગરોપમ પ્રમાણ પોતાનું આયુષ્ય પૂર્ણ કર્યું. (૧૯)

च्युत्वाश्वयुक्पूर्णिमायामश्वकिन्यामवातरत् । वप्रादेव्याः स उदरे कृतोद्योतो जगत्त्रये ॥२०॥

( ત્યાંથી ) ચ્યવી ત્રણે જગતમાં ઉદ્યોત કરેલ તે ( આત્મા ) આસો માસની પૂર્ણિમાએ અશ્વિની નક્ષત્રમાં વપ્રા દેવીની કુક્ષિમાં અવતર્યો. (૨૦)

तदा च यामिनीशेषे वप्रादेवी चतुर्दश । उदैक्षत महास्वप्नांस्तीर्थकृज्जन्मसूचकान् ॥ २१ ॥

તે સમયે રાત્રિના શેષ ભાગમાં વપ્રાદેવીએ તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહાસ્વપ્નો જોયાં. (૨૧)

पितुर्मनोरथ इव गर्भः प्रववृधे क्रमात् । अतिलावण्यजननो जनन्याः सुखकृच्च सः ॥ २२ ॥

માતાને અતિ લાવણ્યને ઉત્પન્ન કરનાર અને સુખી કરનાર તે ગર્ભ પિતાના મનોરથની જેમ અનુક્રમે વૃદ્ધિ પામ્યો. (૨૨)

पूर्णे काले नभःकृष्णाष्टम्यां मे चाश्वदेवते । नीलोत्पलांकं स्वर्णाभं देवी सुतमसूत सा ॥ २३ ॥

કાલ પૂર્ણ થયે છતે શ્રાવણ વદ અષ્ટમીએ, અશ્વિની નક્ષત્રમાં, નીલકમલનાં ચિહ્નવાળા, સુવર્ણ સમાન (કાંતિવાળા) પુત્રને તે દેવીએ જન્મ આપ્યો. (૨૩)

अथैत्यासनकंपेन चक्रुर्देवीकुमारयोः । तदैव सूतिकर्माणि विधिवद्दिक्कुमारिकाः ॥ २४ ॥

હવે તે જ સમયે આસન કંપવા વડે દિક્કુમારિકાઓએ આવીને દેવી અને કુમારનું સૂતીકર્મ કર્યું. (૨૪)

शक्रो निन्ये मेरुमूर्धन्यच्युताद्याश्च वासवाः । चतुःषष्टिरपि तीर्थांभोभिरस्नपयन् प्रभुम् ॥ २५ ॥

(ત્યાર બાદ) શક્રેન્દ્ર મેરુ પર્વતના શિખર ઉપર લઈ ગયા. (ત્યાં) અચ્યુત વગેરે ચોસઠે ઇન્દ્રોએ તીર્થજલ વડે પ્રભુને સ્નાન કરાવ્યું. (૨૫)

स्नपनांते जगन्नाथमभ्यर्च्य कुसुमादिभिः । रचितारात्रिकः शक्र इति स्तोतुं प्रचक्रमे ॥ २६ ॥

સ્નાત્રના અંતે અને પુષ્પાદિકથી જગતના નાથની પૂજા કરી આરતી કરેલ શક્રે આ પ્રમાણે સ્તુતિ કરવાની શરૂઆત કરી : (૨૬)

व्याहर्ता मोक्षमार्गस्य संहर्ता सर्वकर्मणाम् । प्रहर्ता च कषायाणां जय त्वं परमेश्वर ॥२७॥

'હે પરમેશ્વર! મોક્ષમાર્ગના કહેનારા, સર્વ કર્મોનો સંહાર કરનારા (અને) કષાયોનો નાશ કરનારા તમે જયવંતા વર્તો.' (૨૭)

कुमतस्यापनेतारं नेतारं जगतामपि । सद्बोधस्य प्रणेतारं त्वां नमामि जगद्गुरो ॥२८॥

'હે જગદ્ગુરુ! કુમતોને દૂર કરનારા, જગતના નેતા (અને) સદ્બોધના કરનાર તમને નમસ્કાર કરું છું.' (૨૮)

विश्वैश्वर्यस्याधिकर्त्रा न्यक्कर्त्रा विश्वपाप्मनाम् । अविकर्त्रोपकर्त्रा च सनाथं भवता जगत् ॥२९॥

'સર્વને ઐશ્વર્ય કરનારા, વિશ્વનાં પાપોનો તિરસ્કાર કરનારા, નિર્વિકારી અને ઉપકારી એવા આપ વડે જગત સનાથ છે.' (૨૯)

धर्मबीजसमुद्धर्त्रे धर्त्रेऽतिशयसंपदाम् । श्रुतस्कन्धविधात्रे च भगवन् भवते नमः ॥३०॥

'હે ભગવંત! ધર્મ વડે (સંસારરૂપી) બીજને મૂળમાંથી ઉખેડી નાખનાર, અતિશયરૂપી લક્ષ્મીને ધારણ કરનાર તથા શ્રુતસ્કંધના રચનારા આપને નમસ્કાર થાઓ.' (૩૦)

प्रत्यादेष्टुः कुमार्गाणामादेष्टुर्मुक्तिवर्त्मनः । धर्मः प्रभविता त्वत्त उपदेष्टुरतः परम् ॥ ३१ ॥

'દુષ્ટ માર્ગોનું ખંડન કરનારા, મુક્તિમાર્ગને બતાવનારા, ઉપદેશક એવા તમારાથી હવે ધર્મ ઉત્પન્ન થશે.' (૩૧)

नव्यतीर्थप्रतिष्ठातुरनुष्ठातुस्तपःश्रियाम् । प्रभो जगदधिष्ठातुर्भवतः किंकरा वयम् ॥ ३२ ॥

'હે પ્રભુ! નવીન તીર્થની પ્રતિષ્ઠા કરનારા, તપરૂપી લક્ષ્મીને આવરનારા (તેમ જ) જગતના અધિષ્ઠાતા એવા આપના અમે સેવકો છીએ.' (૩૨)

आदातर्यपवर्गस्य विश्वस्याभयदातरि । त्वयि त्रैलोक्यशरणे प्रपन्नशरणोऽस्म्यहम् ॥ ३३ ॥

'મોક્ષના આપનારા, વિશ્વને અભય દેનારા, (વળી) ત્રણે લોકને શરણરૂપ તમારે શરણે હું આવ્યો છું.' (૩૩)

अस्मिन् भवे यथाभूस्त्वं प्रभुर्मम जगत्पते । भवान्तरेष्वपि तथा भूया नान्यो मनोरथः ॥ ३४ ॥

'હે જગતના સ્વામી! જેમ આ ભવમાં તમે મારા સ્વામી થયા છો, તેમ અન્ય ભવોમાં પણ (આપ જ સ્વામી) થાઓ! (એ સિવાય મને) બીજી કોઈ આકાંક્ષા નથી.' (૩૪)

इति स्तुत्वा जगन्नाथं पुनरादाय वासवः । मुमोच वप्रास्वामिन्याः पार्श्वे नीत्वा यथास्थिति ॥ ३५ ॥

આ પ્રમાણે જગત્પતિની સ્તુતિ કરી ફરી (પ્રભુને) ગ્રહણ કરી ઇન્દ્રે લઈ જઈને જે રીતે હતા તે રીતે વપ્રા દેવીના પડખે મૂકી દીધા. (૩૫)

राजापि विजयः प्रातः सूनोर्जन्ममहोत्सवम् । चकार कारामोक्षादिपूर्वकं परया मुदा ॥ ३६ ॥

પ્રાતઃકાળે વિજય રાજાએ પણ અતિ હર્ષથી કારાગૃહમાંથી (કેદીઓને) મુક્ત કરવા વગેરે પૂર્વક પુત્રનો જન્મ-મહોત્સવ કર્યો. (૩૬)

प्रभौ गर्भस्थिते रुद्धा पुर्यासीन्मिथिलारिभिः। अधिप्रासादमारोहद्वप्रादेवी च तत्क्षणम् ॥ ३७ ॥

वप्रां प्रेक्ष्य च तद्गर्भानुभावाद्विजयं नृपम्। यन्नेमुर्द्विष इत्यस्य नमिरित्यभिधा ददे ॥ ३८ ॥

પ્રભુ ગર્ભમાં રહ્યે છતે મિથિલા નગરી શત્રુઓથી ઘેરાયેલી હતી તે વખતે વપ્રાદેવી પ્રાસાદ ઉપર ચડયાં હતાં. વપ્રા (દેવી)ને જોઈ જ તેમના ગર્ભના પ્રભાવથી શત્રુઓ વિજય રાજાને નમી પડચા, તેથી આ (પ્રભુ)નું 'નમિ' એ પ્રમાણે નામ અપાયું. (૩૭-૩૮)

पाल्यमानोऽथ धात्रीभिः शक्रादिष्टाभिरन्वहम्। नमिनाथः प्रववृधे निशानाथ इवापरः ॥ ३९ ॥

ઇન્દ્ર વડે આદેશ કરાયેલ ધાવ (માતાઓ)થી હંમેશાં પાલન કરાતા નમિનાથ (પ્રભુ) બીજા ચંદ્રમાની જેમ વૃદ્ધિ પામવા લાગ્યા. (૩૯)

विमुक्तशैशवः स्वामी धनूंषि दश पंच च। उच्छ्रितांग पर्यणैषीत् कन्यां पितृनिदेशतः ॥ ४० ॥

શૈશવપણું મૂકી દીધેલ, પંદર ધનુષ પ્રમાણ ઉન્નત કાયાવાળા સ્વામી પિતાની આજ્ઞાથી રાજકન્યાને પરણ્યા. (૪૦)

सार्धवर्षसहस्रे द्वे व्यतिक्रम्य स जन्मतः। दत्तं पित्राददे राज्यं कर्मभोगफलं विदन् ॥ ४१ ॥

જન્મથી અઢી હજાર વર્ષ વ્યતીત કરી ભોગફળવાળા કર્મને જાણતા તેમણે પિતાએ આપેલ રાજ્ય ગ્રહણ કર્યું. (૪૧)

पंचस्वब्दसहस्रेषु राज्याद्यातेष्वथ प्रभुम् । तीर्थं प्रवर्तयेत्यूचुरेत्य लोकांतिकामराः ॥४२॥
રાજ્ય (ગ્રહણ)થી પાંચ હજાર વર્ષ ગયે છતે લોકાંતિક દેવતાઓએ આવી પ્રભુને 'તીર્થ પ્રવર્તાવો' એ પ્રમાણે કહ્યું. (૪૨)

निवेश्य सुप्रभं नाम पुत्रं राज्ये नमिप्रभुः । प्रददौ वार्षिकं दानं द्रविणैर्जृंभकाहृतैः ॥४३॥
રાજ્ય ઉપર સુપ્રભ નામે પુત્રને બેસાડી શ્રી નેમિપ્રભુએ જૃંભક દેવતાઓ વડે લવાયેલ દ્રવ્યથી વાર્ષિક દાન આપ્યું. (૪૩)

सुप्रभाद्यैर्नृपैः शक्रादिभिर्देवैर्वृतः प्रभुः । देवकुर्वा शिबिकया सहस्राम्रवणं ययौ ॥४४॥
(ત્યાર બાદ) સુપ્રભ વગેરે નૃપતિઓથી (અને) શક્ર વગેરે દેવોથી પરિવરેલા પ્રભુ દેવકુરુ (નામની) શિબિકા દ્વારા સહસ્રામ્ર વન તરફ ગયા. (૪૪)

कदंबचुंबनासक्तमधुव्रतकदंबकम् । मल्लिकाकुसुमोच्चायव्याकुलोद्यानपालकम् ॥४५॥
विगलत्पाटलापुष्पपाटलीभूतभूतलम् । कामुकस्रस्तरीभूतशिरीषकुसुमोत्करम् ॥४६॥
वहमानारघट्टोत्थैः प्रोच्छलच्छीकरोत्करैः । ग्रीष्मेऽपि दर्शिताब्दर्तु तद्वनं प्राविशत्प्रभुः ॥४७॥ (त्रिभिर्विशेषकम्)
કદંબ પુષ્પોને ચૂંબન કરવામાં આસક્ત ભમરાઓના સમૂહવાળા, મલ્લિકા પુષ્પોને એકઠા કરવામાં વ્યાકુલ ઉદ્યાનપાલકોવાળા, ખરી જતા ગુલાબના પુષ્પથી ગુલાબી થઈ ગયેલ ભૂતલવાળા, કામી જનોના આસન (શય્યા)-રૂપે થયેલ શિરીષ કુસુમોના સમૂહવાળા (અને) વહેતા અરઘટ્ટથી ઊંચે ગયેલ ઊછળતાં એવાં જલબિંદુઓના

સમૂહથી ગ્રીષ્મ ઋતુમાં પણ જેના વડે વર્ષાઋતુ દેખાડાઈ છે એવા તે ( સહસ્રામ્ર ) વનમાં પ્રભુએ પ્રવેશ કર્યો. ( ૪૫-૪૬-૪૭ )

आषाढकृष्णनवम्यामश्विन्यां चरमेऽहनि । समं राज्ञां सहस्रेण षष्ठेन प्राव्रजत् प्रभुः ॥४८॥

અષાડ કૃષ્ણ નવમીના દિવસે અશ્વિની નક્ષત્રમાં છેલ્લા (પ્રહર)માં છઠ્ઠ તપ વડે પ્રભુએ એક હજાર રાજાએ। સાથે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. (૪૮)

तदोत्पन्नमनोज्ञानो द्वितीयेऽहनि पारणम् । स क्षैरेय्या वीरपुरे चक्रे दत्तनृपौकसि ॥४९॥

તે સમયે મનઃપર્યવજ્ઞાન ઉત્પન્ન થયેલ તેમણે બીજા દિવસે વીરપુર (નગર)માં દત્ત રાજાના ઘેર ખીરથી પારણું કર્યું. (૪૯)

चक्रे स विबुधैस्तत्र वसुधारादि दत्तराट् । पीठं च व्यहृतान्यत्र नवमासांस्ततः प्रभुः ॥५०॥

દેવતાઓ વડે ત્યાં વસુધારા આદિ (દિવ્ય) કરાયાં અને દત્ત રાજાએ પીઠ (બનાવી); ત્યાર બાદ પ્રભુએ નવ માસ પર્યન્ત અન્યત્ર વિહાર કર્યો. (૫૦)

ततः सहस्राम्रवणं दीक्षास्थानं तदा ययौ । षष्ठेन बकुलस्याधस्तस्थौ च प्रतिमाधरः ॥५१॥

ત્યાર બાદ (પ્રભુ) દીક્ષાના સ્થાનરૂપ સહસ્રામ્રવનમાં પધાર્યા, અને તે સમયે બકુલ વૃક્ષની નીચે છઠ્ઠ તપ વડે પ્રતિમાધારી (થઈને) રહ્યા. (૫૧)

मार्गस्य शुक्लैकादश्यामश्विन्यां भे नमिप्रभोः । घातिकर्मक्षयादाविरभूत् केवलमुज्ज्वलम् ॥५२॥

માગસર (માસ)ની શુકલ એકાદશીએ અશ્વિની નક્ષત્રમાં શ્રી નમિ પ્રભુને ઘાતિકર્મોનો ક્ષય થવાથી ઉજ્જ્વલ કેવલજ્ઞાન પ્રગટ થયું. (૫૨)

सद्योऽपि देवाः समवसरणं विदधुस्ततः । अशीत्यग्रशतधनुस्तुंगाशोकद्रुभूषितम् ॥५३॥

તેથી તત્કાળ દેવતાઓએ એકસો એંશી ધનુષ ઊંચા અશોક વૃક્ષથી શોભિત સમવસરણની રચના કરી. (૫૩)

तत्र प्रदक्षिणीकृत्याशोकं तीर्थाय चानमत् । न्यषदत्प्राङ्मुखः पूर्वरत्नसिंहासने प्रभुः ॥५४॥

ત્યાં અશોક વૃક્ષને પ્રદક્ષિણા કરી પ્રભુએ તીર્થને નમસ્કાર કર્યો (અને) પૂર્વના રત્નમય સિંહાસન ઉપર પૂર્વાભિમુખ બિરાજ્યા. (૫૪)

रत्नसिंहासनस्थानि प्रतिबिंबानि च प्रभोः । विचक्रुर्व्यंतरसुरा दिक्ष्वन्यास्वपि तत्क्षणम् ॥५५॥

વ્યંતર દેવતાઓએ તે જ ક્ષણે અન્ય દિશાઓમાં પણ પ્રભુનાં રત્નમય સિંહાસન ઉપર રહેલ પ્રતિબિંબો વિકુર્વ્યાં. (૫૫)

अवतस्थे यथास्थानं श्रीमान् संघश्चतुर्विधः । भगवंतं नमस्कृत्य सौधर्मेन्द्रोऽस्तवीदिति ॥५६॥

શ્રીમાન્ ચતુર્વિધ સંઘ યથાસ્થાને ઊભો રહ્યો, (ત્યાર બાદ) સૌધર્મેન્દ્ર ભગવંતને નમસ્કાર કરી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા : (૫૬)

केवलज्ञानसंज्ञेन चक्षुषा वीक्षसेऽखिलम् । जगदेतत्तदेवं ते त्रिनेत्राय नमः प्रभो ॥५७॥

'હે પ્રભુ! કેવલજ્ઞાન સંજ્ઞક નેત્ર દ્વારા (આપ) આ અખિલ જગતને જુઓ છો, તેથી આ પ્રમાણે ત્રણ નેત્રવાળા (આપ)ને નમસ્કાર થાઓ.' (૫૭)

पंचत्रिंशदतिशयवचसे परमेष्ठिने । चतुस्त्रिंशदतिशयान्विताय भवते नमः ॥५८॥

'પાંત્રીશ અતિશયથી પૂર્ણ વાણીવાળા (અને) ચોત્રીશ અતિશયોથી યુકત પરમેષ્ઠી (સ્વરૂપ) આપને નમસ્કાર થાઓ.' (૫૮)

मालवकैशिकीमुख्यग्रामरागमनोरमाम् । सर्वभाषानुगां नाथ तव वाचमुपास्महे ॥५९॥

'હે નાથ! માલવ-કૌશિકી પ્રમુખ ગ્રામ્ય રાગોથી મનોહર (અને) સર્વ ભાષાને અનુસરનારી તમારી વાણીની (અમે) ઉપાસના કરીએ છીએ.' (૫૯)

त्वद्दर्शनात् प्रणश्यंति कर्मपाशाः शरीरिणाम् । तार्क्ष्यावलोकनान्नागपाशा इव दृढा अपि ॥६०॥

'ગરુડના દર્શનથી દૃઢ નાગપાશોની જેમ આપના દર્શનથી દેહધારીઓના કર્મપાશો પણ મરી જાય છે.' (૬૦)

त्वद्दर्शनाद्देहभाजोऽधिरोहन्ति शनैः शनैः । निश्रेणिमिव मोक्षस्य गुणस्थानकमालिकाम् ॥६१॥

'આપના દર્શનથી પ્રાણીઓ મોક્ષની નિસરણી સમાન ગુણસ્થાનકોની શ્રેણી ઉપર ધીમે ધીમે ચડે છે.' (૬૧)

स्मृतः श्रुतः स्तुतो ध्यातो दृष्टः स्पृष्टो नमस्कृतः । येन तेन प्रकारेण स्वामिन् भवसि शर्मणे ॥६२॥

'હે સ્વામિન્! જે તે પ્રકારે સ્મરણ કરાયેલ, સંભળાયેલ, સ્તુતિ કરાયેલ, ધ્યાન કરાયેલ, દર્શન કરાયેલ, સ્પર્શ કરાયેલ (અને) નમસ્કાર કરાયેલા (પણ તમે) સુખને માટે (જ) થાઓ છો.' (૬૨)

**स्वामिन् पुण्यानुबन्धीनि पूर्वपुण्यानि नः खलु । यस्त्वं दृग्गोचरं नीतोऽसाधारणगतिप्रदः ॥६३॥**

'હે નાથ! અમારાં પૂર્વનાં પુણ્યાનુબંધી પુણ્યો છે (કે) અસાધારણ ગતિ (સિદ્ધિગતિ)ને આપનારા જે તમે દૃષ્ટિના વિષયમાં પ્રાપ્ત કરાયા છો.' (૬૩)

**यथा तथा ममास्त्वन्यत् स्वर्गराज्यादि सर्वतः । मा जातु हृदयाद्यान्तु नाथ त्वद्देशनागिरः ॥६४॥**

'હે સ્વામિન! મારાં સ્વર્ગ, રાજ્યાદિ અન્ય સર્વ રીતે ગમે તેમ થાઓ, (પરંતુ) હૃદયમાંથી તમારી દેશનાનાં વચનો ક્યારે પણ જશો નહિ.' (૬૪)

**इति स्वामिगुणस्तोत्रं विधीय विरते हरौ । जगत्त्रयगुरुर्धर्मदेशनामकरोदिमाम् ॥६५॥**

એ પ્રમાણે સ્વામીના ગુણોની સ્તવના કરીને ઇન્દ્ર વિરામ પામ્યે છતે ત્રણ જગતના ગુરુએ આ (પ્રમાણે) ધર્મદેશના આપી : (૬૫)

**असारः खलु संसारः चलदूर्मिचलं धनम् । विद्युद्विलाससदृशं शरीरमपि नश्वरम् ॥६६॥**

ખરેખર! સંસાર અસાર છે, ધન સરિતાના તરંગો જેવું ચંચળ છે (અને) વીજળીના વિલાસ સમાન શરીર પણ નશ્વર છે. (૬૬)

अनास्थां सर्वथा तेषु तद्विधाय विचक्षणः । यतेत यति धर्माय मुमुक्षुर्मोक्षवर्त्मने ॥ ६७ ॥

તેથી વિચક્ષણ મુમુક્ષુએ તેઓમાં સર્વ પ્રકારે અશ્રદ્ધા કરીને મોક્ષના માર્ગરૂપ યતિધર્મ માટે પ્રયત્ન કરવો જોઈએ. (૬૭)

अशक्तस्तद्विधाने चेत्तदाकांक्षी तथापि हि । सम्यक्छ्रावकधर्माय़ोत्तिष्ठेत द्वादशात्मने ॥ ६८ ॥

તે (મોક્ષ)ની આકાંક્ષા રાખનારો, જો તેમ કરવા અશક્ત હોય તોપણ, બાર પ્રકારના શ્રાવકધર્મ માટે (તેણે) સમ્યગ્ રીતે તત્પર રહેવું જોઈએ. (૬૮)

नयेन्नित्यमहोरात्रं श्रावकस्त्वप्रमद्वरः । धर्म्याभिरिति चेष्टाभिर्मनोवाक्कायजन्मभिः ॥ ६९ ॥

અપ્રમત્તોમાં શ્રેષ્ઠ શ્રાવકે મન, વચન અને કાયાથી ઉત્પન્ન થયેલ ધર્મયુક્ત ચેષ્ટાઓ વડે હંમેશ અહોરાત્રિ વ્યતીત કરવી જોઈએ. (૬૯)

ब्राह्मे मुहूर्त्त उत्तिष्ठेत् परमेष्ठिस्तुतिं पठन् । किंधर्मा किंकुलश्चास्मि किंव्रतोऽस्मीति च स्मरन् ॥ ७० ॥

(શ્રાવકે) બ્રાહ્મ મુહૂર્ત્તમાં પરમેષ્ઠી (ભગવંતો)ની સ્તુતિ કરતાં તેમ જ (હું) કયા ધર્મવાળો, કયા કુલવાળો અને કયા વ્રતોવાળો છું એમ સ્મરણ કરતાં ઊઠવું જોઈએ. (૭૦)

शुचिः पुष्पामिषस्तोत्रैर्देवमभ्यर्च्य वेश्मनि । प्रत्याख्यानं यथाशक्ति कृत्वा देवगृहं व्रजेत् ॥ ७१ ॥

(ત્યાર બાદ) પવિત્ર (થઈ) તેણે ઘરમાં પુષ્પ, નૈવેદ્ય અને સ્તોત્રોથી દેવની પૂજા કરી યથાશક્તિ પ્રત્યાખ્યાન કરી દેવગૃહે જવું જોઈએ. (૭૧)

प्रविश्य विधिना तत्र त्रिः प्रदक्षिणयेज्जिनम् । पुष्पादिभिस्तमभ्यर्च्य स्तवनैरुत्तमैः स्तुयात् ॥ ७२ ॥

ત્યાં વિધિપૂર્વક પ્રવેશ કરી શ્રી જિનપ્રભુને ત્રણ વાર પ્રદક્ષિણા કરવી જોઈએ, (ત્યાર બાદ) પુષ્પાદિથી તેમની પૂજા કરી ઉત્તમ સ્તોત્રોથી સ્તુતિ કરવી જોઈએ. (૭૨)

ततो गुरूणामभ्यर्णे प्रतिपत्तिपुरःसरम् । विदधीत विशुद्धात्मा प्रत्याख्यानप्रकाशनम् ॥ ७३ ॥

ત્યાર બાદ વિશુદ્ધ આત્માવાળા તેણે ગુરુઓની સમીપ (જઈ) વિનયપૂર્વક પ્રત્યાખ્યાનનું પ્રકાશન કરવું જોઈએ. (૭૩)

अभ्युत्थानं तदालोकेऽभियानं च तदागमे । शिरस्यंजलिसंश्लेषः स्वयमासनढौकनम् ॥ ७४ ॥

आसनाभिग्रहो (हे) भक्त्या वंदना पर्युपासनम् । तद्यानेऽनुगमश्चेति प्रतिपत्तिरियं गुरोः ॥ ७५ ॥

તેમનું દર્શન થયે છતે ઊભા થવું, તેમનું આગમન થયે છતે સન્મુખ જવું, મસ્તકે અંજલિ રચવી, જાતે આસન અર્પણ કરવું, આસન ગ્રહણ કર્યે છતે ભક્તિપૂર્વક વંદના, પર્યુપાસના અને તે ગયે છતે (તેમને) અનુસરવું, આ (બધું) ગુરુના વિનયરૂપ છે. (૭૪–૭૫)

ततः प्रतिनिवृत्तः सन् स्थानं गत्वा यथोचितम् । सुधीर्धर्माविरोधेन विदधीतार्थचिंतनम् ॥ ७६ ॥

ત્યાંથી પાછા ફર્યા છતાં યથોચિત સ્થાને જઈને બુદ્ધિશાળીએ ધર્મના અવિરોધ વડે અર્થનું ચિંતન કરવું જોઈએ. (૭૬)

ततो मध्याह्निकीं पूजां कुर्यात् कृत्वाथ भोजनम् । तद्विद्भिः सह शास्त्रार्थरहस्यानि विचारयेत् ॥ ७७ ॥

ત્યાર બાદ મધ્યાહ્ન સંબંધી પૂજા કરવી જોઈએ, પછી ભોજન કરીને તે (શાસ્ત્ર)ના જ્ઞાતાઓ સાથે શાસ્ત્રાર્થનાં રહસ્યોનો વિચાર કરવો જોઈએ. (૭૭)

**ततश्च संध्यासमये कृत्वा देवार्चनं पुनः । कृतावश्यककर्मा च कुर्यात् स्वाध्यायमुत्तमम् ॥ ७८ ॥**

ત્યાર બાદ ફરી સંધ્યા સમયે દેવપૂજન કરવું જોઈએ અને આવશ્યક કાર્યો કરેલ તેણે ઉત્તમ સ્વાધ્યાય કરવો જોઈએ. (૭૮)

**न्याय्ये काले ततो देवगुरुस्मृतिपवित्रितः । निद्रामल्पामुपासीत प्रायेणाब्रह्मवर्जकः ॥ ७९ ॥**

ત્યાર બાદ યોગ્ય કાલે દેવ-ગુરુની સ્મૃતિથી પવિત્ર થયેલ અને અબ્રહ્મને વર્જનારા તેણે અલ્પ નિદ્રા કરવી જોઈએ. (૭૯)

**निद्राच्छेदे योषिदंगसतत्त्वं परिचिंतयेत् । महात्मनां मुनीनां हि तन्निवृत्तिं परामृशन् ॥ ८० ॥**

નિદ્રાભંગ થયે છતે, મુનિ મહાત્માઓની તે (સ્ત્રીઓ)થી નિવૃત્તિનો વિચાર કરતાં, તેણે ખરેખર સ્ત્રીનાં અંગોની યથાર્થતાનો વિચાર કરવો જોઈએ. (૮૦)

**यकृच्छकृन्मलश्लेष्ममज्जास्थिपरिपूरिताः । स्नायुस्यूता बही रम्याः स्त्रियश्चर्मप्रसेविकाः ॥ ८१ ॥**

કલેજું, વિષ્ટા, મળ, શ્લેષ્મ, મજ્જા અને અસ્થિથી પરિપૂર્ણ, સ્નાયુઓથી સીવેલ, બહારથી મનોહર સ્ત્રીઓ ચામડાની કોથળી સમાન છે. (૮૧)

**बहिरन्तर्विपर्यासः स्त्रीशरीरस्य चेद्भवेत् । तस्यैव कामुकः कुर्याद्गृध्रगोमायुगोपनम् ॥ ८२ ॥**

જો સ્ત્રીના શરીરનો બહાર અને અંદરથી વિપર્યાસ થાય (તો) તે જ શરીરનું કામી પુરુષે ગીધ અને શિયાળથી રક્ષણ કરવું પડે. (૮૨)

स्त्रीशस्त्रेणापि चेत्कामो जगदेतज्जिगीषति । तुच्छपिच्छमयं शस्त्रं किं नादत्ते स मूढधीः ॥ ८३ ॥

જો સ્ત્રીરૂપી શસ્ત્ર વડે કામ આ જગતને જીતવાની ઈચ્છા કરે છે (તો) મૂઢ બુદ્ધિવાળો તે હલકાં પીંછારૂપ શસ્ત્રને કેમ ગ્રહણ કરતો નથી? (૮૩)

संकल्पयोनिनानेन हहा विश्वं विडंबितम् । तद्दुःखनामि संकल्पं मूलमस्येति चिंतयेत् ॥ ८४ ॥ (चतुर्भिः कलापकम्)

હા....હા.... સંકલ્પરૂપ યોનિવાળા આ (કામ) વડે વિશ્વ વિડંબિત કરાયું છે. તેથી આ (કામ)ના મૂળરૂપ સંકલ્પને મુશ્કેલીથી (પણ) હું ખોદી કાઢું, એવો વિચાર કરવો જોઈએ. (૮૪)

यो यः स्याद्बाधको दोषस्तस्य तस्य प्रतिक्रियाम् । चिंतयेद्दोषमुक्तेषु प्रमोदं यतिषु व्रजन् ॥ ८५ ॥

દોષોથી મુક્ત એવા યતિઓ ઉપર પ્રમોદભાવને ભજતા (આત્મા)એ જે જે બાધક દોષ હોય તેનો તેનો પ્રતિકાર વિચારવો જોઈએ. (૮૫)

दुःस्थां भवस्थितिं स्थेम्ना सर्वजीवेषु चिंतयन् । निसर्गसुखसर्गं तेष्वपवर्गं विमार्गयेत् ॥ ८६ ॥

સર્વ જીવોમાં દુઃખે રહેલી ભવસ્થિતિનો સ્થિરતાથી વિચાર કરતાં તેઓમાં સ્વાભાવિક સુખની ઉત્પત્તિવાળા મોક્ષની શોધ કરવી જોઈએ. (૮૬)

जिनो देवः कृपा धर्मो गुरवो यत्र साधवः । श्रावकत्वाय कस्तस्मै न श्लाघेताविमूढधीः ॥८७॥

જેના જિનેશ્વર (એ) દેવ છે, દયા (એ) ધર્મ છે, (અને) સાધુઓ (એ) ગુરુઓ છે, એવા શ્રાવકપણાની વ્યામોહ રહિત બુદ્ધિવાળો કયો (પુરુષ) શ્લાઘા કરતો નથી? (૮૭)

जिनधर्मविनिर्मुक्तो मा भूवं चक्रवर्त्यपि । स्यां चेटोऽपि दरिद्रोऽपि जिनधर्माधिवासितः ॥८८॥

જિનધર્મથી રહિત (હું) ચક્રવર્તી પણ ન હોઉં અને જૈનધર્મથી વાસિત હું (ભલે) દાસ કે દરિદ્ર પણ થાઉં. (૮૮)

त्यक्तसंगो जीर्णवासा मलक्लिन्नकलेवरः । भजन्माधुकरीं वृत्तिं मुनिचर्यां कदाश्रये ॥८९॥

સંગનો ત્યાગ કરેલ, જીર્ણ વસ્ત્રોવાળો, મલથી ક્લિન્ન શરીરવાળો અને માધુકરી વૃત્તિને ભજતો હું ક્યારે મુનિચર્યાનો આશ્રય લઈશ? (૮૯)

त्यजन् दुःशीलसंसर्गं गुरुपादरजः स्पृशन् । कदाहं योगमभ्यस्यन् प्रभवेयं भवच्छिदे ॥९०॥

કુશીલ (લોકો) ના સંસર્ગનો ત્યાગ કરતો, ગુરુનાં ચરણોની રજને સ્પર્શતો (અને) યોગનો અભ્યાસ કરતો હું ક્યારે સંસાર છેદવા સમર્થ બનીશ? (૯૦)

महानिशायां प्रकृतकायोत्सर्गे पुराद्बहिः । स्तम्भवत् स्कन्धकषणं वृषाः कुर्युः कदा मयि ॥९१॥

મહારાત્રિમાં નગર બહાર પ્રકર્ષે કરી કાયોત્સર્ગ કરેલ મારી ઉપર સ્તંભની જેમ વૃષભો ક્યારે સ્કંધનું ઘર્ષણ કરશે ? (૯૧)

वने पद्मासनासीनं क्रोडस्थितमृगार्भकम् । कदा घ्रास्यंति वक्त्रे मां जरन्तो मृगयूथपाः ॥९२॥

વનમાં પદ્માસને બેસેલા, અંકમાં રહેલ મૃગબાળવાળા મને વૃદ્ધ મૃગયૂથના રક્ષકો મુખે ક્યારે આઘ્રાણ કરશે ? (૯૨)

शत्रौ मित्रे तृणे स्त्रैणे स्वर्णेऽश्मनि मणौ मृदि । मोक्षे भवे भविष्यामि निर्विशेषमतिः कदा ॥९३॥

શત્રુ (કે) મિત્ર, તૃણ (કે) સ્ત્રીસમૂહ, સુવર્ણ (કે) પથ્થર, મણિ (કે) માટી (અને) મોક્ષ (કે) સંસારમાં (હું) ક્યારે સમાન મતિવાળો થઈશ ? (૯૩)

अधिरोढुं गुणश्रेणीं निःश्रेणीं मुक्तिवेश्मनः । परानन्दलताकन्दान् कुर्यादिति मनोरथान् ॥९४॥ (सप्तभिः कुलकम्)

મુક્તિ-મહેલની નિસરણી સમાન ગુણશ્રેણિ ઉપર આરોહણ કરવા આવા શ્રેષ્ઠ આનંદરૂપી લતાના મૂળ સમાન મનોરથો કરવા જોઈએ. (૯૪)

इत्याहोरात्रिकीं चर्यामप्रमत्तः समाचरन् । यथावदुक्तवृत्तस्थो गृहस्थोऽपि विशुध्यति ॥९५॥

આ પ્રમાણે અહોરાત્ર સંબંધી આચરણાને આચરતો (અને) યથાર્થ રીતે કહેલ સદ્વર્તનવાળો અપ્રમત્ત ગૃહસ્થ પણ વિશુદ્ધ થાય છે. (૯૫)

श्रुत्वेमां देशनां भर्तुर्बहवः प्राव्रज्जजनाः । कुंभादयो गणधरास्तत्र सप्तदशाभवन् ॥९६॥

સ્વામીની આ દેશના સાંભળી ઘણા લોકોએ પ્રવ્રજ્યા ગ્રહણ કરી, ત્યાં કુંભ વગેરે સત્તર ગણધરો થયા. (૯૬)

देशनान्ते जगद्भर्तुः कुम्भो व्यधित देशनाम् । तद्देशनान्ते नत्वेशं शक्राद्याः स्वं पदं ययुः ॥९७॥

જગત્પતિની દેશનાના અંતે કુંભ ગણધરે દેશના આપી; તે દેશનાના અંતે સ્વામીને નમસ્કાર કરી શક્ર વગેરે પોતાને સ્થાને ગયા. (૯૭)

तत्तीर्थजन्मा भृकुटिर्यक्षस्त्र्यक्षश्चतुर्मुखः । स्वर्णवर्णो वृषरथश्चतुर्भिर्दक्षिणैर्भुजैः ॥९८॥

धृतमातुलिंगशक्तिमुद्गराभयदैर्युतः । वामैः पुनर्नकुलकपर्शुवज्राक्षसूत्रिभिः ॥९९॥ युग्मम् ॥

તેમના તીર્થમાં થયેલ ભૃકુટિ યક્ષ ત્રણ નેત્રવાળો, ચાર મુખવાળો, સુવર્ણ સમાન વર્ણવાળો, વૃષભવાહનવાળો (તેમ જ) ધારણ કરાયેલ બીજપુર, શક્તિ, મુદ્ગર અને અભયવાળી દક્ષિણ ચાર તથા નકુલ, પરશુ, વજ્ર અને અક્ષમાળાવાળી વામ (ચાર) ભુજાઓથી યુક્ત હતો. (૯૮–૯૯)

तथैव देवी गान्धारी श्वेतांगी हंसवाहना । दोर्भ्यां वरदखड्गिभ्यां दक्षिणाभ्यां विराजिता ॥१००॥

वामाभ्यां बीजपूरिभ्यां बाहुभ्यामुपशोभिता । अभूतामित्युभे भर्तुर्नमेः शासनदेवते ॥१०१॥

તેમ જ શ્વેત અંગવાળાં, હંસવાહનવાળાં, વરદ અને ખડ્ગવાળી જમણી બે ભુજાઓથી વિરાજિત અને બીજપુરવાળી બે વામ ભુજાઓથી શોભા પમાડાયેલ દેવી ગંધારી હતાં. એ પ્રમાણે બન્ને શ્રી નમિનાથ પ્રભુનાં શાસનદેવતા હતાં. (૧૦૦–૧૦૧)

ताभ्यामम्रुक्तसान्निध्यो विजहार वसुन्धराम् । सार्धे वर्षसहस्रे द्वे नवमासोनिते विभुः ॥१०२॥

તે બન્ને વડે નહિ મુકાયેલ નિકટતાવાળા પ્રભુએ નવ માસ ન્યૂન અઢી હજાર વર્ષ પર્યન્ત પૃથ્વી ઉપર વિહાર કર્યો. (૧૦૨)

प्रभोरभूवन् साधूनां सहस्राण्यथ विंशतिः । व्रतिनीनां पुनरेकचत्वारिंशत्सहस्त्र्यपि ॥ १०३॥

પ્રભુને વીશ હજાર સાધુઓ અને એકતાલીસ હજાર સાધ્વીજીઓ હતાં. (૧૦૩)

चतुदर्शपूर्वभृतां सार्धं शतचतुष्टयम् । अवधिज्ञानभाजां तु सहस्रं पट् शताधिकम् ॥१०४॥

(વળી) સાડાચારસો ચૌદ પૂર્વધરો અને સોળસો અવધિજ્ઞાનીઓ હતા. (૧૦૪)

षष्टयग्रा द्वादशशती मनःपर्ययशालिनाम् । शतानि पोडश पुनः केवलज्ञानधारिणाम् ॥१०५॥

(તેમ જ) બારસો સાઠ મનઃપર્યવજ્ઞાની અને સોલસો કેવલજ્ઞાનીઓ હતા. (૧૦૫)

जातवैक्रियलब्धीनां सहस्राः पंच संख्यया । तथा सहस्रमेकं तु वादलब्ध्युपशोभिनाम् ॥१०६॥

(વળી) પાંચ હજાર વૈક્રિય લબ્ધિ પ્રાપ્ત કરેલ અને એક હજાર વાદલબ્ધિ વડે અતિ શોભનારા (વાદીઓ હતા.) (૧૦૬)

श्रावकाणां लक्षमेकं सहस्राणि च सप्ततिः । श्राविकाणां त्रिलक्ष्यष्टचत्वारिंशत्सहस्रयुक् ॥१०७॥

(તેમ જ) એકલાખ સિત્તેર હજાર શ્રાવકો અને ત્રણ લાખ અડતાલીસ હજાર શ્રાવિકાઓ હતી. (૧૦૭)

मोक्षकालमथ ज्ञात्वा संमेताद्रिमगात्प्रभुः । समं मुनि सहस्रेणानशनं प्रत्यपादि च ॥१०८॥

હવે મોક્ષકાળ (સમીપ) જાણી પ્રભુ સંમેતાચલ પધાર્યા અને એક હજાર મુનિઓ સાથે અનશન સ્વીકાર્યું. (૧૦૮)

मासांते वैशाखकृष्णदशम्यामश्विनीयुजि । समं तैर्मुनिभिः स्वामी प्रपेदे पदमव्ययम् ॥१०९॥

એક માસના અંતે વૈશાખ કૃષ્ણ દશમીએ અશ્વિની નક્ષત્રમાં તે મુનિઓ સાથે સ્વામી અવ્યય (મોક્ષ) પદને પામ્યા. (૧૦૯)

कौमारेऽब्दानां सहस्रौ सार्धौ राज्ये तु पंच ते । व्रते सार्धौ सहस्रौ चेत्ययुतायुर्नमिप्रभुः ॥११०॥

કુમારપણામાં અઢી હજાર, રાજ્યમાં પાંચ હજાર અને વ્રતમાં અઢી હજાર એમ નમિનાથ પ્રભુ દશ હજાર વર્ષના આયુવાળા હતા. (૧૧૦)

मुनिसुव्रतनिर्वाणान्निर्वाणं श्रीनमिप्रभोः । वर्षाणां षट्सु लक्षेषु व्यतिक्रांतेष्वजायत ॥१११॥

શ્રી મુનિસુવ્રતપ્રભુના નિર્વાણથી છ લાખ વર્ષ ગયે છતે શ્રી નમિપ્રભુનું નિર્વાણ થયું. (૧૧૧)

निर्वाणकल्याणमुपेत्य तत्र गीर्वाणनाथास्त्रिदशैः समेताः । शरीरसंस्कारपुरःसरं श्रीनमेरकार्षुः सपरिच्छदस्य ॥११२॥

દેવો સાથે ઇન્દ્રોએ ત્યાં આવીને પરિવાર સહિત શ્રી નમિપ્રભુનું શરીરસંસ્કારપૂર્વક નિર્વાણકલ્યાણક કર્યું. (૧૧૨)

અગિયારમો સર્ગ સમાપ્ત

# બારમો સર્ગ

। श्रीहरिषेणचक्रिचरितम् ।

इतश्च विहरत्येव नमिनाम्नि जिनेश्वरे । हरिषेणोऽभवच्चक्री चरितं तस्य कीर्त्यते ॥ १ ॥

આ તરફ શ્રી નમિનાથ નામે જિનેશ્વર વિહરતે છતે જ હરિષેણ (નામે) ચક્રવર્તી થયા, (તેથી) તેનું ચરિત્ર કહેવાય છે. (૧)

इहैव भरतेऽनन्ततीर्थे नरपुरे पुरे । नराभिरामो नृपतिरभिरामो नरेष्वभूत् ॥ २ ॥

આ જ ભારતમાં અનંતનાથ (પ્રભુ)ના તીર્થમાં નરપુરનગરમાં મનુષ્યોમાં મનોહર નરાભિરામ (નામે) નૃપતિ હતો. (૨)

क्रमेण च भवोद्विग्नः परिव्रज्यां प्रपद्य सः । सनत्कुमारकल्पेऽभूदमरः परमर्द्धिकः ॥ ३ ॥

અનુક્રમે ભવથી ઉદ્વિગ્ન બનેલ તે સંયમ ગ્રહણ કરી (મૃત્યુ પામી) સનત્કુમાર કલ્પમાં પરમઋદ્ધિશાળી દેવ થયો. (૩)

इतश्च पंचालदेशाकल्पः स्वःकल्पमृद्धिभिः । परैरकंप्यं कांपील्यमित्यस्ति प्रवरं पुरम् ॥ ४ ॥

આ તરફ પંચાલ દેશના આભૂષણરૂપ, સમૃદ્ધિથી સ્વર્ગ સમાન, શત્રુઓથી (પણ) અકંપ્ય કાંપિલ્યપુર એ (નામે) શ્રેષ્ઠ નગર હતું. (૪)

तस्मिन्महाहरिर्नाम राजा हरिरिवौजसा । इक्ष्वाकुवंशतिलको बभूव भुवि विश्रुतः ॥५॥

તે નગરમાં ઓજસ વડે ઇન્દ્ર સમાન, ઇક્ષ્વાકુ વંશના તિલકરૂપ (અને) પૃથ્વી ઉપર વિખ્યાત મહાહરિ નામે રાજા હતો. (૫)

तस्याभून्महिषी नाम्ना मेरा स्मेरांबुजानना । शीलालंकरणा रूपेणालंकृतमहीतला ॥६॥

તેને વિકસિત કમળ સમાન મુખવાળી, શીલરૂપી અલંકારવાળી અને રૂપ વડે જેણે મહીતલને અલંકૃત કર્યું છે, તેવી મેરા નામે મહારાણી હતી. (૬)

नराभिरामजीवोऽपि तस्याः कुक्षाववातरत् । चतुर्दशमहास्वप्नाख्यातश्चक्रधरर्धिकः ॥७॥

ચૌદ મહાસ્વપ્નોથી કહેવાયેલ, ચક્રવર્તીની ઋદ્ધિવાળો નરાભિરામનો જીવ પણ તેણીની કુક્ષિમાં અવતર્યો. (૭)

सा कालेऽसूत हेमाभं हरिषेणाभिधं सुतम् । पंचदशधनूच्छ्रायो युवराज्येऽभ्यषेचि सः ॥८॥

તેણીએ (યોગ્ય) કાલે સુવર્ણ સમાન કાંતિવાળા હરિષેણ નામે પુત્રને જન્મ આપ્યો. પંદર ધનુષની ઊંચાઈવાળો તે યુવરાજપણામાં અભિષેક કરાયો. (૮)

पैतृकं शासतस्तस्य राज्यं प्राज्यभुजौजसः । अन्येद्युरस्त्रशालायां चक्ररत्नमजायत ॥९॥

પિતાનું રાજ્ય કરતા (અને) વિશાળ ભુજાના ઓજસવાળા એવા તેની અસ્ત્રશાળામાં એક દિવસ ચક્રરત્ન ઉત્પન્ન થયું. (૯)

पुरोधोवर्धकिगृहिसेनानीप्रभृतीन्यपि । तस्य त्रयोदशान्यानि क्रमाद्रत्नानि जज्ञिरे ॥ १० ॥
પુરોધા, વર્ધકી, ગૃહી, સેનાની વગેરે બીજાં પણ તેર રત્નો અનુક્રમે તેને પ્રાપ્ત થયાં. (૧૦)

चक्रमार्गानुगः प्राच्यां गत्वा तीर्थे स मागधे । मागधतीर्थकुमारं दिग्जयादावसाधयत् ॥ ११ ॥
ચક્રના માર્ગને અનુસરનારા તેણે પૂર્વદિશામાં જઈને માગધતીર્થમાં દિગ્વિજયના આરંભમાં માગધતીર્થકુમાર-(દેવ)ને સાધ્યો. (૧૧)

दक्षिणस्यामथोपेत्य दक्षिणांभोधिवर्तिनम् । वरदामपतिं देवं वशीचक्रे महाभुजः ॥ १२ ॥
(ત્યાર બાદ) દક્ષિણ દિશામાં જઈને મહાપરાક્રમી તેણે દક્ષિણ સમુદ્રમાં રહેતા વરદામપતિ દેવને વશ કર્યો. (૧૨)

उपेत्य दिशि वारुण्यां प्रभासाधिपतिं सुरम् । सोऽसाधयदखंडौजा बिडौजा इव भूस्थितः ॥ १३ ॥
(ત્યાર બાદ) પશ્ચિમ દિશામાં જઈને પૃથ્વી ઉપર રહેલ જાણે ઇન્દ્ર (ન હોય તેવા), અખંડ પરાક્રમવાળા તેણે પ્રભાસના અધિપતિ દેવને વશ કર્યો. (૧૩)

महानदीमेत्य सिंधुं दिक्सिंधुरपराक्रमः । क्रमाद्वशंवदीचक्रे चक्रभृद् दशमोऽथ सः ॥ १४ ॥
(ત્યાર બાદ) સિંધુ મહા નદી પાસે જઈને દિગ્ગજો સમાન પરાક્રમવાળા તે દશમા ચક્રવર્તીએ (સિંધુદેવને) સ્વાધીન કર્યો. (૧૪)

ततोऽभिसृत्य वैताढ्यं वैताढ्याद्रिकुमारकम् । विधिना साधयामास स दिक्साधनपंडितः ॥ १५ ॥

ત્યાર બાદ દિશાઓને સાધવામાં પંડિત સમાન તેણે વૈતાઢ્ય પાસે જઈને વૈતાઢ્ય પર્વતકુમારને વિધિપૂર્વક વશ કર્યો. (૧૫)

कृतमालामरं चाथ कृती स्वयमसाधयत् । पश्चाच्च सेनापतिना पश्चिमं सिंधुनिष्कुटम् ॥ १६ ॥

(ત્યાર બાદ) વિદ્વાન એવા તેણે કૃતમાલદેવને સ્વયં સિદ્ધ કર્યો અને પછી સેનાપતિ દ્વારા પશ્ચિમ સિંધુ-નિષ્કુટને જીતી લીધો. (૧૬)

वामान्यकुंभविन्यस्तमणिरत्नेन कुंभिना । सेनान्युद्घाटितद्वारां तमिस्रां प्रविवेश सः ॥ १७ ॥

(ત્યાર બાદ) દક્ષિણ કુંભસ્થળ ઉપર સ્થાપન કરાયેલ મણિરત્નવાળા હાથી દ્વારા તેણે સેનાનાયક દ્વારા ઉઘાડાયેલ દ્વારવાળી તમિસ્રા ગુફામાં પ્રવેશ કર્યો. (૧૭)

काकिणीरत्नलिखितमंडलोद्योतितांतराम् । पद्ययोत्तीर्य चोन्मग्नानिमग्ने तामलंघयत् ॥ १८ ॥

કાકિણી રત્ન વડે આલેખાયેલ મંડલોથી પ્રકાશિત કરાયેલ આન્તર ભાગવાળી તે (ગુફા)નું, પુલ દ્વારા ઉન્મગ્ના અને નિમગ્ના નદી ઊતરી, ઉલ્લંઘન કર્યું. (૧૮)

स्वयमुद्घाटियोदीच्यद्वारा तस्या विनिर्ययौ । आपातसंज्ञान्म्लेच्छांस्तान् स्वच्छंदानजयच्च सः ॥ १९ ॥

(અને) તેના જાતે ઉઘાડાયેલ ઉત્તર દ્વારેથી (તે) નીકળી ગયો તેમ જ 'આપાત' સંજ્ઞાવાળા તે સ્વચ્છંદી મ્લેચ્છો ઉપર તેણે વિજય મેળવ્યો. (૧૯)

अज्ञापयच्च सेनान्या सिंधोः पश्चिमनिष्कुटम् । गत्वा च क्षुद्रहिमवत्कुमारमजयत् स्वयम् ॥ २० ॥
સિંધુનું પશ્ચિમ નિષ્કુટ (જીતવા) સેનાનીને જણાવ્યું અને પોતે જઈને લઘુહિમવંતકુમાર (દેવ)ને વશ કર્યો. (૨૦)

काकिण्या ऋषभकूटे स्वनामालिख्य संचलन् । जगाम साधयद्गांगं सेनान्या पूर्वनिष्कुटम् ॥ २१ ॥
કાકિણી વડે ઋષભકૂટ ઉપર પોતાનું નામ લખીને (આગળ) ચાલતો સેનાપતિ દ્વારા સિદ્ધ કરાતા ગંગાના પૂર્વ કાંઠે ગયો. (૨૧)

विद्याधरैर्दत्तदंड उभयश्रेणिवर्तिभिः । स्वयं चासाधयामास नाटयमालमथापरम् ॥ २२ ॥
ઉભય શ્રેણિમાં રહેનારા વિદ્યાધરો વડે દંડ-ભેટણાં અપાયેલ તેણે જાતે બીજા નાટયમાલદેવને જીતી લીધો. (૨૨)

सेनान्योद्घाटितां खंडप्रपातां प्राविशद्गुहाम् । चक्रानुगश्चक्रवर्ती निर्जगाम च पूर्ववत् ॥ २३ ॥
સેનાનાયક વડે ઉઘાડાયેલ ખંડપ્રપાતા ગુફામાં ચક્રને અનુસરનારા ચક્રવર્તીએ પ્રવેશ કર્યો અને પૂર્વની જેમ (ગુફામાંથી) નીકળી ગયો. (૨૩)

सेनान्या साधयामास गांगं प्राचीननिष्कुटम् । स्वयमावासयामास गंगायां वसुधाधिपः ॥ २४ ॥
(ત્યાર બાદ) સેનાપતિ દ્વારા ગંગાના પશ્ચિમ નિષ્કુટને ચક્રવર્તીએ સાધી લીધું અને પોતે ગંગામાં નિવાસ કર્યો. (૨૪)

नवापि निधयो गंगामुखमागधवासिनः । सिध्यंति स्म स्वयं तस्योत्कृष्टपुण्यानुभावतः ॥ २५ ॥

તેના ઉત્કટ પુણ્યપ્રભાવે ગંગાના મુખભાગે માગધતીર્થમાં રહેનાર નવેય નિધિઓ તેને સ્વયં સિદ્ધ થયા. (૨૫)

सम्पूर्णचक्रवर्त्तिश्रीर्जितषट्खंडभारतः । अथाजगाम कांपील्यपुरं स श्रीपुरन्दरः ॥२६॥

સંપૂર્ણ ચક્રવર્તીની સમૃદ્ધિવાળો, ષટ્ખંડ ભારતને વશ કરેલ, ઇન્દ્ર સમાન તે કાંપીલ્યપુરે આવ્યો. (૨૬)

तस्य चक्रित्वाभिषेकश्चक्रे देवैर्नरैरपि । महोत्सवः पुरे चासीद्यावद् द्वादश वत्सरान् ॥२७॥

દેવોથી અને માનવોથી પણ તેનો ચક્રીપણાનો અભિષેક કરાયો અને નગરમાં બાર વર્ષ સુધી મહોત્સવ થયો. (૨૭)

भूपालैः पाल्यमानाज्ञो भरते सकलेऽपि हि । धर्माविबाधया भोगान् बुभुजे स महाभुजः ॥२८॥

સંપૂર્ણ ભરતમાં રાજાઓ વડે પળાતી આજ્ઞાવાળો, મહાપરાક્રમી તે ધર્મની અબાધાએ ભોગો ભોગવતો હતો. (૨૮)

भवाद्विरक्तः सोऽन्येद्यू राज्यमुत्सृज्य लीलया । उपादत्त परिव्रज्यां शिवव्रज्योत्सवोत्सुकः ॥२९॥

એકદા ભવથી ઉદ્વિગ્ન બનેલા (અને) મુક્તિગમનના ઉત્સવમાં ઉત્સુકતાવાળા તેણે લીલામાત્રમાં રાજ્યનો ત્યાગ કરી સંયમ ગ્રહણ કર્યું. (૨૯)

हरिषेणस्य कौमारे सपादाब्दशतत्रयी । मंडलित्वेऽपि सैवाथ सार्धमब्दशतं जये ॥३०॥
चक्रभृत्त्वे पुनरष्टौ सहस्राणि शताष्टकम् । पंचाशच्च व्रतकाले पुनः सार्धं शतत्रयम् ॥३१॥
वर्षायुतायुः परिपाल्य सम्यक् तीव्रं व्रतं घातितघातिकर्मा । उत्केवलज्ञान इयाय नित्यसुखं पदं तद्धरिषेणचक्री ॥३२॥

હરિષેણ (ચક્રી)એ સવાત્રણસો વર્ષ કુમારપણામાં, તેટલાં જ મંડલિકપણામાં, દોઢસો (વર્ષ) વિજય પ્રાપ્ત કરવામાં, આઠ હજાર આઠસો પચાશ (વર્ષ) ચક્રીપણામાં, વળી સાડાત્રણસો (વર્ષ) સંયમકાળમાં સમ્યગ્ રીતે ઉત્કટ વ્રતનું પાલન કરી દશ હજાર વર્ષના આયુવાળા, ઘાતી કર્મોનો નાશ કરેલ, કેવલજ્ઞાન પ્રાપ્ત કરેલ તે હરિષેણ ચક્રવર્તી શાશ્વત સુખવાળા પદને પામ્યા. (૩૦-૩૧-૩૨)

**બારમો સર્ગ સમાપ્ત**

# તેરમો સર્ગ

। जयचक्रिचरित्रम् ।

नमेर्भगवतस्तीर्थे समुत्पन्नस्य चक्रिणः । जयस्य जयिनः पुण्यं चरित्रमिदमुच्यते ॥ १ ॥
ભગવાન શ્રી નમિનાથના તીર્થમાં ઉત્પન્ન થયેલ, વિજયશીલ જય ચક્રવર્તીનું આ પવિત્ર ચરિત્ર કહેવાય છે. (૧)

अस्यैव जम्बूद्वीपस्यैरवते श्रीपुरे पुरे । वसुंधरापतिरभूत् ख्यातो नाम्ना वसुंधरः ॥ २ ॥
આ જ જંબૂદ્વીપના ઐરવત ક્ષેત્રમાં શ્રીપુરનગરમાં વસુંધર નામે વિખ્યાત રાજા હતો. (૨)

स प्रेयस्याः पद्मवत्या मृत्युनोद्विग्नमानसः । राज्ये निवेशयामास तनयं विनयन्धरम् ॥ ३ ॥
પદ્માવતી (નામે) પ્રિયાના મૃત્યુથી ઉદ્વેગ પામેલ મનવાળા તેણે રાજ્ય ઉપર વિનયંધર (નામે) પુત્રને સ્થાપન કર્યો. (૩)

मनोहरवने पार्श्वे वरधर्ममहामुनेः । तत्त्वं श्रुत्वा प्रतिबुद्धः परिव्रज्यामुपाददे ॥ ४ ॥
મનોહર (નામે) વનમાં વરધર્મ (નામે) મહામુનિ પાસે તત્ત્વ સાંભળી પ્રતિબોધ પામેલ તેણે પ્રવ્રજ્યા ગ્રહણ કરી. (૪)

चिरकालं परिव्रज्यां स यथावदपालयत् । विपद्य सप्तमे कल्पे देवभूयमियाय च ॥ ५ ॥

ચિર કાળ સુધી તેણે યથાર્થ રીતે પ્રવ્રજ્યાનું પાલન કર્યું. મૃત્યુ પામી (તે) સાતમા કલ્પમાં દેવપણાને પામ્યો. (૫)

इतश्चास्ति राजगृहं पुरं मगधमंडनम् । श्रियामेकं कुलगृहं स्वःपुर्या इव सोदरम् ॥ ६ ॥

આ તરફ મગધ (દેશ)ના આભૂષણરૂપ, સમૃદ્ધિના અનુપમ કુલગૃહ સમાન (અને) અમરપુરીના સહોદર જેવું રાજગૃહ (નામે) નગર છે. (૬)

इक्ष्वाकुवंशप्रभवः प्रभवो न्यायवर्त्मनः । विजयी विजयो नाम तत्राभून्पृथिवीपतिः ॥ ७ ॥

ત્યાં ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલ, ન્યાયમાર્ગના ઉત્પત્તિસ્થાનરૂપ વિજયનામે વિજયી રાજા હતો. (૭)

वप्राभिधाना तस्याभून्महिषी शीलशालिनी । भूगता काऽपि देवीव रूपलावण्यसंपदा ॥ ८ ॥

તેને રૂપ–લાવણ્યની સંપત્તિ વડે પૃથ્વી ઉપર રહેલ જાણે કોઈ દેવી (ન હોય તેવી) શીયળ વડે શોભતી વપ્રા નામે પટ્ટરાણી હતી. (૮)

काले गच्छति तस्याश्च कुक्षाववततार सः । वसुन्धरमहीपालजीवः शुक्रात् परिच्युतः ॥ ९ ॥

(કેટલોક) કાળ ગયે છતે શુક્ર દેવલોકથી ચ્યવેલ તે વસુંધર રાજાનો જીવ તેણીની કુક્ષિમાં અવતર્યો. (૯)

जज्ञे तस्यां जयो नाम धनुर्द्वादशकोन्नतिः । सूनुश्चतुर्दशस्वप्नसूचितः कांचनच्छविः ॥ १० ॥

તેના દ્વારા બાર ધનુષની ઊંચાઈવાળો, સુવર્ણ સમ કાંતિવાળો, ચૌદ સ્વપ્નોથી સૂચિત જય નામે પુત્ર થયો. (૧૦)

पित्रा राज्येऽभिषिक्तश्च तस्यायुधगृहेऽन्यदा । चक्ररत्नं समुत्पेदे प्रथमं चक्रिलक्षणम् ॥ ११ ॥

(તે) પિતા વડે રાજ્ય ઉપર અભિષેક કરાયો. એક વાર તેના આયુધઘરમાં ચક્રવર્તીના ચિહ્નરૂપ પ્રથમ ચક્રરત્ન ઉત્પન્ન થયું. (૧૧)

तथा छत्रं मणिर्दंडो निस्त्रिंशश्चर्म काकिणी । जज्ञिरे तस्य सप्तैवं रत्नान्येकेन्द्रियाणि तु ॥ १२ ॥

તેમ જ તેને છત્ર, મણિ, દંડ, ખડ્ગ, ચર્મ અને કાકિણી રત્ન (પ્રાપ્ત) થયાં. આ પ્રમાણે સાત એકેન્દ્રિય રત્નો (પ્રાપ્ત થયાં). (૧૨)

पुरोधोगृहिहस्त्यश्वसेनानीवर्धकिस्त्रियः । पंचेद्रियाणि सप्तैवं तस्य रत्नानि जज्ञिरे ॥ १३ ॥

(વળી) તેને પુરોહિત, ગૃહપતિ, હસ્તિ, અશ્વ, સેનાની, વાર્ધકી અને સ્ત્રી એ પ્રમાણે સાત પંચેન્દ્રિય રત્નો પ્રાપ્ત થયાં. (૧૩)

दिग्यात्रार्थं सोऽनुचक्रं पूर्वं पूर्वाब्धिमभ्यगात् । मागधतीर्थकुमारं तत्र चक्रे वशंवदम् ॥ १४ ॥

દિગ્યાત્રા માટે તે ચક્રને અનુસારે પ્રથમ પૂર્વસમુદ્ર તરફ ગયો, ત્યાં માગધ તીર્થકુમાર (દેવ)ને વશવર્તી કર્યો. (૧૪)

ततो निवृत्य याम्याब्धौ वरदामपतिं सुरम् । सोऽसाधयन्न देवोऽपि भुव्यलं चक्रवर्तिने ॥ १५ ॥

ત્યાંથી પાછા ફરી દક્ષિણ સમુદ્રમાં વરદામપતિ દેવને તેણે જીતી લીધો. (ખરેખર) પૃથ્વી ઉપર ચક્રવર્તી પાસે દેવ પણ સમર્થ નથી. (૧૫)

गत्वा च पश्चिमांभोधौ प्रभासाधीश्वरं सुरम् । क्षिप्तेनैकेन बाणेन वशीचक्रे स लीलया ॥ १६ ॥

(ત્યાંથી) પશ્ચિમ સમુદ્રમાં જઈને (માત્ર) એક બાણ ફેંકવાથી પ્રભાસાધિપતિ દેવને લીલામાત્રમાં વશ કર્યો. (૧૬)

ततश्चासाधयत् सिंधुं सिंधुराज इवापरः । वैताढ्याद्रिकुमारं च सुरं सुरवरोपमः ॥ १७ ॥

ત્યાર બાદ બીજા સિંધુરાજ સમાન તેણે સિંધુને (અને) શ્રેષ્ઠ દેવ સમાન તેણે વૈતાઢ્યાદ્રિકુમાર (દેવ)ને જીતી લીધો. (૧૭)

सोऽथ स्वयं वशीचक्रे कृतमालाभिधं सुरम् । सेनान्या तु महानद्याः सिन्धोः पश्चिमनिष्कुटम् ॥ १८ ॥

ત્યાર બાદ તેણે જાતે કૃતમાલ નામે દેવને અને સેનાની દ્વારા સિંધુ મહાનદીના પશ્ચિમ નિષ્કુટને વશ કર્યો. (૧૮)

यथाविधि तमिस्रां स प्रविश्य च निरीय च । आपातनाम्नः किरातान्निर्जिगाय महाभुजः ॥ १९ ॥

વળી વિધિપૂર્વક તમિસ્રા ગુફામાં પ્રવેશ કરી તેમ જ નીકળી મહાબલી તેણે આપાત સંજ્ઞક કિરાતોને વશ કર્યા. (૧૯)

पश्चिमं निष्कुटं सिन्धोः सेनान्या स विजित्य च । वशीचकार हिमवत्कुमारं देवविक्रमः ॥ २० ॥

(ત્યાર બાદ) સેનાપતિ દ્વારા સિંધુના પશ્ચિમ નિષ્કુટને જીતી દેવ સમાન પરાક્રમવાળા તેણે હિમવંતકુમાર (દેવ)ને સ્વાધીન કર્યો. (૨૦)

काकिण्या ऋषभकूटे स लिखित्वात्मनोऽभिधाम् । सेनान्या निष्कुटं गांगं प्राचीनं चलितोऽजयत् ॥ २१ ॥

કાકિણી વડે ઋષભકૂટ ઉપર પોતાનું નામ લખીને (આગળ) ચાલેલ તેણે સેનાનાયક દ્વારા ગંગાના પશ્ચિમ નિષ્કુટ ઉપર જય મેળવ્યો. (૨૧)

साधयित्वा स्वयं गंगां जित्वा विद्याधरेश्वरान् । खंडप्रपाताद्वारस्थं नाटचमालमसाधयत् ॥ २२ ॥

પોતે ગંગા (દેવી)ને સિદ્ધ કરી, વિદ્યાધર રાજાઓને જીતી, ખંડપ્રપાત (ગુફા) દ્વારમાં રહેલ નાટયમાલ દેવને સિદ્ધ કર્યો. (૨૨)

खंडप्रपातागुह्या वैताढचान्निर्जगाम सः । सेनान्यासाधयच्चाशु गांगं प्राचीननिष्कुटम् ॥ २३ ॥

ખંડપ્રપાતા ગુફા દ્વારા તે વૈતાઢય પર્વતમાંથી નીકળ્યો અને સેનાપતિ દ્વારા શીઘ્ર ગંગાના પ્રાચીન નિષ્કુટને સિદ્ધ કરાવ્યું. (૨૩)

आवासितस्य गंगायां तेऽथ गंगामुखस्थिताः । नवापि निधयस्तस्य नैसर्पाद्या वशेऽभवन् ॥ २४ ॥

ગંગાંમાં રહેલ તેને ગંગાના મુખ ભાગે રહેલ નૈસર્પ વગેરે નવેય નિધિઓ વશ થઈ ગયા. (૨૪)

सोऽथ सम्पूर्णचक्रिश्रीराजगाम निजं पुरम् । चक्रे चक्रित्वाभिषेकश्चास्य देवैर्नृपैरपि ॥। २५ ॥

(આ પ્રમાણે) ચક્રવર્તીની સંપૂર્ણ સમૃદ્ધિવાળો તે પોતાના નગરે આવ્યો અને દેવો તથા રાજાઓ વડે પણ આનો ચક્રીપણાનો અભિષેક કરાયો. (૨૫)

षट्खंडां बुभुजे पृथ्वीमखंडितपराक्रमः । क्रमेण च परिव्रज्यां भवोद्विग्नः स आददे ॥ २६ ॥

અખંડિત પરાક્રમવાળા તેણે ષટ્ ખંડ પૃથ્વીને ભોગવી અને ભવથી વિરક્ત બનેલ તેણે અનુક્રમે સંયમ ગ્રહણ કર્યું. (૨૬)

एवं जयस्य कौमारे वत्सराणां शतत्रयम् । तदेव मंडलित्वेऽब्दशतं तु ककुभां जये ॥ २७ ॥
एकोनविंशतिशती वर्षाणां चक्रिसम्पदि । व्रतकाले तु चत्वारि संवत्सरशतान्यगुः ॥ २८ ॥

આ પ્રમાણે જય (ચક્રવર્તી)ને ત્રણસો વર્ષ કુમારપણામાં, તેટલાં જ માંડલિકપણામાં, સો વર્ષ દિગ્વિજયમાં, એક હજાર ને નવસો વર્ષ ચક્રવર્તીની સંપદામાં અને ચારસો વર્ષ વ્રતકાળમાં ગયા. (૨૭–૨૮)

समासहस्रत्रयमायुरात्मनः स पूरयित्वा परिपाल्य च व्रतम् । घातिक्षयाविष्कृतकेवलो ययौ कैवल्यमक्षीणसुखास्पदं जयः ॥ २९ ॥

વ્રતનું સમ્યક્પ્રકારે પાલન કરી, પોતાનું ત્રણ હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી, ઘાતી (કર્મો)ના ક્ષયથી પ્રગટ થયેલ કેવલજ્ઞાનવાળા જય (ચક્રી) અક્ષય સુખના સ્થાનરૂપ કૈવલ્ય (મુક્તિ) પામ્યા. (૨૯)

रामलक्ष्मणदशानना नमिस्तीर्थकृच्च हरिषेणचक्रभृत् ।
चक्रभृच्च जय इत्यमुत्र षड्ढ वर्णिताः श्रुतिसुखाय संतु वः ॥ ३० ॥

'અહીયાં વર્ણન કરાયેલ રામ, લક્ષ્મણ, રાવણ, શ્રી નમિનાથ તીર્થંકર, હરિષેણ ચક્રવર્તી અને જય ચક્રવતી એમ છયે તમારા શ્રુતિસુખ માટે થાઓ.' (૩૦)

તેરમો સર્ગ સમાપ્ત.

## સાતમું પર્વ સમાપ્ત.

